વ્લા. ઇ. લેનિન

# પૂર્વમાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલન

લેખો અને પ્રવચનો



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

સંકલન અને પ્રસ્તાવના — લેઈતેઈઝેન
અનુવાદ — અતુલ સવાણી

**В. И. ЛЕНИН**

О НАЦИОНАЛЬНО-
ОСВОБОДИТЕЛЬНОМ ДВИЖЕНИИ
НАРОДОВ ВОСТОКА

*на языке гуджарати*



Л $\frac{10102-404}{014(01)-74}$ 626—74

## અનુક્રમણિકા

## ખંડ ૨ (૧૯૧૪—૧૯૧૭)



## ખંડ ૩ (૧૯૧૭—૧૯૨૩)

# પ્રસ્તાવના

આ ગ્રંથમાં લેનિનના એ લેખો અને પ્રવચનો સંકલિત છે જેમાં તેમણે સાંસ્થાનિક તથા પરાધીન રાષ્ટ્રોના મુક્તિ સંઘર્ષોની તેમ જ રાષ્ટ્રીય તથા સાંસ્થાનિક સવાલો પરત્વે કોમ્યુનિસ્ટ પાર્ટીના સૂત્રના સૈદ્ધાંતિક અને રાજકીય પાસાંઓની ચર્ચા કરી છે.

ગ્રંથને ત્રણ ખંડમાં વિભાજિત કરવામાં આવ્યો છે. પહેલો ખંડ ૧૯૦૦ની સાલથી માંડીને પ્રથમ વિશ્વયુદ્ધ સુધીના સમયને આવરી લે છે. તેમાં આ શતાબ્દીના ઉદયના વર્ષના ચીની સામ્રાજ્યવાદ-વિરોધી આંદોલન વિશે તેમ જ ઈરાન (૧૯૦૫-૧૯૧૧) તથા તુર્કીની (૧૯૦૮—૧૯૦૯) ક્રાંતિઓ વિશે લેનિનનાં લખાણો સમાવિષ્ટ છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ કુશાસનને ઉઘાડું પાડતા લેખો એ દેશમાં ઉદિત થઈ રહેલા રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના વ્યાપક મહત્ત્વ ઉપર ભાર મૂકે છે.

બીજી કૃતિઓમાં લેનિને ૧૯૧૧માં ટ્રિપોલિટાનિયા ઉપર ઈટાલિયન હુમલાની પ્રજ્વળતા રોષભરી વાણીમાં નિંદા કરી છે, તેનું "રક્ત-સ્નાન" તરીકે વર્ણન કર્યું છે, અને ગુલામીની રણભૂમિમાં મોતને પસંદ કરતા આરબોની વીરતાનો ઉલ્લેખ પ્રશંસાના શબ્દો વડે કર્યો છે. આરબ જાતિઓએ હુમલાખોરો સામે માથું નમાવવાનો ઈનકાર કર્યો અને લેનિને કટુ લાગણીથી લખ્યું: "આગામી લાંબા કાળ દરમિયાન તેમને તોપ, બેયોનેટ, ફાંસી, આગ, અને બળાત્કાર વડે 'સભ્ય' બનાવવામાં આવશે."

ગુલામીમાં જકડાયેલી સાંસ્થાનિક અને અર્ધ-સાંસ્થાનિક પ્રજાઓ પ્રત્યે લેનિન અચૂક હમદર્દી ધરાવતા હતા. એશિયા અને આફ્રિકામાં મહાન મુક્તિ સંઘર્ષના ઉદયનું તેમણે ઉમળકાભેર સ્વાગત કર્યું અને એ વાત ઉપર ભાર મૂક્યો કે પ્રાથમિક અધિકારોથી વંચિત અને અજ્ઞાનની હાલતમાં ગોંધી રાખવામાં આવેલા કરોડો ઈન્સાનોમાં મુક્તિ સંઘર્ષે રાજકીય પ્રવૃત્તિ જગાવી છે.

લેનિને સંસ્થાનવાદીઓની અસલિયત, તેમનાં લક્ષ્યો, અને તેમની રીતોને ઉઘાડાં પાડયાં અને સામ્રાજ્યવાદના "સભ્યતા પ્રસાર મિશન" સંબંધી તેમનાં જૂઠાણાંની ઠેકડી ઉડાડી. એશિયા અને આફ્રિકાનાં રાષ્ટ્રો ઉપર આક્રમણ કરવામાં અને લાખો શાંતિમય રહેવાસીઓની હત્યા કરવામાં તથા બાકીનાને ગુલામી તેમ જ વિપદાઓની ગર્તામાં ધકેલી દેવામાં "સભ્ય" દેશોનું લક્ષ્ય—આ બધા દાનવી ગુનાઓનું લક્ષ્ય—મુઠ્ઠીભર બ્રિટિશ, જર્મન, અમેરિકન, તથા બીજાં

નાણાકીય તેમ જ ઔદ્યોગિક વર્તુળોના પ્રચંડ નફાઓને સુનિશ્ચિત બનાવવાનું છે. પાશવી સાંસ્થાનિક યુદ્ધો દ્વારા જનતાના લોહી અને પરસેવામાંથી નફાના સિક્કા ઘડવા—એવું છે સામ્રાજ્યવાદનું "સભ્યતા પ્રસાર મિશન".

પોતાના એક લેખને લેનિને આવું શીર્ષક આપેલું: 'પછાત યુરોપ અને અગ્રગામી એશિયા'. લેનિને કહેલું કે આ વિરોધાભાસી શીર્ષકમાં કટુ સત્ય સમાયેલું છે. પશ્ચિમ યુરોપની સામ્રાજ્યવાદી ટોળકી પોતાનાં સંસ્થાનો ઉપર કબજો કાયમ રાખવાના પ્રયાસ રૂપે કટ્ટર પ્રત્યાઘાતીઓની જોડે મળી ગઈ છે. હિંદુસ્તાનનો બ્રિટિશ વાઈસરોય પ્રગતિ અને લોકશાહીવાદી આઝાદીનો કટ્ટર દુશ્મન છે. સામાજિક સંબંધોના તથા સામંતી જુલમશાહીનાં અધિકતમ પછાત રૂપોને ટકાવી રાખવાને અને દેશને પરાધીન હાલતમાં કાયમ રાખવાના સાધન રૂપે કોમી કલહ ઉશ્કેરવાને તે હિંદુસ્તાનમાં પોતાનું મિશન ગણે છે.

કોઈ પણ વ્યક્તિનું મૂલ્યાંકન તેની વાતો ઉપરથી જેમ ન થઈ શકે એ જ રીતે કોઈ પણ જૂથનું, કોઈ પણ નીતિનું, કોઈ પણ સરકારનું, મૂલ્યાંકન તેની જાહેરાતો અને તેના દાવાઓના આધારે ન જ થઈ શકે. આપણા જમાનામાં "આઝાદ દુનિયા" વિશે ઘણું ઘણું કહેવામાં અને લખવામાં આવી રહ્યું છે. પરંતુ એ શબ્દ તો મૂડીવાદની દુનિયા માટેનો માત્ર મધુર શબ્દાલંકાર જ છે. સામ્રાજ્યવાદી નેતાઓ માને છે કે વિનાશક યુદ્ધો ધરાવતી અને સમાજનું શોષિતો તથા શોષકોમાં તેમ જ બેકારો અને કરોડપતિઓમાં વિભાજન ધરાવતી મૂડીવાદી દુનિયાને "આઝાદ દુનિયા"નું નવું નામ આપવામાં આવે તો એ દુનિયા કરોડો ઇન્સાનોને વધારે સ્વીકાર્ય બની જશે. ખરેખર, ઈતિહાસે ધુતકારી કાઢેલી પદ્ધતિને જીવંત રાખવાને પોતાનું મુખ્ય કર્ત્તવ્ય ગણતા લોકોને પોતાના હાથે સમાજ ઉપર લાદી રાખવામાં આવતા સામાજિક સંબંધોનું સાચું સ્વરૂપ છુપાવી રાખવા માટે આવાં ખોટાં નામ ઉપજાવી કાઢવાનું જરૂરી લાગે છે.

પરંતુ લેનિન ઘટનાઓનાં ઊંડાં મૂળિયાને અને વર્ગો, પાર્ટીઓ, તથા સરકારોના ખરા ઉદ્દેશોને હંમેશાં છતા કરી શકતા. લેનિને તેમની વાણીવિલાસી જાહેરાતોની પાછળ છુપાયેલાં વર્ગ-હિતોને ઉઘાડાં પાડયાં. લેનિન આ તરીકા વડે ગમે તેવા મેલા સત્યને અચૂક જાહેર કરી શક્યા.

સાંસ્થાનિક રાષ્ટ્રો અને સામ્રાજ્યવાદીઓની વચ્ચે આ સદીના આરંભનાં વર્ષોમાં આકાર પામેલા વિરાટ સંઘર્ષમાં આઝાદી, પ્રગતિ, અને લોકશાહીનું સમર્થન કોણે કરેલું?

એ પ્રજાઓને નવાજવામાં આવેલા સંસ્થાનવાદના ધારી લેવામાં આવેલા

લાભો વિશે, "પશ્ચિમી લોકશાહી"એ આગ અને તલવારના જોરે લાદેલી આર્થિક અને સાંસ્કૃતિક "પ્રગતિ" વિશે, ગ્રંથો ભરી ભરીને લખવામાં આવ્યું છે. પૂર્વના દેશોના આર્થિક, રાજકીય, અને સાંસ્કૃતિક વિકાસને સાંસ્થાનિક ઉત્પીડને ખૂબ જ રૂંધી નાખ્યો છે એ હકીકત લેનિને સ્પષ્ટ રૂપે સાબિત કરી આપી. તેમણે લખ્યું કે સામ્રાજ્યવાદી સત્તાઓ જનતાને અજ્ઞાન અને અધિકારહીનતાની દશામાં કાયમ રાખવા આતુર છે; તેમનો હેતુ પૂર્વની પ્રજાઓના નવજાત, પાણીદાર, પ્રગતિશીલ, અને ફેલાતા આંદોલન વિરુદ્ધ પોતાની લડાઈના એક ભાગ રૂપે રાજકીય તથા આર્થિક પછાત દશાને, શોષણનાં દાનવી રૂપોને, અને મધ્યકાલીન સ્થગિતતાને કાયમ રાખવાનો છે.

એ આંદોલનનું ગહન મહત્ત્વ સમજાવતાં લેનિને ૧૯૧૩માં લખ્યું:

"એશિયાની જાગ્રતિ અને યુરોપના અગ્રગામી સર્વહારા વર્ગના સત્તા માટેના સંઘર્ષની શરૂઆત, વિશ્વ ઇતિહાસના આ સદીના આરંભમાં શરૂ થયેલા નવા તબક્કાના પ્રતીક સમી હકીકતો છે."

* * *

બીજા ખંડમાં પ્રથમ વિશ્વયુદ્ધના સમયને આવરી લેવામાં આવ્યો છે.

તેમાં સમાવિષ્ટ લખાણોમાં લેનિનની 'સામ્રાજ્યવાદ—મૂડીવાદની સર્વોચ્ચ કક્ષા' નામક કૃતિનાં કેટલાંક પ્રકરણો પણ છે. સામ્રાજ્યવાદ વિશેનો લેનિનનો સિદ્ધાંત પૂર્વના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના મહત્ત્વને અને તેની ભાવિ સંભાવનાઓને સમજવાની ચાવી પૂરી પાડે છે.

ઈતર લેખો અને પ્રવચનો યુદ્ધનાં કારણો તથા લક્ષ્યોને પ્રકાશમાં આણે છે. લેનિને યુદ્ધનું ટૂંક વર્ણન લૂંટના માલનું નવેસરથી વિભાજન કરવા માટે લૂંટારાઓના યુદ્ધ તરીકે આપ્યું છે. એ યુદ્ધ સંસ્થાનો, પ્રભાવક્ષેત્રો, આદેશાધીન પ્રદેશો, ઇત્યાદિનું સત્તાના પરિવર્તિત સમતુલનને બંધબેસતું પુનર્વિભાજન કરવાની અલગ અલગ જહેમત કરતા બે સામ્રાજ્યવાદી જૂથો વચ્ચેની કટ્ટર હરીફાઈનું પરિણામ હતું. પ્રચંડ સાંસ્થાનિક નફાઓ કરોડપતિઓના એક જૂથના હાથમાંથી બીજા જૂથના હાથમાં આવી જાય એ ઉદ્દેશે કરોડો માનવીઓને મોતના ખપ્પરમાં હોમી દેવામાં આવ્યા. લેનિને લખ્યું કે આ તો સાંસ્થાનિક લૂંટફાટની પોતાની પદ્ધતિને ટકાવી રાખવા અને મક્કમ બનાવવા માટેનું "ગુલામ-માલિકોનું યુદ્ધ" છે.

પરંતુ યુદ્ધના એ કિસ્સામાં મુખ્ય બાબતની ગણતરી કરવાની રહી ગઈ હતી. એ યુદ્ધ સમગ્ર એશિયા અને આફ્રિકામાં રાષ્ટ્રીય સ્વાધીનતાના સંઘર્ષને

અનિવાર્ય રૂપે તીવ્ર બનાવવાનું જ હતું. ૧૯૧૬ના ઉનાળામાં યુદ્ધ જ્યારે પૂરા જોરશોરથી લડાઈ રહ્યું હતું ત્યારે લેનિને લખ્યું: "સામ્રાજ્યવાદી સત્તાઓની વિરુદ્ધનાં રાષ્ટ્રીય યુદ્ધો શક્ય અને સંભવિત છે એટલું જ નહિ, એવાં યુદ્ધો અનિવાર્ય, પ્રગતિશીલ, અને ક્રાંતિકારી છે." લેનિને લખ્યું કે ઉત્પીડિત રાષ્ટ્રોનાં મુક્તિ આંદોલનોની "સાથે સાથે જ મોટી સત્તાઓમાંથી કોઈ એક દેશમાં મૂડીદાર વર્ગની વિરુદ્ધ સર્વહારા વર્ગનો વિદ્રોહ", એ મુક્તિ આંદોલનોની સફળતા માટે એક વિશેષ અનુકૂળ હકીકત બની રહેશે. એ શબ્દો લખાયા બાદ એક વર્ષથી થોડાક વધારે સમયના અંતરે મોટી સત્તાઓમાંના એક દેશમાં એવો વિદ્રોહ થયો: ૧૯૧૭ના ઑક્ટોબરમાં રશિયાના સર્વહારા વર્ગે મૂડીદાર વર્ગની વિરુદ્ધ વિપ્લવ કર્યો અને દુનિયાની એ પ્રથમ સમાજવાદી ક્રાંતિએ એશિયા, આફ્રિકા તથા પૂરી દુનિયામાં ક્રાંતિકારી મુક્તિ આંદોલનના વિકાસને અનહદ આવેગ આપ્યો.

લેનિને જે કંઈ કહ્યું અને લખ્યું તેમાં આરંભથી અંત સુધી લોકશાહી પ્રત્યે ગહન, દિલી, અને ખરેખરી સુસંગત નિષ્ઠાનો તાંતણો મોજૂદ હતો, અને એ નિષ્ઠા જનતાનાં મૂળભૂત હિતો તથા પોતાનું ભાવિ ખુદ ઘડવાના તેના અધિકાર માટે લડતા લોકસમુદાયોની તાકાત તથા તેમના ડહાપણમાં સર્વોચ્ચ શ્રદ્ધા ઉપર આધારિત હતી. પરાધીન તથા સાંસ્થાનિક રાષ્ટ્રો માટે કેવું સૂત્ર આગળ ધરવું જોઈએ એ બાબતનો વિચાર લેનિને એવા મક્કમ લોકશાહીવાદીની દૃષ્ટિએ જ કર્યો. લેનિને એ વાત ઉપર ભાર મૂક્યો કે સૂત્ર પ્રત્યેક રાષ્ટ્રના પાર્થક્ય સુધી અને પાર્થક્ય સમેત આત્મનિર્ણયના અધિકારનું જ હોવું જોઈએ. અને એ સૂત્ર લેનિને સ્થાપેલી ક્રાંતિકારી સર્વહારા વર્ગીય પાર્ટીના કાર્યક્રમમાં શરૂઆતથી જ એક માંગ રૂપે સામેલ થઈ ગયું.

આત્મનિર્ણયનું સૂત્ર એવો અર્થ સૂચિત કરે છે કે કોઈ પણ રાષ્ટ્ર ભલે ગમે એટલું નાનું અને વિકાસની દૃષ્ટિએ ભલે ગમે એટલું પછાત હોય તોપણ તે જો ઇચ્છે તો પોતાને પરાધીન રાખનારા અધિક શક્તિશાળી રાષ્ટ્રથી છૂટા પડવાનો અધિકાર તેને મળવો જ જોઈએ. રાષ્ટ્રીય સવાલ પરત્વે લેનિનના વિચારો કોઈ પણ રૂપ કે ઘાટમાં બળજબરીને અથવા નબળા રાષ્ટ્ર ઉપર વર્ચસ્વી રાષ્ટ્રની ઇચ્છા લાદવાના કૃત્યને તદ્દન બકાત રાખે છે. સંસ્થાનોની મુક્તિ એ રાજકીય દૃષ્ટિએ રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર જ છે. લેનિને લખ્યું છે: "યુરોપવાસીઓ ઘણી વાર ભૂલી જાય છે કે સાંસ્થાનિક પ્રજાઓ પણ રાષ્ટ્રો છે, પરંતુ એવી 'વિસ્મૃતિ'ને ચલાવી લેવી એ અંધરાષ્ટ્રવાદને ચલાવી લેવા બરાબર છે."

જર્મની, બ્રિટન, ફ્રાંસ, અને બીજા દેશોના જે સામાજિક-લોકશાહીવાદીઓએ ૧૯૧૪માં સમાજવાદનો દ્રોહ કર્યા પછી "પોતપોતાની" સામ્રાજયવાદી સરકારોનો પક્ષ લીધો અને સામ્રાજયવાદી યુદ્ધનું સમર્થન કર્યું તથા તેને ઉચિત ગણાવ્યું તેમની લેનિને બેરહમ ઝાટકણી કાઢી. લેનિને એ લોકોને "સામાજિક-સામ્રાજયવાદીઓ"નું નામ આપ્યું — શબ્દોમાં સમાજવાદીઓ પણ કૃત્યોમાં સામ્રાજયવાદના મળતિયાઓ તરીકે ગણાવ્યા. સાંસ્થાનિક રાષ્ટ્રો આત્મનિર્ણય અને સ્વાધીનતા માટે હજુ પરિપકવ થયાં નથી એમ સાબિત કરવાની કોશિશ એ સામાજિક-સામ્રાજયવાદીઓ જે વાક્છળની સહાય વડે કરતા હતા તેનું લેનિને ખંડન કર્યું. લેનિને મક્કમ ધોરણ લીધું કે મોટી સત્તાઓના સમાજવાદીઓ "પોતપોતાની" ઉત્પીડક સરકારોનો વિરોધ કરવા અને ઉત્પીડિત રાષ્ટ્રોનો પક્ષ લેવા ફરજથી બંધાયેલા છે. વર્ચસ્વ ધરાવતાં રાષ્ટ્રોના સમાજવાદીઓએ સંસ્થાનોની બિનશરતી, વળતર વિના, અને તાત્કાળિક મુક્તિની માગણી ઉઠાવવી જોઈએ એટલું જ નહિ પરંતુ સંસ્થાનો તથા અર્ધ-સંસ્થાનોનાં "રાષ્ટ્રીય-મુક્તિ માટેનાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોનાં અધિક ક્રાંતિકારી તત્ત્વોને નિશ્ચયાત્મક ટેકો આપવો" જ જોઈએ.

પરંતુ આત્મનિર્ણયના સૂત્રનો અને એ સૂત્રને સંસ્થાનોની બાબતમાં લાગુ કરવાનો વિરોધ કેવળ એવા સમાજવાદીઓ પૂરતો જ સીમિત નહોતો કે જેમણે યુદ્ધ ફાટી નિકળતાં સામ્રાજયવાદનો પક્ષ લીધો હતો. કેટલાક ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓએ પણ વાંધા ઉઠાવેલા. 'આત્મનિર્ણય વિશેની ચર્ચાની નિષ્કર્ષ', 'જુનિયસ પુસ્તિકા', "માર્ક્સવાદની વિકૃતિ અને 'સામ્રાજયવાદી અર્થવાદ'", તથા બીજા કેટલાય લેખોમાં લેનિને તેમને સચોટ જવાબ આપ્યો હતો.

એ લેખોમાં લેનિને માર્ક્સવાદના એવા પાંડિત્યદંભી અને મતાંધ અર્થઘટનને સાફ નકારી કાઢયું છે કે જે કામદાર વર્ગને તથા સમાજવાદી ક્રાંતિ માટેના તેના સંઘર્ષને કરોડો સાંસ્થાનિક લોકોના પ્રબળ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનથી પૃથક રૂપે જુએ છે. લેનિને કહ્યું છે કે મૂડીવાદ વિરુદ્ધ કામદાર વર્ગનો સંઘર્ષ વાસ્તવમાં જમીનદારી વિરુદ્ધ કિસાનોના અને સંસ્થાનવાદ વિરુદ્ધ ઉત્પીડિત રાષ્ટ્રોના સંઘર્ષની જોડાજોડ ચાલે છે. એટલે વર્ગજાગ્રત કામદારોએ સમાજવાદ માટેની પોતાની લડતને સામંતી, રાષ્ટ્રીય, તેમ જ પ્રત્યેક ઇતર પ્રકારના ઉત્પીડન વિરુદ્ધ જનતાના સઘળા વિભાગોની પ્રવૃત્તિ જોડે સાંકળી લેતાં શીખી લેવું જ જોઈએ.

"એવી ધારણા રાખવી કે સંસ્થાનોમાં અને યુરોપમાં નાનાં રાષ્ટ્રોના વિદ્રોહો વગર, નિમ્ન-મૂડીવાદી વર્ગના સમગ્ર પૂર્વગ્રહો છતાં તેના એક વિભાગના ક્રાંતિકારી બળવાઓ વગર, જમીનદારો તથા ચર્ચ અને રાજશાહીના જુલમ વિરુદ્ધ તેમ જ રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધ રાજકીય દૃષ્ટિએ બિનજાગ્રત સર્વહારા તથા અર્ધ-સર્વહારા વર્ગીય સમુદાયોના આંદોલન વગર સામાજિક ક્રાંતિનો ખયાલ પણ થઈ શકે—એવી ધારણા રાખવી એટલે સામાજિક ક્રાંતિને તિલાંજલિ આપવી."

સામાજિક ક્રાંતિ પ્રજાકીય અસંતોષનાં સંખ્યાબંધ ઝરણાંઓને પોતાનામાં સમાવી દેતો પ્રબળ પ્રવાહ છે. એ તો ગુલામીમાં સબડતી સાંસ્થાનિક પ્રજાઓ સમેત "સમગ્ર ઉત્પીડિત તથા અસંતુષ્ટ" ઇન્સાનોના લોકવ્યાપી સંઘર્ષની પરિસમાપ્તિ છે. હકીકતમાં એ બધાં આંદોલનો મૂડીવાદ સામે વિરોધ વ્યક્ત કરે છે, અને ક્રાંતિકારી સર્વહારા વર્ગે તેમનું વસ્તુગત સારતત્ત્વ જાહેર કરીને તેમને એક જ પ્રવાહમાં વાળવાની કામગીરી બજાવવાની છે.

* * *

રશિયાની સમાજવાદી ક્રાંતિએ ઝારશાહીના જુલમમાં સબડતાં રાષ્ટ્રોને આઝાદ કર્યાં અને તેમાંના પ્રત્યેકને પોતાનું ભાવિ આપમેળે ઘડવાનો અધિકાર આપ્યો.

ત્રીજા ખંડમાં ઑક્ટોબર પછીના સમયનાં લખાણો છે. તેમાં બતાવવામાં આવ્યું છે કે લેનિને નિર્ધારિત કરેલા સિદ્ધાંતો જોડે રાષ્ટ્રીય સવાલનો સુસંગત અમલી ઉકેલ સોવિયેત રશિયામાં કેવી રીતે થયો, ઝારશાહી શાસને ઊભા કરેલા રાષ્ટ્રીય અવિશ્વાસ અને દ્વેષને નાબૂદ કરી નાખવા માટે આવશ્યક સંજોગો કેવી રીતે પેદા કરવામાં આવ્યા, અને સોવિયેત સંઘનાં અનેક રાષ્ટ્રો વચ્ચે મિત્રતાનું ઘડતર કેવી રીતે કરવામાં આવ્યું તથા એ મિત્રતાને કેવી રીતે મજબૂત બનાવીને દીર્ઘજીવી બનાવવામાં આવી.

ઝારશાહીના જમાનામાં રશિયાની પ્રજાઓ વિશેષાધિકારો ભોગવતી અને ઉત્પીડિત પ્રજાઓમાં વિભાજિત હતી. હવે તેમની વચ્ચેના સંબંધોને ખરેખરી અને પૂર્ણ સમાનતાના પાયા ઉપર નવેસરથી રચવાના હતા. લેનિનની રાષ્ટ્રીય નીતિનું મૂળભૂત તત્ત્વ એ જ હતું, અને તેને અનુસરીને લેનિને કહેવાતી "સ્વાયત્તીકરણ"ની યોજનાનો વિરોધ કર્યો. એ યોજનાના અમલના પરિણામે બધાં સોવિયેત પ્રજાસત્તાકો રશિયન ફેડરેશનનાં સ્વાયત્ત એકમો બની ગયાં હોત. તેની સામે લેનિને પૂર્ણ સમાનતાના આધારે સઘળાં સોવિયેત પ્રજાસત્તાકોના

મરજિયાત સંઘનો આગ્રહ રાખ્યો. અને તેમની જ નીતિના પરિણામે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની સ્થાપના થઈ, સમાજવાદી સમાજની રચના કરવા બંધાયેલાં સમાન રાષ્ટ્રોની બંધુભાવી એકસંપી કાયમ થઈ. કોકેસસ, મધ્ય એશિયા, અને કઝાખસ્તાનની પ્રજાઓ, વોલ્ગા વિસ્તારની મુસ્લીમ પ્રજા, તથા બીજી પ્રજાઓ આ સંઘમાં જોડાઈ.

મોટાં કે નાનાં બધાં રાષ્ટ્રોની સંપૂર્ણ સમાનતાના લેનિનના સિદ્ધાંતને સોવિયેત વિદેશનીતિના પ્રત્યેક અંગમાં અડગ રીતે અનુસરવામાં આવે છે.

પરંતુ રાજકીય સમાનતા તો ફક્ત એક જ પાસું હતું. ઝારશાહી ઉત્પીડનના પરિણામે જે રાષ્ટ્રો વિકાસની બાબતમાં પાછળ રહી ગયાં હતાં તેમને સતત આર્થિક તથા સાંસ્કૃતિક સહાયતાના રૂપમાં એ રાજકીય સમાનતાની પુરવણી કરવાની જરૂરત ઉપર લેનિને ભાર મૂક્યો. પોતાના પછાતપણાને શક્ય એટલા ટૂંકામાં ટૂંકા ગાળામાં ખતમ કરવામાં, પોતાના ઉદ્યોગોનું અને આધુનિક ખેતીવાડીનું નિર્માણ કરવામાં, સાંસ્કૃતિક ધોરણોને ઊંચાં લઈ જવામાં અને તે દ્વારા સમાજવાદમાં સંક્રમણના આધારની રચના કરવામાં એ રાષ્ટ્રોને મદદ કરવા માટે કોમ્યુનિસ્ટ પાર્ટીએ અને સોવિયેત સરકારે પોતાની પૂરેપૂરી તાકાત લગાવી દેવી જોઈએ.

ઑક્ટોબર ક્રાંતિ પછી લેનિને લખેલા દરેક લખાણમાં મૂળભૂત ખયાલ એ જ છે. એ ખયાલ સોવિયેત સરકારની રાષ્ટ્રીય નીતિનું પાયાનું ઘટક બની ગયો. એ નીતિનાં પરિણામોને સોવિયેત પૂર્વના પ્રદેશોની અનહદ પ્રગતિના માપે માપી શકાય એમ છે.

જ્યાં અગાઉ લગભગ મુદ્દલ ઉદ્યોગો હતા જ નહિ અને ઊંટ તથા ખચ્ચર જેવાં જનાવરો જ વાહનવ્યવહારનું એક માત્ર સાધન હતું એવા ઉઝબેકિસ્તાન, તાજિકિસ્તાન, કઝાખસ્તાન, કિરગિઝિયા, તથા તુર્કમેનિયા જેવા પ્રદેશોમાં આધુનિક ઉદ્યોગો તથા નવાં શહેરો ખડાં થઈ ગયાં છે, રેલવે અને વિમાની વાહનવ્યવહારો અસ્તિત્વમાં આવ્યા છે. જીવનરહિત રણના વ્યાપક વિસ્તારોને અને ધોમે ધખતા મેદાની પ્રદેશોને ઘઉં, ડાંગર, અને કપાસનાં લીલાંછમ ખેતરોમાં પલટાવી નાખવામાં આવ્યા છે. અને એ સર્વની ઉપર જનતાની માલિકી છે. સોવિયેત સંઘના પૂર્વ વિસ્તારનાં બધાં પ્રજાસત્તાકોમાં જ્યાં ઝારશાહી શાસન હેઠળ વાંચવાની અને લખવાની કળા તો માત્ર થોડાક માનીતા લોકોનો જ વિશેષાધિકાર હતો ત્યાં નિરક્ષરતાને તદ્દન નાબૂદ કરી નાખવામાં આવી છે. અને જનતા—કિસાનો, કામદારો, તથા બુદ્ધિજીવીઓ—લશ્કરી

કામોમાં સક્રિય હિસ્સો લેતી થઈ ગઈ છે. સ્થાનિક સોવિયેતોમાં તેમ જ પોતપોતાના પ્રજાસત્તાકની અને સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતમાં હજારો સ્ત્રીપુરુષો તેનું પ્રતિનિધિત્વ કરે છે.

સોવિયેત પૂર્વની જિંદગીને સમાજવાદે ઓળખી ન શકાય એટલી બધી પલટાવી નાખી છે. ઝારશાહીના શાસન હેઠળના તુર્કસ્તાનના નિરક્ષર, દલિત, અધિકારવિહોણા, અને કંગાલ કિસાનની સરખામણીમાં ઉઝબેકિસ્તાન અથવા તાજિકિસ્તાનનો આજનો કામદાર કે સામૂહિક ખેડૂત—સુશિક્ષિત અને ટેકનિકલ કૌશલ્ય ધરાવતો—ખરેખર તદ્દન નિરાળી બાબત છે.

ઉત્પીડિત રાષ્ટ્રોની સંપૂર્ણ સમાનતાની તથા તેમને છૂટે હાથે મદદ કરવાની જે નીતિ સોવિયેત સરકારનાં આરંભનાં વર્ષોમાં લેનિને નિરૂપિત કરેલી અને જેને ત્યાર પછી સોવિયેત જનતા અવિચલિત રીતે અમલમાં મૂકતી રહી છે તેની યથાર્થતાનો સબળ પુરાવો સોવિયેત મધ્ય એશિયા પૂરો પાડે છે. તેનું પરિણામ સાર્વજનિક પ્રવૃત્તિ તથા પહેલકદમીની એવી કક્ષામાં તેમ જ એવાં ભૌતિક તથા સાંસ્કૃતિક ધોરણોમાં આવ્યું છે કે જેને વિશે એશિયાના કરોડો લોકો પહેલાં કદી પરિચિત નહોતા.

* * *

ત્રીજા ખંડના મોટા ભાગમાં ૧૯૧૭ પછી ચીન, હિંદુસ્તાન, તથા બીજા એશિયાઈ દેશોના મુક્તિ સંઘર્ષ સંબંધી વિચારો રજૂ થયા છે. લેનિને એ સંઘર્ષના પૃથક્કરણમાંથી મુખ્ય નિષ્કર્ષ એવો તારવ્યો છે કે ૧૯૧૪—૧૮ના સામ્રાજ્યવાદી યુદ્ધે અને રશિયામાં સોવિયેત સત્તાની સ્થાપનાએ સાંસ્થાનિક તથા અર્ધ-સાંસ્થાનિક રાષ્ટ્રોને વિશ્વ રાજકારણમાં તથા સામ્રાજ્યવાદના ક્રાંતિકારી વિનાશમાં એક સક્રિય પરિબળનું રૂપ પ્રદાન કર્યું. લેનિને લખ્યું કે વિશ્વ ઈતિહાસનો ભાવિ ક્રમ એવો દિવસ લાવશે કે જ્યારે "સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત પ્રજાઓ અંતિમ રૂપે નીંદર તજીને જાગ્રત થઈ જશે તથા તેમની મુક્તિનો નિર્ણાયક, લાંબો તથા કપરો સંઘર્ષ શરૂ થઈ જશે." ૧૯૨૦માં લેનિને હિંદુસ્તાની ક્રાંતિકારી મંડળને એક અભિવાદન સંદેશ પાઠવ્યો. એ સંદેશના અખરી શબ્દો હતા—"આઝાદ એશિયા ઝિંદાબાદ!"

"મહાન દિલોની આગાહીઓ હંમેશાં ખાતરીપૂર્વક સાચી પડવાની જ"—આનાતોલ ફ્રાંસના આ શબ્દો લેનિનની આગાહીઓને પૂર્ણ રૂપે લાગુ થાય છે. લેનિનની આગાહીઓ કેટલી સાચી હતી તે ઈતિહાસે સાબિત કરી આપ્યું છે. ઈતિહાસના જે "ભાવિ ક્રમ"ની તેમણે આગાહી કરેલી તેણે આજે વાસ્તવિક

સ્વરૂપ ધારણ કરી લીધું છે. સમાજવાદનું નિર્માણ કરતું આઝાદ ચીન, ઉત્તર કોરિયન પ્રજાનું લોકશાહીવાદી પ્રજાસત્તાક, તથા વિયેતનામ લોકશાહીવાદી પ્રજાસત્તાક જેવા દેશો અને નવા સ્વતંત્ર થયેલા ભારત, ઈન્ડોનેશિયા, સિલોન, બર્મા, કમ્બોડિયા, તથા લાઓસ જેવા દેશો આજે એશિયાની વાસ્તવિકતા છે. અરબ પૂર્વના દેશોએ સ્વતંત્ર વિકાસના પંથે કદમ માંડી દીધાં છે. આફ્રિકા પોતાને સાંસ્થાનિક ગુલામીમાંથી ભવ્ય ઝડપે મુક્ત કરી રહ્યું છે અને ત્યાં ત્રીસ સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં આવી ચૂક્યાં છે. લેટિન અમેરિકામાં ક્યુબાએ ગુલામીની ધૂંસરી ફગાવી દીધી છે, અને તેના ઉદાહરણમાંથી પ્રેરણા પીતી લેટિન અમેરિકાની પ્રજાઓ અમેરિકન સામ્રાજ્યવાદે લાદેલ શોષણ અને ગુલામી વિરુદ્ધ જુસ્સાપૂર્વક લડી રહી છે.

૧૯૨૦માં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ સમક્ષ પ્રવચન કરતાં લેનિને ૧૯૧૪—૧૮ના યુદ્ધ પછી દુનિયાએ ધારણ કેરલા સ્વરૂપનું ચિત્ર રજૂ કર્યું. ૧૭૫ કરોડની કુલ વસતિમાંથી ૧૨૫ કરોડથી વધારે અથવા ૭૦ ટકાથી વધારે લોકો સંસ્થાનો અથવા અર્ધ-સંસ્થાનોમાં કે પછી યુદ્ધે તદ્દન દરિદ્ર હાલતમાં ધકેલી દીધેલા દેશોમાં વસતા હતા. બીજા ૨૫ કરોડ લોકો એવા દેશોમાં વસતા હતા કે જેમણે પોતાની યુદ્ધ પૂર્વેની અવસ્થા તો જાળવી રાખી હતી પણ જે આર્થિક દૃષ્ટિએ અમેરિકા ઉપર અવલંબિત થઈ ગયા હતા. અને છેલ્લે, દુનિયાની વસતિના ફક્ત ૧૪ ટકા લોકો (લગભગ ૨૫ કરોડ) એવા દેશોમાં વસતા હતા કે જેમનાં શાસક તત્ત્વોએ યુદ્ધમાંથી અધિકતમ લાભ હાંસલ કર્યો હતો.

યુદ્ધ પછીનાં એ શરૂઆતનાં વર્ષોમાં વિજેતા સત્તાઓનું શાસક જૂથ પોતાને સર્વશક્તિમાન ગણતું, કેમ કે "૧૨૫ કરોડથી વધારે માનવીઓને લૂંટવાના, ગુલામ બનાવવાના, પરાધીન બનાવવાના, વિપદાઓ તથા અર્ધ-ભૂખમરાની હાલતમાં ધકેલી દેવાના કુકૃત્યને" વર્સેલ્સ તથા બીજી સંધિઓએ ઈતિહાસમાં પહેલી જ વાર—અને લેનિને એ વાત પર ભાર મૂક્યો છે—કાનૂની મંજૂરી આપી હતી.

નવજાત સોવિયેત પ્રજાસત્તાકના એકમાત્ર દેશે જ સમાજવાદી પંથ અપનાવ્યો હતો. સશસ્ત્ર હુમલાથી, નાકાબંધીથી, અને ભૂખમરાથી તેને નષ્ટ કરી નાખવાની કોશિશ કરનારાં સામ્રાજ્યવાદી રાજ્યોથી ઘેરાયેલો સોવિયેત દેશ સાત સાત વર્ષના અવિરત અને વિનાશક યુદ્ધને કારણે નબળો થઈ ગયો હતો. લેનિનના શબ્દોમાં રશિયાની હાલત ઊંડા જખમોની પીડા ભોગવતા માણસ જેવી હતી.

આજે દુનિયાનું ચિત્ર એથી કેટલું ભિન્ન છે!

આજે સોવિયેત યુનિયન પ્રબળ સમાજવાદી સત્તા બની ગયું છે, આધુનિક ઉદ્યોગ તથા વિકસિત ખેતીવાડી ધરાવે છે, અને તેણે વિજ્ઞાનના ક્ષેત્રે અવકાશના અન્વેષણમાં, પરમાણુ શક્તિના શાંતિમય ઉપયોગમાં, તેમ જ જ્ઞાનની અન્ય શાખાઓમાં અદ્ભુત પ્રગતિ સાધી છે. સોવિયેત દેશ શાંતિ માટે અણથક લડત ચલાવે છે, પરંતુ સામ્રાજ્યવાદીઓ યુદ્ધ શરૂ કરવાની કોશિશ કરે તો એવી કોશિશને મારી હઠાવવા માટે આવશ્યક તમામ સાધન સામગ્રી ધરાવે છે. હવે સોવિયેત યુનિયન એકલું નથી, બીજા સમાજવાદી દેશો તેની સાથે છે. જગતમાં વસતા ૩૫૦ કરોડ લોકોમાંથી ત્રીજા ભાગના ઈન્સાનોએ મૂડીવાદી પદ્ધતિને તિલાંજલિ આપી છે અને વિશ્વ સમાજવાદી પદ્ધતિની સ્થાપના કરી છે.

તાજેતરનાં વરસોમાં એશિયા તથા આફ્રિકામાં આવેલા રાષ્ટ્રીય મુક્તિ આંદોલનના પ્રચંડ જુવાળના પરિણામે સાંસ્થાનિક પ્રજાઓ ભારે બહુસંખ્યામાં સંસ્થાનવાદીઓના શાસનને ફગાવી રહી છે અને પોતાનાં આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસની સમસ્યાઓ સફળતાથી ઉકેલી રહી છે. તેઓ આંતરરાષ્ટ્રીય મામલાઓમાં વધારે ને વધારે સક્રિય બની રહ્યા છે અને સામ્રાજ્યવાદની વિરુદ્ધ તથા શાંતિમય સહઅસ્તિત્વની તરફેણમાં ધોરણ લઈ રહ્યા છે.

દુનિયામાં સામ્રાજ્યવાદનું વર્ચસ્વ હતું અને તેનાં સશસ્ત્ર દળોએ આખી દુનિયાને પોતાના સકંજામાં પકડી રાખી હતી, એ દિવસો વીતી ગયા છે. સામ્રાજ્યવાદના રાજકીય નેતાઓ, જનરલો, અને કવિઓ દ્વારા સમર્થિત સામ્રાજ્યવાદની સર્વશક્તિમત્તા છિન્નભિન્ન થઈ ગઈ છે. અમેરિકા, બ્રિટન તથા ફ્રાંસના સામ્રાજ્યવાદી શાસકો દુનિયાના ભાવિને હવે નિર્ધારિત નથી કરી શકતા, અને તેમની સત્તાની સીમાઓ દિવસે દિવસે સંકોચાતી જાય છે. ૧૯૬૯માં ભરવામાં આવેલા સામ્યવાદી તથા કામદાર પાર્ટીઓના આંતરરાષ્ટ્રીય સંમેલનમાં અપનાવવામાં આવેલા મુખ્ય દસ્તાવેજમાં જણાવવામાં આવ્યું છે કે "માનવજાતિના વિકાસની મુખ્ય દિશાને વિશ્વ સમાજવાદી પદ્ધતિ, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગ, તમામ ક્રાંતિકારી પરિબળો નિર્ધારિત કરે છે."

સામાજિક વિકાસના ક્રમની ઉપર શાંતિ, લોકશાહી, તથા સમાજવાદના હિતમાં વિશ્વ સમાજવાદી પદ્ધતિનો પ્રભાવ વધી રહ્યો છે. જ્યાં માનવીના હાથે માનવીના શોષણને, બેકારીને, અને ગરીબીને સદાને માટે નાબૂદ કરી નાખવામાં આવ્યાં છે એવા સમાજવાદી દેશોનું ઉદાહરણ એશિયા તથા આફ્રિકાનાં નવસ્વતંત્ર રાજ્યોને વધતા જતા પ્રમાણમાં આકર્ષે છે. ૧૯૭૧ના માર્ચ-એપ્રિલમાં સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કોંગ્રેસમાં જણાવવામાં

આવ્યું હતું તેમ "રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષમાંથી ફૂટી નીકળેલાં પરિબળો સામ્રાજ્યવાદને નિરંતર વધતા જતા દબાણનો ભોગ બનાવે છે. મુખ્ય વાત એ છે કે ઘણા દેશોમાં રાષ્ટ્રીય મુક્તિ માટેનો સંઘર્ષ વસ્તુગત રૂપમાં સામંતી તેમ જ મૂડીવાદી બન્ને પ્રકારના શોષણમય સંબંધોની સામેના સંઘર્ષમાં વિકસવા લાગ્યો છે. જે દેશોએ વિકાસનો બિનમૂડીવાદી પંથ અપનાવ્યો છે, અર્થાત્ લાંબા ગાળામાં સમાજવાદી સમાજનું નિર્માણ કરવાનો માર્ગ લીધો છે, તેઓ વર્તમાન સમયના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનની અગ્રિમ ટુકડી છે."

સામ્રાજ્યવાદીઓ નવસ્વતંત્ર રાજ્યોનું શોષણ ચાલુ રાખવાનો વિશેષાધિકાર જાળવી રાખવાની કોશિશોમાં, અવિકસિત દેશોને કાલ્પનિક "સહાય" અંગેની વાતોના બુરખા હેઠળ, અસંખ્ય કારસ્તાનો, કપટો, તથા બેઈમાન રીતો અજમાવે છે. તેઓ એ રાજ્યોને ફરી સંસ્થાનવાદની ધૂંસરીમાં જકડી લેવા માટે હથિયારોની તાકાત અજમાવે છે. પરંતુ દુનિયાના બધા ભાગોમાં સામ્રાજ્યવાદી આક્રમણના પ્રતીકારની તાકાત વધી રહી છે, અને એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી કે ઇતિહાસના ચક્રને ઊલટું ફેરવવાના સામ્રાજ્યવાદીઓના પ્રયાસો ચોક્કસ નિષ્ફળ જવાના છે. રાષ્ટ્રીય મુક્તિ આંદોલનને વિશ્વ સમાજવાદી પદ્ધતિનો, અને સૌપ્રથમ સોવિયેત યુનિયનનો, સર્વાંગી ટેકો મળી રહ્યો છે. સોવિયેત યુનિયન પરાક્રમી વિયેતનામી પ્રજાને જંગ દરમિયાન તેમ જ દેશના પુનરુત્થાનના તથા સમાજવાદના નિર્માણના શાંતિમય કાર્યમાં ટેકો આપતું રહ્યું છે અને હાલ પણ આપી રહ્યું છે. સોવિયેત આરબ પ્રજાઓને પક્ષે છે, આરબ દેશોની ઉપર ઈસરાયેલી આક્રમકોના હુમલાનાં પરિણામો નાબૂદ કરી નાખવા માટે ઇનસાફી સંઘર્ષ લડતી આરબ પ્રજાઓને ટેકો આપે છે. આઝાદી અને સ્વતંત્રતા માટે, પોતાનું ભવિષ્ય ખુદ નિર્ધારિત કરવાના અધિકાર માટે, અને જીવનના માનવીય સંજોગો માટે જગતના કોઈ પણ ખંડમાં સંઘર્ષ લડતી તમામ પ્રજાઓનો પક્ષ સોવિયેત યુનિયન અચૂક લે છે.

સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની ૨૪મી કોંગ્રેસમાં અપનાવવામાં આવેલા શાંતિ કાર્યક્રમને અમલમાં મૂકતી વેળા સોવિયેત પ્રજા શાંતિ માટેના, પરમાણુ યુદ્ધ અટકાવવા માટેના, પ્રજાઓ વચ્ચેની મિત્રતાને મજબૂત બનાવવા માટેના, અને વિવિધ સામાજિક પદ્ધતિઓ ધરાવતા દેશોના શાંતિમય સહઅસ્તિત્વ માટેના સંઘર્ષમાં નિરંતર વધારે ને વધારે મોટી સફળતાઓ હાંસલ કરતી જાય છે. સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના મહામંત્રી લેઓનિદ બ્રેઝનેવની જર્મન ફેડરલ પ્રજાસત્તાક, અમેરિકા, તથા ફ્રાંસની મુલાકાતો, એ રાજ્યોના

નેતાઓ જોડે તેમની મંત્રણાઓ, ૧૯૭૦માં સોવિયેત સંઘ અને જર્મન ફેડરલ પ્રજાસત્તાક વચ્ચે થયેલી સંધિ, અને ૧૯૭૩માં પરમાણુ યુદ્ધ નિવારણ સંબંધી કરારો ઉપર લેઓનિદ બ્રેઝનેવ તથા પ્રેસિડેન્ટ નિકસનની સહીઓ, અસાધારણ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી ઘટનાઓ હતી. સમાજવાદી રાજ્યોની પહેલકદમીના પરિણામે ભરવામાં આવેલા, યુરોપમાં સલામતી તથા સહકાર અંગેના સંમેલનમાં સોવિયેત યુનિયને રજૂ કરેલા કાર્યક્રમમાં, યુરોપખંડમાં શાંતિ સુનિશ્ચિત બનાવવાના તથા યુરોપીય સલામતીને મજબૂત બનાવવાના આધારનું નિરૂપણ કરવામાં આવ્યું હતું. સોવિયેત યુનિયન પોતાના સમાજવાદી મિત્રોની જોડે, પૃથ્વીમાં કાયમી શાંતિ માટેના સંઘર્ષમાં મોખરે ખડું છે, અને પ્રત્યેક દેશના સાર્વભૌમત્વ તથા સ્વતંત્રતા પ્રત્યે આદરના નક્કર પાયા ઉપર વિશ્વશાંતિની ઈમારત બાંધવાની દિશામાં, તંગદિલીમાં આવેલી ઓટને સાર્વત્રિક તથા અફર બનાવવાની દિશામાં, બનતું બધું કરે છે.

દુનિયાનું ચિત્ર લેનિનના જીવનકાળ દરમિયાન હતું તેનાથી આજે ઘણું ભિન્ન છે. તે દાયકાઓ પૂર્વેની લેનિનની આગાહીની દિશામાં જ ચોક્કસ રૂપે પલટાતું રહ્યું છે અને હજી પલટાઈ રહ્યું છે. લેનિન પોતાના જીવન દરમિયાન રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોનો કેવળ આરંભનો ગાળો જ નીરખી શક્યા, પરંતુ એ આંદોલનોના મહત્ત્વ, રૂપલક્ષણ, તથા સંભાવનાઓ અંગે તેમણે જે કંઈ કહ્યું હતું તેને ત્યાર પછીના દાયકાઓની ઘટનાઓએ સાબિત કરી દીધું છે. આંતરરાષ્ટ્રીય સંબંધોના વિકાસમાં અને પૃથ્વી પર શાંતિને દૃઢ બનાવવામાં દુનિયાના પ્રથમ સમાજવાદી રાજ્ય સોવિયેત યુનિયને ભજવવાની મહાન ભૂમિકાના લેનિનના મૂલ્યાંકનને ઈતિહાસે ખરું પુરવાર કરી દીધું છે. આધુનિક યુગની લેનિને કરેલી સમાજવાદી ક્રાંતિના આરંભના યુગ તરીકેની, મૂડીવાદી સામાજિક-આર્થિક સંઘટનામાંથી સામ્યવાદી સામાજિક-આર્થિક સંઘટનામાં સંક્રમણના યુગ તરીકેની, વ્યાખ્યા પણ પૂર્ણ રૂપે ખરી સાબિત થઈ ગઈ છે.

આ સંગ્રહમાં સમાવિષ્ટ બધી કૃતિઓના અનુવાદ પ્રગતિ પ્રકાશન, મોસ્કો, તરફથી તૈયાર કરવામાં આવેલી લેનિનની સંગૃહીત કૃતિઓની ૪૫ ગ્રંથોની અંગ્રેજી આવૃત્તિમાંથી કરવામાં આવ્યા છે.

# ચીની યુદ્ધ[1]

ચીનમાં રશિયાના યુદ્ધનો અંત નજીક આવી રહ્યો છે; કેટલાય લશ્કરી વિસ્તારોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, કરોડો રૂબલનું ખર્ચ કરવામાં આવ્યું હતું, અને હજારો માણસોને ચીન મોકલી દેવામાં આવ્યા હતા. ઘણાં ધિંગાણાં થયેલાં અને ઘણા વિજયો મળેલા — એ વાત સાચી છે કે વિજયો જેટલા ચીની બળવાખોરો ઉપર થયા હતા એટલા દુશ્મનનાં વ્યવસ્થિત સૈન્યો ઉપર નહોતા થયા, વળી એ વિજયો એથી પણ વધારે તો નિ:સહાય ચીની નાગરિક વસતિ ઉપર થયા હતા. નાગરિક લોકોને ડુબાડી દેવામાં આવ્યા હતા તથા તેમને મારપીટ કરવામાં આવી હતી. મહેલો, ઘરો, અને દુકાનોની લૂંટફાટની વાત તો જવા દો, સ્ત્રીઓ અને બળકોનાં ખૂન કરવામાં આવ્યાં હતાં. અને હવે રશિયન સરકાર પોતાનાં ખુશામતિયાં અખબારોની જોડે એ વિજયની ખુશીમાં મહાલી રહી છે. તે પોતાના બહાદુર સિપાહીઓની નવી ફતેહોનો, યુરોપિયન સંસ્કૃતિને હાથે થયેલા ચીની જંગલિયતના પરાજયનો, અને દૂર પૂર્વમાં રશિયાના "સભ્યતા પ્રસાર મિશન"ની નવી સફળતાઓનો આનંદોત્સવ ઊજવી રહી છે.

આનંદોત્સવના આ સમૂહગાનમાં તમને વર્ગજાગ્રત કામદારોનો અવાજ નહિ સંભળાય, કરોડોની કામગાર જનતાના મોખરાના પ્રતિનિધિઓનો અવાજ નહિ સંભળાય. આ નવી જેહાદોનો બધો ભાર કામગાર જનતાએ વેઠયો છે: સુદૂરના દેશોમાં મોકલવામાં આવતા સૈનિકો એ કામગાર જનતા પૂરા પાડે છે અને યુદ્ધના કમ્મરતોડ ખર્ચાઓની રકમ ઊભી કરવા માટે બેહદ કરવેરાનો ભાર કામગાર જનતા જ સહે છે. આપણે આ સવાલ વિશે વિચાર કરીએ: યુદ્ધની બાબતમાં સમાજવાદીઓનું વલણ શું હોવું જોઈએ? યુદ્ધ કોના હિતમાં લડાઈ રહ્યું છે? રશિયન સરકારની નીતિની પાછળ ખરો હેતુ શો છે?

સરકાર એ વાત સાબિત કરવા માટે ભારે જહેમત કરી રહી છે કે ચીનમાં પોતે યુદ્ધ તો લડી જ નથી રહી: પોતે તો ફક્ત વિદ્રોહને દબાવી રહી છે, બળવાખોરોને નાથી રહી છે, ચીનની કાયદેસર સરકારને કાનૂન તથા વ્યવસ્થાની પુન:સ્થાપનામાં મદદ કરી રહી છે. યુદ્ધની જાહેરાત નથી થઈ, પરંતુ એથી હાલતમાં કંઈ ફેર પડતો નથી કેમ કે યુદ્ધ તો લડવામાં આવી જ રહ્યું છે. ચીનવાસીઓએ યુરોપિયનોની ઉપર હુમલો કર્યો તેનું કારણ શું હતું? જે બળવાને બ્રિટિશ, ફ્રેંચ, જર્મન, રશિયન, જાપાની, ઈત્યાદિ આટલા જુસ્સાથી દબાવી દઈ રહ્યા છે એ બળવાનું કારણ શું હતું? યુદ્ધના સમર્થકો આપણને જણાવે છે—"પીળી જાતિનો ધોળી જાતિ માટેનો ધિક્કાર", "યુરોપિયન સંસ્કૃતિ અને સભ્યતા પ્રત્યેની ચીનવાસીઓની ઘૃણા". હા, ચીનવાસીઓ યુરોપિયનો પ્રત્યે જરૂર ઘૃણા ધરાવે છે, પણ કયા યુરોપિયનો પ્રત્યે અને શા કારણે? તેમનો ધિક્કાર યુરોપિયન પ્રજાઓ પ્રત્યે નથી—યુરોપિયન પ્રજાઓ જોડે તેમને કદી ઘર્ષણ થયું જ નથી—તેમનો ધિક્કાર તો યુરોપિયન મૂડીદારો પ્રત્યે અને તેમને આધીન સરકારો પ્રત્યે છે. જે લોકો ચીનમાં માત્ર નફાની તલાશમાં ગયા હોય, જેમણે પોતાની ઘમંડી સંસ્કૃતિનો ઉપયોગ કેવળ છળ કરવા અને લૂંટફાટ તથા મારધાડ મચાવવા માટે કર્યો હોય, જેમણે અફીણનો વેપાર કરવાના અને લોકોને અફીણના વ્યસની બનાવી દેવાના અધિકાર માટે ચીન ઉપર યુદ્ધ લાદી દીધું હોય (૧૮૫૬નું ચીન વિરુદ્ધ અંગ્રેજ-ફ્રેંચ યુદ્ધ), અને જેમણે પોતાની ધાડપાડુ નીતિ ઉપર પડદો ઢાંકી દેવા માટે દાંભિક રીતે ખ્રિસ્તીધર્મના ઉપદેશનો ઉપયોગ કર્યો હોય, એવા લોકો પ્રત્યે ધિક્કાર ધરાવ્યા વગર ચીનવાસીઓ કેવી રીતે રહી શકે? ખરેખર, ચીનમાં યુરોપિયન મૂડીવાદી સરકારોની નીતિ લાંબા કાળથી ધાડપાડુ નીતિ જ રહી છે, અને હવે રશિયન આપખુદ સરકાર પણ એ જ નીતિ અપનાવી રહી છે. તેનો સાધારણ રીતે સાંસ્થાનિક નીતિ તરીકે ઉલ્લેખ થાય છે. ઝડપથી વિકસતો જતો મૂડીવાદી ઉદ્યોગ ધરાવનાર પ્રત્યેક દેશ બહુ જલદી સંસ્થાનોની શોધ શરૂ કરી દે છે, અર્થાત્ એવા દેશોની શોધ શરૂ કરી દે છે જ્યાં ઉદ્યોગોનો વિકાસ નબળો હોય અને વત્તોઓછે અંશે પિતૃપ્રધાન પ્રથાઓ પ્રવર્તમાન હોય જેથી ત્યાં ઔદ્યોગિક માલને સરસ નફો રાખીને વેચી શકાય. અને મૂડીદારોની ટોળકીઓના એ નફાને ખાતર જ મૂડીવાદી સરકારો અંતહીન યુદ્ધો ખેલતી હોય છે, મોટી સંખ્યામાં સૈનિકોને રોગીલા ઉષ્ણ વિસ્તારોમાં ગોંધી રાખતી હોય છે, જનતાના પૈસાની લાખોકરોડોની રકમો ખર્ચતી હોય છે, અને સાંસ્થાનિક દેશોની પ્રજાઓને

ભૂખમરાની, હતાશાની, તથા વિદ્રોહની હાલતમાં ધકેલી દેતી હોય છે. બ્રિટનની વિરુદ્ધ દેશી હિંદુસ્તાની વસતિના બળવાને[2] અને હિંદુસ્તાનમાં તાંડવ કરતી ભૂખને અથવા બોઅરો વિરુદ્ધ બ્રિટનના વર્તમાન યુદ્ધને યાદ કરો.

અને એમ આપણે યુરોપિયન મૂડીદારોને પોતાના લાલચુ હાથ ચીન સુધી લંબાવતા જોઈએ છીએ. એમ કરવામાં સૌથી પહેલી કદાચ રશિયન સરકાર હતી જે હવે પોતાની "નિઃસ્વાર્થતા" વિશે અનેક સુંદર શબ્દો ઉચ્ચારી રહી છે. તેણે "નિઃસ્વાર્થ" રીતે જ ચીન પાસેથી પોર્ટ આર્થર છીનવી લીધું અને રશિયન સૈન્યોના રક્ષણ હેઠળ મંચુરિયામાં રેલવે બાંધવાનું શરૂ કરી દીધું. ચીની પ્રદેશોને "પટ્ટે લેવામાં", અર્થાત્ ચીની પ્રદેશોને સાફ સાફ પચાવી પાડવામાં, યુરોપિયન સરકારોએ એક પછી એક એટલી બધી આતુરતા બતાવી છે કે ચીનના વિભાજનની વાતો પણ થવા લાગી છે. ખરું જોતાં તો યુરોપિયન સરકારોએ ચીનનું વિભાજન કરવાનું ક્યારનું શરૂ પણ કરી દીધું છે (કદાચ રશિયન સરકાર એમાં સારી પેઠે આગળ છે). પરંતુ તેમણે એ કામ ચોરોની માફક છાનીછપની રીતે શરૂ કર્યું છે. કોઈ મરી ગયેલા માણસની માલમતા કોઈ ચોર જેવી રીતે લૂંટી લે એવી જ રીતે તેઓ ચીનને લૂંટી રહ્યા છે, અને તેમણે મૃત ધારી લીધેલા માણસે જયારે પ્રતીકાર કરવાની કોશિશ કરી ત્યારે તેઓ તેની ઉપર શિકારી પશુઓની જેમ તૂટી પડયા છે, આખાં ને આખાં ગામોને બાળીને રાખ કરી નાખે છે, નિઃસહાય પ્રજાજનોને તથા તેમનાં બાળબચ્ચાંને ગોળીએ ઉડાવી દે છે અથવા બેયોનેટો વડે વીંધી નાખે છે, કે પછી તેમને આમુર નદીમાં ડુબાવીને મારી નાખે છે. અને એવાં ખ્રિસ્તી વીરકર્મો કરતી વેળા તેઓ સાથોસાથ ચીની જંગલીઓ વિશે અને સુસંસ્કૃત યુરોપિયનોની સામે હાથ ઉઠાવવાની ચીની જંગલીઓની હિંમત વિશે ચિત્કાર કરતા જાય છે. રશિયન આપખુદ સરકારે સત્તાઓને મોકલેલા એક પરિપત્રમાં ૧૯૦૦ની સાલના ઑગસ્ટની ૧૨મી તારીખે જાહેર કર્યું છે કે નેવચ્વાંગ ઉપર કબજો તથા મંચુરિયામાં સૈન્યો રાખવાનાં પગલાં કેવળ કામચલાઉ પગલાં જ છે. તેની "જરૂર તો ચીની બળવાખોરોની આક્રમણાત્મક પ્રવૃત્તિને મારી હઠાવવાની આવશ્યકતાને લીધે જ માત્ર ઊભી થઈ છે" અને એ પગલાં "કોઈ પણ સંજોગોમાં સ્વાર્થી લાલચોના પુરાવાઓ નથી જ કેમ કે સ્વાર્થી લાલચો રશિયન શાહી સરકારની નીતિથી તદ્દન વિપરીત છે".

બીચારી શાહી સરકાર! પોતાની બધી ખ્રિસ્તી નિઃસ્વાર્થતા છતાં આવા અનુચિત આરોપનો ભોગ બની ગઈ! પોતાની નિઃસ્વાર્થતાને તેણે થોડાંક વર્ષો

પહેલાં પોર્ટ આર્થર કબજે કરી લઈને જાહેર કરેલી, અને હવે મંચુરિયા ઉપર કબજો કરી લઈને તથા સદા વિનમ્ર રહેતા ચીનવાસીઓનાં મનમાં પણ જેના વર્તને ધૃણાની લાગણી જગાવી છે એવા પોતાના કોન્ટ્રેક્ટરો, એંજિનિયરો, તથા લશ્કરી અફસરો દ્વારા ચીનના સીમાપ્રદેશોને પિંખાવી નાખીને તે એ નિ:સ્વાર્થતાને ફરી વાર જાહેર કરી રહી છે. રેલવે બાંધવાના કામમાં રોકેલા ચીની મજૂરોને રોજના દસ કોપેકની મજૂરી મળતી — ચોક્કસ, એ તો રશિયાનું ભારે ઉદાર કૃત્ય હતું!

ચીનમાં આપણી સરકારની ભાવશૂન્ય નીતિનો ખુલાસો શો હોઈ શકે? એથી કોને લાભ થાય છે? ચીન જોડે વેપાર કરતા મુઠ્ઠીભર મૂડીદાર થેલીશાહોને જ, એશિયામાં વેચવા માટે માલ પેદા કરતા મુઠ્ઠીભર ઉદ્યોગપતિઓને જ, તાકીદના લશ્કરી ઑર્ડરોમાંથી મબલક નફા રળતા મુઠ્ઠીભર કોન્ટ્રેક્ટરોને જ (યુદ્ધસામગ્રી તથા લશ્કરી સામાનનું ઉત્પાદન કરતાં કેટલાંક કારખાનાં પૂરઝડપે કામ કરી રહ્યાં છે અને રોજના હિસાબે કામ કરતા સેંકડો મજૂરોને રોકી રહ્યાં છે). સરકારની નીતિ નાગરિક તથા લશ્કરી ખાતાંઓમાં ઊંચી પદવીઓ ભોગવતા મુઠ્ઠીભર ઉમરાવોને લાભદાયી છે. તેમને સાહસી નીતિની જરૂર છે — એવી નીતિ તેમને માટે ઉચ્ચતર પદવીઓ, કારકિર્દીમાં ઝડપી સફળતાઓ, અને પોતાની "કામયાબીઓ" દ્વારા નામના મેળવવાની તકોના દરવાજા ખોલી નાખે છે. અને આપણી સરકાર મૂડીદારો તથા ઊંચી પદવી ધરાવતા એવા દુસ્સાહસિકોનાં હિતોને ખાતર આખા રાષ્ટ્રનાં હિતોનું મુદ્દલ આનાકાની વગર બલિદાન આપી રહી છે. હંમેશની જેમ હાલ પણ રશિયાની આપખુદ સરકારે પોતાને મૂડીદારો તથા ઉમરાવ વર્ગના પગ ચાટતી બેજવાબદાર નોકરશાહોની સરકાર તરીકે સાબિત કરી દીધી છે.

ચીનમાં કરવામાં આવતી આ ફતેહોનો રશિયન કામદાર વર્ગ માટે અને સામાન્ય રૂપે કામગાર લોકો માટે શો અર્થ થશે? રોટીના રળનારાઓને યુદ્ધ માટે રવાના કરી દેવામાં આવતાં દરિદ્રતાનો ભોગ બની જતા હજારો પરિવારો, રાષ્ટ્રીય કરજમાં અને રાષ્ટ્રીય વ્યયમાં પ્રચંડ વૃદ્ધિ, વધારે કરવેરા અને કામદારોનું શોષણ કરવા માટે મૂડીદારોને મળતી વધારે સત્તા, કામદારોની હાલતમાં બદતર પલટો, કિસાનપ્રજાનો હજુ વધારે ઝડપી સર્વનાશ, સાઈબિરિયામાં ભૂખનું તાંડવ — ચીની યુદ્ધ એવું બધું પેદા કરવાની ખાતરી આપે છે અને ખરેખર ક્યારનું પેદા કરી પણ રહ્યું છે. આખી રશિયન અખબારી આલમ, બધાં જ અખબારો તથા સામયિકો, આધીનતાની હાલતમાં જકડી દેવામાં આવેલ છે અને

સરકારી અમલદારોની મંજૂરી વગર એક લીટી પણ છાપવાની હિંમત કરી શકે એમ નથી. એટલે જ, ચીની યુદ્ધનાં કેવાં મૂલ્યો જનતાને ચૂકવવાં પડે છે એ વિશે ચોક્કસ માહિતી આપણને બિલકુલ મળતી જ નથી. પરંતુ એ વાતમાં મુદ્દલ શંકા રાખવાની જરૂર નથી કે નાણાકીય ખર્ચ **અનેક કરોડ રૂબલ** સુધી પહોંચી ગયાં છે. એમ જાણવા મળ્યું છે કે એક અપ્રકાશિત વટહુકમ દ્વારા સરકારે શરૂઆતમાં જ ૧૫ કરોડ રૂબલની ફાળવણી કરેલી, અને ત્યાર પછી યુદ્ધના પ્રત્યેક ત્રણ કે ચાર દિવસ **દસ લાખ રૂબલ** ભરખી જાય છે. અને આવી પ્રચંડ રકમો એવી સરકાર વેડફી રહી છે કે જે દુકાળગ્રસ્ત કિસાનોની મદદ માટેની ફાળવણીઓમાં નિરંતર ઘટાડા કરતી રહી છે અને એ બાબતમાં પ્રત્યેક કોપેક માટે કંકાસ કરતી રહી છે, સાર્વજનિક શિક્ષણ માટે નાણાં નથી ધરાવતી, અને કોઈ પણ કુલકની જેમ સરકારી કારખાનાં, પોસ્ટખાતું, ઇત્યાદિમાં કામ કરતા કામદારોની કાયામાંથી જિંદગીના રક્તનું આખરી ટીપું નિચોવી કાઢે છે!

નાણાપ્રધાન વિત્તેએ જાહેર કર્યું છે કે ૧૯૦૦ના જાન્યુઆરીની પહેલી તારીખે સરકારી ખજાનામાં મુક્ત મતાના રૂપમાં ૨૫ કરોડ રૂબલ હતા. હવે એ રકમ યુદ્ધના ખર્ચમાં હોમાઈ ગઈ છે અને સરકાર લોન મેળવવાની તથા કરવેરા વધારવાની વેતરણમાં પડી છે, નાણાના અભાવે આવશ્યક ખરચા પણ બંધ કરી રહી છે, અને રેલવેનું બાંધકામ મોકૂફ કરી દેવાની વાતો કરે છે. ઝારશાહી સરકાર દેવાળું કાઢવાની હાલતમાં આવી ગઈ છે પરંતુ છતાંયે તે ફતેહની એવી નીતિમાં બેફામ ધસી રહી છે કે જે અનહદ પ્રમાણમાં નાણાની જરૂર ઊભી કરે છે એટલું જ નહિ પરંતુ દેશને આથીયે વધારે જોખમી યુદ્ધોમાં સંડોવી દેવાની સારી પેઠે શક્યતા પણ ધરાવે છે. ચીન ઉપર હુમલો કરી દીધા પછી યુરોપિયન સત્તાઓએ હવે લૂંટના ભાગલા બાબત આપસમાં ઝઘડો શરૂ કરી દીધો છે અને એ ઝઘડાનો અંત કેવો આવશે એ કહેવું મુશ્કેલ છે.

પરંતુ ઝારશાહી સરકારની ચીન સંબંધી નીતિ જનતાનાં હિતોનું અપમાન છે એટલું જ નહિ—તે લોકસમુદાયોની રાજકીય જાગ્રતિને ભ્રષ્ટ કરવાનો હેતુ પણ ધરાવે છે. જે સરકારો બેયોનેટની અણિ વડે પોતાની સત્તા ટકાવી રાખતી હોય છે અને જેને પ્રજાકીય બળવાઓને વારંવાર મર્યાદાઓમાં રાખવા અથવા દબાવી દેવા પડતા હોય છે, એવી સરકારોએ એ સાદા સત્યને લાંબા કાળ પહેલાં જ જાણી લીધું છે કે પ્રજાકીય અસંતોષને દૂર કરી દેવાનું કોઈ રીતે શક્ય નથી જ, એ સંબંધમાં તો તેને જુદી દિશામાં વાળી દેવાનો જ એક

ઉપાય ખુલ્લો હોય છે. દાખલા તરીકે આપણે યહૂદીઓ વિરુદ્ધ ઝેરીલી વૃત્તિની ઉશ્કેરણીને લઈએ. ગલીચ અખબારો યહદીઓ વિરુદ્ધ ધિક્કારની લાગણી ઉશ્કેરે છે, જાણે કેમ યહૂદી કામદારને મૂડીવાદી શોષણ અને પોલીસ-સરકારનો જુલમ રશિયન કામદારથી ઓછો વેઠવો પડતો હોય. અખબારોએ હવે ચીનના લોકો વિરુદ્ધ જેહાદ શરૂ કરી દીધી છે. જંગલી પીળી જાતિ વિશે, એ જાતિની સભ્યતા પ્રત્યેની ઘૃણા વિશે, તથા રશિયાના શૈક્ષણિક મિશન વિશે અખબારો ચિત્કાર કરે છે અને જંગ ખેલતા રશિયન સૈનિકોના ઉત્સાહનાં વર્ણનો વગેરે છાપે છે. સરકાર અને થેલીશાહોના પગ ચાટતા પત્રકારો ચીનના લોકો પ્રત્યે પ્રજાવ્યાપી ધિક્કારની જવાળાઓ ભડકાવવાના કામમાં પોતાની સમગ્ર શક્તિ લગાવી રહ્યા છે. પરંતુ ચીની પ્રજાએ કદી અને કોઈ પણ પ્રકારે રશિયન પ્રજાનું ઉત્પીડન કર્યું નથી. જે દૂષણોનો મોટો ભાર રશિયન પ્રજાના માથા ઉપર લદાયેલો છે એ જ દૂષણો ચીની પ્રજા વેઠી રહી છે — ભૂખે મરતી કિસાનપ્રજાને નિચોવીને કરવેરા વસૂલ કરતી તથા આઝાદીની પ્રત્યેક અભિલાષાને કચડી નાખવા માટે લશ્કરી તાકાતનો ઉપયોગ કરતી એશિયાઈ સરકાર, અને ચીન સુધી પણ પહોંચી ગયેલું મૂડી દ્વારા ઉત્પીડન.

જે રાજકીય પછાત દશામાં અને અજ્ઞાનના અંધકારમાં લોકસમુદાયોને ગોંધી રાખવામાં આવ્યા છે તેનાં બંધનો તોડીને બહાર નીકળી આવવાનું રશિયન કામદાર વર્ગે શરૂ કરી દીધું છે. એટલે, બધા વર્ગજાગ્રત કામદારોની ફરજ છે કે રાષ્ટ્રીય ધિક્કારની લાગણી ઉશ્કેરતાં તથા કામદાર વર્ગનું ધ્યાન તેના સાચા દુશ્મનોથી અવળી દિશામાં દોરતાં પરિબળોનો તેઓ પોતાની સમગ્ર તાકાત વડે સામનો કરે. ચીનમાં ઝારશાહીની ગુનાહિત નીતિ જનતાને હજુ વધારે પાયમાલી, ભ્રષ્ટતા, અને ઉત્પીડનની દશામાં ધકેલે છે. ઝારશાહી સરકાર આપણી પ્રજાને ગુલામીની હાલતમાં જકડી રાખે છે એટલું જ નહિ, એ તો પોતપોતાના દેશોમાં ગુલામી વિરુદ્ધ વિદ્રોહમાં ખડી થયેલી બીજી પ્રજાઓને દબાવી દેવા માટે રશિયન સૈનિકો પણ મોકલે છે (૧૮૪૯માં રશિયન સૈન્યોએ હંગેરીમાં વિદ્રોહ દબાવી દીધો ત્યારે એમ જ બનેલું). રશિયન સરકાર કામદારોનું શોષણ કરવામાં રશિયન મૂડીદારોને મદદ કરે છે તથા કામદારો એકતા સાધીને પોતાના અધિકારો માટે ખડા થવાની હિંમત જ ન કરી શકે એ ઉદ્દેશે કામદારોના હાથપગ બાંધી લે છે એટલું જ નહિ, એ તો મુઠ્ઠીભર મૂડીદારો અને જુલમશાહોના હિતમાં બીજાં રાષ્ટ્રોમાં લૂંટ ચલાવવા માટે પોતાનાં સૈન્યો પણ મોકલે છે. કામગાર જનતા ઉપર યુદ્ધ જે ધૂંસરી લાદે છે તેને હઠાવી દેવાનો ફક્ત એક જ માર્ગ છે —

સરકારની જુલમશાહીનો અંત આણવા માટે અને તેનું ધ્યાન ફક્ત દરબારની કાવતરાખોર જમાત પૂરતું જ સીમિત ન રહે એવી તેની ઉપર ફરજ પાડવા માટે જનતાના પ્રતિનિધિઓનું સંમેલન ભરવું.

| | |
|---|---|
| ૧૯૦૭ના ઑગસ્ટના અંતમાં અને | ગ્રંથ ૪ |
| સપ્ટેંબરના આરંભમાં લિખિત | પૃ. ૩૭૮—૩૮૩ |
| ૧૯૦૭ના ઑકટોબરની ૨૦મી તારીખે | |
| 'પ્રોલેતારી'ના ૧૭મા અંકમાં પ્રકાશિત | |

## સ્ટુટગાર્ટની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસ[3]

(અવતરણો)

આંતરરાષ્ટ્રીય કોંગ્રેસોમાં સાંસ્થાનિક સવાલ ઊઠયો હોવાનો આ પહેલો જ પ્રસંગ નથી. અત્યાર સુધી તેના નિર્ણયો હંમેશાં મૂડીવાદી સાંસ્થાનિક નીતિની લૂંટફાટ અને ધાડમારની નીતિ તરીકે નિ:સંકોચ નિંદાના રૂપના જ રહ્યા છે. પરંતુ આ વખતે કોંગ્રેસનું કમિશન[4] એવી રીતે રચાયું હતું કે વર્ચસ્વ હોલેંડના વાન કોલની આગેવાની હેઠળના તકવાદી તત્ત્વના હાથમાં રહ્યું. ઠરાવના ખરડામાં એક એવા અર્થનું વાક્ય ઉમેરવામાં આવ્યું કે કોંગ્રેસ સિદ્ધાંતની દૃષ્ટિએ સમગ્ર સાંસ્થાનિક નીતિને નથી નકારી કાઢતી કેમ કે સમાજવાદ હેઠળ સાંસ્થાનિક નીતિ સભ્યતા પ્રસારક ભૂમિકા ભજવે એ શક્ય છે. કમિશનની લઘુમતીએ (જર્મનીનો લેદેબુર, પોલિશ તથા રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ, અને બીજા ઘણા પ્રતિનિધિઓ) એવો કોઈ પણ વિચાર ઠરાવમાં સામેલ થવા દેવાનો જુસ્સાપૂર્વક વિરોધ કર્યો. બાબત કોંગ્રેસને હવાલે કરી દેવામાં આવી અને કોંગ્રેસમાં બન્ને પક્ષોની તાકાત લગભગ એટલી બધી સરખી હતી કે સંઘર્ષમાં અજોડ ભાવાવેશ વ્યાપી ગયો.

તકવાદીઓએ વાન કોલનું સમર્થન કર્યું. જર્મન પ્રતિનિધિમંડળની બહુમતી તરફથી બોલતાં બર્નસ્ટાઈન અને ડેવિડે "સમાજવાદી સાંસ્થાનિક નીતિ"નો સ્વીકાર કરવાની અપીલ કરી અને નિરર્થક નકારાત્મક ધોરણ, સુધારાઓનું મહત્ત્વ સમજવાની નિષ્ફળતા, વ્યાવહારિક સાંસ્થાનિક કાર્યક્રમનો અભાવ, ઈત્યાદિ કારણો આપીને રેડિકલો ઉપર પ્રહારો કર્યા. તેમનો વિરોધ કરનારાઓમાં કાઉત્સ્કી પણ સામેલ હતો. જર્મન પ્રતિનિધિમંડળની બહુમતીના ધોરણનો **અસ્વીકાર કરવાનું** કોંગ્રેસને સૂચન કરવું તેને આવશ્યક લાગ્યું. તેણે યોગ્ય રીતે જ એ બાબત પ્રત્યે નિર્દેશ કર્યો કે સુધારાઓ માટેના સંઘર્ષને તજી દેવાની કોઈ વાત થઈ શકે જ નહિ — ઠરાવના બીજા વિભાગોમાં એ બાબતનું સ્પષ્ટ નિવેદન થયું છે અને એ બાબતમાં કોઈ જાતનો મતભેદ જાગ્યો નથી. અસલ

મુદ્દો તો એ જ છે કે મૂડીવાદી લૂંટફાટ અને ધાડમારના શાસનની બાબતમાં આપણે કોઈ જાતની છૂટછાટો મૂકવી જોઈએ કે નહિ. પછાત વસતિઓની પ્રત્યક્ષ ગુલામી ઉપર આધારિત વર્તમાન સાંસ્થાનિક નીતિ વિશે કોંગ્રેસમાં ચર્ચા થવી જોઈએ. મૂડીદાર વર્ગ સંસ્થાનોમાં વસ્તુત: ગુલામી દાખલ કરી રહ્યો છે અને ત્યાંની મૂળ વસતિઓની ઉપર અપૂર્વ અપમાનો તથા જુલમ વરસાવી રહ્યો છે, દારૂનું વ્યસન અને ચાંદીનો રોગ ફેલાવીને તેમને "સભ્યતા" પ્રદાન કરી રહ્યો છે. આવી પરિસ્થિતિમાં સમાજવાદીઓ પાસેથી એવી અપેક્ષા રાખવામાં આવે છે કે તેઓ સાંસ્થાનિક નીતિને સિદ્ધાંતની દૃષ્ટિએ સ્વીકારવાની શક્યતા સંબંધી ઉડાઉ જાહેરાતો કરે. એ તો મૂડીવાદી દૃષ્ટિકોણને સીધેસીધો સ્વીકારી લેવા જેવી જ વાત ગણાય. એ તો સર્વહારા વર્ગને મૂડીવાદી વિચારસરણીની, હાલ ઉદ્ધતાઈથી માથું ઊંચું કરી રહેલા મૂડીવાદી સામ્રાજ્યવાદની, આધીનતામાં ધકેલી દેવાની દિશામાં નિર્ણાયક પગલું જ ગણાય.

કમિશનની દરખાસ્તનો કોંગ્રેસે ૧૦૮ વિરુદ્ધ ૧૨૮ મતે અસ્વીકાર કર્યો અને દસ પ્રતિનિધિઓ (સ્વિટ્ઝર્લૅન્ડ) તટસ્થ રહ્યા. એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે પહેલી જ વાર સ્ટુટગાર્ટ કોંગ્રેસમાં દરેક દેશને નિશ્ચિત મતસંખ્યા ફાળવવામાં આવી હતી — વીસથી (મોટાં રાષ્ટ્રોને, રશિયા સમેત) લઈને બે (લગ્ઝમ્બર્ગ) સુધી. સાંસ્થાનિક નીતિમાં ન સંડોવાયેલાં અથવા એ નીતિના રોગથી ન પીડાતાં નાનાં રાષ્ટ્રોના સંયુક્ત મતોએ એવાં રાષ્ટ્રોના મતોને નિષ્ફળ બનાવી દીધા કે જ્યાં પ્રદેશો હડપવાની લાલસાનો ચેપ સર્વહારા વર્ગને પણ થોડોઘણો લાગી ગયો છે.

સાંસ્થાનિક સવાલની બાબતમાં થયેલું આ મતદાન ભારે મોટું મહત્ત્વ ધરાવે છે. પહેલી વાત એ કે તે મૂડીવાદી વચનોનો ભોગ બની જતા સમાજવાદી તકવાદને સચોટ રીતે ઉઘાડો પાડે છે. બીજી વાત એ કે તે યુરોપિયન મજૂર આંદોલનના એક નકારાત્મક લક્ષણનું સૂચક છે, એવા લક્ષણનું સૂચક છે કે જે સર્વહારા વર્ગના ધ્યેયને ભારે હાનિ કરી શકે એમ છે અને એ કારણસર ગંભીર ધ્યાન માગી લે છે. માર્ક્સે સિસમોન્દીના એક ખૂબ અર્થસભર કથનને વારંવાર ટાંક્યું છે. એ કથન આવું છે — પ્રાચીન જમાનામાં સર્વહારાઓ સમાજના ભોગે જીવન ગુજારતા; આધુનિક સમાજ સર્વહારાઓના ભોગે વિદ્યમાન રહે છે.

મિલકત વગરના પણ મહેનત ન કરતા વર્ગમાં શોષકોને ઉથલાવી પાડવાની શક્તિ નથી હોતી. આખા સમાજનો નિર્વાહ ચલાવતો એક સર્વહારા વર્ગ જ

સામાજિક ક્રાંતિનું કાર્ય કરી શકે. પરંતુ સંસ્થાનવાદની વૃદ્ધિ થતાં યુરોપિયન સર્વહારા **આંશિક રીતે** એવી સ્થિતિમાં મુકાઈ ગયો છે કે જેમાં તેનો શ્રમ **નહિ** પણ સંસ્થાનોના લગભગ ગુલામ લોકોનો શ્રમ આખા સમાજનો નિર્વાહ ચલાવે છે. દાખલા તરીકે, બ્રિટિશ મૂડીદાર વર્ગ જેટલો નફો બ્રિટિશ કામદારોની મહેનતમાંથી મેળવે છે તેના કરતાં વધારે નફો હિંદુસ્તાન અને બીજાં સંસ્થાનોમાં વસતા કરોડો લોકોની મહેનતમાંથી મેળવે છે. પરિસ્થિતિ એવી હોઈને, અમુક દેશોમાં સર્વહારા વર્ગને સાંસ્થાનિક અંધરાષ્ટ્રવાદનો ચેપ લગાડે એવો ભૌતિક અને આર્થિક આધાર પેદા થયો છે. અલબત્ત, આ એક અસ્થાયી ઘટના પણ હોઈ શકે છે. પરંતુ એમ હોય તોપણ અનિષ્ટ આપણાં મનમાં સ્પષ્ટ હોવું જ જોઈએ અને તેનાં કારણો આપણે સમજી લેવાં જ જોઈએ, જેથી આપણે એવા પ્રકારના તકવાદ વિરુદ્ધ સંઘર્ષ માટે બધા દેશોના સર્વહારા વર્ગની એકતા સાધી શકીએ. અને એ સંઘર્ષ અનિવાર્ય રૂપે વિજયી થશે કેમ કે “વિશેષાધિકારી” રાષ્ટ્રો મૂડીવાદી રાષ્ટ્રોની ઘટતી જતી લઘુમતીનું પ્રતિનિધિત્વ કરે છે...

૧૯૦૭ના ઓગસ્ટના અંતમાં
અને સપ્ટેંબરના આરંભમાં લિખિત
૧૯૦૭ના ઓક્ટોબરની ૨૦મી તારીખે
‘પ્રોલેતારી’ના ૧૭મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૧૬,
પૃ. ૬૭—૬૯

## વિશ્વ રાજકારણમાં જ્વાલાગ્રાહી સામગ્રી

છેલ્લા થોડા સમય દરમિયાન વિવિધ યુરોપીય અને એશિયાઈ દેશોમાં ક્રાંતિકારી ચળવળે પોતાનું અસ્તિત્વ એટલી જોરદાર રીતે વ્યક્ત કર્યું છે કે આપણે આંતરરાષ્ટ્રીય સર્વહારા સંઘર્ષમાં એક નવી અને અતુલનીય રીતે ઉચ્ચતર કક્ષાની સારી પેઠે સ્પષ્ટ રૂપરેખાને આપણી સમક્ષ જોઈએ છીએ.

ઈરાનમાં પ્રતિક્રાંતિ થઈ છે જે રશિયાની પ્રથમ દૂમાના વિસર્જન અને ૧૯૦૫ના અંતમાં રશિયામાં થયેલ વિપ્લવ[5]ના વિચિત્ર મિશ્રણ જેવી છે. જાપાનીઓના હાથે શરમભર્યો પરાજય પામેલાં રશિયન ઝારનાં લશ્કરો જુસ્સાભરી રીતે પ્રતિક્રાંતિની સેવા કરીને પોતાનું વેર વાળી રહ્યાં છે. રશિયામાં લોકસમુદાયો ઉપર ગોળીઓ વરસાવવાનો, દંડાત્મક હુમલા કરવાનો, દુર્વ્યવહારનો, અને લૂંટફાટનો કેર વરતાવવાનું શૌર્ય દાખવ્યા પછી કઝ્ઝાકો હવે ઈરાનમાં ક્રાંતિને[6] દબાવી દેવાનું શૌર્ય દાખવી રહ્યા છે. યમદૂત[7] જમીનમાલિકોનું નેતૃત્વ કરતો નિકોલાઇ રોમાનોવ હડતાલો તથા આંતરવિગ્રહથી ગભરાઈ જઈને પોતાના ક્રોધને ઈરાની ક્રાંતિકારીઓ ઉપર ઠાલવે એ સમજી શકાય એવી વાત છે. રશિયાના ખ્રિસ્તી સૈનિકોને આંતરરાષ્ટ્રીય જલ્લાદોની ભૂમિકા અદા કરવાનું સોંપવામાં આવ્યું હોય એવો પ્રસંગ આ કંઈ પહેલો જ નથી. પરંતુ બ્રિટન આખા મામલા વિશે બગભગતની રીતે પોતાના હાથ ધોઈ નાખે છે અને ઈરાની પ્રત્યાઘાતીઓ તેમ જ આપખુદશાહીના સમર્થકો પ્રત્યે દેખીતી રીતે મિત્રતાભરી તટસ્થતા જાળવે છે, એ તો કંઈક જુદી જ વાત છે. પોતાના દેશમાં મજૂર આંદોલનના વિકાસથી ગુસ્સે ભરાયેલો અને હિંદુસ્તાનમાં વધતા જતા ક્રાંતિકારી સંઘર્ષથી ભય પામેલો બ્રિટિશ લિબરલ મૂડીદાર વર્ગ વધારે ને વધારે પ્રસંગોએ અને ખુલ્લી તથા સાફ રીતે બતાવી રહ્યો છે કે મૂડી તથા મૂડીવાદી પ્રથા વિરુદ્ધના સંઘર્ષમાં, એટલે કે ગુલામી લૂંટફાટ અને હિંસાની પ્રથા વિરુદ્ધના સંઘર્ષમાં,

જ્યારે ઉઠાવ આવે ત્યારે ઉચ્ચ રીતે "સભ્ય" યુરોપિયન "રાજકારણીઓ", બંધારણવાદની ઉચ્ચ શાળામાંથી પસાર થયેલા માનવીઓ, કેવા **પાશવોમાં** પલટાઈ જઈ શકે છે. ઈરાની ક્રાંતિકારીઓની સ્થિતિ મુશ્કેલ છે. તેમના દેશને એક તરફ હિંદુસ્તાનના માલિકો અને બીજી તરફ પ્રતિક્રાંતિકારી રશિયન સરકાર પોતાની વચ્ચે વહેંચી લેવાની અણિ પર હતા. પરંતુ તાબ્રિઝનો અણનમ સંઘર્ષ અને તદ્દન પરાજિત થઈ ગયેલા દેખાતા ક્રાંતિકારીઓની તરફેણમાં ફરી ફરીને ઝૂકતી જંગની ખુશનસીબીઓ એ વાતની સાક્ષી પૂરે છે કે રશિયન લ્યાખોવો તથા બ્રિટિશ મુત્સદ્દીઓની સહાય મળતી હોવા છતાં શાહના બિનસત્તાવાર સિપાહીઓનો જનતા અત્યંત જોશીલો પ્રતીકાર કરી રહી છે. જે ક્રાંતિકારી ચળવળ રાજશાહીની પુનઃસ્થાપનાના પ્રયાસોનો હથિયારબંધ પ્રતીકાર કરી શકે અને એવા પ્રયાસો કરનારાઓને વિદેશી મદદ માગવાની ફરજ પાડી શકે— એવી ચળવળનો નાશ થઈ જ ન શકે. આવા સંજોગોમાં, ઈરાની પ્રત્યાઘાતનો સંપૂર્ણ વિજય થાય તોપણ એ વિજય નવા પ્રજાકીય વિપ્લવનું કેવળ પૂર્વલક્ષણ જ હશે.

તુર્કીમાં યુવાન તુર્કોના[8] નેતૃત્વ હેઠળ સેનાની અંદર ચાલતી ક્રાંતિકારી ચળવળે વિજય હાંસલ કર્યો છે. એ સાચું કે એ તો ફક્ત અરધો કે એથી પણ ઓછો વિજય છે કેમ કે તુર્કીના નિકોલાઈ બીજાએ[9] અત્યાર સુધી તો પ્રખ્યાત તુર્કી બંધારણની પુનઃસ્થાપનાનું વચન આપીને પોતાનો જાન બચાવવામાં સફળતા મેળવી છે. પરંતુ ક્રાંતિમાં આવી અરધી જીતો, પુરાણા શાસને નિરુપાયે અને ઉતાવળમાં મૂકેલી આવી છૂટછાટો, વધારે બહોળા લોકસમુદાયોને આવરી લેતા આંતરવિગ્રહની નવી અને ઘણી વધારે નિર્ણાયક તેમ જ વધારે તીવ્ર ચડઊતરની પાકામાં પાકી ગેરંટી જેવી હોય છે. અને આંતરવિગ્રહના અનુભવની તાલીમ રાષ્ટ્રોને કદી નકામી જતી નથી. એ તાલીમ સખત હોય છે, અને તેના પૂરા ક્રમમાં પ્રતિક્રાંતિના વિજયો, ક્રોધે બળતા પ્રત્યાઘાતીઓનો બેલગામ જુલમ, વિપ્લવકારીઓની ઉપર પુરાણી સરકારનું જંગલી દમન, વગેરેનો સમાવેશ **આવશ્યક રૂપે** થાય જ છે. પરંતુ અસાધ્ય પાંડિત્યદંભના રોગીઓ અને લથડી પડતાં મડદાં જ એ હકીકત અંગે દુ:ખના ઊંહકારા ભરી શકે કે રાષ્ટ્રોએ એ કષ્ટમય અનુભવશાળામાં પ્રવેશ કર્યો છે. એ શાળા પીડિત વર્ગોને શીખવે છે કે આંતરવિગ્રહને કેવી રીતે લડવો અને ક્રાંતિને વિજય સુધી કેવી રીતે લઈ જવી. વર્તમાન સમયના ગુલામસમુદાયોમાં તે એવા ધિક્કારની જમાવટ કરે છે કે જે પદદલિત, અંધકારમાં સબડતા અને અજ્ઞાન ગુલામોએ સદાસર્વદા પોતાનાં

દિલોમાં ભરેલી રાખી છે અને જે પોતાની ગુલામીની શરમને સમજી શકનારા ગુલામોના સર્વોચ્ચ ઇતિહાસ-સર્જક પરાક્રમોને જન્મ આપે છે.

હમણાં હમણાં હિંદુસ્તાનમાં "સભ્ય" બ્રિટિશ મૂડીદારોના દેશી ગુલામો પોતાના "માલિકો" માટે ચિંતાનું કારણ બની રહ્યા છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ પદ્ધતિની સરકારના ઓઠા હેઠળ હિંસા તથા લૂંટફાટનો જે દોર ચાલે છે તેનો ક્યાંય અંત જ નથી. જનતામાં એવી અધમ વ્યાપક ગરીબી અને કાયમનું ઘર કરી ગયેલો એવો ભૂખમરો દુનિયામાં બીજે ક્યાંય, અલબત્ત રશિયાનો અપવાદ બાદ કરતાં, જોવા નહિ મળે. આઝાદ બ્રિટનની અધિકતમ લિબરલ અને ઉદ્દામવાદી વ્યક્તિઓ પણ, રશિયન તથા બિનરશિયન કેડેટોની[10] બાબતનો નિષ્ણાત અને "પ્રગતિશીલ" પત્રકારત્વનો તેજસ્વી સિતારો ગણાતા (હકીકતમાં મૂડીવાદના ખાંધિયા) જૉન મોર્લી (Morley) જેવા માણસો પણ, જ્યારે હિંદુસ્તાનનું શાસન કરવા માટે નિમાય ત્યારે પાકા ચંગીઝખાનો બની જાય છે અને પોતાને હસ્તક સોંપવામાં આવેલી વસતિને "શાંત કરવા" માટે ગમે તે ઉપાયની પરવાનગી આપવા, રાજનૈતિક વિરોધ વ્યક્ત કરનારાઓને **કોરડા ફટકારવાની** પરવાનગી પણ આપવા, શક્તિમાન બની જાય છે! બ્રિટિશ સામાજિક-લોકશાહીવાદીઓના નાનકડા સાપ્તાહિક 'ઇનસાફ' (*«Justice»*) ઉપર મોર્લી જેવા એ લિબરલ અને "ઉદ્દામવાદી" હરામખોરોએ હિંદુસ્તાનમાં **પ્રતિબંધ લગાવી દીધો** છે. અને બ્રિટિશ સંસદસભ્ય તથા 'સ્વતંત્ર મજૂર પાર્ટી'ના (Independent Labour Party) નેતા કેર હાર્ડીએ હિંદુસ્તાનની મુલાકાતે જવાની તથા હિંદુસ્તાનીઓ સમક્ષ અત્યંત પ્રાથમિક લોકશાહી માંગો વિશે વાત કરવાની ધૃષ્ટતા કરી ત્યારે બ્રિટિશ મૂડીવાદી અખબારો એ "બળવાખોર"ની વિરુદ્ધ ઘૂરકી ઊઠયાં. અને હવે અત્યંત પ્રભાવશાળી બ્રિટિશ અખબારો હિંદુસ્તાનમાં શાંતિનો ભંગ કરતા "આંદોલનકારો"ની વિરુદ્ધ ભયંકર ક્રોધે ભરાયાં છે તથા લોકશાહીવાદી હિંદુસ્તાની પ્રચારકોને દબાવી દેવા માટે લેવામાં આવતાં શુદ્ધ રશિયન પદ્ધતિનાં, પ્લેવે પદ્ધતિનાં, વહીવટી પગલાંને આવકારી રહ્યાં છે. પરંતુ હિંદુસ્તાનમાં મહોલ્લાએ **પોતાના** લેખકો અને રાજદ્વારી નેતાઓના સમર્થનમાં ખડા થવાનું શરૂ કરી દીધું છે. બ્રિટિશ શિયાળોએ હિંદુસ્તાની લોકશાહીવાદી તિલકને કરેલી નિંદ્ય સજાના પરિણામે—તેને લાંબી દેશપારની સજા ફરમાવવામાં આવી છે, થોડા દિવસ પહેલાં બ્રિટિશ આમસભામાં પૂછવામાં આવેલા એક સવાલથી એ વાત છતી થઈ કે હિંદુસ્તાની જૂરરોએ તિલકને નિર્દોષ ગણીને છોડી મૂકવાની તરફેણમાં મત

આપ્યા હતા પરંતુ **બ્રિટિશ જ્યુરરોના મતોથી** તેને સજા ફરમાવવામાં આવી હતી! — થેલીશાહોના ખાંધિયાઓએ એક લોકશાહીવાદીની વિરુદ્ધ લીધેલા એ વેરના પગલાના પરિણામે મુંબઈમાં રસ્તાઓ ઉપર દેખાવો થયા અને હડતાલ પડી. હિંદુસ્તાનમાં પણ સર્વહારા વર્ગ સભાન રાજનૈતિક આમ સંઘર્ષની કક્ષા સુધી વિકસિત થઈ ચૂક્યો છે અને એટલે હિંદુસ્તાનમાં રશિયન પદ્ધતિના બ્રિટિશ અમલનો વિનાશ નિશ્ચિત છે! એશિયાના દેશોની સાંસ્થાનિક લૂંટફાટ ચલાવીને યુરોપિયનો તેમાંના એક દેશને, જાપાનને, એટલો બધો પોલાદી બનાવી દેવામાં સફળ થયા છે કે એ દેશે મહાન લશ્કરી વિજયો મેળવ્યા છે અને એ વિજયોએ તેના સ્વતંત્ર રાષ્ટ્રીય વિકાસને સુનિશ્ચિત બનાવી દીધો છે. એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન હોઈ શકે જ નહિ કે બ્રિટિશરો દ્વારા ચલાવવામાં આવતી હિંદુસ્તાનની યુગજૂની લૂંટફાટ અને "અગ્રગામી" યુરોપિયનો દ્વારા ઈરાની તથા હિંદુસ્તાની લોકશાહીની વિરુદ્ધ ચલાવવામાં આવતો વર્તમાન સંઘર્ષ એશિયામાં લાખો અને કરોડો સર્વહારાઓને પોતાના ઉત્પીડકોની વિરુદ્ધ એવો સંઘર્ષ લડવા માટે **પોલાદી બનાવી દેશે** કે જે બરાબર જાપાનીઓના જેટલો જ વિજયી બની જશે. વર્ગજાગૃત યુરોપિયન કામદારને હવે એશિયામાં સાથીઓ સાંપડયા છે અને તેઓની સંખ્યામાં કૂદકે ને ભૂસકે વૃદ્ધિ થતી જશે.

ચીનમાં પણ મધ્યકાલીન વ્યવસ્થાની વિરુદ્ધની ચળવળ તાજેતરના મહિનાઓમાં ખાસ જોરદાર રીતે વ્યક્ત થઈ છે. એ સાચું કે હાલની ચળવળ વિશે કશું ચોક્કસ હજુ કહી શકાય એમ નથી — તેને વિશેની માહિતી તદ્દન અપૂર્ણ છે અને દેશના વિવિધ ભાગોમાં બળવાઓના અહેવાલોનાં ભારે પૂર ઊમટયાં છે. પરંતુ ચીનમાં જે "નવી ભાવના"નો જોશીલો વિકાસ થઈ રહ્યો છે અને જે "યુરોપિયન પ્રવાહો" વેગમય થઈ રહ્યા છે, ખાસ કરીને રશિયા અને જાપાન વચ્ચેના યુદ્ધ[11] બાદ, તેને વિશે મુદ્દલ શંકા હોઈ શકે જ નહિ; પરિણામ રૂપે, પુરાણી રીતના ચીની બળવાઓ અનિવાર્ય રીતે સભાન લોકશાહીવાદી ચળવળમાં વિકસિત થશે. ઈન્ડોચાઈનામાં ફ્રેંચ જે જાતનું વર્તન કરી રહ્યા છે તે ઉપરથી એ હકીકત સાબિત થઈ જાય છે કે સાંસ્થાનિક લૂંટફાટના કેટલાક સામેલગીરો ઊંડી ચિંતામાં ડૂબી ગયા છે. તેઓએ ચીનમાં ક્રાંતિકારીઓને દબાવી દેવામાં "ઐતિહાસિક સત્તાધારીઓ"ને **સહાય કરી!** ચીનની સરહદની નજીક આવેલાં તેમની "પોતાની" માલિકીનાં સંસ્થાનોની સલામતી વિશે તેમને એટલી જ બીક હતી.

પરંતુ ફ્રેંચ મૂડીવાદી વર્ગને કેવળ તેનાં એશિયાઈ સંસ્થાનોની જ ચિંતા નથી. પેરિસ નજીક વિલ્લેન્યુવે-સેંટ-જયોર્જિસમાં નાકાબંધીઓ, એ નાકાબંધીઓ

ખડી કરનારા હડતાલીઓની ઉપર ગોળીબાર (ગુરુવાર, ૩૦(૧૭)મી જુલાઈના દિવસે)—આ ઘટનાઓ યુરોપમાં તીવ્ર બનતા વર્ગસંઘર્ષની નવી સાબિતી છે. મૂડીદારો વતી ફ્રાંસમાં રાજ ચલાવતો રેડિકલ ક્લેમાંસો સર્વહારા વર્ગની અંદર પ્રજાસત્તાકીય-મૂડીવાદી ભ્રમોના હજુ ટકી રહેલા આખરી અવશેષોને ખતમ કરી નાખવા માટે અસાધારણ જોશથી કામ કરી રહ્યો છે. "રેડિકલ" સરકારના હુકમો બજાવતા સિપાહીઓના હાથે કામદારો ઉપર ગોળીબારની ઘટના ક્લેમાંસોના અમલ દરમિયાન અગાઉ કરતાં લગભગ વધારે વાર બને છે. આ કારણસર ફ્રેંચ સમાજવાદીઓએ ક્લેમાંસોને "લાલભાઈ"નું આડનામ ક્યારનું આપી દીધું છે, અને હવે જ્યારે તેના દલાલોએ, સિપાહીઓ અને જનરલોએ, ફરી વાર કામદારોનું લોહી વહેવડાવ્યું છે ત્યારે, પ્રજાસત્તાકના આ અતિપ્રગતિશીલ મૂડીવાદી હિમાયતીએ એક વાર ઉચ્ચારેલું સૂત્રવાક્ય સમાજવાદીઓએ યાદ કર્યું છે: "તમે ને હું નાકાબંધીની સામસામી બાજુએ છીએ." હા, ફ્રેંચ સર્વહારા વર્ગ અને પ્રજાસત્તાકના અત્યંત ઉગ્ર મૂડીવાદી હિમાયતીઓએ આખરે નાકાબંધીની સામસામી બાજુએ સ્થાન લઈ લીધું છે. પ્રજાસત્તાક હાંસલ કરવા અને તેનું રક્ષણ કરવા માટે ફ્રેંચ કામદાર વર્ગે ઘણું લોહી વહાવ્યું છે અને હવે, પૂર્ણ રૂપે સ્થાપિત પ્રજાસત્તાકીય વ્યવસ્થાના આધારે, મિલકતદાર વર્ગ અને કામગાર જનતા વચ્ચેનો નિર્ણાયક સંઘર્ષ ઝડપથી પરાકાષ્ઠાએ પહોંચી રહ્યો છે. ૩૦મી જુલાઈની ઘટનાઓ વિશે *«L'Humanité»*[12] અખબારે લખ્યું છે કે "એ કેવળ પાશવતા નહોતી, એ તો લડાઈનો એક હિસ્સો હતો." જનરલો અને પોલીસે ગમે તેમ કરીને કામદારોને ઉશ્કેરવાનું અને બિનહથિયાર નિદર્શનને કત્લેઆમમાં પલટાવી નાખવાનું નક્કી કરી રાખ્યું હતું. બિનહથિયાર હડતાલીઓ અને નિદર્શકોને ઘેરી લઈને તેમની ઉપર હુમલો કરનારા સિપાહીઓનો સામનો થયો અને તેમના કદમના પરિણામે તત્કાળ નાકાબંધીઓ ખડી થઈ ગઈ તથા આખા ફ્રાંસને ખળભળાવી દેનારી ઘટનાઓ બની. *«L'Humanité»*એ લખ્યું છે કે એ નાકાબંધીઓ પાટિયાં વડે ખડી કરવામાં આવી હતી અને હાસ્યાસ્પદ રૂપે બિનઅસરકારક હતી. પરંતુ એ વાત મહત્ત્વની નથી. મહત્ત્વની વાત તો એ છે કે નાકાબંધીઓ ખડી કરવાની પુરાણી ટેવ ત્રીજા પ્રજાસત્તાકે છોડાવી દીધી હતી પણ "ક્લેમાંસોએ એ ટેવને ફરી ચાલુ કરી છે"—અને આંતરવિગ્રહની બાબત વિશે "૧૮૪૮ના જૂનના કસાઈઓ તથા ૧૮૭૧માં ગાલિફે[13] " જેટલો જ સ્પષ્ટવક્તા તે આ સંબંધમાં છે.

અને ૩૦મી જુલાઈની ઘટનાઓના સંબંધમાં આ મહાન ઐતિહાસિક તારીખોને યાદ કરવામાં સમાજવાદી અખબારો એકલાં નથી. કામદારોનો ઈરાદો જાણે સમાજવાદી ક્રાંતિ શરૂ કરવાનો હોય એવો આરોપ તેમની ઉપર લગાવીને મૂડીવાદી અખબારો તેમની ઉપર ઝનૂની પ્રહારો કરી રહ્યા છે. ઘટનાસ્થળે બન્ને પક્ષોના મનોભાવ સૂચિત કરતો એક નાનો પણ લાક્ષણિક બનાવ એક અખબારે ટાંક્યો છે. જયારે કામદારો એક જખમી કોમરેડને લઈને, હડતાલીઓની વિરુદ્ધ કામગીરીનું સંચાલન કરનારા જનરલ વિરવેરે પાસેથી પસાર થઈ રહ્યા હતા ત્યારે નિદર્શકોએ પોકારો કર્યા: "સલામી!" અને મૂડીવાદી પ્રજાસત્તાકના જનરલે પોતાના જખમી દુશ્મનને સલામીથી માન આપ્યું.

સર્વહારા વર્ગ અને મૂડીવાદ વર્ગ વચ્ચેનો સંઘર્ષ તીવ્ર બની રહ્યો છે એ હકીકત સઘળા ઉન્નત મૂડીવાદી દેશોમાં નજરે પડે છે. વલણ બધે એકસરખું જ છે, જોકે ઐતિહાસિક સંજોગો, રાજકીય પદ્ધતિઓ અને કામદાર આંદોલનનાં રૂપો અનુસાર તે જુદી જુદી રીતે વ્યક્ત થાય છે. અમેરિકા અને બ્રિટનમાં જયાં પૂર્ણ રાજકીય સ્વતંત્રતા અસ્તિત્વમાં છે અને જીવંત પરંપરાઓ કહી શકાય એવી કોઈ ક્રાંતિકારી અને સમાજવાદી પરંપરાઓ સર્વહારા વર્ગ નથી ધરાવતો ત્યાં સંઘર્ષ તીવ્ર બનવાની આ હકીકત ટ્રસ્ટોની વિરુદ્ધ વધતા જતા આંદોલનમાં, સમાજવાદની અસાધારણ ઉન્નતિ અને મિલકતદાર વર્ગો તેની ઉપર વધતા જતા પ્રમાણમાં ધ્યાન આપે છે એ હકીકતમાં, અને પદ્ધતિસર તથા સ્વતંત્ર સર્વહારા રાજકીય સંઘર્ષમાં પ્રવેશ આરંભ કરી રહેલાં કેટલાંક કામદાર સંગઠનોમાં, અમુક દાખલાઓમાં નિર્ભેળ આર્થિક સંગઠનોમાં, વ્યક્ત થાય છે. ઑસ્ટ્રિયા અને જર્મનીમાં, અને આંશિક રૂપે સ્કૅન્ડિનેવિયન દેશોમાં પણ, વર્ગસંઘર્ષ તીવ્ર બનવાની હકીકત ચૂંટણી ઝુંબેશોમાં, પાર્ટીઓ વચ્ચેના સંબંધોમાં, સહિયારા દુશ્મન સર્વહારા વર્ગની સામે જાતજાતના તથા ભાતભાતના મૂડીવાદીઓની વધારે ગાઢ હરોળબંધીમાં અને કાનૂની તેમ જ પોલીસની કનડગત વધારે આકરી બનવાની હકીકતમાં જાહેર થાય છે. બન્ને વિરોધી છાવણીઓ જાણે આગામી ક્રાંતિકારી લડાઈઓ માટે ચુપચાપ તથા નિશ્ચયપૂર્વક તૈયારીઓ કરી રહી હોય એમ ધીરે ધીરે પણ ચોક્કસ રૂપે પોતપોતાની તાકાતની જમાવટ કરી રહી છે, પોતપોતાનાં સંગઠનોને મજબૂત બનાવી રહી છે, જાહેર જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વધતી જતી તેજીથી અલગ પડતી જાય છે. લેટિન દેશોમાં, ઈટાલીમાં અને ખાસ કરીને ફ્રાંસમાં, વર્ગસંઘર્ષ તીવ્ર બનવાની હકીકત વિશેષ રૂપે ઝંઝાવાતી, પ્રચંડ અને ક્યારેક સીધા ક્રાંતિકારી વિદ્રોહોમાં વ્યક્ત થાય છે

જ્યારે સર્વહારા વર્ગનો પોતાના પીડકો પ્રત્યેનો ધૂંધવાતો તિરસ્કાર અણધાર્યા જોરથી ફૂટી નીકળે છે અને પાર્લમેન્ટરી સંઘર્ષના "શાંતિમય" વાતાવરણનું સ્થાન ખરા આંતરવિગ્રહની ઘટનાઓ લઈ લે છે.

સર્વહારા વર્ગનું આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલન વિવિધ દેશોમાં એકધારું તથા એકસરખાં રૂપોમાં વિકસતું નથી અને વિકસી શકે પણ નહિ. પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં દરેક તકનો પૂરો અને સર્વાંગી ઉપયોગ તો વિવિધ દેશોમાં કામદારોના વર્ગસંઘર્ષના પરિણામે જ શક્ય બને છે. દરેક દેશ સહિયારા પ્રવાહમાં પોતાનાં મૂલ્યવાન અને આગવાં લક્ષણોનો ફાળો આપે છે, પણ દરેક અલગ દેશમાં આંદોલન પોતાનું એકાંગીપણું, અલગ અલગ સમાજવાદી પાર્ટીઓની પોતાની આગવી સૈદ્ધાંતિક તથા અમલી ખામીઓ, ધરાવતું હોય છે. સમગ્ર રૂપે જોતાં આપણને આંતરરાષ્ટ્રીય સમાજવાદનું એક પ્રચંડ આગેકદમ, દુશ્મન જોડે વાસ્તવિક ઝપાઝપીઓની હારમાળા દરમિયાન લાખોનાં સૈન્યોની જમાવટ, અને મૂડીવાદી વર્ગ જોડેનો નિર્ણાયક સંઘર્ષ—જેને માટે કામદાર વર્ગ કોમ્યુનના[14], એ છેલ્લા મહાન સર્વહારા વિપ્લવના, દિવસો કરતાં ઘણો બહેતર **તૈયાર** છે એ સંઘર્ષ — સમીપ આવતો સાફ દેખાય છે.

અને સમગ્ર આંતરરાષ્ટ્રીય સમાજવાદનું આ આગેકદમ તથા તેની સાથે એશિયામાં ક્રાંતિકારી-લોકશાહીવાદી સંઘર્ષ તીવ્ર બનવાની હકીકત રશિયન ક્રાંતિને ખાસ સ્થિતિમાં અને વિશેષ રૂપે મુશ્કેલ સ્થિતિમાં મૂકી દે છે. રશિયન ક્રાંતિ યુરોપ અને એશિયા બેઉમાં એક મહાન આંતરરાષ્ટ્રીય સાથી ધરાવે છે પરંતુ તેની સાથે સાથે, અને **એ જ કારણસર**, તેને કેવળ રાષ્ટ્રીય જ નહિ, કેવળ રશિયન જ નહિ, એક **આંતરરાષ્ટ્રીય** દુશ્મન પણ છે. સઘળા મૂડીવાદી દેશોમાં વધતા જતા સર્વહારા વર્ગીય સંઘર્ષનો પ્રત્યાઘાત અનિવાર્ય છે, અને તે આખી દુનિયાની મૂડીવાદી સરકારોને દરેક પ્રજાકીય આંદોલનની વિરુદ્ધ, એશિયામાં તેમ જ ખાસ કરીને યુરોપમાં દરેક ક્રાંતિની વિરુદ્ધ, એકતાબદ્ધ કરી રહ્યો છે. મોટા ભાગના રશિયન લિબરલ બુદ્ધિજીવીઓની જેમ આપણી પાર્ટીની અંદર તકવાદીઓ હજુ એવી મૂડીવાદી ક્રાંતિનું સ્વપ્ન સેવી રહ્યા છે જે મૂડીવાદી વર્ગને "વિમુખ નહિ કરી દે" અથવા ભડકાવીને ભગાડી નહિ મૂકે, જે "વધારે પડતો" પ્રત્યાઘાત પેદા નહિ કરે, કે ક્રાંતિકારી વર્ગો સત્તા કબજે કરી લે એવી હાલતમાં નહિ પરિણમે. વ્યર્થ આશાઓ! કૂપમંડૂકિયો તરંગ! દુનિયાના સઘળા ઉન્નત દેશોમાં જ્વાલાગ્રાહી સામગ્રીનું પ્રમાણ એટલી ઝડપથી વધી રહ્યું છે, અને જે હજુ ગઈકાલે તો ઘેરી નીંદરની હાલતમાં પડયા હતા એ મોટા ભાગના

એશિયાઈ દેશોમાં દાવાનળ એટલા સ્પષ્ટ રૂપે ફેલાઈ રહ્યો છે, કે આંતરરાષ્ટ્રીય મૂડીવાદી પ્રત્યાઘાત વધારે તીવ્ર બને અને દરેકે દરેક રાષ્ટ્રીય ક્રાંતિ વધારે જોર પકડે તે અનિવાર્ય છે.

આપણી ક્રાંતિનાં ઐતિહાસિક કર્તવ્યો પ્રતિક્રાંતિનાં પરિબળો નથી કરી રહ્યાં અને કરી શકે પણ નહિ. રશિયન મૂડીવાદી વર્ગ અનિવાર્ય રૂપે આંતરરાષ્ટ્રીય સર્વહારા-વિરોધી અને લોકશાહી-વિરોધી વલણ તરફ વધારે ને વધારે ખેંચાઈ રહ્યો છે. રશિયન સર્વહારા વર્ગે લિબરલ સાથીઓ ઉપર આધાર ન રાખવો જોઈએ. તેણે રશિયામાં ખુદ કિસાન સમુદાયોના હાથે જમીનના સવાલના બળજબરીના ઉકેલની જરૂરિયાતને પોતાનો આધાર બનાવીને, યમદૂત જમીનદારો અને યમદૂત આપખુદશાહીના શાસનને ઉથલાવી પાડવામાં કિસાન સમુદાયોને મદદ કરીને, રશિયામાં સર્વહારા વર્ગ તથા કિસાનપ્રજાની લોકશાહીવાદી સરમુખત્યારીની સ્થાપનાને પોતાનું કર્તવ્ય બનાવીને, અને પોતાનો સંઘર્ષ તથા પોતાના વિજયો આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી આંદોલનથી અવિભાજ્ય છે તે યાદ રાખીને ક્રાંતિના સંપૂર્ણ વિજયનો પોતાનો સ્વતંત્ર માર્ગ લેવો જોઈએ. પ્રતિક્રાંતિકારી (રશિયામાં તેમ જ આખી દુનિયામાં પ્રતિક્રાંતિકારી) મૂડીવાદી વર્ગ વિશે ભ્રમો ઓછા કરો. આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી સર્વહારા વર્ગના વિકાસ ઉપર વધારે ધ્યાન આપો!

'પ્રોલેતારી' અંક ૩૩, ગ્રંથ ૧૭
૨૩મી જુલાઈ (૫મી ઑગસ્ટ), ૧૯૦૮ પૃ. ૧૭૪-૧૮૩

## બાલ્કનપ્રદેશ અને ઈરાનની ઘટનાઓ

રશિયાનાં અને આખા યુરોપનાં રાજકીય અખબારો બાલ્કનપ્રદેશની ઘટનાઓ[15] વિશેનાં લખાણોથી ભરેલાં રહે છે. યુરોપ ભયજનક રૂપે યુદ્ધની સમીપ પહોંચી ગયું હોય એમ થોડા વખત માટે લાગેલું, અને એવો ભય હજુ કોઈ પણ રીતે દૂર થયો નથી, જોકે એ વાતનો સંભવ ઘણો વધારે છે કે આખો મામલો દેકારા અને શોરબકોરમાં જ પૂરો થઈ જશે અને યુદ્ધને ટાળી શકાશે.

કટોકટીનું સ્વરૂપ કેવું છે અને રશિયામાં કામદારોની પાર્ટી સમક્ષ તે કેવાં કર્તવ્યો ઉપસ્થિત કરે છે એ બાબત આપણે તપાસી જોઈએ.

રશિયા-જાપાન યુદ્ધે અને રશિયન ક્રાંતિએ[16] એશિયાનાં રાષ્ટ્રોની રાજકીય જાગ્રતિને પ્રબળ ઉત્તેજન પૂરું પાડ્યું. પરંતુ આંદોલનનો એક દેશમાંથી બીજા દેશમાં પ્રસાર એટલો ધીમો રહ્યો કે ઈરાનમાં રશિયન પ્રતિક્રાંતિએ નિર્ણાયક કહી શકાય એવી ભૂમિકા ભજવવાનું ચાલુ રાખ્યું છે અને તુર્કીમાં ક્રાંતિને રશિયાની આગેવાની ધરાવતી સત્તાઓના પ્રતિક્રાંતિકારી જોડાણનો સામનો કરવો પડે છે. એ સાચું કે યુરોપિયન અખબારોના સામાન્ય સૂરથી અને રાજકીય નિવેદનોથી આ વાત ગલત સાબિત થતી હોય એમ લાગે છે. એ નિવેદનોને અને અર્ધ-સત્તાવાર અખબારોને સાચાં માની લઈએ તો નવજીવન પામેલા તુર્કી પ્રત્યે સાર્વત્રિક "હમદર્દી" પ્રવર્તે છે, તેના બંધારણીય શાસનને મજબૂત અને વિકસિત જોવાની સાર્વત્રિક ઇચ્છા અસ્તિત્વમાં છે, અને મૂડીવાદી જુવાન તુર્કોની "વિનીત વૃત્તિ" બદલ સામાન્ય રૂપે પ્રશંસાની લાગણી ફેલાયેલી છે.

પરંતુ એ સુંદર શબ્દો યુરોપની વર્તમાન પ્રત્યાઘાતી સરકારો તથા પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગના ગંધાતા મૂડીવાદી દંભની લાક્ષણિકતા વ્યક્ત કરે છે. કેમ કે હકીકત તો એ છે કે પોતાને લોકશાહીવાદી કહેવડાવતા એક પણ યુરોપિયન દેશે અને લોકશાહીવાદી, પ્રગતિશીલ, લિબરલ, ક્રાંતિકારી, ઇત્યાદિ હોવાનો

ડોળ કરતી એક પણ યુરોપિયન મૂડીવાદી પાર્ટીએ તુર્કીની ક્રાંતિના વિજય અને દૃઢીકરણમાં સહાય કરવાની ખરેખરી ઇચ્છા કોઈ પણ રૂપે પ્રદર્શિત કરી નથી. એથી ઊલટું, એ સર્વને તુર્કીની ક્રાંતિની સફળતાની **બીક છે**, કેમ કે એવી સફળતાનું અનિવાર્ય પરિણામ એક તરફ તો બધાં બાલ્કન રાષ્ટ્રોમાં સ્વાયત્તતા તેમ જ ખરેખરી લોકશાહીની ઝંખનાને પોષણ આપશે અને બીજી તરફ ઈરાની ક્રાંતિના વિજયને સુનિશ્ચિત બનાવી દેશે, એશિયામાં લોકશાહીવાદી આંદોલનને નવું પ્રોત્સાહન પૂરું પાડશે, હિંદુસ્તાનમાં સ્વાધીનતાના સંઘર્ષને વધારે તીવ્ર બનાવશે, અને રશિયાના અફાટ સીમાપ્રદેશમાં નવી સંસ્થાઓનું સર્જન કરીને એવા નવા સંજોગો પેદા કરશે કે જે યમદૂત ઝારશાહીની નીતિને અવરોધશે અને રશિયામાં ક્રાંતિનો ઉદય સરળ બનાવશે, ઈત્યાદિ.

આપણે હાલ બાલ્કનપ્રદેશ, તુર્કી, અને ઈરાનમાં જે જોઈ રહ્યા છીએ તે તાત્ત્વિક દૃષ્ટિએ એશિયામાં લોકશાહીના વધતા જતા જુવાળની **વિરુદ્ધ** યુરોપિયન સત્તાઓનું પ્રતિક્રાંતિકારી જોડાણ જ છે. એ સત્તાઓના બધા પ્રયાસોનો અને "મોટાં" યુરોપિયન અખબારોના ઉપદેશનો ઉદ્દેશ આ હકીકતની ઉપર પડ ચડાવી દેવાનો અને પ્રજામતને અવળે રસ્તે દોરવાનો છે. સંસ્કૃતિનો ઓછો વિકાસ ધરાવતાં પરંતુ લોકશાહી માટેની પોતાની જહેમતોમાં વધારે ધગશ ધરાવતાં એશિયાનાં રાષ્ટ્રોની વિરુદ્ધ યુરોપનાં કહેવાતાં સુસંસ્કૃત રાષ્ટ્રોના **પ્રતિક્રાંતિકારી જોડાણની** ઉપર પડદો ઢાંકી દેવો એ જ આ બધાં દંભી ભાષણો તથા મુત્સદ્દીગીરીની ચાલબાજીઓનો ઉદ્દેશ છે. અને આ તબક્કે સર્વહારા વર્ગીય નીતિનું લક્ષ્ય આ મૂડીવાદી દંભીઓનો બુરખો ચીરી નાખવાનું હોવું જોઈએ, પોતપોતાના દેશોમાં સર્વહારા વર્ગીય સંઘર્ષની બીકને કારણે એશિયાની ક્રાંતિના સંબંધમાં જાલિમ સિપાહીની ભૂમિકા ભજવતી અને એવી ભૂમિકા ભજવવામાં બીજાઓને મદદ કરતી યુરોપિયન સરકારોના પ્રત્યાઘાતી સ્વરૂપને વ્યાપકતમ લોકસમુદાયોની સમક્ષ છતું કરી દેવાનું હોવું જોઈએ.

તુર્કી અને બાલ્કનપ્રદેશની ઘટનાઓની આસપાસ યુરોપે કપટકાવતરાંની એક ઘટ્ટ જાળ ગૂંથી લીધી છે અને મુત્સદ્દીઓ કૂપમંડૂકને બેવકૂફ બનાવી રહ્યા છે. પ્રક્રિયાના અર્થો તથા સૂચિતાર્થોને ઢાંકી દેવાના પ્રયાસ રૂપે તેઓ જનતાના ધ્યાનને ગૌણ બાબતો ઉપર, આંશિક સમસ્યાઓ ઉપર, વર્તમાન ઘટનાઓનાં અલગ અલગ પાસાં ઉપર કેંદ્રિત કરી રહ્યા છે. તેની સામે આપણું, આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી આંદોલનનું, કર્તવ્ય એ હોવું જોઈએ કે આ ઘટનાઓ અરસપરસ કેવી રીતે સંબંધિત છે તે આપણે જનતાને બતાવીએ,

ઘટનાઓના મૂળભૂત વલણને સ્પષ્ટ કરીએ, અને તેમનાં મુખ્ય કારણોને ઉઘાડાં પાડીએ.

બની શકે તેટલું મોટું બટકું "ભરી લેવા" અને પોતાની મિલકતો તથા સંસ્થાનોને વિસ્તૃત કરવા આતુર મૂડીવાદી સત્તાઓ વચ્ચેની હરીફાઈ અને યુરોપના તાબાનાં અથવા "રક્ષણ હેઠળનાં" રાષ્ટ્રોનાં સ્વતંત્ર લોકશાહીવાદી આંદોલનોની બીક—સમગ્ર યુરોપિયન નીતિના આ બે મુખ્ય આધારો છે. જુવાન તુર્કોની વિનીત વૃત્તિ અને તેમના સંયમ બદલ તેમની પ્રશંસા કરવામાં આવે છે, અર્થાત્ તુર્કોની ક્રાંતિની કમજોરી બદલ તેમની પ્રશંસા કરવામાં આવે છે, લોકસમુદાયોને ખરેખરી સ્વતંત્ર પ્રવૃત્તિ માટે જાગ્રત ન કરવા બદલ અને તુર્કી સામ્રાજ્યની અંદર આવેલ ઊગતા સર્વહારા વર્ગીય સંઘર્ષ પ્રત્યે વેરવૃત્તિ રાખવા બદલ તેમની પ્રશંસા કરવામાં આવે છે—અને તેની સાથે સાથે જ તુર્કીમાં લૂંટફાટ ચાલુ રાખવામાં આવે છે. તુર્કીમાં લૂંટ જારી રાખવાનું અને **તુર્કીના ભાગલા પાડવાનો** સાફ હેતુ ધરાવતી નીતિ ચાલુ રાખવાનું શક્ય બનાવવા માટે જુવાન તુર્કોની પ્રશંસા કરવામાં આવે છે. લિપઝિગના સામાજિક-લોકશાહીવાદી અખબાર 'વોલ્કસત્સાઇતુંગે' નીચે મુજબનું તદ્દન ઉપયુક્ત અને તદ્દન સાચું વિવરણ આપ્યું છે.

"૧૭૯૧ના મે માસમાં પોલૅંડના કલ્યાણ માટે સાચેસાચ ચિંતા સેવનારા દૂરંદેશી રાજપુરુષોએ પોલૅંડમાં એક રાજકીય સુધારો અમલમાં મૂક્યો. પ્રશિયાના રાજાએ અને ઓસ્ટ્રિયાના સમ્રાટે ત્રીજી મેના બંધારણની પ્રશંસા કરી અને કહ્યું કે 'તે પાડોશી દેશને સમૃદ્ધ' બનાવશે. પેરિસના ભયંકર જેકોબિનોથી વિપરીત 'વિનીત વૃત્તિ'થી કામ લેવા બદલ આખી દુનિયાએ પોલિશ સુધારકોની પીઠ થાબડી... ૧૭૯૩ના જાન્યુઆરીની ૨૩મી તારીખે પ્રશિયા, ઓસ્ટ્રિયા, અને રશિયાએ પોલૅંડના ભાગલા પાડતી સંધિ ઉપર સહીઓ કરી!

"૧૯૦૮ના ઓગસ્ટ માસમાં જુવાન તુર્કોએ પોતાના રાજકીય સુધારાને અદ્ભુત સરળતાથી અમલમાં મૂક્યો. રશિયાના ભયંકર સમાજવાદીઓથી વિપરીત આવી પ્રશંસનીય 'વિનીત વૃત્તિ'થી કામ લેવા બદલ આખી દુનિયાએ તેમનાં વખાણ કર્યાં... હવે, ૧૯૦૮ના ઓક્ટોબર માસમાં આપણે ઘટનાઓની એવી હારમાળા જોઈ રહ્યા છીએ કે જે તુર્કીના ભાગલાની અમંગળ આગાહી કરે છે."

મુત્સદ્દીઓના **શબ્દોને** સાચા માની લેવા અને તેમનાં **કૃત્યોની** અવગણના કરવી, ક્રાંતિકારી તુર્કીની વિરુદ્ધ સત્તાઓના સામૂહિક કદમની અવગણના કરવી, એ તો ખરેખર બાલિશતા જ ગણાય. વર્તમાન ઘટનાઓ બની તે પહેલાં કેટલાય દેશોના વિદેશપ્રધાનો તથા રાજ્યાધ્યક્ષોની મિટિંગો અને વાતચીત થયેલી એ **હકીકત** જ રાજનૈતિક નિવેદનોમાં આવી ભોળપભરી શ્રદ્ધાને ખતમ કરી નાખવા માટે પૂરતી છે. ઓગસ્ટ અને સપ્ટેંબર મહિનાઓ દરમિયાન જુવાન તુર્કોની ક્રાંતિ પછી તરત જ અને ઑસ્ટ્રિયન તથા બલ્ગેરિયન કદમથી જરાક જ પહેલાં મિ. ઇઝવોલ્સ્કીએ રાજા એડવર્ડ જોડે અને ફ્રેંચ પ્રજાસત્તાકના વડાપ્રધાન ક્લેમાંસો જોડે કાર્લ્સબાદમાં અને મારિયેનબાદમાં મુલાકાત કરી હતી; ઑસ્ટ્રિયા અને ઇટાલીના વડાપ્રધાનો એરેન્થાલ અને ટિટ્ટોની ઝાલ્ત્સબુર્ગમાં મળ્યા હતા; ત્યાર પછી ઇઝવોલ્સ્કી અને એરેન્થાલ વચ્ચે સપ્ટેંબરની ૧૫મી તારીખે બુચલોમાં મુલાકાત થઈ, બલ્ગેરિયાના પ્રિન્સ ફર્ડીનાન્ડ અને સમ્રાટ ફ્રાંઝ-જોસેફ વચ્ચે બુદાપેસ્તમાં મુલાકાત થઈ; ઇઝવોલ્સ્કી પહેલાં જર્મનીના વિદેશપ્રધાન ફોન શેનને મળ્યો અને પછી ટિટ્ટોનીને તથા ઇટાલીના રાજાને મળ્યો.

હકીકતો તદ્દન સ્પષ્ટ છે. ઑસ્ટ્રિયન અને બલ્ગેરિયન કદમ **પહેલાં** રશિયા, ઑસ્ટ્રિયા, જર્મની, ઇટાલી, ફ્રાંસ અને ઇંગ્લૅન્ડની, એ છ સત્તાઓના રાજાઓ તથા પ્રધાનો **વચ્ચેની** વ્યક્તિગત મુલાકાતોમાં **બધા જ મહત્ત્વના મુદ્દાઓ** વિશે ગુપ્ત અને સીધી સમજણ થઈ ગઈ હતી. બોસ્નિયા અને હેર્ઝેગોવિનાને ઑસ્ટ્રિયાના પ્રદેશમાં જોડી દેવાની બાબતમાં ઇટાલી, જર્મની, અને રશિયા સહમત થયાં હતાં એવું નિવેદન કરતી વેળા એરેન્થાલ સાચું બોલતો હતો કે નહિ એવો ઉપરોક્ત વાટાઘાટો **પછી** અખબારોમાં શરૂ થયેલો વાદવિવાદ આરંભથી તે અંત સુધી **એક તમાશો** જ છે, **નર્યો છળ** જ છે, જે ફક્ત લિબરલ કૂપમંડૂકોને જ બેવકૂફ બનાવી શકે. યુરોપિયન સત્તાઓના વિદેશનીતિના સંચાલકોએ — ઇઝવોલ્સ્કીઓ, એરેન્થાલો, અને માથે તાજ પહેરતા લૂંટારાઓ તથા તેમના પ્રધાનોની આખી ટોળકીએ — હેતુપૂર્વક આ હાડકું અખબારોની સામે ફેંક્યું છે: સજ્જનો, કોણ છેતરાયું છે અને કોનું અપમાન થયું છે, ઑસ્ટ્રિયાએ રશિયાને છેતર્યું છે કે બલ્ગેરિયાએ ઑસ્ટ્રિયાને છેતર્યું છે, વગેરે બાબતો વિશે તમતમારે ભાંડણ કરતા રહો; બર્લિન સંધિને[17] ફાડીને ફેંકી દેનારું "પહેલું" કોણ હતું, સત્તાઓના પ્રસ્તાવિત સંમેલન પ્રત્યે ભિન્ન ભિન્ન વલણો કેવાં છે, વગેરે બાબતો વિશે તમતમારે વાગ્યુદ્ધ કરતા રહો. આ બધા રસપ્રદ

અને મહત્ત્વના—અરે, ખૂબ મહત્ત્વના!—સવાલો ઉપર જ પ્રજાકીય ધ્યાનને કેંદ્રિત રાખવાની મહેરબાની કરો. જે વાત **ખરેખર મહત્ત્વની** છે તેને છુપાવી રાખવા માટે, અર્થાત્ પાયાના સવાલો વિશે અમે બધાએ ક્યારની સમજણ કરી લીધી છે એ હકીકતને છુપાવી રાખવા માટે, અમારે બરાબર એની જ જરૂર છે. જે પાયાના સવાલો વિશે અમે સમજણ કરી લીધી છે એ સવાલો આ છે: જુવાન તુર્કોની ક્રાંતિ વિરુદ્ધ કદમ, તુર્કીના ભાગલા પાડવાની દિશામાં વધારે પગલાં, ડાર્ડેનલ્સપ્રબંધમાં[18] એક અથવા બીજા બહાના હેઠળ સુધારાવધારા, ઈરાનની ક્રાંતિને રૂંધી નાખવાની રશિયાના યમદૂત ઝારને પરવાનગી. બાબતનું સારતત્ત્વ એ જ છે; અમને, એટલે કે આખા યુરોપના પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગના આગેવાનોને, એની જ જરૂર છે, અને અમે એમ જ કરી રહ્યા છીએ. અખબારી દુનિયાના અને પાર્લમેન્ટના લિબરલ બબુચકો ભલે એવી ચર્ચાઓમાં પોતાનો વખત ગાળતા રહે કે આ બધું કેવી રીતે શરૂ થયું, કોણે શું કહ્યું, અને સાંસ્થાનિક લૂંટની તથા લોકશાહીવાદી આંદોલનોને દબાવી દેવાની નીતિ આખરી રૂપે કેવા બહાના હેઠળ સહી-સિક્કા સાથે જનતા સમક્ષ રજૂ થવાની છે.

હાલ પૂરતા સંતુષ્ટ ઑસ્ટ્રિયાનો એક અપવાદ બાદ કરતાં, પ્રત્યેક મોટી યુરોપિયન સત્તાના દેશમાં લિબરલ અખબારો **પોતપોતાની** સરકારો ઉપર રાષ્ટ્રીય હિતોના અપર્યાપ્ત રક્ષણનો આરોપ લગાવી રહ્યાં છે. દરેક ઠેકાણે લિબરલો પોતાના દેશને અને પોતાની સરકારને પરિસ્થિતિનો "ઉપયોગ કરવામાં" તદ્દન બિનકાબેલ, બેવકૂફ બની ગયેલ, ઈત્યાદિ તરીકે પેશ કરે છે. અને આપણા કેડેટોની નીતિ પણ ચોક્કસ રૂપે એવી જ નીતિ છે—તેઓ ઘણા વખતથી કહેતા આવ્યા છે કે ઑસ્ટ્રિયાની સફળતાની તેમને "ઈર્ષા" આવે છે. (મિ. મિલ્યુકોવના પોતાના જ શબ્દો). લિબરલ મૂડીદાર વર્ગની આખી નીતિ અને ખાસ કરીને આપણા કેડેટોની નીતિ તીવ્રતમ ઘૃણા ઉપજાવે એવો દંભ છે, પ્રગતિ અને આઝાદીનાં સાચાં હિતોનો અત્યંત અધમ દ્રોહ છે. એ નીતિ એક તો પ્રત્યાઘાતી સરકારોના કાવતરાની ઉપર ઢાંકપછેડો કરીને લોકસમુદાયોની લોકશાહીવાદી જાગ્રતિને મૂઢ બનાવી દે છે. બીજું એ કે તે પ્રત્યેક દેશને કહેવાતી સક્રિય વિદેશનીતિ અનુસરવા ઉત્તેજિત કરે છે, અર્થાત્ સાંસ્થાનિક લૂંટ ચલાવવાની પદ્ધતિને તથા સત્તાઓ દ્વારા બાલ્કનપ્રદેશના મામલામાં દખલબાજીને, હંમેશાં પ્રત્યાઘાતી જ રહેતી દખલબાજીને, બહાલી આપે છે. ત્રીજું એ કે તે સીધેસીધા પ્રત્યાઘાતી બળોના હાથનું રમકડું બની જાય છે કેમ કે "આપણને"

કેટલું મળશે, લૂંટનો કેટલો ભાગ "આપણને" મળશે, "આપણે" સોદાબાજી કરીને "આપણા પોતાના" માટે કેટલું મેળવી શકીએ, એવી બધી બાબતોમાં જનતાનું હિત પણ સમાયેલું હોય એવી માન્યતા એ નીતિ જનતામાં ઊભી કરે છે. પ્રદેશો પચાવી પાડવાનાં પોતાનાં કૃત્યો, "વળતર" માટેની માગણીઓ, વગેરેને "પ્રજામત"નો ટેકો છે, એવી દલીલ કરવાની પોતાને તક મળે તેની જ પ્રત્યાઘાતી સરકારોને આ ઘડીએ સૌથી વધારે જરૂર છે. એ સરકારો કહે છે કે જુઓ, મારા દેશનાં અખબારો મારી ઉપર વધારે પડતી ઉદારતાનો, રાષ્ટ્રીય હિતોનું યોગ્ય રક્ષણ કરવાની નિષ્ફળતાનો, તથા નિર્બળતાનો, આરોપ મૂકે છે, અને જંગની ધમકી આપે છે. એટલે, મારી માગણીઓ તો અધિકતમ "નમ્ર અને ન્યાયોચિત" છે અને પૂર્ણ રૂપે સ્વીકારવી જ જોઈએ!

યુરોપિયન લિબરલ મૂડીદાર વર્ગની જેમ રશિયન કેડેટોની નીતિ સામાન્ય રૂપે પ્રત્યાઘાતી સરકારો પ્રત્યે દાસવૃત્તિની છે, સંસ્થાનોને વિસ્તારવાની તથા લૂંટવાની છે, બીજા દેશોના મામલાઓમાં દખલબાજી કરવાની છે. કેડેટ-નીતિ વિશેષ રૂપે હાનિકારક છે કેમ કે તે "વિરોધ"ના વાવટા હેઠળ ચલાવવામાં આવે છે, અને એ કારણે તે ઘણાબધા લોકોને અવળે માર્ગે દોરે છે, રશિયન સરકારમાં વિશ્વાસ ન ધરાવતા લોકો તેને સ્વીકારે છે, અને તે લોકસમુદાયોને ભ્રષ્ટ બનાવે છે. એટલે, દૂમામાં[19] આપણા પ્રતિનિધિઓ તથા આપણાં બધાં પાર્ટી-સંગઠનોએ એ વાત ધ્યાનમાં રાખવી જ જોઈએ કે આપખુદશાહીની પ્રત્યાઘાતી નીતિ અને કેડેટોના દંભી વિરોધ વચ્ચેના **સંબંધને** ઉઘાડો પાડયા વગર — **દૂમાના મંચ ઉપરથી,** ચોપાનિયાંમાં અને સભાઓમાં — બાલ્કનપ્રદેશની ઘટનાઓને લગતા સામાજિક-લોકશાહીવાદી પ્રચાર અને આંદોલનકાર્યમાં આપણે એક પણ ગંભીર કદમ આગળ ન જ ઉઠાવી શકીએ. કેડેટ વિદેશનીતિના **સારતત્ત્વને** ઉઘાડું નહિ પાડીએ તો આપણે જનતાને એ વાત કદી નહિ સમજાવી શકીએ કે ઝારશાહી સરકારની પ્રત્યાઘાતી નીતિ કેટલી હાનિકારક છે. કેડેટોની વાતખોરીનો, ઢોંગનો, અર્ધસત્યોનો તથા છળપ્રપંચનો સામનો ન કરીએ ત્યાં સુધી આપણે વિદેશનીતિમાં અંધરાષ્ટ્રવાદ અને યમદૂતવૃત્તિનો સામનો ન જ કરી શકીએ.

લિબરલ મૂડીવાદી દૃષ્ટિકોણની બાબતમાં સંતોષની વૃત્તિ સમાજવાદીઓને ક્યાં પહોંચાડી દે છે તે નીચેના ઉદાહરણ ઉપરથી જોઈ શકાશે. જાણીતા તકવાદી સામયિક «*Sozialistische Monatshefte*» (સમાજવાદી — ??? — માસિક)માં માક્સ શિપ્પેલે બાલ્કન કટોકટી વિશે આમ લખ્યું છે: "આપણા બર્લિનના કેંદ્રીય

મુખપત્ર «*Vorwärts*»[20]માં તાજેતરમાં ફરી વાર વ્યક્ત થયેલો દૃષ્ટિકોણ, અર્થાત્ બાલ્કનપ્રદેશની વર્તમાન અથવા ભાવિ ક્રાંતિઓમાં જર્મનીને મુદ્દલ રસ નથી એવો દૃષ્ટિકોણ, સ્વીકારી લેવામાં આવે તો એ બાબતને લગભગ બધા વિચારશીલ પાર્ટીસભ્યો ભૂલ જ ગણશે. પ્રદેશો હાંસલ કરવાની કોશિશ આપણે બેશક ન જ કરવી જોઈએ... પરંતુ એ વાતમાં શંકાને સ્થાન હોઈ શકે જ નહિ કે યુરોપ, સમગ્ર એશિયા, અને આફ્રિકાના એક ભાગને જોડતી કડી જેવા એ વિસ્તારમાં સત્તાઓના સંબંધોની મહત્ત્વની પુનર્ઘટનાઓ આપણી આંતરરાષ્ટ્રીય સ્થિતિ ઉપર સીધી અસર પાડે છે... પ્રત્યાઘાતી રશિયન રાક્ષસ હાલ પૂરતો કશું નિર્ણાયક મહત્ત્વ ધરાવતો નથી... છઠ્ઠા દાયકાના લોકશાહીવાદીઓ માનતા હતા તેમ રશિયાને હંમેશાં અને દરેક ઠેકાણે દુશ્મનના રૂપમાં જ જોવાનું કોઈ કારણ આપણી પાસે નથી (પૃષ્ઠ ૧૩૧૯).

સમાજવાદીનો સ્વાંગ સજેલો આ ભોળો ઉદારવાદી "સ્લાવ બંધુઓ" માટેની રશિયાની "ચિંતાની લાગણી" પાછળ છુપાયેલાં રશિયાનાં પ્રત્યાઘાતી કાવતરાંને ધ્યાનમાં લેવાનું ચૂકી ગયો છે! "આપણે" (જર્મન મૂડીદાર વર્ગના અર્થમાં) અને "આપણી" સ્થિતિ, વગેરે શબ્દોનો ઉપયોગ કરતી વેળા જુવાન તુર્કોની ક્રાંતિ ઉપર પડેલા ફટકાને કે ઈરાનની ક્રાંતિ વિરુદ્ધ રશિયાના કદમને ધ્યાનમાં લેવાનું તે ચૂકી ગયો છે.

શિપ્પેલનું નિવેદન સામયિકના ઑક્ટોબરની ૨૨મી તારીખના અંકમાં છપાયું છે. ઑક્ટોબરની ૧૮ (૫)મી તારીખે ઉશ્કેરાટની આગ સળગાવે એવા એક લેખમાં 'નોવોયે વ્રેમ્યા'[21] અખબારે એવું આળ મૂક્યું છે કે "તાબ્રિઝમાં અરાજકતા અકલ્પનીય હદ સુધી પહોંચી ગઈ છે અને અર્ધ-જંગલી ક્રાંતિકારીઓએ શહેરમાં લૂંટફાટ મચાવી છે તથા અરધું શહેર નષ્ટ કરી નાખ્યું છે." બીજા શબ્દોમાં કહીએ તો તાબ્રિઝમાં ક્રાંતિએ શાહનાં સૈન્યોનો પરાજય કર્યો એ હકીકતે અર્ધ-સત્તાવાર રશિયન અખબારને પ્રચંડ ક્રોધ ચડાવ્યો છે. ઈરાની ક્રાંતિકારી દળોના આગેવાન સત્તાર ખાનનું તેણે "આદરબૈજાનના પુગાચોવ" તરીકે વર્ણન કર્યું છે (આદરબૈજાન અથવા આઝરબૈજાન ઉત્તર ભાગનો પ્રાંત છે અને, રેક્લૂ અનુસાર, પાંચમા ભાગની વસતિ એ પ્રાંતમાં વસે છે. તાબ્રિઝ તેનું પાટનગર છે). 'નોવોયે વ્રેમ્યા'એ લખ્યું છે: "એવો સવાલ પૂછવો પડે છે કે ઈરાનના સીમાપ્રદેશમાં આપણા વિસ્તૃત વ્યાપારને પાયમાલ કરી નાખતા આવા જુલમોને રશિયા શું નિરંતર સાંખી લેતું રહેશે?.. એ વાત ભુલાવી ન જોઈએ કે ટ્રાન્સકોકેશિયા તથા આદરબૈજાન મળીને એક

આખંડ એકજાતીય એકમ રચે છે. ટ્રાન્સકોકેશિયાના તાતાર અર્ધ-બુદ્ધિજીવીઓએ પોતે રશિયન પ્રજાજનો છે એ વાત ભૂલી જઈને તાબ્રિઝમાં થયેલા દંગાઓ પ્રત્યે હમદર્દી પ્રદર્શિત કરી છે અને તેઓ ત્યાં સ્વયંસેવકો મોકલી રહ્યા છે... ઘણી વધારે મહત્ત્વની વાત તો એ છે કે રશિયાના સીમાપ્રદેશની સાથે જોડાયેલા આદરબૈજાનમાં શાંતિ સ્થાપવામાં આવે. દખલગીરી શોચનીય કાર્ય તો છે જ, પરંતુ દખલગીરી ન કરવાની રશિયાની દૃઢ ઇચ્છા હોવા છતાં વર્તમાન સંજોગો કદાચ રશિયાને એ કામ પોતાને માથે લઈ લેવાની ફરજ પાડે."

ઑક્ટોબરની ૨૦મી તારીખે જર્મન અખબાર 'ફ્રૅંકફુર્તેર ત્સાઇતુંગે' સેંટ પિટર્સબર્ગથી આવેલો એવો અહેવાલ છાપ્યો કે રશિયાને "વળતર" તરીકે આદરબૈજાન ઉપર કબજો જમાવવા દેવામાં આવશે. એ જ અખબારે ઑક્ટોબરની ૨૪(૧૧)મી તારીખે તાબ્રિઝથી આવેલો આવો તારસંદેશો પ્રકાશિત કર્યો છે:

**"પર્યાપ્ત પ્રમાણમાં હયદળો અને તોપદળોનો ટેકો ધરાવતી છ રશિયન પાયદળ બટેલિયનોએ બે દિવસ પહેલાં ઈરાનની સીમામાં પ્રવેશ કર્યો છે અને તેઓ આજે તાબ્રિજ પહોંચશે એવી ધારણા છે."**

રશિયાનાં સૈન્યોએ ઈરાનની સીમામાં બરાબર એ જ દિવસે પ્રવેશ કર્યો કે જ્યારે માક્સ શિપ્પેલ લિબરલ અને પોલીસશાહી અખબારોની ખાતરીઓ તથા બૂમબરાડાનું દાસવૃત્તિથી પુનરાવર્તન કરતો જર્મન કામદારોને કહી રહ્યો હતો કે રશિયાનું પ્રત્યાઘાતી રાક્ષસ તરીકેનું મહત્ત્વ તો હવે કેવળ ભૂતકાળની બિના છે અને બધી જાતના સંજોગોમાં રશિયાને દુશ્મન જ ગણવું એ ભૂલ ગણાશે!

લોહીના તરસ્યા નિકોલાઇનાં સૈન્યો ઈરાની ક્રાંતિકારીઓની એક નવી કત્લેઆમ ચલાવશે. બિનસત્તાવાર લ્યાખોવને પગલે પગલે આદરબૈજાનની ઉપર સત્તાવાર કબજાની સ્થિતિ અસ્તિત્વમાં આવી છે, અને નિકોલાઇ પહેલાએ હંગેરિયન ક્રાંતિની વિરુદ્ધ પોતાનાં લશ્કરો મોકલેલાં ત્યારે ૧૮૪૯માં રશિયાએ યુરોપમાં જે કરેલું તેનું હવે એશિયામાં પુનરાવર્તન થઈ રહ્યું છે. એ વખતે યુરોપની મૂડીવાદી પાર્ટીઓની અંદર આપણા જમાના જેવા આઝાદીની કેવળ દંભી વાતો કરનારા મૂડીવાદી લોકશાહીવાદીઓ નહોતા પણ આઝાદી માટે લડવાની શક્તિ ધરાવતા ખરા મૂડીવાદી લોકશાહીવાદીઓ હતા. એ વખતે યુરોપિયન રાષ્ટ્રોમાં રશિયા યુરોપના લશ્કરી પોલીસનું સ્થાન લઈ લે તેનો કંઈ

નહિ તો થોડોક વિરોધ તો હતો જ. આજે "લાલ" ક્લેમાંસોના "લોકશાહીવાદી" પ્રજાસત્તાકનાયે અપવાદ વગર યુરોપની **બધી** જ મોટી સત્તાઓ પોતાના દેશોમાં લોકશાહીના કોઈ પણ જાતના વિસ્તારથી એ કારણે મોતની જેમ ડરે છે કે એથી તો સર્વહારા વર્ગને લાભ થાય, અને એવી બીકને લીધે રશિયાને એશિયામાં લશ્કરી પોલીસની ભૂમિકા ભજવવામાં **મદદ કરે છે.**

એ વાતમાં જરા પણ શંકાની શક્યતા નથી જ કે ઈરાની ક્રાંતિની વિરુદ્ધ રશિયાની "કદમ ઉઠાવવાની આઝાદી" રશિયા, ઑસ્ટ્રિયા, ઈટાલી, ફ્રાંસ, અને બ્રિટનની વચ્ચે ઘડી કાઢવામાં આવેલા **સપ્ટેંબરના પ્રત્યાઘાતી કાવતરાનો**[22] **એક ભાગ** જ છે. કોઈ ગુપ્ત દસ્તાવેજમાં આ બાબત સ્પષ્ટ રૂપે અંકિત થઈ હોય કે નહિ (એવો દસ્તાવેજ ઘણાં વર્ષો પછી ઐતિહાસિક સામગ્રીના કોઈ સંગ્રહમાં કદાચ પ્રકાશિત થાય), કે પછી એ બાબત ઈઝવોલ્સ્કીએ પોતાના મહેરબાન સહ-મંત્રણાકારોને ફક્ત મૌખિક રીતે જ જણાવી હોય, અથવા એ મંત્રણાકારોએ એવું "સૂચન" કર્યું હોય કે પોતે "કબજા"ને "ઈજાફત"માં પલટાવી નાખવાનો ઈરાદો રાખે છે અને રશિયા લ્યાખોવ-નીતિને "કબજા"માં પલટાવી નાખવાનું કદાચ પસંદ કરશે, કે પછી કોઈ બીજી વ્યવસ્થા કરવામાં આવી હોય—એ બધું કશું મહત્ત્વ ધરાવતું નથી. મહત્ત્વની વાત તો એ છે કે સત્તાઓનું સપ્ટેંબરનું પ્રતિક્રાંતિકારી **કાવતરું** ગમે તેટલું અનૌપચારિક હોવા છતાં **એક હકીકત છે** જેનો મર્મ દિવસે દિવસે વધારે ને વધારે સાફ થતો જાય છે. એ કાવતરું સર્વહારા વર્ગ અને લોકશાહીની વિરુદ્ધનું કાવતરું છે. એ કાવતરું એશિયામાં થઈ રહેલી ક્રાંતિને સીધેસીધી રીતે દબાવી દેવાનું કાવતરું છે, અથવા એમ ન હોય તો એ ક્રાંતિની ઉપર આડકતરા ફટકા લગાવવાનું કાવતરું તો છે જ. એ કાવતરું આજે બાલ્કનપ્રદેશમાં, કાલે ઈરાનમાં, અને આગળ જતાં એશિયા માઈનોર, ઈજિપ્ત, વગેરે દેશોમાં સાંસ્થાનિક લૂંટ ચલાવવાનું તેમ જ પ્રદેશો હડપ કરવાનું કાવતરું છે.

તાજધારી ડાકુઓ તથા આંતરરાષ્ટ્રીય મૂડીની આ સંયુક્ત તાકાતને માત્ર વિશ્વ સર્વહારા વર્ગીય ક્રાંતિ જ ઉથલાવી પાડી શકે અને ખતમ કરી નાખી શકે. સઘળી સમાજવાદી પાર્ટીઓનું તાકીદનું કર્તવ્ય એ છે કે તેઓ લોકસમુદાયોમાં આંદોલનને અધિક તીવ્ર બનાવે અને રાજનૈતિક ચાલબાજીને ઉઘાડી પાડીને બધી હકીકતો જનતાની નજર સામે પેશ કરે—એક પણ અપવાદ વગર **બધી જ સંપેલી સત્તાઓની** ગંદી ભૂમિકાને, લશ્કરી પોલીસની કામગીરી સીધી રીતે કરનાર તરીકેની તેમ જ તેના સાગરીતો, દોસ્તો, અને

નાણાં ધીરનાર તરીકેની ભૂમિકાને, છતી કરતી હકીકતો જનતાની નજર સામે પેશ કરે.

દૂમાના રશિયન સામાજિક-લોકશાહીવાદી સભ્યોને શિરે હવે એક અત્યંત કઠિન પરંતુ સાથે સાથે જ અત્યંત ઉમદા અને મહત્ત્વની જવાબદારી આવે છે. દૂમામાં ઇઝવોલ્સ્કી નિવેદન કરશે અને કેડેટો તથા ઑક્ટોબરવાદીઓ[23] સવાલ પૂછશે એવી ધારણા છે. સામાજિક-લોકશાહીવાદી પ્રતિનિધિઓ એક એવી ધારાસભાના સભ્યો છે કે જે મુખ્ય પ્રત્યાઘાતી સત્તા તથા પ્રતિક્રાંતિના મુખ્ય સંગઠકની નીતિ માટે ઢાલ અને પડદાનું કામ કરે છે. સામાજિક-લોકશાહીવાદીઓએ **આખું સત્ય જણાવી દેવાની** હિંમત અને શક્તિ એકત્રિત કરવાની છે. આવે વખતે યમદૂત દૂમાના સામાજિક-લોકશાહીવાદી સભ્યો સમક્ષ અનેક તકો ઉપસ્થિત છે અને તેમની પાસેથી ઘણી આશાઓ રાખવામાં આવે છે. દૂમામાં **કેડેટો** અને ઑક્ટોબરવાદીઓનાં ધોરણો સિવાય **બીજા કોઈ** ધોરણના આધારે ઝારશાહીના વિરોધમાં અવાજ ઉઠાવનાર તેમના સિવાય **બીજું કોઈ જ નથી.** અને વર્તમાન સમયે તથા વર્તમાન સંજોગોમાં કેડેટોનો "વિરોધ" વિરોધના તદ્દન અભાવ કરતાં પણ બદતર હાલત ગણાશે—એ વિરોધ તો **એના એ જ** મૂડીવાદી વરુઓના ટોળા વતી અને તેની વરુ જેવી નીતિ વતી જ કરવામાં આવશે.

આપણા દૂમાના જૂથે તથા આપણાં બધાં પાર્ટી-સંગઠનોએ એકદમ કામે લાગી જ જવું જોઈએ. લોકસમુદાયોમાં આંદોલનકાર્ય હવે સાધારણ દિવસો કરતાં સો ગણું વધારે મહત્ત્વનું બની ગયું છે. તે નીચે મુજબની ત્રણ બાબતો ઉપર કેંદ્રિત થવું જોઈએ. પ્રથમ—યમદૂતોથી માંડીને કેડેટોનાં અખબારો સુધીનાં તમામ પ્રત્યાઘાતી અને લિબરલ અખબારોથી ઊલટું સામાજિક-લોકશાહીવાદીઓએ સંમેલનોની, સત્તાઓ વચ્ચેના કરારોની, ઑસ્ટ્રિયા વિરુદ્ધ બ્રિટન સાથેનાં જોડાણોની કે જર્મની વિરુદ્ધ ઑસ્ટ્રિયા સાથેના જોડાણોની, વગેરે પ્રકારોની રાજનૈતિક ચાલબાજીને ઉઘાડી પાડવી જોઈએ. આપણું કામ **એ હકીકતને** છતી કરવાનું છે કે સત્તાઓનું એક પ્રત્યાઘાતી કાવતરું અસ્તિત્વમાં આવ્યું છે અને તેને જાહેર વાટાઘાટોના તમાશાની પાછળ છુપાવી રાખવા માટે સરકારો પોતાનાથી બને એટલું બધું જ કરી રહી છે. એ તમાશાને જાહેર રીતે વખોડી કાઢવો, સત્યને જનતા સમક્ષ રજૂ કરવું, અને આંતરરાષ્ટ્રીય સર્વહારા-વિરોધી પ્રત્યાઘાતને ઉઘાડો પાડવો, એ જ આપણી નીતિ હોવી જોઈએ! બીજી બાબત—એ કાવતરાનાં જાહેર કરવામાં આવેલાં પરિણામોથી તદ્દન નિરાળાં વાસ્તવિક

પરિણામોને આપણે છતાં કરવાં જોઈએ: તુર્કીની ક્રાંતિ વિરુદ્ધ ફટકો, ઈરાનની ક્રાંતિને રૂંધી નાખવામાં રશિયાની સહાયતા, બીજાં રાષ્ટ્રોના મામલાઓમાં દખલબાજી, અને રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના મૂળભૂત લોકશાહીવાદી સિદ્ધાંતનો ભંગ. આપણો કાર્યક્રમ અને દુનિયાની બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓના કાર્યક્રમો એ અધિકારનો ઝંડો ફરફરાવી રહ્યા છે. "સ્લાવ બંધુઓ" માટેની એક તરફ ઑસ્ટ્રિયનોની અને બીજી તરફ રશિયન યમદૂતોની ફિકરમંદી કરતાં વધારે પ્રત્યાઘાતી બીજું કશું હોઈ જ ન શકે. એ "ફિકરમંદી"નો ઉપયોગ બાલ્કનપ્રદેશમાં લાંબા વખતથી રશિયન કુખ્યાતિ હાંસલ કરી ચૂકેલા અધમ કાવાદાવાઓની ઉપર પડદો ઢાંકી દેવા માટે કરવામાં આવી રહ્યો છે. અને એ "ફિકરમંદી"નું પરિણામ હંમેશાં એક યા બીજા બાલ્કન દેશમાં **સાચી લોકશાહીની** ઉપર તરાપ મારવામાં જ આવે છે. બાલ્કન રાષ્ટ્રો પ્રત્યેની પોતાની સાચા દિલની "ફિકરમંદી" વ્યક્ત કરવાનો સત્તાઓ સમક્ષ ફક્ત એક જ માર્ગ છે, અને એ માર્ગ એ રાષ્ટ્રોને એકલાં પોતાની મેળે જીવવા દેવાનો, પરદેશી દખલબાજી દ્વારા કરવામાં આવતી તેમની કનડગતને બંધ કરી દેવાનો, અને તુર્કીની ક્રાંતિના પગ ભાંગી નાખવાનું બંધ કરી દેવાનો છે. પરંતુ મૂડીદાર વર્ગ પાસેથી એવી નીતિની અપેક્ષા કામદાર વર્ગ બેશક ન જ રાખી શકે.

નામ પૂરતી તો સૌથી વધારે લિબરલ અને "લોકશાહીવાદી" પાર્ટીઓ સુધીની તમામ મૂડીવાદી પાર્ટીઓ, આપણા કેડેટો સહિત, મૂડીવાદી વિદેશનીતિને ટેકો આપે છે. અને એ છે ત્રીજી બાબત જેને વિશે સામાજિક-લોકશાહીવાદીઓએ વિશેષ જુસ્સાપૂર્વક જનતાને માહિતગાર કરવાની છે. ખરું જોતાં, લિબરલો અને કેડેટો મૂડીવાદી રાષ્ટ્રો વચ્ચેની હાલની હરીફાઈને પસંદ કરે છે, તેઓ યમદૂતોથી કેવળ એટલા પૂરતો જ મતભેદ ધરાવે છે કે હરીફાઈએ કેવાં રૂપો ધારણ કરવાં જોઈએ, અને સરકાર અત્યારે જે કરારોની ઉપર આધાર રાખી રહી છે તેના કરતાં જુદા આંતરરાષ્ટ્રીય કરારોનો તેઓ આગ્રહ ધરાવે છે. મૂડીવાદી વિદેશનીતિના એક રૂપની વિરુદ્ધ એની એ જ નીતિના બીજા રૂપ માટેનો આ લિબરલ સંઘર્ષ, બીજા દેશોની પાછળ રહી જવા બદલ (લૂંટફાટ અને દખલબાજીની બાબતોમાં!) સરકારને આપવામાં આવતો આ હળવો ઠપકો, લોકસમુદાયોની ઉપર અત્યંત ભ્રષ્ટતાકારક અસર પાડે છે. સમગ્ર સાંસ્થાનિક નીતિ મુર્દાબાદ, દખલબાજીની અને પરદેશી વિસ્તારો તેમ જ પરદેશી વસતિઓ જીતી લેવાના તથા નવા વિશિષ્ટ લાભો, નવાં બજારો, સામુદ્રધુનીઓ ઉપર

કાબૂ, વગેરે હાંસલ કરવા માટેના મૂડીવાદી સંઘર્ષની આખી નીતિ મુર્દાબાદ! "શાંતિમય અને નેક" મૂડીવાદી પ્રગતિના તદ્દન બેઢંગા કૂપમંડૂકિયા તરંગમાં સામાજિક-લોકશાહીવાદીઓ નથી માનતા. તેમનો સંઘર્ષ સમગ્ર મૂડીવાદી સમાજની વિરુદ્ધ છે અને તેઓ જાણે છે કે આખી દુનિયામાં શાંતિ અને આઝાદીનો સમર્થક ક્રાંતિકારી સર્વહારા વર્ગ સિવાય બીજો કોઈ જ નથી.

**તા. ક.** આ લેખ છપાવા માટે મોકલી દેવામાં આવ્યા પછી અખબારોએ **સેંટ પિટર્સબર્ગ ન્યુસ એજન્સીનો** એક અહેવાલ પ્રકાશિત કર્યો છે જેમાં રશિયન સૈન્યોના ઈરાનની સરહદમાં પ્રવેશ સંબંધી અહેવાલને રદિયો આપવામાં આવ્યો છે. રશિયન સૈન્યોના ઈરાનની સરહદમાં પ્રવેશ સંબંધી અહેવાલ «*Frankfurter Zeitung*»ની ૨૪મી ઑક્ટોબરની સવારની બીજી આવૃત્તિમાં છપાયો હતો. એ જ અખબારની ત્રીજી આવૃત્તિમાં ૨૪મી ઑક્ટોબરની **રાતનો** ૧૦.૫૦નો સમય દર્શાવતો અહેવાલ છપાયો હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે રશિયન સૈન્યોએ ઈરાનની સરહદમાં પ્રવેશ કર્યો હોવાના સમાચાર કોન્સ્ટંટિનોપલ પહોંચ્યા છે. ઈરાન ઉપર રશિયાની ચઢાઈની બાબતમાં, **સમાજવાદી અખબારોના અપવાદને બાદ કરતાં**, પરદેશી અખબારો હજુ સુધી ચુપ છે.

સારાંશ તારવીએ: હજુ આપણે આખું સત્ય જાણી શકીએ એવી સ્થિતિમાં નથી. ગમે તેમ પણ, ઝારશાહી સરકાર અને **સેંટ પિટર્સબર્ગ ન્યુસ એજન્સીમાંથી** ઉદ્‌ભવતા "રદિયાઓ"ની ઉપર આપણે બેશક વિશ્વાસ ન જ રાખી શકીએ. કાવાદાવાથી માંડીને સૈન્યો મોકલવા સુધીની પોતાનાથી શક્ય એટલી બધી જ રીતો દ્વારા રશિયા બધી સત્તાઓની પૂરી જાણકારી સાથે ઈરાનની ક્રાંતિનો સામનો કરી રહ્યું છે એ એક હકીકત છે. એ જ પ્રમાણે, રશિયા આઝરબૈજાનની ઉપર કબજો જમાવી લેવાની નીતિ ધરાવે છે એ બાબતમાં પણ શંકાને સ્થાન નથી જ. અને જો સૈન્યોએ સરહદ હજુ સુધી ઓળંગી ન હોય તો સૈન્યો એમ કરે તે માટેની બધી તૈયારીઓ ઘણું કરીને ક્યારની થઈ ચૂકી છે—આગ વગર ધુમાડો સંભવે જ નહિ.

'પ્રોલેતારી', અંક ૩૭, ૧૬(૨૯) ઑક્ટોબર, ૧૯૦૮ — ગ્રંથ ૧૭ પૃ. ૨૨૧—૨૩૨

## આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોની[24] મિટિંગ

(અવતરણ)

કાર્યસૂચિમાં સાંસ્થાનિક સુધારાની એક જ એવી બાબત હતી જેને વિશે સંક્ષિપ્ત અહેવાલ રજૂ થયો અને રસપ્રદ કહી શકાય એવી ચર્ચા થઈ. સ્ટુટગાર્ટમાં સાંસ્થાનિક સવાલ વિશેના તકવાદી ઠરાવથી કુખ્યાત થયેલા ડચ પ્રતિનિધિ વાન કોલે અહેવાલ રજૂ કરેલો. તેણે "વિધાયક" સામાજિક-લોકશાહીવાદી સાંસ્થાનિક કાર્યક્રમના પોતાના માનીતા ખયાલનું નિરૂપણ કરવાની કોશિશ કરી, જોકે આ વખતે રજૂઆતની રીત થોડીઘણી ભિન્ન હતી. સાંસ્થાનિક નીતિની વિરુદ્ધ સામાજિક-લોકશાહીવાદી સંઘર્ષની, સાંસ્થાનિક લૂંટફાટની વિરુદ્ધ આમજનતાના આંદોલનની, અને સંસ્થાનોમાં પોતાના ઉત્પીડકોનો પ્રતીકાર કરવાની તથા તેમને મારી હઠાવવાની લોકસમુદાયોમાં જાગ્રત થયેલી ભાવનાની વાન કોલે તદ્દન અવગણના કરી, અને હયાત પદ્ધતિ હેઠળ પ્રાપ્ત કરી શકાય એવા સાંસ્થાનિક "સુધારાઓ"ની સૂચિ ઉપર પોતાના વિચારો કેંદ્રિત કર્યા. સદ્ભાવી નોકરશાહની યાદ અપાવે એવી છટાથી બોલતાં તેણે જમીનમાલિકીથી શરૂ થતી અને શાળાઓ, જેલો, ઉદ્યોગને પ્રોત્સાહન, ઇત્યાદિમાં પૂરી થતી સમસ્યાઓની એક વિસ્તૃત હારમાળા ગણી બતાવી. તેણે એ વાત ઉપર ભાર મૂક્યો કે જરૂરત વધારે વ્યવહાર્ય વલણ અપનાવવાની છે. દાખલા તરીકે, આપણે એ વાતને ગણતરીમાં લેવી જ પડે કે જંગલી પ્રજાઓમાં સાર્વજનીન મતાધિકાર હંમેશાં લાગુ થઈ શકતો નથી, સંસ્થાનોમાં કેટલાક દાખલાઓમાં આપણે જેલોને બદલે ફરજિયાત મજૂરી દાખલ કરવામાં સંમતિ આપવી જ પડે, વગેરે, વગેરે. એ અહેવાલ સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની વૃત્તિથી નહિ પણ ઘોર મૂડીવાદી કે નોકરશાહી પણ કહી શકાય એવા સુધારાવાદની વૃત્તિથી ઘડાયો હતો. તેણે એવી દરખાસ્ત કરી કે સાંસ્થાનિક સવાલની બાબતનો સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમ ઘડવા માટે પાંચ મુખ્ય સાંસ્થાનિક દેશોના પ્રતિનિધિઓનું એક પંચ ચૂંટવામાં આવે.

જર્મન પ્રતિનિધિમંડળના મોલ્કેનબુર તથા કેટલાક બેલ્જિયનોએ વાન કોલને અનુસરવાની કોશિશ કરી અને તેની જોડે વિગતો વિશે દલીલો કરી—આપણે એક જ સહિયારો કાર્યક્રમ ધરાવવો જોઈએ કે નહિ, એથી આપણી નીતિમાં એકરૂપતા તો નહિ આવી જાય, વગેરે. વાન કોલને સવાલની એવી રજૂઆત ખૂબ જ માફક આવી કેમ કે તેનો હેતુ આખી બાબતને "વ્યાવહારિક" સમસ્યાઓ પૂરતી સીમિત બનાવી દેવાનો અને એમ સાબિત કરવાનો હતો કે મતભેદો જેટલા મોટા સ્ટુટગાર્ટમાં જણાયા હતા તેના કરતાં "વાસ્તવમાં" ઘણા નાના છે. પરંતુ કાઉત્સ્કી તથા લેદેબુરે સિદ્ધાંતયુક્ત ધોરણ અખત્યાર કર્યું અને વાન કોલના ધોરણને મૂળભૂત રીતે ખોટા ધોરણ તરીકે ઉઘાડું પાડ્યું. કાઉત્સ્કીએ એ વાત પ્રત્યે ધ્યાન ખેંચ્યું કે વાન કોલની માન્યતા મુજબ સાર્વજનીન મતાધિકાર લાગુ થઈ શકે એમ નથી, પછી ભલે કેવળ અલગ અલગ દાખલાઓમાં, અને એટલે તે એક યા બીજી રીતે સંસ્થાનોમાં આપખુદ સત્તાનો સ્વીકાર કરી લે છે કેમ કે તેણે મતાધિકારની બીજી કોઈ પદ્ધતિ સૂચવી નથી અને તે સૂચવી શકે એમ પણ નથી. લેદેબુરે કહ્યું કે વાન કોલ ફરજિયાત મજૂરી ચાલવા દેવા માગે છે, બીજા શબ્દોમાં કહીએ તો તે સાંસ્થાનિક ગુલામીની મૂડીવાદી નીતિને જુદાં જુદાં હજાર બહાનાં હેઠળ ટકાવી રાખવાનો માર્ગ સાફ કરવા માગે છે. વાન કોલે ખૂબ જ હઠીલો પણ ખૂબ જ બિનઅસરકારક બચાવ રજૂ કર્યો. દાખલા તરીકે, તેણે એમ સાબિત કરવાની કોશિશ કરી કે ક્યારેક ફરજિયાત મજૂરી તદ્દન અનિવાર્ય હોય છે. તેણે એવી દલીલ કરી કે મેં "પોતે જાવામાં એવી હાલત જોઈ છે" જેમાં પાપુઆન લોકોને મતદાનની પ્રક્રિયાઓની મુદ્દલ ગતાગમ નહોતી, ચૂંટણીનાં પરિણામોનો નિર્ણય ક્યારેક વહેમ અને દારૂના નશા દ્વારા થતો હતો, વગેરે, વગેરે. કાઉત્સ્કી અને લેદેબુરે એવી દલીલોની ઠેકડી ઉડાડી અને તેઓ એ વાતને દૃઢતાથી વળગી રહ્યા કે આપણો સામાન્ય લોકશાહીવાદી કાર્યક્રમ સંસ્થાનોને પૂર્ણ રૂપે લાગુ થઈ શકે એમ છે. તેમણે કહ્યું કે જરૂરત તો સંસ્થાનોમાં પણ મૂડીવાદ વિરુદ્ધની લડત ઉપર ભાર મૂકવાની છે. લેદેબુરે સવાલ કર્યો કે આપણા "સુશિક્ષિત" કેથોલિકોના વહેમો શું અસંસ્કારી લોકોના વહેમો કરતાં જરાય વધારે સારા છે? કાઉત્સ્કીએ જાહેર કર્યું કે સંસદીય અને પ્રતિનિધિ સંસ્થાઓની પદ્ધતિ હંમેશ લાગુ ન થઈ શકતી હોય તો કંઈ નહિ, લોકશાહી તો હંમેશ લાગુ થઈ શકે જ, અને લોકશાહીથી કોઈ પણ જાતના વિચલનનો સામનો કરવા આપણે હંમેશને માટે ફરજથી બંધાયેલા છીએ. એ ચર્ચાએ ક્રાંતિકારી અને તકવાદી

સામાજિક-લોકશાહીવાદીઓનાં વલણોને સ્પષ્ટ રૂપે વ્યક્ત કર્યાં. વાન કોલે જોયું કે પોતાની દરખાસ્ત માટે નિસ્સંદેહ રૂપે "પ્રથમ કક્ષાની શવયાત્રા"ની જોગવાઈ થશે જ, એટલે તેણે પોતાની દરખાસ્ત પાછી ખેંચી લીધી.

'પ્રોલેતારી', અંક ૩૭, (૨૯)૧૬ ઑક્ટોબર, ૧૯૦૮
હસ્તાક્ષર: ન. લેનિન

ગ્રંથ ૧૭
પૃ. ૨૪૭—૨૪૯

## મકસીમ ગોર્કીને પત્ર

૩ જાન્યુઆરી, ૧૯૧૧

(અવતરણ)

હું નથી માનતો કે સામાજિક-લોકશાહીવાદી આંતરરાષ્ટ્રીય નીતિમાં તરંગવિલાસ સંબંધી તમારો ખયાલ સાચો છે. સુધારણાવાદીઓ જ લાંબા વખતથી એવું ધોરણ ધરાવતા આવ્યા છે કે સાંસ્થાનિક નીતિ પ્રગતિશીલ છે, તે મૂડીવાદની સ્થાપના કરે છે, એટલે મૂડીવાદનાં "લોભ અને પાશવતાને ઉઘાડાં પાડવાં" નિરર્થક છે કેમ કે "એ લક્ષણો વગર" તો મૂડીવાદ "હાથ વગરનો" થઈ જાય.

સામાજિક-લોકશાહીવાદીઓ જો કામદારોને એમ કહે કે મૂડીવાદના વિકાસ મારફત નહિ પણ મૂડીવાદના વિકાસ વગર જ મુક્તિ શક્ય છે, તો એવી વાત ખરેખર તરંગવિલાસ અને દિવાસ્વપ્ન જેવી ગણાય. પરંતુ અમે એમ કહેતા નથી. અમે આમ કહીએ છીએ: મૂડીવાદ તમને ભરખી રહ્યો છે, ઈરાનીઓને અને બીજા બધાને ભરખી જશે, અને તમે તેને ઉથલાવી નહિ પાડો ત્યાં સુધી ભરખતો જ રહેશે. એ હકીકત છે. અને અમે આ વાતને ઉમેરવાનું કદી ભૂલતા નથી: મૂડીવાદને પરાજિત કરવાની એકમાત્ર ગેરંટી ખુદ મૂડીવાદનો વિકાસ છે.

ટ્રસ્ટોની ઉપર પ્રતિબંધ અને વ્યાપારની ઉપર મર્યાદાઓ વગેરે જેવાં એક પણ પ્રત્યાઘાતી **કદમને** માર્ક્સવાદીઓ ટેકો નથી આપતા. પરંતુ **સૌ પોતપોતાનું સંભાળે:** ખોમ્યાકોવ અને કંપની ઈરાનની આરપાર રેલવે બાંધવાનું ભલે ચાલુ રાખે, તેઓ ભલે પોતાના લ્યાખોવોને એ દેશમાં મોકલે; માર્ક્સવાદીઓનું કામ છે કામદારો સમક્ષ તેને **ઉઘાડો પાડવાનું**—તે તમારાં ગળાં રૂંધે છે અને રૂંધી નાખશે, તમને ભરખી જાય છે અને ભરખી જશે, તેનો સામનો કરો!

અને, સર્વહારા વર્ગના સંગઠન **દ્વારા** તથા પોતાનો સંઘર્ષ ચલાવવાની સર્વહારા વર્ગની આઝાદીના સમર્થન **દ્વારા** સાંસ્થાનિક નીતિનો અને આંતરરાષ્ટ્રીય

લૂંટનો **પ્રતીકાર** મૂડીવાદના વિકાસને **અવરોધતો નથી,** પરંતુ વધારે સંસ્કારી અને ટેકનિકલ દૃષ્ટિએ ચડિયાતી રીતો અજમાવવાની મૂડીવાદ ઉપર ફરજ પાડીને મૂડીવાદના વિકાસને **અધિક વેગ આપે છે.** મૂડીવાદ અને મૂડીવાદ વચ્ચે પણ ફેર હોય છે. યમદૂત-ઑક્ટોબરવાદી છાપનો મૂડીવાદ પણ છે અને **નરોદવાદી** ("વાસ્તવદર્શી, લોકશાહીવાદી, અને પાણીદાર") મૂડીવાદ પણ છે. મૂડીવાદનાં "લોભ અને પાશવતા"ને આપણે કામદારો સમક્ષ જેટલાં વધારે **ઉઘાડાં પાડીએ** એટલા પ્રમાણમાં પ્રથમ પ્રકારના મૂડીવાદ માટે ટકી રહેવાનું વધારે મુશ્કેલ બનશે, અને બીજા પ્રકારના મૂડીવાદમાં તેનું અનિવાર્ય રૂપાંતર વધારે વેગીલું બનશે. અને એ આપણને લાભદાયી છે, સર્વહારા વર્ગને લાભદાયી છે.

મૂડીવાદની ઉપર પોતાના આક્રમણને આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ બે રીતે આગળ ધપાવે છે: ઑક્ટોબરવાદી છાપના મૂડીવાદમાંથી લોકશાહીવાદી પ્રકારના મૂડીવાદમાં પલટાઈ જવાની તેની ઉપર ફરજ પાડીને, અને ઑક્ટોબરવાદી મૂડીવાદને **તેના દેશોમાંથી** પછાત દેશોમાં **ધકેલીને**. એથી મૂડીવાદનો આધાર વિસ્તૃત બને છે અને તેનો કાળ વધારે નજીક આવે છે. પશ્ચિમી યુરોપમાં હવે ઑક્ટોબરવાદી મૂડીવાદ ભાગ્યે જ બચ્યો છે; ત્યાં હવે લગભગ સમગ્ર મૂડીવાદ લોકશાહીવાદી પ્રકારનો જ છે. ઈંગ્લૅંડ અને ફ્રાંસમાંથી ઑક્ટોબરવાદી મૂડીવાદ રશિયા અને એશિયામાં ચાલ્યો ગયો છે. રશિયન ક્રાંતિ અને એશિયામાં થઈ રહેલી ક્રાંતિઓ ઑક્ટોબરવાદી મૂડીવાદને હાંકી કાઢવાના અને તેને સ્થાને લોકશાહીવાદી મૂડીવાદની સ્થાપના કરવાના સંઘર્ષનું પ્રતિનિધિત્વ કરે છે. અને લોકશાહીવાદી મૂડીવાદ છેલ્લી કક્ષા છે. તેની પાસે બીજે ક્યાંય જવાનો રસ્તો બાકી હોતો જ નથી. તે પોતાના અંત સુધી પહોંચી ગયો હોય છે.

| | |
|---|---|
| પેરિસથી કાપરી (ઇટાલી) | ગ્રંથ ૪૮ |
| પાઠવવામાં આવેલો પત્ર | પૃ. ૧૨–૧૩ |
| પહેલી વાર ૧૯૨૪માં લેનિન | |
| લેખસંગ્રહના પ્રથમ ગ્રંથમાં પ્રકાશિત | |

## પૉલ અને લાઉરા લાફાર્ગની શવયાત્રા પ્રસંગે રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી વતી કરેલું પ્રવચન

૩ ડિસેંબર, ૧૯૧૧

સાથીઓ, પૉલ અને લાઉરા લાફાર્ગના અવસાન અંગે રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી વતી હું ઊંડી દિલસોજી વ્યક્ત કરવા માગું છું. છેક રશિયન ક્રાંતિની તૈયારી જેટલા વહેલા સમયથી રશિયાના વર્ગજાગ્રત કામદારો અને બધા સામાજિક-લોકશાહીવાદીઓએ લાફાર્ગ પ્રત્યે, રશિયન ક્રાંતિ અને પ્રતિક્રાંતિ દરમિયાન વર્ગસંઘર્ષ દ્વારા જ્વલંત રૂપે સાબિત થઈ ગયેલા માર્ક્સવાદના વિચારોના એક અત્યંત પ્રતિભાવાન અને ગંભીર પ્રસારક તરીકે માનની લાગણી કેળવી હતી. એ વિચારોના ઝંડા હેઠળ એકત્રિત થઈને રશિયન કામદારોની મોખરાની હરોળે સંગઠિત લોકવ્યાપી સંઘર્ષ ચલાવ્યો અને આપખુદ સત્તાની ઉપર ફટકો લગાવ્યો. લિબરલ મૂડીવાદની દગાખોરી, દુવિધા, અને અદૃઢતા છતાં તેણે સમાજવાદ, ક્રાંતિ, અને લોકશાહીના ધ્યેયનું સમર્થન કર્યું અને ચાલુ રાખ્યું છે.

રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ માટે લાફાર્ગ બે યુગોના પ્રતીક હતા: જેમાં પ્રજાસત્તાકવાદી ખયાલોથી સચેતન બની ઊઠેલા ક્રાંતિકારી ફ્રેંચ તરુણ લોકોએ ફ્રેંચ કામદારોની સાથે ખભેખભા મિલાવીને સામ્રાજ્યની ઉપર હુમલો કરવા માટે કૂચ કરી હતી એ યુગ, અને જેમાં ફ્રેંચ સર્વહારા વર્ગે માર્ક્સવાદીઓની આગેવાની હેઠળ સમગ્ર મૂડીવાદી પદ્ધતિની વિરુદ્ધ સુસંગત વર્ગસંઘર્ષ ચલાવ્યો તથા સમાજવાદ હાંસલ કરવા માટે મૂડીદાર વર્ગ વિરુદ્ધ આખરી લડાઈની તૈયારી કરી એ યુગ.

અમે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ કે જેમણે એશિયન બર્બરતાથી ભરેલી આપખુદશાહીના બધી જાતના ઉત્પીડનનો અનુભવ હાંસલ કર્યો છે અને જેમને લાફાર્ગ તથા તેમના મિત્રોનાં લખાણો દ્વારા યુરોપિયન કામદારોના ક્રાંતિકારી અનુભવનો તથા ક્રાંતિકારી ચિંતનનો સીધી રીતે લાભ લેવાનું સદ્ભાગ્ય

સાંપડયું છે — અમે અત્યારે વિશેષ રૂપે સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ કે લાફાર્ગે જે ધ્યેયને પોતાનું આખું જીવન સમર્પિત કરી દીધું હતું એ ધ્યેય કેટલી ઝડપથી વિજયની સમીપ પહોંચી રહ્યું છે. રશિયન ક્રાંતિએ આખા એશિયામાં લોકશાહીવાદી ક્રાંતિઓના યુગનો આરંભ કર્યો, અને આખી સભ્ય દુનિયાના લોકશાહીવાદી આંદોલનમાં હવે ૮૦ કરોડ લોકો જોડાઈ રહ્યા છે. અને યુરોપમાં પણ વધતી જતી નિશાનીઓ જોવા મળે છે કે કહેવાતા શાંતિમય મૂડીવાદી સંસદવાદના યુગનો અંત હવે નજીક આવી રહ્યો છે, અને તે પોતાનું સ્થાન એવા યુગને આપી રહ્યો છે કે જેમાં માર્ક્સવાદના વિચારોના જોમથી સંગઠિત થયેલો તથા કેળવાયેલો સર્વહારા વર્ગ ક્રાંતિકારી લડાઈઓ લડી રહ્યો છે અને મૂડીવાદી શાસનને ઉથલાવી પાડીને સામ્યવાદી પદ્ધતિની સ્થાપના કરશે.

'સોત્સિઆલ-દેમોક્રાત', અંક ૨૫, ગ્રંથ ૨૦
૮ (૨૧) ડિસેંબર, ૧૯૧૧ પૃ. ૩૮૭–૩૮૮.

## રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના પ્રાગમાં ભરાયેલા છઠ્ઠા અખિલ રશિયન સંમેલનના ઠરાવોમાંથી[25]

### ઈરાન ઉપર રશિયન સરકારનો હુમલો

ઈરાની પ્રજાની આઝાદીને રૂંધી નાખવાની ગાંઠ વાળી બેઠેલી અને પોતાના લક્ષ્યને પાર પાડવા માટે અત્યંત જંગલી અને નામોશીભર્યાં કુકૃત્યો કરતાં પણ પાછું વળીને ન જોતી ઝારશાહી ટોળકીની ધાડપાડુ નીતિનો રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી વિરોધ કરે છે.

સંમેલન જાહેર કરે છે કે રશિયન લિબરલો દ્વારા આટલી બધી ખંતથી પ્રચારિત અને સમર્થિત થતું રશિયન અને બ્રિટિશ સરકારો વચ્ચેનું જોડાણ પ્રાથમિક રૂપે એશિયન લોકશાહીવાદીઓના ક્રાંતિકારી આંદોલનની વિરુદ્ધ લક્ષ્યાંકિત છે, અને એ જોડાણ બ્રિટિશ લિબરલ સરકારને ઝારશાહીના અત્યાચારોમાં ભાગીદાર બનાવે છે.

ઈરાની પ્રજાના સંઘર્ષ પ્રત્યે અને વિશેષ રૂપે ઝારશાહી જુલમ વિરુદ્ધની લડાઈમાં આવાં મહાન બલિદાનો આપનાર ઈરાની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી પ્રત્યે આ સંમેલન પૂર્ણ હમદર્દી વ્યક્ત કરે છે.

### ચીની ક્રાંતિ[26]

રશિયાની સરહદ નજીકના વિસ્તારોને રશિયન મૂડીદારોનાં હિતમાં અલગ પાડી નાખવાના ઉદ્દેશે ચીનના ક્રાંતિકારી આંદોલનનો લાભ ઉઠાવવાની સરકારની તથા લિબરલ અખબારોની ('રેચ') ઝુંબેશને ધ્યાનમાં લઈને આ સંમેલન ચીની જનતાના ક્રાંતિકારી સંઘર્ષના, એશિયા માટે મુક્તિની ભેટ લાવતા અને યુરોપિયન મૂડીદાર વર્ગના વર્ચસ્વના પાયા ખોદી નાખતા સંઘર્ષ તરીકેના આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ઉપર ભાર મૂકે છે. આ સંમેલન ચીનના ક્રાંતિકારી પ્રજાસત્તાકવાદીઓને મુબારકબાદી આપે છે. આ સંમેલન એવું નિવેદન કરે

છે કે રશિયન સર્વહારા વર્ગ ચીનની ક્રાંતિકારી જનતાની સફળતાઓને ઊંડી પ્રેરણા અને દિલી હમદર્દીની ભાવનાથી નિહાળી રહ્યો છે અને ઈજાફતની ઝારશાહી નીતિનું સમર્થન કરવા બદલ રશિયન લિબરલોને ધુતકારી કાઢે છે.

| | |
|---|---|
| ૧૯૧૨ના જાન્યુઆરીમાં લિખિત<br>'રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું<br>અખિલ રશિયન સંમેલન' નામે પુસ્તિકામાં<br>૧૯૧૨ના ફેબ્રુઆરીમાં પેરિસમાં પ્રકાશિત | ગ્રંથ ૨૧<br>પૃ. ૧૫૪—૧૫૫ |

છે કે રશિયન સર્વહારા વર્ગ ચીનની ક્રાંતિકારી જનતાની સફળતાઓને ઊંડી પ્રેરણા અને દિલી હમદર્દીની ભાવનાથી નિહાળી રહ્યો છે અને ઈજાફતની ઝારશાહી નીતિનું સમર્થન કરવા બદલ રશિયન લિબરલોને ધુતકારી કાઢે છે.

૧૯૧૨ના જાન્યુઆરીમાં લિખિત
'રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું
અખિલ રશિયન સંમેલન' નામે પુસ્તિકામાં
૧૯૧૨ના ફેબ્રુઆરીમાં પેરિસમાં પ્રકાશિત

ગ્રંથ ૨૧
પૃ. ૧૫૪—૧૫૫

## ચીનમાં લોકશાહી અને નરોદવાદ

ચીની પ્રજાસત્તાકના હંગામી પ્રમુખ સુન યાત-સેનનો લેખ, જેને અમે બ્રસેલ્સના સમાજવાદી અખબાર «*Le Peuple*»માંથી લીધો છે, આપણે માટે, રશિયનો માટે, અસાધારણ રૂપે રસપ્રદ છે.

કહેવાય છે કે રમતને સૌથી વધારે તો પ્રેક્ષક જ જુએ. અને સુન યાત-સેન અત્યંત રસ ઉત્પન્ન કરે એવા "પ્રેક્ષક" છે, કેમ કે તેમની યુરોપીય કેળવણી છતાં તેઓ રશિયા વિશે તદ્દન અણજાણ હોય એમ લાગે છે. અને હવે, પ્રજાસત્તાક હાંસલ કરી લેનારી જોશીલી તથા વિજયી ચીની લોકશાહીનો એ યુરોપિયન કેળવણી પ્રાપ્ત સુજાણ પ્રતિનિધિ શુદ્ધ રશિયન સવાલોને રશિયાથી, રશિયન અનુભવથી, અને રશિયન સાહિત્યથી સાવ સ્વતંત્ર રીતે ઉઠાવે છે. પ્રગતિશીલ ચીની લોકશાહીવાદી હોવા છતાં તે તદ્દન રશિયનની માફક દલીલ કરે છે. રશિયન નરોદવાદી[27] જોડે તે એટલું બધું સામ્ય ધરાવે છે કે બન્નેના મૂળભૂત વિચારો અને અનેક અલગ અલગ અભિવ્યક્તિઓ સંપૂર્ણ એકરૂપતા સુધી પહોંચી જાય છે.

રમતને સૌથી વધારે તો પ્રેક્ષક જ જુએ. મહાન ચીની લોકશાહીનો કાર્યક્રમ—કેમ કે સુન યાત-સેનનો લેખ તેનું જ પ્રતિનિધિત્વ કરે છે—આપણને એશિયાની આધુનિક મૂડીવાદી ક્રાંતિઓમાં લોકશાહીવાદ અને નરોદવાદ વચ્ચેના સંબંધને વિશ્વની તાજેતરની ઘટનાઓએ પાથરેલા પ્રકાશમાં નવેસરથી તપાસી જોવા ઉત્તેજે છે અને તેને માટે સગવડભર્યો પ્રસંગ પૂરો પાડે છે. એ સવાલ ૧૯૦૫માં શરૂ થયેલ ક્રાંતિકારી યુગમાં રશિયા સમક્ષ ખડા થયેલા અત્યંત ગંભીર સવાલોમાંનો એક છે. ચીની પ્રજાસત્તાકના હંગામી પ્રમુખના કાર્યક્રમ ઉપરથી, અને ખાસ કરીને રશિયા, તુર્કી, ઈરાન અને ચીનની ક્રાંતિકારી ઘટનાઓ સાથે એ કાર્યક્રમની સરખામણી ઉપરથી, જોઈ શકાશે કે એ સવાલ ફક્ત રશિયા

સમક્ષ જ નહિ પણ સમગ્ર એશિયા સમક્ષ ખડો થયો છે. ઘણી બધી અને ખૂબ તાત્ત્વિક બાબતોમાં રશિયા નિસ્સંદેહ એશિયન દેશ છે, અને વધુમાં, તે દેશ અજ્ઞાનના અંધકારમાં ડૂબેલા, મધ્યકાલીન અને શરમજનક રીતે પછાત એશિયન દેશોમાંનો એક છે.

રશિયન મૂડીવાદી લોકશાહીવાદના લાંબા સમય પહેલાંના અને અટૂલા પુરોગામી ઉમરાવ હેર્ઝેનથી માંડીને ઠેઠ તેના પ્રજાકીય પ્રતિનિધિઓ સુધી, ૧૯૦૫ના કિસાન સંઘના[28] સભ્યો તથા ૧૯૦૬—૧૯૧૨ દરમિયાન ત્રણ દૂમાના ત્રુદોવિક જૂથના સભ્યો[29] સુધી, રશિયન મૂડીવાદી લોકશાહીવાદ નરોદવાદી રંગે રંગાયેલો રહ્યો છે. હાલ આપણે જોઈએ છીએ તેમ ચીનની મૂડીવાદી લોકશાહી પણ એ જ નરોદવાદી રંગે રંગાયેલી છે. હવે આપણે સુન યાત-સેનને ઉદાહરણ તરીકે લઈને, જે કરોડો લોકો આખરે વિશ્વ મૂડીવાદી સભ્યતાના પ્રવાહમાં ખેંચાઈ રહ્યા છે તેમની ઊંડી ઊતરતી ક્રાંતિકારી ચળવળે ઉત્પન્ન કરેલા વિચારોના "સામાજિક મહત્ત્વ" ઉપર વિચાર કરીએ.

સુન યાત-સેનના કાર્યક્રમની પ્રત્યેક લીટીમાં જોશીલી અને નિખાલસ લોકશાહી વૃત્તિના ધબકારા છે. એ કાર્યક્રમ "જાતિ" સંબંધી ક્રાંતિની અપર્યાપ્તતાની સંપૂર્ણ સમજણને છતી કરે છે. તેમાં રાજકીય સમસ્યાઓ પ્રત્યે લેશમાત્ર અવગણના નથી, રાજકીય આઝાદીનું ન્યૂનમૂલ્યાંકન પણ નથી, અને ચીની "સામાજિક સુધાર", ચીની બંધારણીય સુધારાઓ, વગેરે ચીની જુલમશાહી જોડે સુસંગત હોઈ શકે એવા ખયાલનો આભાસ સુદ્ધાં નથી. એ કાર્યક્રમ પૂર્ણ લોકશાહી તથા પ્રજાસત્તાકની માંગની હિમાયત કરે છે. એ કાર્યક્રમ આમજનતાની હાલતનો સવાલ આમજનતાના સંઘર્ષનો સવાલ, સાફ રીતે ઉઠાવે છે. મહેનતકશ અને શોષિત જનતા માટે એ કાર્યક્રમ હંફાળી હમદર્દી વ્યક્ત કરે છે, તેમની શક્તિમાં તથા તેમના ધ્યેયની ન્યાયસંગતતામાં વિશ્વાસ વ્યક્ત કરે છે.

જે પ્રજા પોતાની યુગજૂની ગુલામી વિશે અફસોસ કરવાની અને સ્વાતંત્ર્ય તથા સમાનતાનાં સ્વપ્નાં સેવવાની જ નહિ પરંતુ ચીનના યુગજૂના જાલિમોની વિરુદ્ધ **લડવાની** શક્તિ પણ ધરાવે છે, એવી સાચેસાચ મહાન પ્રજાની સાચેસાચ મહાન વિચારસરણી આપણી સમક્ષ ઉપસ્થિત છે.

સ્વાભાવિક રીતે જ એવી ઇચ્છા ઉત્પન્ન થાય કે અજ્ઞાનના અંધકારમાં ડૂબેલા અને શિથિલ એશિયાઈ ચીનના પ્રજાસત્તાકના હંગામી પ્રમુખની સરખામણી આપણે યુરોપ તથા અમેરિકાનાં પ્રજાસત્તાકોના પ્રમુખો જોડે,

અગ્રગામી સંસ્કૃતિ ધરાવતા દેશોના પ્રમુખો જોડે, કરી જોઈએ. એ પ્રજાસત્તાકોના પ્રમુખો બધા વેપારીઓ છે, એવા મૂડીદાર વર્ગના દલાલો કે રમકડાં છે કે જે પોતાના હાર્દ સુધી સડેલો છે, અને પોતાના માથાથી પગ સુધી કાદવ તથા લોહી વડે ખરડાયેલો છે—બાદશાહો અને સમ્રાટોના લોહી વડે નહિ, પણ પ્રગતિ તથા સભ્યતાના નામે ગોળીએ ઉડાવી દેવામાં આવેલા હડતાલિયા કામદારોના લોહી વડે. એ દેશોના પ્રમુખો એવા મૂડીદાર વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે કે જેણે પોતાની ઊગતી વયના આદર્શોને લાંબા કાળ પહેલાં તજી દીધા છે, જેણે પોતાની કાયાને બજારમાં વેચાતી મૂકી છે, જેણે પોતાના દેહને તથા આત્માને લખપતિઓને તથા કરોડપતિઓને વેચી દીધા છે, મૂડીદાર બની ગયેલા સામંતશાહી માલિકોને વેચી દીધા છે.

ચીનમાં પ્રજાસત્તાકના એશિયાઈ હંગામી પ્રમુખ ક્રાંતિકારી લોકશાહીવાદી છે, નાશ પામતા જતા વર્ગની નહિ પણ એવા વર્ગની કુલીનતા અને વીરતા ધરાવે છે કે જે ઊઠીને આગળ ધપી રહ્યો છે, જેને ભાવિની દહેશત નથી લાગતી પણ જે ભાવિમાં વિશ્વાસ ધરાવે છે અને ભાવિ માટે નિ:સ્વાર્થ રીતે લડે છે, જે પોતાના વિશેષાધિકારોને સલામત રાખવા ખાતર ભૂતકાળના જતનને અને ભૂતકાળની પુન:સ્થાપનાને ચોંટી નથી રહેતો પણ ભૂતકાળને ધિક્કારે છે અને જાણે છે કે ભૂતકાળના મૃત તથા ગૂંગળામણા સડાને કેવી રીતે ફગાવી દેવો.

એનો અર્થ શું એવો થાય ખરો કે ભૌતિકવાદી પશ્ચિમની દુનિયા નાઉમેદ રીતે સડી ગઈ છે અને પ્રકાશનાં કિરણો કેવળ રહસ્યવાદી ધાર્મિક પૂર્વમાંથી જ આવે છે? ના, એથી સાવ ઊલટું. એનો અર્થ છે કે પૂર્વે હવે ચોક્કસ રીતે પશ્ચિમનો રાહ અપનાવ્યો છે, એનો અર્થ એ છે કે હવે પછી કરોડો નવા લોકો એવા આદર્શો માટેના સંઘર્ષમાં ભાગ લેશે કે જેને પશ્ચિમે પોતાને માટે ક્યારના ઘડી કાઢયા છે. જેમાં સડો પેસી ગયો છે તે તો છે પશ્ચિમનો મૂડીદાર વર્ગ, અને તેની સમક્ષ તેની ઘોર ખોદનારો વર્ગ, સર્વહારા વર્ગ, ક્યારનો ખડો થઈ ગયો છે. પરંતુ એશિયામાં હજુ પણ એવો મૂડીદાર વર્ગ છે કે જે નિખાલસ, જોશીલી, સુસંગત લોકશાહીને ખાતર લડવા શક્તિમાન છે અને જે ફ્રાંસની મહાન સુજાણ વ્યક્તિઓનો અને અઢારમી સદીના અંતના મહાન નેતાઓનો લાયક સાથીદાર છે.

જે એશિયન મૂડીદાર વર્ગ ઐતિહાસિક રીતે પ્રગતિશીલ ધ્યેયને ટેકો આપવા હજુ શક્તિમાન છે એ એશિયન મૂડીદાર વર્ગનો મુખ્ય પ્રતિનિધિ અથવા તેનો

મુખ્ય સામાજિક ગઢ છે કિસાન. અને તેની સાથે સાથે એક એવો લિબરલ મૂડીદાર વર્ગ પણ ક્યારનો અસ્તિત્વમાં છે કે જેના નેતાઓ, યુઆન શીહ-કાઈ જેવા માણસો, સૌથી વધારે તો દગાબાજી કરવાની જ આવડત ધરાવે છે: ગઈકાલે તેઓ સમ્રાટથી ગભરાતા હતા અને તેના પગમાં આળોટતા હતા, પરંતુ જયારે તેમણે ક્રાંતિકારી લોકશાહીની તાકાતને જોઈ અને તેઓ તેના વિજયનો અણસાર પામ્યા ત્યારે તેમણે સમ્રાટને દગો દીધો; અને આવતીકાલે કોઈ જૂના કે નવા "બંધારણીય" સમ્રાટ જોડે સોદો કરવા માટે તેઓ લોકશાહીવાદીઓને દગો દેશે.

જે મહાન નિષ્કપટ લોકશાહીવાદી ઉત્સાહ મહેનતકશ સમુદાયોને જાગૃત કરે છે અને તેમને ચમત્કારો કરવા શક્તિમાન બનાવે છે, અને જે સુન યાત-સેનના કાર્યક્રમના પ્રત્યેક વાક્યમાં સાફ દેખાય છે, એ ઉત્સાહ વગર યુગજની ગુલામીમાંથી ચીની જનતાની સાચી મુક્તિ અશક્ય જ બને.

પરંતુ ચીની નરોદવાદી આ જોશીલી લોકશાહીની વિચારસરણીને એક તરફ સમાજવાદી સ્વપ્નો જોડે, ચીનમાં મૂડીવાદી રાહને ટાળવાની આશાઓ જોડે, મૂડીવાદના વિકાસને રોકવાની આશાઓ જોડે સાંકળી લે છે, અને બીજી તરફ તેને મૂળભૂત ભૂમિ-સુધારની યોજના જોડે તથા એ યોજનાની હિમાયત જોડે સાંકળી લે છે. એ છેલ્લાં બે વૈચારિક અને રાજકીય વલણો મળીને એવું તત્ત્વ બને છે કે જે **નરોદવાદને**—શબ્દના વિશિષ્ટ અર્થમાં નરોદવાદને, એટલે કે લોકશાહીથી ભિન્ન અને લોકશાહીની પૂર્તિના અર્થમાં નરોદવાદને—ઘાટ આપે છે.

એ વલણોનું મૂળ અને મહત્ત્વ શું છે?

આમજનતામાં ચેતના અને ક્રાંતિનો પ્રચંડ જુવાળ ન ઊઠયો હોત તો ચીની લોકશાહીવાદ જૂની વ્યવસ્થાને ફગાવી દેવા તથા પ્રજાસત્તાકની સ્થાપના કરવા અશક્ત નીવડયો હોત. એવો જુવાળ કામગાર જનતાની હાલત પ્રત્યે નિખાલસ હમદર્દીની ભાવનાની અને કામગાર જનતાના જાલિમો તથા શોષકો પ્રત્યે અધિકતમ કારમા ધિક્કારની ભાવનાની પૂર્વધારણા કરે છે તથા તેને જાગૃત કરે છે. અને પ્રગતિશીલ ચીની લોકોએ, એ જુવાળનો અનુભવ કરનારા બધા ચીની લોકોએ, આઝાદીના પોતાના વિચારો જયાંથી પ્રાપ્ત કર્યા છે એ યુરોપ તથા અમેરિકામાં તાકીદનું કર્તવ્ય છે મૂડીદાર વર્ગથી મુક્તિ હાંસલ કરવાનું, એટલે કે સમાજવાદની સ્થાપના કરવાનું. એથી ચીની લોકશાહીવાદીઓમાં

સમાજવાદ માટે હમદર્દી જાગવાની જ, અને એ જ તેમના **ભાવનાત્મક** સમાજ-વાદનું ઉગમસ્થાન છે.

તેઓ ભાવનાત્મક સમાજવાદીઓ છે કેમ કે તેઓ જનતાના ઉત્પીડન અને શોષણનો વિરોધ કરે છે. પરંતુ ચીનની, લગભગ ૫૦ કરોડ લોકોની વસતિ ધરાવતા પછાત અને ખેતીપ્રધાન તથા અર્ધસામંતશાહી દેશની, **વસ્તુગત** પરિસ્થિતિ આ સમયે ઉત્પીડન અને શોષણનું ફક્ત એક જ સ્પષ્ટ અને ઐતિહાસિક રીતે વિશિષ્ટ રૂપ શક્ય બનાવે છે, અને એ રૂપ છે સામંતશાહી. સામંતશાહી પ્રથા ખેતીના અને પ્રાકૃતિક અર્થકારણના પ્રાધાન્ય ઉપર આધારિત હતી. ચીની કિસાનના સામંતશાહી શોષણનું મૂળ હતું કોઈ પણ રૂપમાં જમીન સાથેનું તેનું **જોડાણ**. એ શોષણના રાજકીય સમર્થકો હતા સામંતશાહી માલિકો, બધા ભેગા મળીને કે અલગ અલગ વ્યક્તિ તરીકે, અને આખી વ્યવસ્થાનો વડો હતો સમ્રાટ.

પરંતુ એમ લાગે છે કે ચીની લોકશાહીવાદીના સઘળા ભાવનાત્મક સમાજ-વાદી વિચારો અને કાર્યક્રમોમાંથી હકીકતમાં **કેવળ** "સ્થાવર મિલકત"ના **જ** "કાયદેસરના પાયાઓને બદલવાનો" કાર્યક્રમ ઉદ્ભવ પામે છે, **કેવળ** સામંત-શાહી શોષણને **જ** નાબૂદ કરવાનો કાર્યક્રમ ઉદ્ભવ પામે છે.

એ છે સુન યાત-સેનના નરોદવાદનો **સાર**, મૂડીવાદી-લોકશાહીવાદી કૃષિ સુધાર માટેના તેમના પ્રગતિશીલ, જોશીલા, તથા ક્રાંતિકારી કાર્યક્રમનો સાર, અને તેમના સમાજવાદી જેવા લાગતા સિદ્ધાંતનો સાર.

મતની દૃષ્ટિએ એ સિદ્ધાંત નિમ્ન-મૂડીવાદી "સમાજવાદી"-પ્રત્યાઘાતીનો સિદ્ધાંત છે. ચીનમાં મૂડીવાદને વિકસતો "રોકી" શકાય અને દેશના પછાતપણાને કારણે ત્યાં "સામાજિક ક્રાંતિ" સરળ બની જશે, વગેરે વિચારો પૂરેપૂરા પ્રત્યાઘાતી છે. અને સુન યાત-સેન વાસ્તવિકતાના દબાણ તળે જ્યારે એમ કબૂલ કરે છે કે "ચીન મહાકાય ઔદ્યોગિક (એટલે મૂડીવાદી) વિકાસને દરવાજે ઊભું છે", ચીનમાં "વેપાર (એટલે મૂડીવાદ) પ્રચંડ પ્રમાણમાં વિકાસ પામશે", "પચાસ વર્ષમાં અમારી પાસે અનેક શાંઘાઈ શહેરો હશે", એટલે કે મૂડીવાદી સંપત્તિનાં તેમ જ સર્વહારાઓની મુશ્કેલીઓ તથા ગરીબીનાં અનેક વિશાળ કેંદ્રો હશે, ત્યારે સુન યાત-સેન પોતે જ અજોડ અથવા એમ કહીએ કે અક્ષત ભોળપણથી પોતાના પ્રત્યાઘાતી સિદ્ધાંતના ફુરચા ઉડાવી દે છે.

પરંતુ આવો સવાલ ઊભો થાય છે: પોતાના પ્રત્યાઘાતી આર્થિક સિદ્ધાંતને આધારે સુન યાત-સેન શું ભૂમિને લગતા સાચેસાચ પ્રત્યાઘાતી કાર્યક્રમનું સમર્થન

કરે છે? આખી વાતની જડ એ જ છે, એ જ સૌથી વધારે રસપ્રદ મુદ્દો છે, અને સંકોચાઈ ગયેલો તથા પુરુષાતનહીન બની ગયેલો લિબરલ નામધારી માર્ક્સવાદ એ મુદ્દા **પર જ** ઘણી વાર જડવત્ બની જાય છે.

પરંતુ હકીકત એ છે કે સુન યાત-સેન સાચેસાચ પ્રત્યાઘાતી કાર્યક્રમનું સમર્થન નથી કરતા. ચીનના સામાજિક સંબંધોની દ્વંદ્વાત્મકતા બરાબર એ જ હકીકતમાં પ્રકટ થાય છે કે ચીની લોકશાહીવાદીઓએ યુરોપના સમાજવાદ પ્રત્યે નિખાલસતાથી હમદર્દી બતાવતાં તેનું પ્રત્યાઘાતી સિદ્ધાંતમાં પરિવર્તન કરી નાખ્યું છે, અને મૂડીવાદના વિકાસને "રોકવાના" એ પ્રત્યાઘાતી સિદ્ધાંતને આધારે તેઓ એક **શુદ્ધ મૂડીવાદી**, એક અધિકતમ મૂડીવાદી, ભૂમિવિષયક કાર્યક્રમનું સમર્થન કરે છે!

ખરેખર, સુન યાત-સેન પોતાના લેખની શરૂઆતમાં જેની ભભકાદાર શબ્દોમાં પરંતુ અસ્પષ્ટ રીતે વાત કરે છે એ "આર્થિક ક્રાંતિ"નો અર્થ શું છે?

તેનો અર્થ છે સાંથ રાજ્યને હવાલે કરવી તે, એટલે કે જમીનનું રાષ્ટ્રીયકરણ—હેનરી જ્યોર્જના વિચારો જેવો કોઈ પ્રકારનો એક જ કર લાગુ કરીને. સુન યાત-સેન જે "આર્થિક ક્રાંતિ"ને રજૂ કરે છે અને જેની તેઓ હિમાયત કરે છે તેમાં **હકીકતી** બીજું કંઈ મુદ્દલ નથી.

કોઈ દૂરના કિસાન ક્ષેત્રમાં અને શાંઘાઈમાં જમીનનાં મૂલ્યો વચ્ચે જે તફાવત હોય એટલો તફાવત સાંથના દરમાં છે. જમીનનું મૂલ્ય મૂડીકૃત સાંથ છે. જમીનના "વધી ગયેલા મૂલ્ય"ને "જનતાની મિલકત"માં પલટાવી નાખવું એટલે સાંથને, અર્થાત્ જમીનમાલિકીને, રાજ્યને હવાલે કરી દેવી; અથવા બીજા શબ્દોમાં કહીએ તો જમીનનું રાષ્ટ્રીયકરણ કરવું.

મૂડીવાદી સમાજરચનાની અંદર રહીને એવો સુધારો શક્ય છે ખરો? એ શક્ય છે એટલું જ નહિ પણ એ તો અધિકતમ શુદ્ધ, વધારેમાં વધારે સુસંગત, અને આદર્શ રૂપે પરિપૂર્ણ મૂડીવાદનું પ્રતિનિધિત્વ કરે છે. માર્ક્સે 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' પુસ્તકમાં એ વાત પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે, 'મૂડી'ના ત્રીજા ભાગમાં તેને વિગતવાર સાબિત કરી છે, અને 'વધારાના મૂલ્યના સિદ્ધાંતો' પુસ્તકમાં રૉડબેર્ટસ સામેના વિવાદમાં તેને વિશેષ સ્પષ્ટતાથી વિકસિત કરી છે.

જમીનનું રાષ્ટ્રીયકરણ નિરપેક્ષ સાંથને નાબૂદ કરવાનું શક્ય બનાવે છે અને ફક્ત ભેદમૂલક સાંથને બાકી રાખે છે. માર્ક્સના સિદ્ધાંત પ્રમાણે જમીનના રાષ્ટ્રીયકરણનો અર્થ છે ખેતીવાડીમાંથી મધ્યકાલીન ઇજારાદારીઓને અને મધ્યકાલીન સંબંધોને વધારેમાં વધારે પ્રમાણમાં હઠાવી દેવાં, જમીનની

ખરીદીમાં અને તેના વેચાણમાં અધિકતમ આઝાદી, અને બજારને અનુકૂળ બનવામાં ખેતીને વધારેમાં વધારે સગવડો. એ તો ઈતિહાસનો એક વ્યંગ જ છે કે નરોદવાદ "મૂડીવાદનો સામનો કરવાના" બહાના હેઠળ એવા ભૂમિ-વિષયક કાર્યક્રમનું સમર્થન કરે છે કે તેને પૂરેપૂરો અમલમાં મૂકવામાં આવે તો તેનો અર્થ થાય ખેતીમાં મૂડીવાદનો **અધિકતમ** ઝડપી વિકાસ.

એશિયાના સૌથી વધારે પછાત કિસાન દેશોમાંના એકમાં સૌથી વધારે પ્રગતિશીલ મૂડીવાદી-લોકશાહીવાદી ભૂમિવિષયક કાર્યક્રમોના ફેલાવા પાછળ કઈ આર્થિક જરૂરિયાત કામ કરી રહી છે? એ જરૂરિયાત છે સામંતશાહીનો તેનાં બધાં જ રૂપોમાં અને તેની બધી જ અભિવ્યક્તિઓમાં નાશ કરવાની જરૂરિયાત.

યુરોપ અને જાપાનથી ચીન જેટલો વધારે પાછળ પડી ગયો એટલા વધારે પ્રમાણમાં તેને માટે વિખંડનનો અને રાષ્ટ્રીય વિઘટનનો ભય ઊભો થતો ગયો. તેની "નવરચના" ફક્ત ક્રાંતિકારી જનતાના પરાક્રમ વડે જ થઈ શકે એમ હતી, રાજકારણના ક્ષેત્રમાં ચીની પ્રજાસત્તાકનું સર્જન કરવા શક્તિમાન હોય અને ખેતીવાડીના ક્ષેત્રમાં જમીનના રાષ્ટ્રીયકરણ દ્વારા અધિકતમ ઝડપી મૂડીવાદી પ્રગતિની ખાતરી ઊભી કરવા શક્તિમાન હોય એવા પરાક્રમ વડે જ થઈ શકે એમ હતી.

એમાં સફળતા મળશે કે નહિ અને મળશે તો કેટલી હદે મળશે, એ બીજી વાત છે. જુદા જુદા દેશોએ પોતાની મૂડીવાદી ક્રાંતિમાં રાજકીય તથા ખેતીવિષયક લોકશાહીને જુદે જુદે અંશે અને વૈવિધ્યભરી મેળવણીઓમાં સાધ્ય કરી છે. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને ચીનની અંદર સામાજિક પરિબળોની પારસ્પરિક સ્થિતિ તેનાં નિર્ણાયક ઉપાદાનો હશે. પુનઃસ્થાપનાના પ્રયત્ન રૂપે સામંતશાહી માલિકો, નોકરશાહી, અને ધર્માધિકારીઓની એકતા સાધવાની કોશિશ સમ્રાટ ચોક્કસ કરશે જ. જેણે પોતાને હમણાં જ લિબરલ-રાજશાહીવાદીમાંથી લિબરલ-પ્રજાસત્તાકવાદીમાં પલટાવી નાખ્યો છે (કેટલા સમય માટે?) એ મૂડીદાર વર્ગનું પ્રતિનિધિત્વ કરનાર યુઆન શીહ-કાઈ રાજશાહી અને ક્રાંતિ વચ્ચે દાવપેચ રમશે. સુન યાત-સેન દ્વારા પ્રતિનિધિત્વ પામતી ક્રાંતિકારી મૂડીવાદી લોકશાહી રાજકીય અને ભૂમિવિષયક સુધારાઓની બાબતમાં કિસાનસમુદાયોનાં ઉપક્રમ, નિર્ધાર, અને બહાદુરીના વધારેમાં વધારે વિકાસ દ્વારા ચીનની "નવરચના" કરવાના રસ્તા અને ઉપાયો ખોળી રહી છે તે યોગ્ય જ કરી રહી છે.

છેલ્લે, જેમ જેમ શાંઘાઈ જેવાં શહેરોની સંખ્યા વધતી જશે તેમ તેમ સર્વહારા વર્ગ પણ સંખ્યામાં મોટો થતો જશે. તે ઘણું કરીને એવી કોઈ ચીની સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની સ્થાપના કરશે કે જે સુન યાત-સેનના નિમ્ન-મૂડીવાદી તરંગોની અને પ્રત્યાઘાતી વિચારોની ટીકા કરવાની સાથે સાથે તેમના રાજકીય તથા ભૂમિવિષયક કાર્યક્રમમાંથી ક્રાંતિકારી-લોકશાહીવાદી હાર્દને અલગ તારવવાની, તેનું રક્ષણ કરવાની, અને તેનો વિકાસ કરવાની કાળજી પણ નક્કી રાખશે જ.

'નેવ્સ્કાયા ઝ્વેઝ્દા' અંક ૧૭, ૧૫ જુલાઈ, ૧૯૧૨ — ગ્રંથ ૨૧ પૃ. ૪૦૦—૪૦૬

હસ્તાક્ષર: **વ્લા. ઈલ્યીન**

## ઈટાલી અને તુર્કી વચ્ચેના યુદ્ધનો અંત[30]

તારથી મળેલા અહેવાલો મુજબ, ઈટાલી અને તુર્કીના પ્રતિનિધિઓએ સુલેહની પ્રાથમિક શરતો ઉપર સહી કરી દીધી છે.

ઈટાલીનો "વિજય" થયો છે. આફ્રિકામાં આવેલા તુર્કીની માલિકીના પ્રદેશો ઝૂંટવી લેવા માટે ઈટાલીએ એક વર્ષ પહેલાં યુદ્ધ શરૂ કરેલું. હવે પછી ટ્રિપોલી ઉપર ઈટાલીની માલિકી રહેશે. વીશમી સદીના એક "સભ્ય" રાષ્ટ્રે શરૂ કરેલા એ લાક્ષણિક સાંસ્થાનિક યુદ્ધ ઉપર એક દૃષ્ટિપાત કરવો વાજબી ગણાશે.

યુદ્ધ થવાનું કારણ શું હતું? જેને ઈટાલિયન સામ્રાજ્યવાદ માટે નવાં બજારોની અને નવી સિદ્ધિઓની જરૂર છે એવા ઈટાલિયન નાણાસમ્રાટો તથા મૂડીદારોની લાલચ.

એ કેવા પ્રકારનું યુદ્ધ હતું? સંપૂર્ણતાની કક્ષાએ પહોંચાડવામાં આવેલું સભ્યતાધારી રક્તસ્નાન, "નવીનતમ" હથિયારોના ઉપયોગ વડે આરબોની ચલાવવામાં આવેલી કતલ.

આરબોએ મરણિયો પ્રતીકાર કર્યો. યુદ્ધની શરૂઆતમાં ઈટાલિયન નૌકા સેનાધિકારીઓ જ્યારે ૧૨૦૦ નૌસૈનિકોને કિનારે ઉતારવા જેટલા બિનસાવચેત બન્યા ત્યારે આરબોએ તેમાંથી લગભગ ૬૦૦ જેટલાને ખતમ કરી નાખ્યા. "તેની સજા" રૂપે લગભગ ૩૦૦૦ આરબોને કાપી નાખવામાં આવ્યા, આખા ને આખા પરિવારોને લૂંટી લેવામાં અને મોતના ખપ્પરમાં હોમી દેવામાં આવ્યા, સ્ત્રીઓને તથા બાળકોને ઠંડે કલેજે કતલ કરી નાખવામાં આવ્યાં. ઈટાલિયનો સભ્ય અને બંધારણીય રાષ્ટ્ર છે.

લગભગ ૧૦૦૦ આરબોને ફાંસીએ લટકાવવામાં આવ્યા.

ઈટાલીને પક્ષે, માંદગીનો ભોગ બનેલા ૧૭ ૪૨૯, લાપતા ૬૦૦, અને માર્યા ગયેલા ૧૪૦૫ સહિત કુલ ૨૦૦૦૦થી વધારે જિંદગીઓને નુકસાન થયું.

યુદ્ધમાં ઈટાલિયનોને ૮૦ કરોડ લિરેથી વધારે અથવા ૩૨ કરોડ રૂબલથી વધારે ખર્ચ થયું. યુદ્ધને પરિણામે ભયંકર બેરોજગારી અને ઔદ્યોગિક સ્થગિતતા પેદા થયાં.

આરબોએ ૧૪૮૦૦ જિંદગીઓ ગુમાવી. "સુલેહ" થવા છતાં હકીકતમાં તો યુદ્ધ ચાલતું જ રહેશે કેમ કે આફ્રિકાના હાર્દમાં, કિનારાથી દૂરના પ્રદેશોમાં, વસતી આરબ આદિમ જાતિઓ શરણે આવવાનો ઈનકાર કરશે. અને લાંબા વખત સુધી તેઓને બેયોનેટ, ગોળીઓ, ફાંસી, આગ, અને બળાત્કાર વડે "સભ્ય" બનાવવામાં આવશે.

અલબત્ત, ઈટાલી બીજા મૂડીવાદી દેશો કરતાં વધારે સારો દેશ પણ નથી અને વધારે ખરાબ દેશ પણ નથી. એ બધા દેશોમાં મૂડીદાર વર્ગનું જ એકસરખું શાસન છે અને મૂડીદાર વર્ગ નફાના નવા સ્રોતોની શોધમાં કોઈ પણ જાતની સંહારલીલા સર્જતાં મુદ્દલ અચકાતો નથી.

'પ્રાવદા' અંક ૧૨૯,<br>૨૮ સપ્ટેંબર, ૧૯૧૨<br>હસ્તાક્ષર: T

ગ્રંથ ૨૨,<br>પૃ. ૧૧૩—૧૧૪

## નવજીવન પામેલું ચીન

પ્રગતિશીલ અને સભ્ય યુરોપ ચીનના નવજીવનમાં કશો રસ દાખવતું નથી. ચાળીસ કરોડ પછાત એશિયનોએ આઝાદી હાંસલ કરી લીધી છે અને રાજકીય જીવનની જાગૃતિ પ્રાપ્ત કરી છે. એમ કહીએ કે દુનિયાની વસતિના **ચોથા** ભાગે શિથિલતા તજી દઈને જાણકારી, આંદોલન, અને સંઘર્ષનો માર્ગ લીધો છે.

પરંતુ સભ્ય યુરોપને તેની પરવા નથી. આજ દિવસ સુધી ફ્રેંચ પ્રજાસત્તાકે પણ ચીનના પ્રજાસત્તાકને સત્તાવાર માન્યતા નથી આપી! થોડા વખતમાં જ ફ્રેંચ પ્રતિનિધિ સભામાં આ વિષય પરત્વે સવાલ પુછાવાનો છે.

યુરોપ આવી ઉદાસીનતા કેમ બતાવી રહ્યું છે? તેનો ખુલાસો એ છે કે પશ્ચિમમાં સર્વત્ર સત્તા સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના હાથમાં છે. એ વર્ગનો પોણો ભાગ સડી ગયેલો છે અને એ વર્ગ કામદારોની વિરુદ્ધ "આકરાં" પગલાં લે એવા કોઈ પણ લેભાગુને અથવા એક રૂબલના રોકાણમાં પાંચ કોપેક વધારે નફો મેળવવા માટે પોતાની સમગ્ર "સભ્યતા" વેચી દેવા તૈયાર છે. એ મૂડીદાર વર્ગની નજરમાં ચીન તો **કેવળ** લૂંટનો માલ જ છે અને હવે રશિયાએ મોંગોલિયાને પોતાના "કોમળ આલિંગન"[૩૧]માં લઈ લીધું છે એટલે જાપાનીઓ, અંગ્રેજો, જર્મનો, વગેરે ઘણું કરીને એ લૂંટના માલમાંથી હિસ્સા તફડાવી લેવાની કોશિશ કરશે.

પરંતુ તે છતાં ચીનનું નવજીવન વેગ ધારણ કરી રહ્યું છે. પાર્લમેન્ટરી ચૂંટણીઓ થવાની તૈયારીમાં છે—પહેલાં જે આપખુદશાહી રાજ્ય હતું તેમાં **પહેલી જ** વાર. આમસભામાં ૬૦૦ સભ્યો હશે અને "સેનેટ"માં ૨૭૪.

મતાધિકાર **નથી** સાર્વત્રિક કે **નથી** સીધો. મતવિભાગમાં ઓછામાં ઓછાં બે વરસથી રહેતા હોય અને લગભગ બે રૂબલ જેટલો સીધો કર ભરતા હોય

અથવા લગભગ ૫૦૦ રૂબલની કિંમતની મિલકત ધરાવતા હોય એવા ૨૧ વરસથી વધારે ઉંમરના માણસોને મતાધિકાર આપવામાં આવ્યો છે. એ લોકો પહેલાં મતદાર પ્રતિનિધિઓની ચૂંટણીમાં મત આપશે અને પછી મતદાર પ્રતિનિધિઓ પાર્લમેન્ટના સભ્યોને ચૂંટશે.

આ પ્રકારનો મતાધિકાર પોતે જ સૂચિત કરે છે કે ત્યાં સુખસમૃદ્ધિ ધરાવતા ખેડૂતો અને મૂડીવાદી વર્ગ વચ્ચે એકસંપી કાયમ છે અને સર્વહારા વર્ગ મુદ્દલ હયાત જ નથી અથવા તદ્દન સામર્થ્યહીન સર્વહારા વર્ગ હયાત છે.

ચીનની રાજકીય પાર્ટીઓના સ્વરૂપમાં પણ એ જ સંજોગ સ્પષ્ટ જોવા મળે છે. ત્યાં ત્રણ મુખ્ય પાર્ટીઓ છે:

૧) 'રૅડિકલ-સોશ્યલિસ્ટ પાર્ટી'—એ પાર્ટીને હકીકતમાં સમાજવાદ જોડે **કશો જ સંબંધ નથી**—આપણા પોતાના 'પ્રજાકીય સમાજવાદીઓને' (અને 'સમાજવાદી-ક્રાંતિકારીઓ'ના[32] દસમાંથી નવ ભાગને) સમાજવાદ જોડે જેટલો સંબંધ છે એથી જરાય વધારે નહિ. એ પાર્ટી નિમ્ન-મૂડીવાદી **લોકશાહીવાદીઓની** પાર્ટી છે અને તેની મુખ્ય માંગો છે—ચીનની રાજકીય એકતા, "સામાજિક રીતો અનુસાર" (આપણા નરોદવાદીઓ તથા સમાજવાદી-ક્રાંતિકારીઓના "શ્રમ સિદ્ધાંત" તથા "સમાનતાની સ્થાપના" જેવા જ અસ્પષ્ટ શબ્દો) વ્યાપાર અને ઉદ્યોગોનો વિકાસ, અને શાંતિનું જતન.

૨) બીજી પાર્ટી લિબરલોની પાર્ટી છે. તેમણે 'રૅડિકલ-સોશ્યલિસ્ટો'ની જોડે એકસંપી કરી છે અને બન્નેએ મળીને **'નેશનલ પાર્ટી'**ની રચના કરી છે. પૂરો સંભવ છે કે ચીનની પ્રથમ પાર્લમેન્ટમાં આ પાર્ટી બહુમતી પ્રાપ્ત કરી લેશે. તેનું નેતૃત્વ સુપ્રસિદ્ધ ડૉ. સુન યાત-સેનના હાથમાં છે. સુન યાત-સેન હાલ વ્યાપક રેલવે લાઈનોની યોજના ઘડી રહેલ છે. (રશિયન નરોદવાદીઓ એ વાતની નોંધ લેવાની કૃપા કરે કે ચીન મૂડીવાદી હાલતમાં પડવાથી "બચી જાય" **એટલા માટે** સુન યાત-સેન એવી યોજના ઘડી રહેલ છે!)

૩) ત્રીજી પાર્ટી પોતાને 'પ્રજાસત્તાકીય સંઘ' નામે ઓળખાવે છે. રાજનૈતિક પાટિયાં કેટલાં છળયુક્ત હોઈ શકે તેનું ઉદાહરણ એ નામ પેશ કરે છે. હકીકતમાં એ પાર્ટી **રૂઢિચુસ્ત** પાર્ટી છે અને તેને મુખ્યત્વે સરકારી અમલદારો, જમીનમાલિકો, તથા **ઉત્તર** ચીનના મૂડીવાદી વર્ગનું પીઠબળ છે. ઉત્તર ચીન દેશનો સૌથી વધારે પછાત પ્રદેશ છે. એથી ઊલટું, 'નેશનલ પાર્ટી' દેશના ઔદ્યોગિક દૃષ્ટિએ વધારે વિકસિત તથા પ્રગતિશીલ **દક્ષિણ** પ્રદેશમાં પ્રબળતા ધરાવતી પાર્ટી છે.

'નેશનલ પાર્ટી'નો મુખ્ય આધાર કિસાન સમુદાયો છે. તેના આગેવાનો પરદેશ કેળવણી પ્રાપ્ત કરીને આવેલા બુદ્ધિજીવીઓ છે.

ચીનની આઝાદી કિસાન લોકશાહીવાદીઓ અને લિબરલ મૂડીવાદી વર્ગની એકસંપી વડે હાંસલ કરવામાં આવી છે. મવાળ દિશામાં ખસી જવાની તકની જ વાટ જોઈને બેઠેલા લિબરલોની **વિરુદ્ધ** સર્વહારા વર્ગની આગેવાની ન ધરાવતા કિસાનો પોતાનાં લોકશાહીવાદી ધોરણોને જાળવી રાખી શકે છે કે નહિ—એ બાબત નજીકના ભવિષ્યમાં જણાઈ આવશે.

'પ્રાવદા' અંક ૧૬૩,
૮ નવેંબર, ૧૯૧૨
હસ્તાક્ષર: T

ગ્રંથ ૨૨
પૃ. ૧૮૯—૧૯૧

## કાર્લ માર્ક્સના સિદ્ધાંતનું ઐતિહાસિક ભવિતવ્ય

માર્ક્સના સિદ્ધાંતમાં મુખ્ય વાત એ છે કે તે સર્વહારા વર્ગની સમાજવાદી સમાજના નિર્માતા તરીકેની ઐતિહાસિક ભૂમિકાને સ્પષ્ટ કરે છે. માર્ક્સે એ સિદ્ધાંતનું નિરૂપણ કર્યું ત્યાર બાદ આખી દુનિયામાં ઘટનાઓના ક્રમે એ સિદ્ધાંતને પુષ્ટિ આપી છે ખરી?

માર્ક્સે તેને સૌપ્રથમ ૧૮૪૪માં રજૂ કર્યો હતો. ૧૮૪૮માં પ્રકાશિત માર્ક્સ અને એંગેલ્સે લખેલા 'સામ્યવાદી જાહેરનામા'એ એ સિદ્ધાંતનું સર્વાંગપૂર્ણ અને પદ્ધતિસરનું વિવરણ આપ્યું જે આજ પર્યંત ઉત્તમ કક્ષાનું સ્થાન ધરાવી રહ્યું છે. ત્યાર પછીનો વિશ્વ-ઇતિહાસ સ્પષ્ટ રીતે ત્રણ મુખ્ય સમયોમાં વિભાજિત છે: (૧) ૧૮૪૮ની ક્રાંતિથી પેરિસ કોમ્યુન (૧૮૭૧) સુધી; (૨) પેરિસ કોમ્યુનથી રશિયન ક્રાંતિ (૧૯૦૫) સુધી; (૩) રશિયન ક્રાંતિ પછી.

હવે આપણે જોઈએ કે એ પ્રત્યેક કાળમાં માર્ક્સના સિદ્ધાંતનું ભવિતવ્ય કેવું રહ્યું છે.

### ૧

પ્રથમ કાળના પ્રારંભમાં માર્ક્સનો સિદ્ધાંત કોઈ પણ પ્રકારે પ્રધાનતાના સ્થાને નહોતો જ. એ સિદ્ધાંત સમાજવાદના ખૂબ સંખ્યાબંધ વહેણોમાંના માત્ર એક વહેણ જેવો જ હતો. સમાજવાદનાં જે રૂપો પ્રધાન સ્થાને હતાં તે મુખ્યત્વે આપણા નરોદવાદને મળતાં હતાં: ઐતિહાસિક આંદોલનના ભૌતિકવાદી આધારના જ્ઞાનનો અભાવ, મૂડીવાદી સમાજમાં પ્રત્યેક વર્ગની ભૂમિકા તથા અગત્યતાને પૃથક કરી લેવાની અશક્તિ, લોકશાહીવાદી સુધારાઓની મૂડીવાદી પ્રકૃતિ ઉપર "જનતા", "ન્યાય", "અધિકાર", વિશેનાં સમાજવાદી જેવાં દેખાતાં વાક્યો તળે છુપામણી, વગેરે વગેરે.

માર્ક્સ **પૂર્વેના** સમાજવાદનાં એ બધાં કોલાહલિયાં, પચરંગી અને દંભી રૂપોની ઉપર ૧૮૪૮ની ક્રાંતિએ વિનાશક ફટકો લગાવ્યો. ક્રાંતિએ બધા દેશોમાં

સમાજના વિવિધ વર્ગોને **પ્રવૃત્તિમય હાલતમાં** ઉઘાડા પાડયા. ૧૮૪૮ના જૂન માસના દિવસોમાં પેરિસમાં પ્રજાતંત્રીય સરકારે કામદારોની ઉપર કરેલા ગોળીબારે આખરે એ જાહેર કરી દીધું કે **એક** સર્વહારા વર્ગ જ પ્રકૃતિએ સમાજવાદી છે. ઉદારમતવાદી મૂડીદાર વર્ગને કોઈ પણ પ્રકારના પ્રત્યાઘાતની જેટલી દહેશત લાગતી તેના કરતાં સો ગણી વધારે દહેશત તેને સર્વહારા વર્ગની સ્વતંત્રતાની લાગતી. બાયલા ઉદારમતવાદીઓ પ્રત્યાઘાતના પગમાં નાકલીટી તાણતા. સામંતશાહીના અવશેષોની નાબૂદીથી કિસાનપ્રજા સંતોષ પામી હતી તથા વ્યવસ્થાના સમર્થકો જોડે મળી ગઈ હતી અને ફક્ત ક્યારેક ક્યારેક જ **કામદારોના લોકશાહીવાદી અને મૂડીવાદી ઉદારમતવાદની** વચ્ચે ડગુમગુ થતી હતી. **બિન**-વર્ગીય સમાજવાદ અને **બિન**-વર્ગીય રાજકારણના બધા જ સિદ્ધાંતો નર્યો બકવાદ સાબિત થઈ ગયા.

મૂડીવાદી પરિવર્તનોના એ વિકાસને પેરિસ કોમ્યુને (૧૮૭૧) પરિપૂર્ણ કર્યો; પ્રજાસત્તાકનું દૃઢીકરણ, અર્થાત્, જેમાં વર્ગ-સંબંધો પોતાના અધિકતમ અનાવૃત રૂપમાં દેખાઈ આવે છે એવા રૂપમાં રાજકીય સંઘટનાનું દૃઢીકરણ, એકમાત્ર સર્વહારા વર્ગની વીરતાને જ આભારી હતું.

બીજા બધા યુરોપિયન દેશોમાં વધારે ગૂંચવાયેલી અને ઓછી પરિપૂર્ણ અવસ્થા પણ એવા જ પરિણામની દિશામાં આગળ વધી, અર્થાત્, નિશ્ચિત રૂપ ધારવતા મૂડીવાદી સમાજની દિશામાં આગળ વધી. પ્રથમ કાળના (૧૮૪૮-૭૧) અંત સુધીમાં, ઝંઝાવાતો અને ક્રાંતિઓના કાળના અંત સુધીમાં, માર્ક્સ પૂર્વેનો સમાજવાદ **નિર્જીવ થઈ ગયો હતો**. સ્વતંત્ર **સર્વહારા વર્ગીય** પાર્ટીઓ અસ્તિત્વમાં આવી ગઈ હતી: પ્રથમ ઈન્ટરનેશનલ (૧૮૬૪-૭૨) અને જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી.

## ૨

બીજો કાળ (૧૮૭૨—૧૯૦૪) પોતાના "શાંતિમય" લક્ષણને કારણે, ક્રાંતિઓના અભાવને કારણે, પ્રથમ કાળથી ભિન્ન દેખાઈ આવ્યો હતો. પશ્ચિમે મૂડીવાદી ક્રાંતિઓ પૂરી કરી લીધી હતી. પૂર્વ એ ક્રાંતિઓ માટે હજુ ખડું નહોતું થયું.

પશ્ચિમે આવનારાં પરિવર્તનો માટેની "શાંતિમય" તૈયારીઓના તબક્કામાં પ્રવેશ કર્યો. મૂળભૂત રીતે સર્વહારા વર્ગીય સમાજવાદી પાર્ટીઓની દરેક ઠેકાણે

સ્થાપના થઈ અને એ પાર્ટીઓએ સંસદીય પદ્ધતિનો ઉપયોગ કરીને પોતાનાં દૈનિક અખબારો, પોતાની શૈક્ષણિક સંસ્થાઓ, પોતાનાં ટ્રેડ-યુનિયનો અને પોતાનાં સહકારી મંડળો સ્થાપવાનું શીખી લીધું. માર્ક્સના સિદ્ધાંતને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થયો અને તે **ફેલાવા લાગ્યો.** સર્વહારા વર્ગનાં બળોની પસંદગી કરવાના તથા તેને એકત્રિત કરવાના કાર્યમાં અને આગામી લડાઈઓ માટેની સર્વહારા વર્ગની તૈયારીઓમાં ધીમી પણ એકધારી પ્રગતિ થતી રહી.

ઇતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે કે માર્ક્સવાદના સૈદ્ધાંતિક વિજયે તેના દુશ્મનોને માર્ક્સવાદી **મહોરાં હેઠળ મોં છુપાવવાની** ફરજ પાડી. અંદરથી સડી ગયેલા ઉદારમતવાદે પોતાને સમાજવાદી **તકવાદના** રૂપમાં પુનર્જીવિત કરવાની કોશિશ કરી. મહાન લડાઈઓ માટે બળોને તૈયાર કરવાના સમયનો તેઓએ એ લડાઈઓને તજી દેવા જેવો અર્થ ઘટાવ્યો. રોજીગુલામીની વિરુદ્ધ લડવા માટે ગુલામોની હાલતમાં સુધારાને તેઓ ગુલામો દ્વારા પોતાના આઝાદીના અધિકારના થોડાક દોકડા ખાતર વેચાણના અર્થમાં સમજ્યા. તેઓએ બાયલાઓની જેમ "સામાજિક શાંતિ"ના (અર્થાત્, ગુલામમાલિકો જોડે શાંતિના), વર્ગસંઘર્ષનો ત્યાગ કરવાના, વગેરે ઉપદેશો આપ્યા. સંસદના સમાજવાદી સભ્યોમાં, કામદાર વર્ગની ચળવળના વિવિધ પદાધિકારીઓમાં, અને "સહૃદયી" બુદ્ધિજીવીઓમાં તેઓના ઘણા અનુયાયીઓ હતા.

## ૩

પરંતુ, "સામાજિક શાંતિ" વિશે અને "લોકશાહી" હેઠળ ઝંઝાવાતોની બિન-જરૂરિયાત વિશે તકવાદીઓએ પોતાને અભિનંદવાનું પૂરું કર્યું ન કર્યું ત્યાં તો વિશ્વ-ઝંઝાવાતોનું એક નવું ઊગમસ્થાન એશિયામાં ખુલ્લું થઈ ગયું. રશિયન ક્રાંતિને પગલે પગલે તુર્કીમાં, ઈરાનમાં અને ચીનમાં ક્રાંતિઓ થઈ. એ ઝંઝાવાતોના અને યુરોપમાં તેના "પડઘાઓ"ના યુગમાં આપણે અત્યારે જીવી રહ્યા છીએ. જેની વિરુદ્ધ જુદા જુદા "સભ્ય" જરખડાં હાલ પોતાના દાંતને તીણા કરી રહ્યાં છે એ મહાન ચીની પ્રજાસત્તાકનું ભાવિ ભલે ગમે તેવું ઘડાય, આ પૃથ્વી ઉપર એવી કોઈ શક્તિ નથી જે એશિયામાં પુરાણી ખેતગુલામીની પુનઃસ્થાપના કરી શકે અથવા એશિયાઈ કે અર્ધ-એશિયાઈ દેશોમાં લોકસમુદાયોના વીરતાભર્યા લોકશાહીવાદને નાબૂદ કરી નાખી શકે.

આમ સંઘર્ષની તૈયારી કરવાની અને તેને વિકસાવવાની પરિસ્થિતિઓ પરત્વે જેઓ બેધ્યાન હતા તેવા અમુક લોકોને યુરોપમાં મૂડીવાદની વિરુદ્ધના નિર્ણાયક

સંઘર્ષમાં લાંબા વિલંબોએ હતાશા અને અરાજકતાવાદની દિશામાં ધકેલી દીધા છે. એ અરાજકતાવાદી હતાશા કેટલી ટૂંકી નજરની અને કેવી બાયલાપણાની છે તે આપણે હવે જોઈ શકીએ છીએ.

એંશી કરોડની વસતિ ધરાવતું એશિયા એના એ જ યુરોપિયન આદર્શોને કાજે સંઘર્ષમાં ખેંચાઈ આવ્યું છે એ હકીકતથી આપણામાં હતાશા ન ઊપજે, આપણને આશાવાદની પ્રેરણા મળે.

એશિયાઈ ક્રાંતિઓએ આપણને ફરી વાર ઉદારમતવાદીઓનું ડરપોકપણું અને તેઓની નીચતા બતાવી આપ્યાં છે, લોકશાહીવાદી જનતાની સ્વતંત્રતાનું વિશેષ મહત્ત્વ બતાવી આપ્યું છે, અને સર્વહારા વર્ગ તથા બધા પ્રકારોના મૂડીદાર વર્ગ વચ્ચેનું સાફ સાફ સીમાંકન બતાવી આપ્યું છે. યુરોપ અને એશિયા બન્નેના અનુભવ પછી જે કોઈ **બિન**-વર્ગીય રાજકારણની અને **બિન**-વર્ગીય સમાજવાદની વાત કરે તેને ફક્ત પાંજરામાં પૂરી દઈને ઓસ્ટ્રેલિયાના કાંગારૂની જોડાજોડ પ્રદર્શિત કરી દેવો જોઈએ.

એશિયા પછી, યુરોપ પણ સળવળવા લાગ્યું છે, પરંતુ એશિયાની રીતે નહિ. ૧૮૭૨-૧૯૦૪નો "શાંતિમય" કાળ વીતી ગયો છે અને કદી પાછો આવવાનો નથી. ઊંચું જીવનનિર્વાહ ખર્ચ અને ટ્રસ્ટોની જુલમશાહી આર્થિક સંઘર્ષમાં અભૂતપૂર્વ તીવ્રતા આણી રહ્યાં છે અને ઉદારમતવાદ દ્વારા સૌથી વધારે ભ્રષ્ટ કરવામાં આવેલા બ્રિટિશ કામદારોને પણ એ સંઘર્ષે ગતિશીલ કરી દીધા છે. જર્મની જેવા અધિકતમ "રૂઢિચુસ્ત" મૂડીવાદી-યુંકર દેશમાં પણ આપણે રાજકીય કટોકટીને ઊકળતી જોઈએ છીએ. ઘેલછાભરી શસ્રોની જમાવટ અને સામ્રાજ્યવાદની નીતિ આધુનિક યુરોપને એવી "સામાજિક શાંતિ"માં પલટાવી દઈ રહી છે જે સ્ફોટક દારૂના પીપને વધારે મળતી આવે છે. દરમિયાનમાં, **બધી** મૂડીવાદી પાર્ટીઓમાં સડો પેસવાની ક્રિયામાં અને સર્વહારા વર્ગના પરિપકવ થવાની ક્રિયામાં એકધારી પ્રગતિ થઈ રહી છે.

માર્ક્સવાદની રજૂઆત પછી વિશ્વ-ઈતિહાસના ત્રણ મહાન ગાળામાંથી પ્રત્યેકે માર્ક્સવાદને નવી પુષ્ટિઓ અને નવા વિજયો પ્રદાન કર્યાં છે. પરંતુ ઈતિહાસના આવનારા કાળમાં એથીયે અધિક મહાન વિજયો સર્વહારા વર્ગના સિદ્ધાંતના રૂપમાં માર્ક્સવાદની રાહ જોઈ રહ્યા છે.

'પ્રાવદા', અંક ૫૦,
૧ માર્ચ, ૧૯૧૩
હસ્તાક્ષર: વ્લા. ઈ.

ગ્રંથ ૨૩,
પૃ. ૧–૪

## ચીની પ્રજાસત્તાકની મોટી સિદ્ધિ

આપણે જાણીએ છીએ કે એશિયન લોકસમુદાયોના પ્રગતિશીલ અને લોકશાહીવાદી તત્ત્વનાં આવાં બલિદાનોનાં મૂલ્યો ચૂકવીને સ્થાપવામાં આવેલું મહાન ચીની પ્રજાસત્તાક તાજેતરમાં બહુ સખત નાણાકીય મુશ્કેલીઓનો સામનો કરી રહ્યું છે. જેને સભ્ય રાષ્ટ્રો ગણાવામાં આવે છે પરંતુ જે વાસ્તવમાં વધારેમાં વધારે પ્રત્યાઘાતી નીતિઓ અનુસરે છે એવી છ "મોટી" સત્તાઓએ ચીનને લોન મેળવતું અટકાવવા માટે એક નાણાકીય મંડળ સ્થાપ્યું.

ચીની ક્રાંતિએ યુરોપિયન મૂડીવાદી વર્ગમાં આઝાદી અને લોકશાહી માટેનો મુદ્દલ ઉત્સાહ જગાવ્યો નહિ—નફાના સરદારો માટે તદ્દન પરાઈ એવી એ ભાવના તો માત્ર સર્વહારા વર્ગ જ ધરાવી શકે—એથી વિપરીત, એ ક્રાંતિએ ચીનમાં **લૂંટ ચલાવવાના**, ચીનના ભાગલા પાડી નાખવાના, અને ચીનના પ્રદેશોને હડપ કરી જવાના પ્રયત્નો ઉત્પન્ન કર્યા. છ સત્તાઓનું (બ્રિટન, ફ્રાંસ, રશિયા, જર્મની, જાપાન, અને અમેરિકા) એ "મંડળ" ચીની પ્રજાસત્તાકને નબળું બનાવી દેવાના અને તેના પાયા ઉખેડી નાખવાના ઉદ્દેશે તેને નાદારીમાં ધકેલી દેવાની કોશિશ કરી રહ્યું હતું.

એ યમદૂત મંડળનું **પતન** આખી દુનિયાના કામગાર લોકસમુદાયોની હમદર્દી ધરાવતા નવજાત ચીની પ્રજાસત્તાકની એક મોટી સફળતા છે. અમેરિકાના પ્રમુખે જાહેરાત કરી છે કે અમેરિકા હવે એ મંડળને ટેકો આપતું નથી અને નજીકના ભવિષ્યમાં જ ચીની પ્રજાસત્તાકને સત્તાવાર **માન્યતા આપશે.** અમેરિકાની બેંકોએ હવે એ મંડળનો **ત્યાગ કરી દીધો છે**, અને અમેરિકા હવે ચીનને ખૂબ જરૂરી નાણાકીય સહાય આપીને અમેરિકન મૂડી માટે ચીનનું બજાર ખુલ્લું કરી દેશે અને તેના પરિણામે ચીનમાં સુધારાઓ દાખલ કરવાનું સરળ બનાવશે.

અમેરિકાથી પ્રભાવિત થઈને જાપાને પણ ચીન સંબંધી પોતાની નીતિમાં પરિવર્તન કર્યું છે. પહેલાં તો જાપાન સુન યાત-સેનને પોતાના દેશમાં પગ મૂકવા દેવા પણ તૈયાર નહોતું. પરંતુ હવે સુન યાત-સેને જાપાનનો પ્રવાસ ખેડી પણ લીધો છે અને બધા જાપાની લોકશાહીવાદીઓ પ્રજાસત્તાક ચીન જોડે મૈત્રીના સંબંધોને ઉત્સાહપૂર્વક આવકારે છે. હવે આગલું કદમ **એકસંપી** સાધવાનું છે. અમેરિકન મૂડીવાદી વર્ગની જેમ જાપાની મૂડીવાદી વર્ગે સમજી લીધું છે કે ચીનમાં લૂંટફાટ ચલાવવાના અને ચીની પ્રજાસત્તાકના ભાગલા પાડી નાખવાના પ્રયાસો દ્વારા થનારા લાભ કરતાં ચીન જોડે શાંતિના સંબંધો દ્વારા તેને વધારે લાભ થવાનો છે.

ધાડપાડુ મંડળનું પતન રશિયાની પ્રત્યાઘાતી વિદેશનીતિ માટે બેશક નજીવા મહત્ત્વનો પરાજય નથી જ.

‘પ્રાવદા’, અંક ૬૮, ગ્રંથ ૨૩
૨૨ માર્ચ, ૧૯૧૩ પૃ. ૨૮—૨૯
હસ્તાક્ષર : W

## સભ્ય યુરોપવાસીઓ અને જંગલી એશિયાવાસીઓ

પ્રખ્યાત અંગ્રેજ સામાજિક-લોકશાહીવાદી રોથસ્ટાઈને બ્રિટિશ અમલ હેઠળના હિંદુસ્તાનમાં બનેલા એક બોધપ્રદ તથા લાક્ષણિક બનાવનું જર્મન મજૂર ચળવળનાં અખબારોમાં વર્ણન કર્યું છે. ૩૦ કરોડથી અધિક વસતિ ધરાવતા એ દેશમાં ક્રાંતિનો ઝડપી વિકાસ કેમ થઈ રહ્યો છે તેને એ બનાવ બધી દલીલો કરતાં વધારે સારી રીતે સ્પષ્ટ કરે છે.

હિંદસ્તાનના પ્રાંતોમાંથી એક પ્રાંતના મોટા શહેર રંગૂનમાં અખબાર પ્રકાશિત કરતા બ્રિટિશ પત્રકાર આર્નોલ્ડે એક લેખ પ્રકાશિત કર્યો. એ લેખનું શીર્ષક હતું: 'બ્રિટિશ ઈનસાફની ઠેકડી'. એ લેખમાં એન્ડ્રયુ (Andrew) નામના એક સ્થાનિક અંગ્રેજ ન્યાયાધીશને ઉઘાડો પાડવામાં આવ્યો હતો. એ લેખ છાપવાના ગુના માટે આર્નોલ્ડને એક વરસની કેદની સજા કરવામાં આવી, પરંતુ લંડનમાં લાગવગ હોવાને કારણે આર્નોલ્ડ એ કેસને લંડનમાં સર્વોચ્ચ અદાલત સમક્ષ રજૂ કરાવી શક્યો. હિંદુસ્તાનની સરકારે ઉતાવળમાં તેની સજા "ઘટાડી નાખી" અને ચાર મહિનાની કરી દઈને આર્નોલ્ડને છોડી મૂક્યો.

આ બધી ગરબડ-સરબડનું કારણ શું હતું?

મેક-કોર્મિક નામના એક બ્રિટિશ કર્નલે એક રખાત રાખી હતી. એ રખાતને ત્યાં અગિયાર વરસની એક નાનકડી હિંદુસ્તાની છોકરી નોકરડીનું કામ કરતી હતી. છોકરીનું નામ હતું આઈના. સભ્ય રાષ્ટ્રના એ બહાદુર પ્રતિનિધિએ આઈનાને ભોળવીને પોતાના ખંડમાં બોલાવી, ત્યાં તેની ઉપર બળાત્કાર કર્યો, અને પછી તેને પોતાના ઘરમાં પૂરી દીધી.

બન્યું એવું કે આઈનાનો બાપ મરણપથારીએ છેલ્લા શ્વાસ ભરી રહ્યો હતો અને તેણે પોતાની દીકરીને ઘેર તેડાવી. એમ થયું ત્યારે જ જે ગામમાં એ રહેતો હતો એ ગામને આખી વાતની ખબર પડી. ગામની વસતિમાં રોષનો

ખળભળાટ મચી ગયો. પોલીસને મેક-કોર્મિકની ધરપકડનો હુકમ કરવાની ફરજ પડી.

પરંતુ ન્યાયાધીશ એન્ડ્ર્યુએ તેને જામીન પર મુક્ત કર્યો, અને આગળ જતાં ઈન્સાફની નામોશીભરી ઠેકડી કરીને તેને નિર્દોષ જાહેર કર્યો અને છોડી મૂક્યો. આવા સંજોગોમાં કુલીન વંશના સજ્જનો સામાન્ય રીતે કરતા હોય છે તેમ એ બહાદુર કર્નલે જાહેર કર્યું કે આઈના તો વેશ્યા છે, અને તેની સાબિતી રૂપે તેણે પાંચ સાક્ષીઓ રજૂ કર્યા. પરંતુ આઈનાની મા તરફથી હાજર કરવામાં આવેલા આઠ સાક્ષીઓની ન્યાયાધીશ એન્ડ્ર્યુએ જુબાની પણ ન લીધી.

પત્રકાર આર્નોલ્ડ ઉપર બદનક્ષીનો કેસ ચાલ્યો ત્યારે અદાલતના અધ્યક્ષ "સર" ("નામદાર") ફોક્સે તેને પોતાના બચાવ માટે સાક્ષીઓ રજૂ કરવાની પરવાનગી આપવાનો ઈનકાર કર્યો.

એ તો બધાને સ્પષ્ટ સમજાઈ જ ગયું હશે કે હિંદુસ્તાનમાં આવા કરોડો કિસ્સાઓ બને છે. ફક્ત તદ્દન અપવાદરૂપ સંજોગોએ જ "બદનક્ષીકાર" આર્નોલ્ડ (લંડનના લાગવગ ધરાવતા પત્રકારનો પુત્ર) માટે કેદમાંથી છૂટવાનું અને કેસ વિશે માહિતી પ્રસારવાનું શક્ય બનાવ્યું.

એ વાત ભૂલવાની નથી કે બ્રિટિશ લિબરલો પોતાના "ઉત્તમ" માણસોને હિંદુસ્તાનના વહીવટનાં ઉચ્ચ પદો પર નિયુક્ત કરે છે. "યુરોપિયન વિદ્વત્તાનો તેજસ્વી સિતારો" ગણાતો અને બધા યુરોપિયન તથા રશિયન લિબરલોની નજરમાં "અધિકતમ માનનીય માણસ" લેખાતો પ્રખ્યાત ઉદ્દામવાદી લેખક જૉન મોર્લી (Morley) હિંદુસ્તાનના વાઈસરૉય તરીકે મેક-કોર્મિકો, એન્ડ્ર્યુઓ તથા ફોક્સોનો વડો હતો, તેને હજુ બહુ લાંબો સમય નથી વીત્યો.

"**યુરોપિયન**" ભાવના એશિયામાં ક્યારની જાગૃત થઈ ગઈ છે, એશિયાની પ્રજાઓ લોકશાહીવાદી માનસ ધરાવતી થઈ ગઈ છે.

'પ્રાવદા' અંક ૮૭,<br>૧૪ એપ્રિલ, ૧૯૧૩<br>હસ્તાક્ષર: W

ગ્રંથ ૨૩,<br>પૃ. ૮૯—૯૦.

## ચીનમાં પાર્ટીઓનો સંઘર્ષ

ચીની જનતાએ પુરાણી મધ્યકાલીન વ્યવસ્થાને તેમ જ એ વ્યવસ્થાને ટકાવી રાખનારી સરકારને ઉથલાવી પાડી છે. ચીનને પ્રજાસત્તાક ઘોષિત કરવામાં આવ્યું છે, અને જેની અચલતા તથા સ્થાગિતતા સઘળી પ્રજાઓના યમદૂતોનાં દિલોમાં હાલ પર્યંત ઉલ્લાસ રેલાવતી રહી છે એ મહાન એશિયાઈ દેશની **પ્રથમ પાર્લમેન્ટ** — પ્રથમ ચીની પાર્લમેન્ટ કેટલાંય અઠવાડિયાં પહેલાં ચૂંટાઈ ગઈ છે, સંમિલિત થઈ ચૂકી છે, અને તેનાં અધિવેશનો શરૂ થઈ ગયાં છે.

ચીની પાર્લમેન્ટના નીચલા ભવનમાં સુન યાત-સેનના સમર્થકો, કુઓમિન્તાંગ પાર્ટી, "રાષ્ટ્રવાદીઓ", થોડીક બહુમતી ધરાવે છે. આ પાર્ટીનું મૂળતત્ત્વ રશિયન વાસ્તવિકતાને લાગુ કરીને બતાવવું હોય તો તેને રેડિકલ-લોક-પ્રજાસત્તાકીય પાર્ટી, લોકશાહીવાદી પાર્ટી, કહેવી જોઈએ. તે ઉપલા ભવનમાં વધારે મોટી બહુમતી ધરાવે છે.

આ પાર્ટીના વિરોધમાં 'રેડિકલ' વગેરે જેવાં ભાતભાતનાં નામો ધરાવતી પ્રમાણમાં નાની નરમપંથી અથવા રૂઢિચુસ્ત પાર્ટીઓ છે. હકીકતમાં આ **બધી** પાર્ટીઓ તાત્ત્વિક દૃષ્ટિએ **પ્રત્યાઘાતીઓની**, અર્થાત્ નોકરશાહો, જમીનદારો અને પ્રત્યાઘાતી મૂડીવાદી વર્ગની પાર્ટીઓ છે. એ બધી પાર્ટીઓ કામચલાઉ પ્રમુખ ચીની બંધારણીય-લોકશાહીવાદી યુઆન શીહ-કાઈને ટેકો આપે છે જે વધારે ને વધારે પ્રમાણમાં સરમુખત્યારની રીતો અપનાવી રહ્યો છે. બંધારણીય-લોકશાહીવાદીને છાજે એવી રીતે ગઈકાલે તે રાજશાહીવાદી હતો અને આજે જ્યારે ક્રાંતિકારી લોકશાહી વિજયી બની છે ત્યારે તે પ્રજાસત્તાકપંથી બની ગયો છે — તેનો ઇરાદો આવતી કાલે ફરી વાર રાજશાહીવાદી રાજ્યનો અધ્યક્ષ બની બેસવાનો છે, અર્થાત્ પ્રજાસત્તાકને દગો દેવાનો છે.

સુન યાત-સેનની પાર્ટીને ચીનના **દક્ષિણ ભાગનું** સમર્થન મળ્યું છે જે ઉદ્યોગ અને વાણિજ્યની દૃષ્ટિએ સૌથી વધારે વિકસિત છે, સૌથી વધારે પ્રમાણમાં યુરોપના પ્રભાવ હેઠળ આવેલો છે, અને સૌથી વધારે ઉન્નત છે.

યુઆન શીહ-કાઈનું સમર્થન કરતી પાર્ટીઓ ચીનના પછાત **ઉત્તર ભાગ** ઉપર આધાર રાખે છે.

પ્રથમ ટકરાવો હાલ પૂરતા યુઆન શીહ-કાઈના વિજયમાં પરિણમ્યા છે: તેણે સઘળી "નરમપંથી" (અર્થાત્ પ્રત્યાઘાતી) પાર્ટીઓની એકતા સ્થાપી છે, "રાષ્ટ્રવાદીઓ"ની અંદર એક હિસ્સા તરફથી ભંગાણ પેદા કર્યું છે, પાર્લમેન્ટના નીચલા ભવનના અધ્યક્ષ તરીકે **પોતાના** ઉમેદવારને બેસાડી દીધો છે, અને પાર્લમેન્ટની ઈચ્છા **વિરુદ્ધ** યુરોપ તરફથી, અર્થાત્ યુરોપના કરોડપતિ-ગીધો તરફથી, **લોન** મેળવવાની વાટાઘાટો કરી છે. મીઠાની ઈજારદારીની આમદાનીને આવરી લેતી આકરી, ઉઘાડી, વ્યાજખોરીની શરતો ઉપર સહી કરીને લોન મેળવવામાં આવી છે. આ લોન ચીનને યુરોપના લૂંટફાટિયા અને અત્યંત પ્રત્યાઘાતી મૂડીવાદી વર્ગની જોડે જકડી લેશે જે નફાની બાબતમાં કોઈ પણ રાષ્ટ્રની આઝાદી રૂંધી નાખવા તત્પર છે. લગભગ ૨૫ કરોડ રૂબલની આ લોન યુરોપના મૂડીદારોને પ્રચંડ નફા કમાવાનો અવસર બક્ષે છે.

અહીંયાં આપણને યુરોપના સર્વહારા વર્ગના સંબંધમાં યુરોપના મૂડીવાદી વર્ગને લાગતી પ્રત્યાઘાતી બીકની સાથે ચીનના પ્રત્યાઘાતી વર્ગો અને સ્તરોનું જોડાણ જોવા મળે છે.

આ જોડાણ સામેનો સંઘર્ષ સુન યાત-સેનની પાર્ટી માટે બહુ આસાન નહિ બને.

આ પાર્ટીની કમજોરી શામાં છે? એ હકીકતમાં કે તેણે ચીની જનતાના **વ્યાપક સમુદાયોને** ક્રાંતિની અંદર હજુ **પૂરતા પ્રમાણમાં નથી** ખેંચ્યા. ચીનમાં સર્વહારા વર્ગ હજુ બહુ કમજોર છે, અને એટલે લોકશાહી ક્રાંતિને પરિપૂર્ણતાએ પહોંચાડવા માટે સભાનતાથી અને નિર્ધારપૂર્વક લડવા શક્તિમાન ઉન્નત વર્ગ તે નથી ધરાવતું. સર્વહારા વર્ગના રૂપમાં આગેવાન ન હોવાથી કિસાનો ભયંકર રીતે કચડાયેલા, નિષ્ક્રિય, અબુધ અને રાજકારણ પ્રત્યે ઉદાસીન છે. પુરાણી અને તદ્દન સડી ગયેલી રાજશાહીના ક્રાંતિકારી પતન છતાં, પ્રજાસત્તાકના વિજય છતાં, ચીનમાં સાર્વજનીન મતાધિકાર **બિન**-હયાત છે! પાર્લમેન્ટની ચૂંટણીઓ મિલકત સંબંધી યોગ્યતાઓના આધારે કરવામાં આવી હતી. માત્ર એવા માણસોને

મત આપવાનો અધિકાર હતો કે જેમની મિલકતનું મૂલ્ય લગભગ ૫૦૦ રૂબલથી ઓછું ન હોય! આ હકીકત પણ બતાવે છે કે જનતાના ખરેખરા વ્યાપક સમુદાયોને ચીની પ્રજાસત્તાકના સક્રિય સમર્થનની દિશામાં કેટલા **અપૂરતા** ખેંચવામાં આવ્યા છે. **લોકસમુદાયોના** એવા સમર્થન વગર, સંગઠિત અને મક્કમ ઉન્નત વર્ગ વગર, પ્રજાસત્તાક દીર્ઘજીવી **ન જ બની શકે.**

તોપણ ચીનમાં ક્રાંતિકારી લોકશાહીવાદે, પોતાના આગેવાન સુન યાત-સેનની મોટી ખામીઓ (સર્વહારા સમર્થનના અભાવને કારણે ઉદ્ભવ પામતું સ્વપ્નસેવીપણું અને બિનમક્કમપણું) છતાં, જનતાને જાગ્રત કરવાની તેમ જ આઝાદી તથા સુસંગત લોકશાહી સંસ્થાઓ હાંસલ કરવાની દિશામાં, ઘણું ઘણું કર્યું છે. સુન યાત-સેનની આ પાર્ટી, ચીની કિસાનોના પ્રતિદિન અધિક વ્યાપક સમુદાયોને આંદોલનમાં અને રાજકારણમાં ખેંચીને (આ કાર્ય જેટલા વ્યાપમાં કરવામાં આવી રહ્યું છે તેટલા પ્રમાણમાં), એશિયાની પ્રગતિ તેમ જ માનવીય વિકાસનું એક મહાન ઘટક બની રહી છે. દેશનાં પ્રત્યાઘાતી પરિબળો ઉપર આધાર રાખતા રાજકીય મવાલીઓ, લેભાગુઓ અને સરમુખત્યારોના હાથે આ પાર્ટીને ભલે ગમે એટલા પરાજયો સહન કરવા પડે તોપણ તેનું કાર્ય કદી એળે નહિ જાય.

લિખિત—૨૮ એપ્રિલ (૧૧ મે), ૧૯૧૩ ગ્રંથ ૨૩
પ્રકાશિત—'પ્રાવદા' અંક ૧૦૦, ૩ મે, ૧૯૧૩ પૃ. ૧૩૮—૧૪૦

## એશિયામાં જાગૃતિ

ચીન દેશ સદીઓથી તદ્દન નિશ્ચલ ઊભા રહી ગયેલા દેશોનો લાક્ષણિક દેશ ગણાતો હતો તેને શું બહુ લાંબો વખત વીતી ગયો છે? ચીન દેશ આજે ખળભળતી રાજદ્વારી પ્રવૃત્તિનો દેશ છે, પ્રાણવાન સામાજિક ચળવળનું અને લોકશાહીવાદી ઉઠાવનું દૃશ્ય રજૂ કરતો દેશ છે. રશિયામાં ૧૯૦૫ના આંદોલન પછી લોકશાહીવાદી ક્રાંતિ આખા એશિયામાં ફેલાઈ ગઈ—તુર્કીમાં, ઈરાનમાં, ચીનમાં. બ્રિટિશ અમલ હેઠળના હિંદુસ્તાનમાં જુસ્સાદાર પ્રવૃત્તિ વિકસી રહી છે.

મહત્ત્વની ઘટના એ છે કે ક્રાંતિકારી લોકશાહીવાદી ચળવળ ડચ ઈસ્ટ ઈન્ડીઝમાં, જાવામાં અને બીજાં ડચ સંસ્થાનોમાં, લગભગ ચાર કરોડની વસતિ ધરાવતા એ પ્રદેશમાં ફેલાઈ ગઈ છે.

પ્રથમ તો એ કે લોકશાહીવાદી ચળવળ જાવાના લોકસમુદાયોમાં વિકસી રહી છે અને ત્યાં ઈસ્લામના ઝંડા હેઠળ રાષ્ટ્રીય ચળવળ ઊભી થઈ છે. બીજી વાત એ કે મૂડીવાદે ત્યાંના વાતાવરણને અનુકૂળ થઈ ગયેલા યુરોપવાસીઓનો બનેલો એક સ્થાનિક બુદ્ધિજીવી વર્ગ પેદા કર્યો છે કે જે ડચ ઈસ્ટ ઈન્ડીઝ માટે સ્વતંત્રતાની માગણી ઉઠાવે છે. ત્રીજી વાત એ કે જાવા તથા બીજા ટાપુઓમાં જે સારી પેઠે મોટી ચીની વસતિ છે તે પોતાના મૂળ દેશમાંથી ક્રાંતિકારી ચળવળને લઈ આવી છે.

ડચ ઈસ્ટ ઈન્ડીઝમાં આવેલી આ જાગૃતિનું વર્ણન કરતાં ડચ માર્ક્સવાદી વાન રાવેસ્તીન એ વાત પ્રત્યે ધ્યાન ખેંચે છે કે ડચ સરકારની યુગજૂની આપખુદશાહી તથા જુલમશાહીને હવે દેશી વસતિના સમુદાયોના નિશ્ચયાત્મક પ્રતિકાર તથા વિરોધનો સામનો કરવો પડે છે.

ક્રાંતિ પૂર્વેના સમયની સામાન્ય ઘટનાઓ બનવા લાગી છે: પાર્ટીઓ તથા યુનિયનોની સ્થાપના વિસ્મયકારક ઝડપે થઈ રહી છે. સરકાર તેને ગેરકાયદેસર

જાહેર કરતી જાય છે અને એમ કરીને તે જનતાના રોષની આગમાં ઘી રેડવાનું જ કામ કરે છે તથા ચળવળના વિકાસને અધિક ઝડપી બનાવે છે. દાખલા તરીકે, તાજેતરમાં સરકારે 'ઇન્ડિયન પાર્ટી'ને વિસર્જિત કરી નાખી કેમ કે તેનો કાર્યક્રમ અને તેના નિયમો **સ્વતંત્રતા** માટે સંઘર્ષ કરવાની વાત કરતા હતા. મૂઢ ડચ જુલમગારોએ (એ જણાવવું પ્રસંગોચિત છે કે ધર્માધિકારીઓ તથા ઉદારમતવાદીઓની સંમતિ સાથે—યુરોપિયન ઉદારમતવાદ છેક કેંદ્રભાગ સુધી સડેલો છે!) એવી વાતને નેધરલેંડથી અલગ થઈ જવાના ગુનાભર્યા પ્રયાસ તરીકે ગણી! વિસર્જિત કરી નાખવામાં આવેલી પાર્ટીએ અલબત્ત નવા નામે ફરી કામ શરૂ કરી દીધું.

જાવામાં દેશી વસતિનું એક રાષ્ટ્રીય યુનિયન સ્થાપવામાં આવ્યું છે. તેની સભ્યસંખ્યા ૮૦,૦૦૦ સુધી પહોંચી ચૂકી છે અને તે આમ સભાઓ ભરે છે. લોકશાહીવાદી ચળવળના વિકાસને કોઈ રીતે અટકાવી શકાય એમ નથી.

વિશ્વ મૂડીવાદે અને રશિયાના ૧૯૦૫ના આંદોલને એશિયાખંડને આખરે જાગ્રત કરી દીધો છે. કરોડો પદદલિત અને અંધકારમાં સબડતા માનવીઓ મધ્યકાલીન બંધિયાર દશામાંથી એક નવી જિંદગીમાં જાગી ઊઠ્યા છે અને પ્રાથમિક માનવીય હકો તથા લોકશાહી માટે લડવા ખડા થવા લાગ્યા છે.

દુનિયાના દરેક ભાગમાં આઝાદીની ચળવળના તેના બધા વિવિધ રૂપોમાં થતા આ જોરદાર વિકાસને આગળ વધેલા દેશોના કામદારો આતુર નજરે નિહાળે છે અને તેમાંથી પ્રેરણા મેળવે છે. કામદાર વર્ગની ચળવળની તાકાતથી ગભરાઈ ઊઠેલો યુરોપનો મૂડીદાર વર્ગ પ્રત્યાઘાત, લશ્કરવાદ, ધર્મવાદ અને જ્ઞાનશત્રુતા અપનાવે છે. પરંતુ પોતાની શક્તિમાં સંપૂર્ણ આત્મવિશ્વાસ તથા લોકસમુદાયોમાં અનંત શ્રદ્ધા ધરાવતી એશિયાની નવોદિત લોકશાહી, અને યુરોપિયન દેશોનો સર્વહારા વર્ગ, એ ક્ષીણ થતા જતા તથા મરણોન્મુખ મૂડીદાર વર્ગનું સ્થાન લઈ લેવા આગળ ધપી રહ્યાં છે.

એશિયાની જાગૃતિ અને યુરોપના અગ્રગામી સર્વહારા વર્ગ દ્વારા સત્તા માટેના સંઘર્ષની શરૂઆત આ સદીના પ્રારંભમાં શરૂ થયેલા વિશ્વ-ઇતિહાસના નવા તબક્કાની નિશાની પેશ કરે છે.

'પ્રાવદા' અંક ૧૦૩,
૭ મે, ૧૯૧૩
હસ્તાક્ષર: F

ગ્રંથ ૨૩
પૃ. ૧૪૫—૧૪૬

## કામદાર વર્ગ અને રાષ્ટ્રીય સવાલ

પ્રજાઓના સંબંધમાં રશિયા પચરંગી દેશ છે. સરકારની નીતિ મૂડીદાર વર્ગનું સમર્થન પામેલી જમીનમાલિકોની નીતિ છે, અને એ નીતિ યમદૂત રાષ્ટ્રવાદના રંગે રંગાયેલી છે.

એ નીતિ રશિયાની પ્રજાઓની **બહુમતીની** વિરુદ્ધ લક્ષ્યાંકિત છે અને એ પ્રજાઓ રશિયાની વસતિની **બહુમતી** રચે છે. તેની સાથે સાથે આપણે ત્યાં બીજાં રાષ્ટ્રોનો મૂડીવાદી રાષ્ટ્રવાદ છે (પોલીશ, યહૂદી, ઉક્રાઈનિયન, જ્યોર્જિયન, ઇત્યાદિ), જે પોતાનું માથું ઊંચું કરી રહ્યો છે અને રાષ્ટ્રીય સંઘર્ષ કે રાષ્ટ્રીય સંસ્કૃતિ માટેના સંઘર્ષ દ્વારા કામદાર વર્ગને તેના મહાન વિશ્વવ્યાપી કાર્યોથી જુદી દિશામાં **વાળવાની** કોશિશ કરે છે.

રાષ્ટ્રીય સવાલને સ્પષ્ટ રીતે રજૂ કરવો જ જોઈએ અને બધા વર્ગજાગૃત કામદારોએ તેનો ઉકેલ આણવો જ જોઈએ.

મૂડીદાર વર્ગ જયારે જનતા સાથે મળીને, શ્રમ કરનારા સૌની સાથે મળીને, આઝાદી માટે લડતો હતો ત્યારે તે બધાં રાષ્ટ્રો માટે પૂરી આઝાદી તથા સમાન હકોનું સમર્થન કરતો હતો. ખરેખરી લોકશાહીવાદી પ્રથા હેઠળ આઝાદ રાષ્ટ્રો કેવી રીતે સંપીને શાંતિથી ભેગાં રહે છે કે પછી કેવી રીતે એકબીજાથી શાંતિમય રીતે જુદાં પડે છે તેનું ઉદાહરણ આપણને સ્વિટ્ઝર્લૅન્ડ, બેલ્જિયમ, નોર્વે તથા બીજા આગળ વધેલા દેશો પૂરું પાડે છે.

આજે મૂડીદાર વર્ગ કામદારોથી ડરે છે અને પુરિશ્કેવિચો જોડે, પ્રત્યાઘાતીઓ જોડે, એકસંપી કરવાની કોશિશ કરે છે, તેમ જ રાષ્ટ્રો વચ્ચે ઉત્પીડન કે અસમાન હકોની હિમાયત કરીને તથા **રાષ્ટ્રવાદી** સૂત્રો વડે કામદારોને ભ્રષ્ટ કરીને લોકશાહીનો દ્રોહ કરે છે.

આપણા યુગમાં ફક્ત સર્વહારા વર્ગ જ રાષ્ટ્રોની સાચી આઝાદીનું અને બધાં રાષ્ટ્રોના કામદારોની એકતાનું સમર્થન કરે છે.

જુદાં જુદાં રાષ્ટ્રો શાંતિથી અને આઝાદીથી ભેગાં રહી શકે અથવા અલગ થઈને જુદાં રાજ્યો સ્થાપી શકે (એમ કરવાનું તેઓને માટે અધિક સગવડભર્યું હોય તો) તે માટે કામદાર વર્ગનું સમર્થન ધરાવતી સંપૂર્ણ લોકશાહી આવશ્યક છે. કોઈ પણ રાષ્ટ્ર માટે કે કોઈ એક ભાષા માટે મુદ્દલ વિશેષાધિકારો નહિ જ! રાષ્ટ્રીય લઘુમતીની બાબતમાં જરા જેટલા અંશે પણ ઉત્પીડન નહિ કે જરા જેટલો પણ અન્યાય નહિ—એવા છે કામદાર વર્ગની લોકશાહીના સિદ્ધાંતો.

મૂડીદારો અને જમીનમાલિકો ઇચ્છે છે કે જુદાં જુદાં રાષ્ટ્રોના કામદારોને કોઈ પણ ભોગે એકબીજાથી અળગા રાખવામાં આવે, પણ સત્તાસ્થાને બિરાજનારાઓ લાખોની લેવડદેવડ કરતી "નફાકારક" પેઢીઓમાં (લેના ગોલ્ડફિલ્ડઝ[33] જેવી) ડોળદમામથી રહે છે—રૂઢિચુસ્ત ખ્રિસ્તીઓ, યહૂદીઓ, રશિયનો અને જર્મનો, પોલેંડના વતનીઓ અને ઉક્રાઈનિયનો, **મૂડી** ધરાવનારા બધા ભેગા મળીને બધાં રાષ્ટ્રોના કામદારોનું શોષણ કરે છે.

વર્ગજાગૃત કામદારો કામદારોની પ્રત્યેક શિક્ષણાત્મક, ટ્રેડ-યુનિયન, રાજનૈતિક, ઈત્યાદિ સંસ્થામાં બધાં રાષ્ટ્રોના કામદારોની **પૂરેપૂરી એકતાનું** સમર્થન કરે છે. ઉક્રાઈનિયનોના સમાન હકોના મહત્ત્વનો ઈનકાર કરીને કે તેને ઓછું ઘટાવીને કેડેટ સજ્જનો ભલે પોતાનાં મોઢાં કાળાં કરે. બધાં રાષ્ટ્રોના મૂડીદારો રાષ્ટ્રીય સંસ્કૃતિ, રાષ્ટ્રીય કાર્યો, વગેરે જેવાં જૂઠાં વાક્યોમાંથી ભલે ચેન મેળવે.

રાષ્ટ્રીય સંસ્કૃતિ કે "રાષ્ટ્રીય સાંસ્કૃતિક સ્વાયત્તતા"[34] વિશેનાં મધઝરતાં ભાષણોથી કામદારો પોતાનામાં કુસંપ ઊભો નહિ થવા દે. બધાં રાષ્ટ્રોના કામદારો બધાને સામાન્ય એવી સંસ્થાઓમાં એકસાથે ભેગા મળીને પૂરી આઝાદીનું અને હકોની પૂર્ણ સમાનતાનું, સાચી સંસ્કૃતિની બાંયધરીનું, સમર્થન કરે છે.

આખી દુનિયાના કામદારો તેઓની પોતાની જ એવી આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિનું નિર્માણ કરી રહ્યા છે કે જેની તૈયારી આઝાદીના સમર્થકો અને ઉત્પીડનના દુશ્મનો લાંબા કાળથી કરી રહ્યા છે. જૂની દુનિયાની સામે, રાષ્ટ્રીય ઉત્પીડનની અને રાષ્ટ્રીય કલહકંકાસ તથા રાષ્ટ્રીય અલગતાની દુનિયાની સામે, કામદારો એક નવી દુનિયા રજૂ કરે છે, બધાં રાષ્ટ્રોની કામગાર જનતાની એકતાની દુનિયા રજૂ કરે છે કે જેમાં કોઈ પણ જાતના વિશેષાધિકારોને અથવા જરા સરખા અંશમાં પણ માનવી દ્વારા માનવીના ઉત્પીડનને સ્થાન નથી.

'પ્રાવદા' અંક ૧૦૬, ગ્રંથ ૨૩<br>
૧૦ મે, ૧૯૧૩ પૃ. ૧૪૯—૧૫૦

## પછાત યુરોપ અને અગ્રગામી એશિયા

આ તુલના વિરોધાભાસ જેવી લાગે છે. કોણ નથી જાણતું કે યુરોપ અગ્રગામી છે અને એશિયા પછાત છે? પરંતુ આ લેખના શીર્ષક માટે પસંદ કરેલા શબ્દોમાં કટુ સત્ય ભરેલું છે.

પોતાનો ઉચ્ચ રીતે વિકસિત યંત્ર-ઉદ્યોગ ધરાવતા અને પોતાની સમૃદ્ધ અનેકરૂપીય સંસ્કૃતિ તથા પોતાનાં બંધારણો ધરાવતા સભ્ય અને અગ્રગામી યુરોપમાં ઐતિહાસિક સ્થિતિ એ બિંદુએ પહોંચી ગઈ છે કે જ્યારે આધિપત્ય ધરાવતો મૂડીદાર વર્ગ સર્વહારા વર્ગના વિકાસથી અને તેની વધતી જતી તાકાતથી ડરી જઈને જે કંઈ પછાત, મરણોન્મુખ, અને મધ્યકાલીન હોય તે સર્વનું સમર્થન કરવા બહાર પડે છે. મૂડીદાર વર્ગ પોતાના આખરી દિવસો ખેંચી રહ્યો છે અને પડી ભાંગતી રોજીગુલામીને જાળવી રાખવાની કોશિશમાં સમગ્ર કાલગ્રસ્ત અને લુપ્તપ્રાય બળોની સાથે મળી જઈ રહ્યો છે.

અગ્રગામી યુરોપની સરદારી એવા મૂડીદાર વર્ગના હાથમાં છે કે જે પછાત હોય એવા સર્વનું સમર્થન કરે છે. આપણા સમયનું યુરોપ અગ્રગામી છે તે મૂડીદાર વર્ગને **આભારી** નથી પરંતુ મૂડીદાર વર્ગ હોવા **છતાં** છે કેમ કે બહેતર ભવિષ્ય માટેના લડવૈયાઓની લાખોની સંખ્યા ધરાવતી સેનામાં વૃદ્ધિ કરનાર તો ફક્ત સર્વહારા વર્ગ જ છે. ફક્ત તે એકલો જ પછાતપણા પ્રત્યેની, જંગલિયત પ્રત્યેની, વિશેષાધિકાર પ્રત્યેની, ગુલામી પ્રત્યેની, અને માનવી દ્વારા માનવીની નામોશી પ્રત્યેની અદમ્ય અદાવતને જીવંત રાખે છે અને ફેલાવે છે.

"અગ્રગામી" યુરોપમાં **એકમાત્ર અગ્રગામી** વર્ગ સર્વહારા વર્ગ છે. હયાત મૂડીદાર વર્ગ તો મોતનાં ડચકાં ખાતી મૂડીવાદી ગુલામીને ટકાવી રાખવા ખાતર જંગલિયત, પાશવતા, અને ગુનાખોરીની કોઈ પણ હદ સુધી જવા તૈયાર છે.

અને **સમગ્ર** યુરોપિયન મૂડીદાર વર્ગને આવરી લેતા એ સડાનું આ હકીકત

કરતાં વધારે સચોટ ઉદાહરણ ભાગ્યે જ ટાંકી શકાય કે તે નાણાકીય હેરફેરના કરામતબાજો તથા મૂડીવાદી ધુતારાઓનાં સ્વાર્થી ધ્યેયોને સહાય કરવા એશિયામાં **પ્રત્યાઘાતને** ટેકો આપી રહ્યો છે.

એશિયામાં દરેક ઠેકાણે પ્રચંડ લોકશાહીવાદી ચળવળ વિકસી રહી છે, ફેલાઈ રહી છે, અને અધિકાધિક તાકાત મેળવતી જાય છે. ત્યાં મૂડીદાર વર્ગ **હજુ સુધી** તો પ્રત્યાઘાતની વિરુદ્ધ જનતાનો પક્ષ લઈ રહ્યો છે. **કરોડો** લોકો જીવન, પ્રકાશ, અને આઝાદી માટે જાગૃત થઈ રહ્યા છે. સમૂહવાદનો માર્ગ લોકશાહીમાં થઈને જાય છે એ વાત જાણતા વર્ગજાગૃત કામદારોનાં દિલોમાં આ વિશ્વવ્યાપી ચળવળ કેવી ખુશીનો તરવરાટ ઉપજાવે છે! બધા પ્રમાણિક લોકશાહીવાદીઓનાં મન નવોદિત એશિયા માટે કેવી હમદર્દીની ભાવનાથી ભરાઈ જાય છે!

અને "અગ્રગામી" યુરોપ? એ તો ચીનમાં લૂંટફાટ ચલાવે છે, અને ચીનમાં લોકશાહીના દુશ્મનોને, આઝાદીના દુશ્મનોને, સહાય કરે છે!

આ જુઓ એક સાદી પણ બોધક ગણતરી. ચીની લોકશાહીની **વિરુદ્ધ** એક નવી ચીની લોન નક્કી થઈ ગઈ છે. "યુરોપ" લશ્કરી સરમુખત્યારીની તૈયારી કરી રહેલા યુઆન શીહ-કાઈની **તરફેણમાં** છે. યુરોપ શા માટે તેને ટેકો આપે છે? કેમ કે એ લાભપ્રદ વેપાર છે. નક્કી કરવામાં આવેલી લોનની રકમ લગભગ ૨૫,૦૦,૦૦,૦૦૦ રૂબલની છે અને નક્કી થયેલો દર છે ૧૦૦ રૂબલ ઉધારીને ૮૪ રૂબલ આપવાનો. એનો અર્થ એ થયો કે "યુરોપ"નો મૂડીદાર વર્ગ ચીનાઓને ૨૧,૦૦,૦૦,૦૦૦ રૂબલ **આપશે**, પણ જાહેર જનતા પાસેથી ૨૨,૫૦,૦૦,૦૦૦ રૂબલ વસૂલ કરશે. આ છે થોડાંક જ અઠવાડિયાંમાં એક જ ઘાએ **દોઢ કરોડ રૂબલનો** સાફ નફો! એ સાચેસાચ "**સાફ**" નફો જ છે, નહિ?

ચીની જનતા એ લોનને માન્યતા ન આપે તો શું? ચીન આખર તો પ્રજાસત્તાક છે, અને સંસદમાં બહુમતી લોનની **વિરુદ્ધ** છે.

અરે, તો તો "અગ્રગામી" યુરોપ "સભ્યતા", "વ્યવસ્થા", "સંસ્કૃતિ" અને "પિતૃભૂમિ" વિશે રાડારાડ મચાવી દેશે! તે તરત જ **તોપોને** ગતિમાન કરી દેશે અને પેલા લેભાગુ, દેશદ્રોહી અને પ્રત્યાઘાતનાં દોસ્ત યુઆન શીહ-કાઈ જોડે મળી જઈને "પછાત" એશિયામાં એક પ્રજાસત્તાકને કચડી નાખશે.

યુરોપનાં આધિપત્ય ધરાવતાં બધાં બળો, સમસ્ત યુરોપિયન મૂડીદાર વર્ગ, ચીનમાં પ્રત્યાઘાતનાં તથા મધ્યકાલીનતાનાં બળો સાથે **જોડાયેલ** છે.

કરતાં વધારે સચોટ ઉદાહરણ ભાગ્યે જ ટાંકી શકાય કે તે નાણાકીય હેરફેરના કરામતબાજો તથા મૂડીવાદી ધુતારાઓનાં સ્વાર્થી ધ્યેયોને સહાય કરવા એશિયામાં **પ્રત્યાઘાતને** ટેકો આપી રહ્યો છે.

એશિયામાં દરેક ઠેકાણે પ્રચંડ લોકશાહીવાદી ચળવળ વિકસી રહી છે, ફેલાઈ રહી છે, અને અધિકાધિક તાકાત મેળવતી જાય છે. ત્યાં મૂડીદાર વર્ગ **હજુ સુધી** તો પ્રત્યાઘાતની વિરુદ્ધ જનતાનો પક્ષ લઈ રહ્યો છે. **કરોડો** લોકો જીવન, પ્રકાશ, અને આઝાદી માટે જાગૃત થઈ રહ્યા છે. સમૂહવાદનો માર્ગ લોકશાહીમાં થઈને જાય છે એ વાત જાણતા વર્ગજાગૃત કામદારોનાં દિલોમાં આ વિશ્વવ્યાપી ચળવળ કેવી ખુશીનો તરવરાટ ઉપજાવે છે! બધા પ્રમાણિક લોકશાહીવાદીઓનાં મન નવોદિત એશિયા માટે કેવી હમદર્દીની ભાવનાથી ભરાઈ જાય છે!

અને "અગ્રગામી" યુરોપ? એ તો ચીનમાં લૂંટફાટ ચલાવે છે, અને ચીનમાં લોકશાહીના દુશ્મનોને, આઝાદીના દુશ્મનોને, સહાય કરે છે!

આ જુઓ એક સાદી પણ બોધક ગણતરી. ચીની લોકશાહીની **વિરુદ્ધ** એક નવી ચીની લોન નક્કી થઈ ગઈ છે. "યુરોપ" લશ્કરી સરમુખત્યારીની તૈયારી કરી રહેલા યુઆન શીહ-કાઈની **તરફેણમાં** છે. યુરોપ શા માટે તેને ટેકો આપે છે? કેમ કે એ લાભપ્રદ વેપાર છે. નક્કી કરવામાં આવેલી લોનની રકમ લગભગ ૨૫,૦૦,૦૦,૦૦૦ રૂબલની છે અને નક્કી થયેલો દર છે ૧૦૦ રૂબલ ઉધારીને ૮૪ રૂબલ આપવાનો. એનો અર્થ એ થયો કે "યુરોપ"નો મૂડીદાર વર્ગ ચીનાઓને ૨૧,૦૦,૦૦,૦૦૦ રૂબલ **આપશે**, પણ જાહેર જનતા પાસેથી ૨૨,૫૦,૦૦,૦૦૦ રૂબલ વસૂલ કરશે. આ છે થોડાંક જ અઠવાડિયાંમાં એક જ ઘાએ **દોઢ કરોડ રૂબલનો** સાફ નફો! એ સાચેસાચ "**સાફ**" નફો જ છે, નહિ?

ચીની જનતા એ લોનને માન્યતા ન આપે તો શું? ચીન આખર તો પ્રજાસત્તાક છે, અને સંસદમાં બહુમતી લોનની **વિરુદ્ધ** છે.

અરે, તો તો "અગ્રગામી" યુરોપ "સભ્યતા", "વ્યવસ્થા", "સંસ્કૃતિ" અને "પિતૃભૂમિ" વિશે રાડારાડ મચાવી દેશે! તે તરત જ **તોપોને** ગતિમાન કરી દેશે અને પેલા લેભાગુ, દેશદ્રોહી અને પ્રત્યાઘાતનાં દોસ્ત યુઆન શીહ-કાઈ જોડે મળી જઈને "પછાત" એશિયામાં એક પ્રજાસત્તાકને કચડી નાખશે.

યુરોપનાં આધિપત્ય ધરાવતાં બધાં બળો, સમસ્ત યુરોપિયન મૂડીદાર વર્ગ, ચીનમાં પ્રત્યાઘાતનાં તથા મધ્યકાલીનતાનાં બળો સાથે **જોડાયેલ** છે.

પરંતુ સમસ્ત નવોદિત એશિયા, એટલે કરોડોની સંખ્યામાં એશિયાની મહેનતકશ જનતા, બધા સભ્ય દેશોના સર્વહારા વર્ગમાં વિશ્વાસપાત્ર સાથીદાર ધરાવે છે. આ પૃથ્વી ઉપર એવી કોઈ તાકાત નથી કે જે સર્વહારા વર્ગના વિજયને રોકી શકે, અને એ સર્વહારા વર્ગ યુરોપ તથા એશિયા બન્ને ખંડોની પ્રજાઓને આઝાદ કરશે.

૧૯૧૩ના મે માસની
૧૦(૨૩)મી તારીખે લિખિત
૧૯૧૩ના મે માસની
૧૮મી તારીખે 'પ્રાવદા'ના
૧૧૩મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૨૩
પૃ. ૧૬૬—૧૬૭

# રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર

(અવતરણો)

રશિયન માર્ક્સવાદીઓના કાર્યક્રમના રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને છણતા નવમા મુદ્દાએ થોડા વખતથી (અમે 'પ્રોસ્વેશ્ચેનિયે'માં આ પહેલાં જ નિર્દેશ કરી ચૂક્યા છીએ તેમ) તકવાદીઓની એક ખરેખરી જેહાદ ઉત્પન્ન કરી છે. રશિયન વિસર્જનવાદી[35] સેમ્કોવ્સ્કીએ સેંટ પિટર્સબર્ગના વિસર્જનવાદી અખબારમાં અને બુંદવાદી[36] લીબમાને તથા ઉક્રાઈનિયન સામાજિક-રાષ્ટ્રવાદી યુર્કેવિચે પોતપોતાનાં અખબારોમાં એ મુદ્દા ઉપર સખત પ્રહારો કર્યા છે અને તેના પ્રત્યે તીવ્રતમ ઘૃણાનું વલણ દાખવ્યું છે. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે આપણા માર્ક્સવાદી કાર્યક્રમની ઉપર આ "દસ ભાષાની ચડાઈ" વર્તમાન સમયની સામાન્ય રાષ્ટ્રવાદી અનિશ્ચિતતાઓ જોડે ગાઢ રીતે સંકળાયેલી છે. એટલે, આ સવાલનું વિગતવાર પૃથક્કરણ અમને વખતસરનું લાગે છે. અમે ફક્ત એટલો જ ઉલ્લેખ કરીશું કે ઉપરોક્ત તકવાદીઓમાંથી કોઈએ એક પણ સ્વતંત્ર દલીલ આગળ ધરી નથી, બધાએ રોઝા લુક્ઝેમ્બુર્ગના ૧૯૦૮—૧૯૦૯ના 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' નામના લાંબા પોલીશ ભાષાના લેખનું માત્ર રટણ જ કર્યું છે. અમારા વિવરણમાં અમે મુખ્યત્વે એ અંતિમ-ઉલ્લેખિત લેખિકાની "મૌલિક" દલીલોની છણાવટ કરીશું.

## ૧. રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર એટલે શું?

આત્મનિર્ણય તરીકે ઓળખાતા ખયાલને માર્ક્સવાદી રીતે તપાસવાનો કોઈ પણ પ્રયત્ન કરવામાં આવે ત્યારે સ્વાભાવિક રીતે જ સૌપ્રથમ આ સવાલ ઊઠે: એ શબ્દથી આપણે શું સમજવું? એ સવાલના જવાબને શું આપણે કાનૂનના ભાતભાતના "સામાન્ય ખયાલો"માંથી તારવવામાં આવેલી કાનૂની વ્યાખ્યાઓમાં ખોળવો જોઈએ? કે પછી એ જવાબને આપણે રાષ્ટ્રીય આંદોલનોના ઐતિહાસિક તથા આર્થિક અભ્યાસમાં શોધવો જોઈએ?

એ વાતમાં કશું આશ્ચર્ય નથી કે શ્રીમાનો સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો, અને યુર્કેવિચોએ આ સવાલ ઉઠાવવાનો વિચાર સુદ્ધાં નથી કર્યો અને પોતાને માર્ક્સવાદી કાર્યક્રમની "અસ્પષ્ટતા" વિશે માત્ર ઉપહાસપૂર્વક નાક ચઢાવવા પૂરતા જ મર્યાદિત રાખ્યા છે. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સવાલની છણાવટ ફક્ત ૧૯૦૩ના રશિયન કાર્યક્રમમાં[37] જ નહિ પરંતુ ૧૮૯૬ની લંડન આંતરરાષ્ટ્રીય કોંગ્રેસના ઠરાવમાં[38] (તેની વિગતવાર છણાવટ હું યોગ્ય સ્થળે કરીશ) પણ કરવામાં આવી છે એ હકીકત તેઓ પોતાના ભોળપણમાં કદાચ નહિ જાણતા હોય એમ લાગે છે. એથી ઘણી વધારે આશ્ચર્યની હકીકત તો એ છે કે સંબંધિત મુદ્દાના કહેવાતા અમૂર્ત તથા આધિભૌતિકવાદી સ્વરૂપ વિશે ભારે મોટાં ભાષણો આરડતી રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ અમૂર્તતા તથા આધિભૌતિકવાદના પાપમાં લપસી પડે છે. સમસ્યાનું હાર્દ કાનૂની વ્યાખ્યાઓમાં છે કે આખી દુનિયાનાં રાષ્ટ્રીય આંદોલનોના અનુભવમાં છે એ સવાલ પોતાની જાતને સ્પષ્ટ તથા ચોક્કસ રીતે ક્યાંય પણ પૂછ્યા વગર, વારંવાર આત્મનિર્ણય વિશેની સામાન્યોક્તિઓમાં (રાષ્ટ્રની ઇચ્છાની કેવી રીતે ખાતરી કરવી એ બાબત પરત્વેના ખૂબ રમૂજી અન્વીક્ષણ સહિત) ભટકનાર તો રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ છે.

આ સવાલના કોઈ માર્ક્સવાદીથી ટાળી ન શકાય એવા ચોક્કસ નિરૂપણે રોઝા લુક્ઝેમ્બુર્ગની નવ-દશાંશ દલીલોના પાયા સત્વર ઉખેડી નાખ્યા હોત. રાષ્ટ્રીય આંદોલનો રશિયામાં કંઈ પહેલી જ વાર નથી ઉત્પન્ન થયાં, વળી એ આંદોલનો આ એક જ દેશનું વિશિષ્ટ લક્ષણ પણ નથી. સામંતશાહી ઉપરના મૂડીવાદના વિજયનો યુગ આખી દુનિયામાં રાષ્ટ્રીય આંદોલનો સાથે સંકળાયેલો રહ્યો છે. એ આંદોલનોનો આર્થિક આધાર એ હકીકત છે કે પણ્ય-ઉત્પાદનનો સંપૂર્ણ વિજય સિદ્ધ કરવા માટે મૂડીદાર વર્ગે પોતાના દેશનું બજાર સર કરવું જ પડે, એક જ ભાષા બોલતી પ્રજાના રાજકીય રીતે સંયુક્ત પ્રદેશો ધરાવવા જ પડે, અને એ ભાષાના વિકાસના માર્ગમાંથી તેમ જ સાહિત્યમાં તેના દૃઢીકરણના માર્ગમાંથી સર્વ અવરોધોને હઠાવવા જ પડે. ભાષા માનવીય વહેવારનું અધિકતમ મહત્ત્વનું સાધન છે. આધુનિક મૂડીવાદને અનુરૂપ પાયા ઉપરના યથાર્થ રીતે મુક્ત અને વિસ્તૃત વેપારી વહેવાર માટે, પોતાના બધા અલગ અલગ વર્ગોમાં વસતિના મુક્ત અને બહોળા વર્ગીકરણ માટે, અને છેલ્લે, બજાર અને નાના કે મોટા દરેકેદરેક માલિક, ખરીદદાર, તથા વેચનાર વચ્ચે ગાઢ સંબંધ સ્થાપિત કરવા માટે ભાષાની એકતા અને તેનો વણઅવરોધિત વિકાસ સૌથી વધારે મહત્ત્વની શરતોમાંની એક છે.

એટલે આપણા રાષ્ટ્રીય આંદોલનનું વલણ એવાં **રાષ્ટ્રીય રાજ્યોની** સ્થાપના તરફ છે કે જેમાં આધુનિક મૂડીવાદની આ જરૂરિયાતો વધારેમાં વધારે સંતોષાય. અધિકતમ ગહનગંભીર આર્થિક બળો એ લક્ષ્યની દિશામાં લઈ જઈ રહ્યાં છે અને એટલે મૂડીવાદી યુગમાં આખા પશ્ચિમી યુરોપ માટે જ નહિ પરંતુ સમગ્ર સભ્ય દુનિયા માટે રાષ્ટ્રીય રાજ્ય જ **લાક્ષણિક** અને ધોરણસરની અવસ્થા છે.

ફળસ્વરૂપ, રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ આપણે કાનૂની વ્યાખ્યાઓની ચાલાકીભરી રમત વડે અથવા અમૂર્ત વ્યાખ્યાઓ "ઉપજાવી કાઢીને" નહિ પરંતુ રાષ્ટ્રીય આંદોલનોની ઐતિહાસિક તથા આર્થિક પરિસ્થિતિનું પરીક્ષણ કરીને સમજવા ઇચ્છીએ તો આપણે અનિવાર્ય રીતે એવા નિષ્કર્ષ પર પહોંચીશું કે રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ છે એ રાષ્ટ્રોનું પરાયા રાષ્ટ્રીય લોકસમૂહોથી રાજકીય પાર્થક્ય, સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના.

આત્મનિર્ણયના અધિકારનો અર્થ રાજ્ય રૂપે અલગ અસ્તિત્વ સિવાય બીજો કશો સમજવો એ કેમ ખોટું ગણાશે તેનાં હજુ વધારે કારણો આપણે આગળ જતાં જોઈશું. અત્યારે તો અમે એ અનિવાર્ય નિષ્કર્ષનું "ખંડન" કરવાના રોઝા લુક્ઝેમ્બુર્ગના પ્રયાસોની છણાવટ કરીશું કે રાષ્ટ્રીય રાજ્યની સ્થાપનાની જહેમત ઊંડા આર્થિક પાયાઓ ઉપર આધારિત છે.

'રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતા' નામની કાઉત્સ્કીની પુસ્તિકાથી રોઝા લુક્ઝેમ્બુર્ગ પૂરી રીતે પરિચિત છે. («*Die Neue Zeit*»—અંક ૧ની પુરવણી, ૧૯૦૭—૧૯૦૮; રશિયન ભાષાંતર રીગાના સામયિક 'નાઊચનાયા મીસ્લ'માં ૧૯૦૮માં પ્રકાશિત.) એ પુસ્તિકાના ચોથા ફકરામાં રાષ્ટ્રીય રાજ્યના સવાલનું ચીવટભર્યું પૃથક્કરણ કર્યા પછી કાઉત્સ્કી* એવા નિષ્કર્ષ પર આવે છે કે ઓટો બાઉએર "રાષ્ટ્રીય રાજ્યનું સર્જન કરવાની ઝંખનાની તાકાતનું **ન્યૂનમૂલ્યાંકન** કરે છે (પૃષ્ઠ ૨૩). એ વાત રોઝા લુક્ઝેમ્બુર્ગ જાણે છે. તે પોતે જ કાઉત્સ્કીના નીચેના શબ્દો ટાંકે છે: "રાષ્ટ્રીય રાજ્ય રાજ્યનું એવું રૂપ છે કે જે વર્તમાન સમયની પરિસ્થિતિમાં **અધિકતમ અનુકૂળ છે**" (અર્થાત્ મધ્યકાલીન, મૂડીવાદપૂર્વેની, વગેરે પરિસ્થિતિથી ભિન્ન એવી મૂડીવાદી, સભ્ય,

---

*૧૯૧૬માં લેખના પુનર્મુદ્રણની તૈયારી કરતી વેળા લેનિને આ જ જગ્યાએ એક ખાસ નોંધ ઉમેરી હતી: "વાચકને એ વાત યાદ કરવાની વિનંતિ કરવામાં આવે છે કે ૧૯૦૯ સુધી, કાઉત્સ્કીની સરસ પુસ્તિકા 'સત્તાના માર્ગે' બહાર પડી ત્યાં સુધી, કાઉત્સ્કી તકવાદનો વિરોધી હતો અને તે પોતાના વિચારો બદલી નાખીને તકવાદનો સમર્થક તો ૧૯૧૦—૧૯૧૧ દરમિયાન તથા વિશેષ રૂપે ૧૯૧૪—૧૯૧૬ દરમિયાન બન્યો."

આર્થિક રીતે પ્રગતિશીલ પરિસ્થિતિ), "એ એવું રૂપ છે કે જેમાં તે પોતાનાં કર્ત્તવ્યોને વધારેમાં વધારે સફળતાથી પૂરાં કરી શકે" (અર્થાત્ મૂડીવાદનો અધિકતમ મુક્ત, અધિકતમ બહોળો, અને વધારેમાં વધારે ઝડપી વિકાસ સિદ્ધ કરવાનું કર્ત્તવ્ય). આમાં આપણે કાઉત્સ્કીની છેવટની એથી પણ વધારે ચોક્કસ વાત ઉમેરવી જ જોઈએ: બહુરાષ્ટ્રીય રાજ્યો (રાષ્ટ્રીય રાજ્યોથી ભિન્ન એવાં પ્રજા-રાજ્યોના નામે ઓળખાતાં રાજ્યો) "હંમેશાં એવાં રાજ્યો હોય છે કે જેમાં આંતરિક બંધારણ એક યા બીજા કારણસર વિકૃત અથવા અલ્પવિકસિત" (પછાત) "રહી ગયું હોય છે." એ કહેવાની જરૂર નથી કે કાઉત્સ્કી વિકૃતિનો ઉલ્લેખ વિકસતા મૂડીવાદની જરૂરિયાતોને જે વધારેમાં વધારે અનુકૂળ હોય તેની સાથેની સુસંગતતાના અભાવના એકમાત્ર અર્થમાં કરે છે.

હવે સવાલ એ છે કે કાઉત્સ્કીના આ ઐતિહાસિક-આર્થિક નિષ્કર્ષો પ્રત્યે રોઝા લુક્ઝેમ્બુર્ગે કેવું વલણ ધારણ કર્યું છે? એ નિષ્કર્ષો સાચા છે કે ખોટા? પોતાના ઐતિહાસિક-આર્થિક સિદ્ધાંતમાં કાઉત્સ્કી સાચો છે કે જેનો સિદ્ધાંત પાયામાં મનોવૈજ્ઞાનિક છે એ બાઉએર સાચો છે? બાઉએરનો અસંદિગ્ધ "રાષ્ટ્રીય તકવાદ", સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનો તેનો બચાવ, તેની રાષ્ટ્રવાદી ઘેલછા (કાઉત્સ્કીના શબ્દોમાં "રાષ્ટ્રીય પાસા ઉપર ક્યાંક ક્યાંક ભાર"), તેણે કરેલી "રાષ્ટ્રીય પાસાની ભારે મોટી અતિશયોક્તિ" તથા તેને થઈ ગયેલું "આંતરરાષ્ટ્રીય પાસાનું તદ્દન વિસ્મરણ" (કાઉત્સ્કી)—અને રાષ્ટ્રીય રાજ્યના સર્જનની ઝંખનાની તાકાતના તેના ન્યૂનમૂલ્યાંકન વચ્ચે શો સંબંધ છે?

રોઝા લુક્ઝેમ્બુર્ગે આ સવાલને તો ઉઠાવ્યો પણ નથી. એ સંબંધ તેના ધ્યાનમાં જ નથી આવ્યો. બાઉએરના સૈદ્ધાંતિક વિચારોની **સમગ્રતાને** તેણે તોળી નથી જોઈ. તેણે રાષ્ટ્રીય સવાલના ઐતિહાસિક-આર્થિક અને મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતોની ભિન્નતાદર્શી તુલના પણ નથી કરી. કાઉત્સ્કીની ટીકામાં તે નીચેના શબ્દો પૂરતી જ મર્યાદિત રહી છે:

> "...આ 'ઉત્તમ' રાષ્ટ્રીય રાજ્ય ફક્ત અમૂર્ત વિચારણા છે જેનો સૈદ્ધાંતિક રીતે સહેલાઈથી વિકાસ સાધી શકાય અને બચાવ કરી શકાય, પરંતુ જેનો વાસ્તવિકતા સાથે મેળ ખાતો નથી." (*«Przegląd Socjaldemokratyczny»*, ૧૯૦૮, નંબર ૬, પૃષ્ઠ ૪૯૯.)

અને આ હિંમતભર્યા નિવેદનની પુષ્ટિ રૂપે તેની પાછળ પાછળ એવા અર્થની દલીલો આવે છે કે નાનાં રાજ્યોના "આત્મનિર્ણયના અધિકારને"

મોટી મૂડીવાદી સત્તાઓના વિકાસે તથા સામ્રાજ્યવાદે માયાવત્ બનાવી દીધો છે. રોઝા લુક્ઝેમ્બુર્ગ પૂછે છે: "જેની સ્વતંત્રતા જ 'યુરોપના સંઘ'ની રાજકીય લડત તથા રાજનૈતિક રમતનું પરિણામ છે એવા ઔપચારિક રીતે સ્વતંત્ર મોન્તેનેગ્રિનો, બલ્ગારિયનો, રુમાનિયનો, સર્બો, ગ્રીકો અને અમુક અંશે સ્વિટ્ઝર્લૅન્ડવાસીઓ પણ, ઈત્યાદિના 'આત્મનિર્ણય' વિશે કોઈ ગંભીરતાથી વાત કરી શકે ખરું?"! (પૃષ્ઠ ૫૦૦) પરિસ્થિતિને અધિકતમ અનુકૂળ રાજ્ય "કાઉત્સ્કી માને છે તેમ રાષ્ટ્રીય રાજ્ય નહિ પરંતુ ધાડપાડુ રાજ્ય છે." બ્રિટિશ, ફ્રેંચ, અને બીજા સાંસ્થાનિક પ્રદેશોના કદવિસ્તારને લગતા કેટલાક ડઝન આંકડા ટાંકવામાં આવ્યા છે.

એવી દલીલો વાંચતાં **કઈ બાબત શી** છે એ ન સમજવા માટે લેખિકાએ કેવી હિકમત કરી છે તેના વિશે અજાયબી અનુભવ્યા વગર રહી શકાય નહિ. ગંભીરતાનો ડોળ કરીને કાઉત્સ્કીને એમ શીખવવું કે નાનાં રાજ્યો આર્થિક રીતે મોટાં રાજ્યોને પરાધીન હોય છે, બીજાં રાષ્ટ્રોના લૂંટફાટિયા દમન માટે મૂડીવાદી રાજ્યોની વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યો છે, સામ્રાજ્યવાદ અને સંસ્થાનો અસ્તિત્વ ધરાવે છે—આ સર્વમાં ચાલાકી બતાવવાની હાસ્યાસ્પદ રીતે બાલિશ કોશિશોની ગંધ આવે છે કેમ કે એ બધાને વિષય સાથે જરા પણ સંબંધ નથી. ફક્ત નાનાં રાજ્યો નહિ પરંતુ, દાખલા તરીકે, રશિયા પણ "સમૃદ્ધ" મૂડીવાદી દેશોની સામ્રાજ્યવાદી ધિરાણ-મૂડીની તાકાતને આર્થિક રીતે તદ્દન પરાધીન છે. ફક્ત નાનકડાં બાલ્કન રાજ્યો જ નહિ પરંતુ માર્ક્સે 'મૂડી'[39] માં નિર્દેશ કર્યો છે તેમ ઓગણીસમી સદીમાં અમેરિકા પણ આર્થિક રીતે યુરોપનું સંસ્થાન હતું. કાઉત્સ્કી અને પ્રત્યેક માર્ક્સવાદી એ વિશે બેશક વાકેફ છે, પરંતુ રાષ્ટ્રીય આંદોલનો તથા રાષ્ટ્રીય રાજ્યના સંબંધમાં તેનું આમ કે તેમ કશું મહત્ત્વ નથી.

રોઝા લુક્ઝેમ્બુર્ગે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયને સ્થાને અને રાજ્યો તરીકેની તેમની સ્વતંત્રતાને સ્થાને તેમની આર્થિક સ્વતંત્રતાનો સવાલ મૂકી દીધો છે. મૂડીવાદી રાજ્યમાં સંસદની સર્વોચ્ચતાની, અર્થાત્ લોકોના પ્રતિનિધિઓની સભાની સર્વોચ્ચતાની, જે માગણી કાર્યક્રમમાં રજૂ થયેલી છે તેને વિશે ચર્ચા કરતી વખતે કોઈ માણસ પૂર્ણ રીતે સાચી પ્રતીતિનું વિવિરણ કરે કે મૂડીવાદી દેશમાં રાજ્યનો અમલ ભલે ગમે તેવો હોય તોપણ તેમાં મોટી મૂડીનું જ વર્ચસ્વ હોય છે, તો તેમાં જેટલી બુદ્ધિમત્તા હોય એટલી જ બુદ્ધિમત્તા ઉપરોક્ત વાતમાં છે.

એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે અધિકતમ વસતિ ધરાવતા એશિયા ખંડનો

મોટો ભાગ કાં તો "પ્રબળ રાજ્યો"નાં સંસ્થાનોનો બનેલો છે અથવા રાષ્ટ્રો તરીકે અત્યંત પરાધીન અને ઉત્પીડિત હોય એવાં રાજ્યોનો બનેલો છે. પરંતુ આ સર્વવિદિત સંજોગ શું એ નિર્વિવાદ હકીકતને કોઈ પણ રીતે હચમચાવી દઈ શકે ખરો કે ખુદ એશિયામાં પણ્ય-ઉત્પાદનના અધિકતમ પરિપૂર્ણ વિકાસ માટેની પરિસ્થિતિ, મૂડીવાદની અધિકતમ મુક્ત અધિકતમ બહોળી અને વધારેમાં વધારે ઝડપી વૃદ્ધિ માટેની પરિસ્થિતિ, ફક્ત જાપાનમાં જ, અર્થાત્ એક સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યમાં જ, ઉત્પન્ન થઈ છે? એ રાજ્ય મૂડીવાદી રાજ્ય છે અને એટલે તેણે પોતે જ બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાનું અને સંસ્થાનોને ગુલામ બનાવી દેવાનું શરૂ કરી દીધું છે. અમે એ કહી શકીએ એમ નથી કે મૂડીવાદની પડતી થતાં પહેલાં યુરોપની જેમ સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યોની પદ્ધતિનું સાફ રૂપ ધારણ કરવાનો સમય એશિયાને મળશે કે નહિ; પરંતુ એ તો નિર્વિવાદ હકીકત રહે જ છે કે એશિયાને જાગ્રત કરી દઈને મૂડીવાદે એ ખંડમાં પણ દરેક ઠેકાણે રાષ્ટ્રીય આંદોલનો ઉત્પન્ન કરી દીધાં છે, એ આંદોલનોનું વલણ એશિયામાં રાષ્ટ્રીય રાજ્યોના સર્જનની દિશામાં છે, મૂડીવાદના વિકાસ માટેની ઉત્તામ પરિસ્થિતિ ચોક્કસ રીતે એવાં રાજ્યો જ સુનિશ્ચિત કરે છે. એશિયાનો અનુભવ કાઉત્સ્કીની **તરફેણમાં** અને રોઝા લુક્ઝેમ્બુર્ગની **વિરુદ્ધમાં** બોલે છે.

એ જ પ્રમાણે બાલ્કન રાજ્યોનો અનુભવ પણ તેની વિરદ્ધ જ બોલે છે કેમ કે હવે તો સૌકોઈ જોઈ શકે છે કે બાલ્કન પ્રદેશમાં મૂડીવાદના વિકાસ માટેની ઉત્તામ પરિસ્થિતિ એ દ્વીપકલ્પમાં સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યોના સર્જનના ચોક્કસ પ્રમાણમાં જ સર્જાય છે.

એટલે રોઝા લુક્ઝેમ્બુર્ગ ગમે તેમ કરે તોપણ આખી પ્રગતિશીલ સભ્ય માનવજાતિનો દાખલો, બાલ્કન પ્રદેશોનો દાખલો, તથા એશિયાનો દાખલો એ વાત સાબિત કરે છે કે કાઉત્સ્કીની રજઆત તદ્દન સાચી છે: રાષ્ટ્રીય રાજ્ય મૂડીવાદનો નિયમ અને તેનું "ધોરણ" છે; બહુરાષ્ટ્રીય રાજ્ય કાં તો પછાતપણાનું પ્રતિનિધિત્વ કરતું હોય છે અથવા અપવાદ હોય છે. રાષ્ટ્રીય સંબંધોની દૃષ્ટિએ મૂડીવાદના વિકાસ માટેની ઉત્તામ પરિસ્થિતિ નિસ્સંદેહ રાષ્ટ્રીય રાજ્ય જ પૂરી પાડે છે. અલબત્ત, આનો અર્થ એ નથી કે મૂડીવાદી સંબંધો ઉપર આધારિત એવું રાજ્ય રાજ્યોના શોષણ તથા ઉત્પીડનનો અંત આણી દઈ શકે. તેનો અર્થ ફક્ત એટલો જ છે કે રાષ્ટ્રીય રાજ્યોના સર્જનની જહેમત પેદા કરતાં પ્રબળ **આર્થિક** પરિબળોની બાબતમાં માર્ક્સવાદીઓ નજરચૂક ન જ કરી શકે. તેનો અર્થ એ છે કે માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં "રાષ્ટ્રોનો આત્મનિર્ણય"

ઐતિહાસિક-આર્થિક દૃષ્ટિએ રાજકીય આત્મનિર્ણય સિવાય, રાજકીય સ્વાધીનતા સિવાય, રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના સિવાય, બીજો કશો અર્થ **ન જ** ધરાવી શકે.

"રાષ્ટ્રીય રાજ્ય"ની મૂડીવાદી-લોકશાહીવાદી માગણીનું માર્ક્સવાદી, અર્થાત્ સર્વહારા વર્ગીય, દૃષ્ટિબિંદુથી સમર્થન કઈ શરતે કરી શકાય તેની વિગતવાર છણાવટ આગળ ઉપર કરવામાં આવશે. અત્યારે તો અમે "આત્મનિર્ણયના" **ખયાલની** વ્યાખ્યા પૂરતા જ મર્યાદિત રહીશું, અને ફક્ત એ વાતની નોંધ લઈશું કે રોઝા લુક્ઝેમ્બુર્ગ એ ખયાલના અર્થની ("રાષ્ટ્રીય રાજ્ય") **જાણકારી ધરાવે** છે પરંતુ લીબમાનો, સેમ્કોવ્સ્કીઓ, તથા યુર્કેવિચો જેવા તેના તકવાદી પક્ષપાતીઓ તો **એટલું પણ નથી જાણતા!**

## ૨. સવાલની ઐતિહાસિક રીતે નક્કર રજૂઆત

કોઈ પણ સામાજિક સવાલના પરીક્ષણની બાબતમાં માર્ક્સવાદી સિદ્ધાંતની અસંદિગ્ધ માગણી એ છે કે સવાલનું પરીક્ષણ **નિશ્ચિત** ઐતિહાસિક મર્યાદાઓની અંતર્ગત કરવામાં આવે, અને એ સવાલ કોઈ ખાસ દેશને લગતો હોય (ઉદાહરણાર્થ, કોઈ એક ખાસ દેશ માટેનો રાષ્ટ્રીય કાર્યક્રમ) તો એ દેશને એ જ ઐતિહાસિક યુગની અંતર્ગત બીજા દેશોથી ભિન્ન દર્શાવતાં વિશિષ્ટ લક્ષણોની ઉપર ઉચિત ધ્યાન આપવામાં આવે.

માર્ક્સવાદની એ અસંદિગ્ધ માગણીને આપણી ચર્ચાના સવાલ ઉપર લાગુ કરવામાં આવે તો એ શું સૂચવે છે?

સૌપ્રથમ તો એ એવું અર્થસૂચન કરે છે કે રાષ્ટ્રીય આંદોલનના સંબંધમાં મૂડીવાદના એકબીજાથી મૂળભૂત રીતે જુદા પડતા બે યુગો વચ્ચે સ્પષ્ટ ભિન્નતાદર્શક રેખા અંકિત થવી જ જોઈએ. એક તરફ, સામંતશાહી અને આપખુદશાહીના પતનનો યુગ, મૂડીવાદી-લોકશાહીવાદી સમાજ તથા રાજ્યના નિર્માણનો યુગ, જ્યારે રાષ્ટ્રીય આંદોલનો પહેલી જ વાર આમ આંદોલનો બને છે અને એક યા બીજી રીતે વસતિના **તમામ** વર્ગોને અખબારો, પ્રતિનિધિ-સંસ્થાઓમાં કાર્ય, ઇત્યાદિ દ્વારા રાજકારણમાં ખેંચે છે. બીજી બાજુ આપણને સુનિશ્ચિત રીતે સ્થપાઈ ગયેલાં એવાં મૂડીવાદી રાજ્યોનો યુગ જોવા મળે છે કે જે લાંબા સમયથી પ્રસ્થાપિત બંધારણીય અમલ ધરાવે છે અને જેમાં સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગ વચ્ચેની પ્રબળ રીતે વિકસિત દુશ્મનાવટ અસ્તિત્વ ધરાવે છે—જેને મૂડીવાદના પતનની પૂર્વવેળાનો યુગ કહી શકાય એવો યુગ આપણને જોવા મળે છે.

પ્રથમ યુગની લાક્ષણિક વિશેષતાઓ છે રાષ્ટ્રીય આંદોલનોનો ઉદ્‌ભવ, અને સામાન્ય રૂપે રાજકીય સ્વતંત્રતા તથા વિશેષ રૂપે પ્રજાકીય અધિકારોના સંબંધમાં વસતિના અધિકતમ સંખ્યા ધરાવતા તથા વધારેમાં વધારે "ઢીલા" વિભાગને, અર્થાત્ કિસાનોને, એ આંદોલનોમાં આકર્ષી લેવામાં આવ્યા તે. બીજા યુગની લાક્ષણિક વિશેષતાઓ છે આમ મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોનો અભાવ અને એ હકીકત કે વેપારી વહેવાર દ્વારા પહેલેથી જ સંબંધિત રાષ્ટ્રોને વિકસિત મૂડીવાદ એકબીજાની વધારે નજીક લાવવાની સાથે તથા વધતા જતા પ્રમાણમાં તેમને અરસપરસ હળતા મળતા કરવાની સાથે, આંતરરાષ્ટ્રીય પાયા પર એકતાબદ્ધ મૂડી અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલન વચ્ચેની દુશ્મનાવટને મોખરે લાવે છે.

બેશક, કોઈ દીવાલ એ બે યુગોને નોખા પાડતી નથી; સંખ્યાબંધ સંક્રમણાત્મક કડીઓ વડે એ યુગો સંકળાયેલા છે, અને પોતપોતાના રાષ્ટ્રીય વિકાસની ઝડપ, પોતપોતાની રાષ્ટ્રીય સંરચના, તથા પોતપોતાની વસતિની વહેંચણી, ઈત્યાદિ બાબતોમાં વિભિન્ન દેશો એકબીજાથી જુદા પડે છે. કોઈ અમુક દેશના માર્ક્સવાદીઓ આ સામાન્ય ઐતિહાસિક તથા નક્કર રાજ્યવિષયક પરિસ્થિતિને ધ્યાનમાં લીધા વગર પોતાનો રાષ્ટ્રીય કાર્યક્રમ ઘડી શકે જ નહિ.

અને બરાબર અહીં જ રોઝા લુક્ઝેમ્બુર્ગની દલીલોનો નબળામાં નબળો મુદ્દો આપણી સમક્ષ આવી જાય છે. અમારા કાર્યક્રમના નવમા મુદ્દાની વિરુદ્ધ "આકરા" શબ્દોના સંગ્રહને તે પોતાના લેખમાં ઠાંસી ઠાંસીને ભરે છે અને એ મુદ્દાને "ચવાયેલી વાત" "ઉટપટાંગ રીત", "આધિભૌતિકવાદી વાક્ય", ઈત્યાદિ તરીકે જાહેર કરીને તેની અણથંભ વગોવણી કરે છે. આધિભૌતિકવાદને (માર્ક્સવાદી અર્થમાં, એટલે કે દ્વંદ્વવાદવિરોધના અર્થમાં) તથા ખાલી અમૂર્ત વિચારણાઓને આટલી ભવ્ય રીતે વખોડી કાઢનાર લેખિકા સવાલનું નક્કર ઐતિહાસિક પૃથક્કરણ કરવાની રીતનું ઉદાહરણ પૂરું પાડે એવી અપેક્ષા સ્વાભાવિક છે. આપણે એક ચોક્કસ દેશના—રશિયાના—માર્ક્સવાદીઓના એક ચોક્કસ સમય માટેના—વીશમી સદીના પ્રારંભના સમય માટેના— રાષ્ટ્રીય કાર્યક્રમની ચર્ચા કરી રહ્યા છીએ. પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ એ સવાલ ઉઠાવે છે ખરી કે રશિયા **કયા ઐતિહાસિક** યુગમાંથી પસાર થઈ રહ્યું છે, એ **ખાસ** સમય દરમિયાન એ **ખાસ** દેશના રાષ્ટ્રીય સવાલનાં તથા રાષ્ટ્રીય આંદોલનોનાં **નક્કર** લક્ષણો **કયાં** છે?

**ના! એ વિશે તે મુદ્દલ કશું જ કહેતી નથી!** વર્તમાન ઐતિહાસિક સમયમાં

**રશિયામાં** રાષ્ટ્રીય સવાલની શી સ્થિતિ છે તેના અથવા આ ખાસ બાબતમાં **રશિયાનાં** વિશિષ્ટ લક્ષણોના પૃથક્કરણની છાયા સરખી તમને તેની કૃતિમાં જોવા નહિ મળે.

આપણને કહેવામાં આવ્યું છે કે બાલ્કન-પ્રદેશમાં રાષ્ટ્રીય સવાલ આયર્લૅંડ કરતાં જુદી રીતનો છે, ૧૮૪૮ની નક્કર પરિસ્થિતિમાં પોલૅંડ તથા ઝેકોસ્લોવાકિયાનાં રાષ્ટ્રીય આંદોલનોનું મૂલ્યાંકન માર્ક્સે એ રીતે જ કર્યું હતું (પાનું ભરીને માર્ક્સનાં લખાણોમાંથી અવતરણો), ઑસ્ટ્રિયાની વિરુદ્ધ સ્વિટ્ઝર્લૅન્ડના વનપ્રદેશોના સંઘર્ષનું તથા ૧૩૧૫માં લડાયેલી મોર્ગાર્ટેનની લડાઈનું મૂલ્યાંકન ઍંગેલ્સે એ રીતે જ કરેલું (પાનું ભરીને ઍંગેલ્સનાં લખાણોમાંથી લીધેલાં અવતરણો અને કાઉત્સ્કીની યથોચિત ટિપ્પણીઓ), સોળમી સદીમાં જર્મનીમાં થયેલા કિસાન-જંગને લાસાલે પ્રત્યાઘાતી ગણાવ્યો હતો, ઈત્યાદિ.

એમ તો ન જ કહી શકાય કે આ વિચારો અને અવતરણો પોતાની નવીનતાને કારણે જુદાં તરી આવે છે, પરંતુ ગમે તેમ તોયે વાચક માટે એ વાતને ફરી ફરીને યાદ કરવાનું રસપ્રદ છે કે અલગ અલગ દેશોમાં ઉપસ્થિત નક્કર ઐતિહાસિક સવાલોનું પૃથક્કરણ માર્ક્સ, ઍંગેલ્સ, અને લાસાલ ચોક્કસ રૂપમાં કેવી રીતે કરતા. અને માર્ક્સ તથા ઍંગેલ્સનાં લખાણોમાંથી લીધેલાં આ બોધપ્રદ અવતરણોનું એક નિરીક્ષણ જ એ વાતને અત્યંત સચોટ રીતે જાહેર કરી દે છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગે પોતાની જાતને કેવી હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકી દીધી છે. વિભિન્ન દેશોમાં વિભિન્ન સમયે નક્કર ઐતિહાસિક પૃથક્કરણની આવશ્યકતા વિશે તે છટાદાર અને રોષભરી વાણીમાં ઉપદેશ આપે છે, પરંતુ વીશમી સદીની શરૂઆતમાં **રશિયા** મૂડીવાદના વિકાસની **કઈ** ઐતિહાસિક કક્ષામાંથી પસાર થઈ રહ્યું છે કે પછી આ દેશમાં રાષ્ટ્રીય સવાલનાં **વિશિષ્ટ લક્ષણો** કયાં છે એ નક્કી કરવાનો **જરા પણ** પ્રયત્ન તે કરતી નથી. રોઝા લુક્ઝેમ્બુર્ગે તો **બીજાઓએ** આ સવાલ પ્રત્યે માર્ક્સવાદી ઢબે કેવું વલણ અપનાવ્યું છે તેનાં ઉદાહરણો આપ્યાં છે, જાણે કેમ જાણી જોઈને એ વાત ઉપર ભાર મૂકતી હોય કે ઘણી વાર નેક ઈરાદાઓ પણ કેવી રીતે દોજખને રસ્તે લઈ જતા હોય છે, ઘણી વાર સારી સલાહ પણ અમલમાં એ સલાહ પ્રમાણે વર્તવાની અનિચ્છા અથવા અશક્તિને કેવી રીતે ઢાંકી દેતી હોય છે.

આ જુઓ તેની એક જ્ઞાનવર્ધક તુલના. પોલૅંડની સ્વાધીનતાની માગણીનો વિરોધ વ્યક્ત કરતી વેળા રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતાની ૧૮૯૮ની કૃતિનો ઉલ્લેખ

કરે છે. પોતાના ઔદ્યોગિક ઉત્પાદનનો માલ રશિયાને વેચતા "પોલૅંડનો" ઝડપી "ઔદ્યોગિક વિકાસ" તેણે એ કૃતિમાં પુરવાર કર્યો છે. એ કહેવાની જરૂર નથી કે એ બાબત ઉપરથી આત્મનિર્ણયના **અધિકારના** સવાલ વિશે કોઈ પણ જાતનો નિષ્કર્ષ ન જ તારવી શકાય; એથી તો ફક્ત એટલું જ સાબિત થાય છે કે પુરાણું જાગીરદારોથી ભરેલું પોલૅંડ હવે અદૃશ્ય થઈ ગયું છે, ઇત્યાદિ. પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ હંમેશાં અગમ્ય રીતે એવા નિષ્કર્ષ ઉપર ઊતરી જાય છે કે રશિયા અને પોલૅંડને સંયુક્ત કરતાં પરિબળોમાં હવે આધુનિક મૂડીવાદી સંબંધોનાં શુદ્ધ રીતે આર્થિક પરિબળો જ પ્રધાનતા ધરાવે છે.

એ પછી આપણી રોઝા સ્વાયત્તતાના સવાલ ઉપર પહોંચે છે, અને તેના લેખનું શીર્ષક **સામાન્ય રૂપમાં** 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' હોવા છતાં તે એવી દલીલ કરવાનું શરૂ કરી દે છે કે પોલૅંડના રાજ્યને સ્વાયત્તતાનો **વિશિષ્ટ** અધિકાર છે (જુઓ—'પ્રોસ્વેશ્ચેનિયે' ૧૯૧૩, નંબર ૧૨*). પોલૅંડના સ્વાયત્તતાના અધિકારનું સમર્થન કરવા માટે રોઝા લુક્ઝેમ્બુર્ગ રશિયાની રાજ્ય-પ્રણાલીને દેખીતી રીતે જ તેનાં આર્થિક અને રાજકીય તથા સામાજિક લક્ષણો તેમ જ રોજિંદા જીવનના આધારે મૂલવે છે—વિશિષ્ટ લક્ષણોની એવી સમગ્રતાના આધારે મૂલવે છે કે જેને એક સાથે જોઈએ તો એ "એશિયાઈ આપખુદશાહી"નો ખયાલ ઉત્પન્ન કરે છે («*Przegląd*», નંબર ૧૨, પૃષ્ઠ ૧૩૭).

એ તો સામાન્ય રીતે સુવિદિત છે કે જ્યાં આર્થિક પદ્ધતિમાં મૂડીવાદપૂર્વેનાં પૂર્ણ રીતે પિતૃપ્રધાન વિશિષ્ટ લક્ષણો પ્રધાનતા ધરાવતાં હોય અને જ્યાં પણ્ય-ઉત્પાદન તથા વર્ગ-ભેદોનો ભાગ્યે જ વિકાસ થયો હોય એવી પરિસ્થિતિમાં એ પ્રકારની રાજ્ય-પ્રણાલી ખૂબ ભારે સ્થાયિત્વ ધરાવતી હોય છે. પરંતુ, જ્યાં રાજ્ય-પ્રણાલી મૂડીવાદપૂર્વેના સમયનું ખૂબ સ્પષ્ટ લક્ષણ ધરાવતી હોય એવા દેશમાં જો સુનિશ્ચિત રાષ્ટ્રીય સીમાઓ તથા ઝડપી મૂડીવાદી વિકાસ ધરાવતો કોઈ પ્રદેશ હોય તો એ પ્રદેશનો મૂડીવાદ જેટલી વધારે ઝડપથી વિકસે એટલા વધારે પ્રમાણમાં તેની અને મૂડીવાદપૂર્વેની રાજ્ય-પ્રણાલી વચ્ચેની દુશ્મનાવટ વધશે, અને એટલી જ વધારે સંભવિત એ વાત બનશે કે અધિક પ્રગતિશીલ પ્રદેશ આખા દેશથી—જેની જોડે પોતે "આધુનિક મૂડીવાદી" બંધનોથી નહિ પરંતુ "એશિયાઈ આપખુદશાહી"નાં બંધનોથી બંધાયેલો હોય છે એ આખા દેશથી—અલગ થઈ જાય.

---

*જુઓ લેનિનનો 'રાષ્ટ્રીય સવાલ સંબંધી ટીકાત્મક વિચારો' નામક લેખ.—સં.

એ રીતે, મૂડીવાદી પોલૅન્ડના સંબંધમાં રશિયાની સરકારના સામાજિક માળખાના સવાલની બાબતમાં પણ રોઝા લુક્ઝેમ્બુર્ગની દલીલો ભૂલભરેલી છે; અને રશિયાનાં રાષ્ટ્રીય આંદોલનોનાં નક્કર ઐતિહાસિક, વિશિષ્ટ લક્ષણોના સવાલને લઈએ તો—એ સવાલને રોઝા લુક્ઝેમ્બુર્ગે ઉઠાવ્યો પણ નથી.

અને અમે હવે એ જ સવાલની છણાવટ કરીશું.

### ૩. રશિયામાં રાષ્ટ્રીય સવાલનાં નક્કર વિશિષ્ટ લક્ષણો અને રશિયાની મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના

"...'રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર'નો સિદ્ધાંત કે જે ખાલી પિષ્ટપેષણ છે તેની નમનીયતા છતાં અને તે કેવળ રશિયામાં વસતી પ્રજાઓને જ નહિ પરંતુ જર્મની અને ઑસ્ટ્રિયામાં, સ્વિટ્ઝર્લૅન્ડ અને સ્વિડનમાં, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં, વસતી પ્રજાઓને પણ સ્પષ્ટ રૂપે એકસરખી રીતે જ લાગુ થઈ શકે એવો હોવા છતાં તેનો ઉલ્લેખ આપણને વર્તમાન સમયની એક પણ સમાજવાદી પાર્ટીના કાર્યક્રમમાં જોવા મળતો નથી..." (*«Przegląd»* નંબર ૬, પૃષ્ઠ ૪૮૩).

માર્ક્સવાદી કાર્યક્રમના નવમા મુદ્દાની વિરુદ્ધ પોતાની જેહાદની શરૂઆતમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ આ શબ્દો લખે છે. કાર્યક્રમના આ મુદ્દાના ખયાલને "ખાલી પિષ્ટપેષણ" તરીકે આપણી ઉપર ઠોકી બેસાડવાના પોતાના પ્રયાસમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ એ ભૂલનો ભોગ બની જાય છે અને રમૂજ ઉપજાવે એવી ઉદ્ધતાઈ સાથે દલીલ કરે છે કે એ મુદ્દો રશિયા, જર્મની, ઇત્યાદિને "સ્પષ્ટ રૂપે એકસરખી રીતે જ લાગુ થઈ શકે એવો" છે.

અમારો જવાબ આ છે: સાફ છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગે પોતાના લેખને નિશાળનાં બાળકોના અભ્યાસ માટે તર્કની ભૂલોનો ઉચિત સંગ્રહ બનાવવાનું નક્કી કર્યું છે. કારણ કે રોઝા લુક્ઝેમ્બુર્ગની આ નિંદાવર્ષા તદ્દન બકવાદ છે અને સવાલની ઐતિહાસિક રીતે નક્કર રજૂઆતની ઠેકડી સમાન છે.

માર્ક્સવાદી કાર્યક્રમનું બાલિશ રીતે નહિ પરંતુ માર્ક્સવાદી રીતે અર્થઘટન કરવામાં આવે તો એ અનુમાન લગાવવું જરા પણ મુશ્કેલ નથી કે નિર્દેશ મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે છે. જો બાબત એમ હોય, અને બાબત નિસ્સંદેહ એમ જ છે, તો "સ્પષ્ટ" છે કે એ કાર્યક્રમ "ચવાયેલી વાત", "ઉટપટાંગ રીત" વગેરે તરીકે મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોના

**બધા** જ દાખલાઓ પ્રત્યે નિર્દેશ કરે છે. અને રોઝા લુક્ઝેમ્બુર્ગે આ વાત વિશે જરા પણ વિચાર કર્યો હોત તો એવો નિષ્કર્ષ તેને માટે પણ જરાયે ઓછો સ્પષ્ટ ન બન્યો હોત કે અમારો કાર્યક્રમ **ફક્ત** એવા જ દાખલાઓ પ્રત્યે નિર્દેશ કરે છે જ્યાં એવું આંદોલન વસ્તુત: અસ્તિત્વમાં હોય.

આ સ્વાભાવિક વાતો ઉપર તેણે વિચાર કર્યો હોત તો રોઝા લુક્ઝેમ્બુર્ગને સહેલાઈથી સમજાઈ ગયું હોત કે પોતે કેવો અર્થહીન લવારો કરી રહી છે. **અમારી** ઉપર "ચવાયેલી વાત" રટવાનો આરોપ લગાવવામાં તે **અમારી વિરુદ્ધ** એવી દલીલનો ઉપયોગ કરે છે કે જ્યાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનો અસ્તિત્વમાં જ **નથી** એવા દેશોના કાર્યક્રમોમાં આત્મનિર્ણયના અધિકારનો કશો જ ઉલ્લેખ નથી. અસાધારણ ચાલાકીની દલીલ કરી છે!

વિભિન્ન દેશોના રાજકીય અને આર્થિક વિકાસની તેમ જ તેમના માર્ક્સવાદી કાર્યક્રમોની તુલના માર્ક્સવાદની દૃષ્ટિએ બેહદ મહત્ત્વ ધરાવે છે કેમ કે એ વાતમાં મુદ્દલ શંકા હોઈ શકે જ નહિ કે બધાં આધુનિક રાજ્યો સર્વસામાન્ય મૂડીવાદી પ્રકૃતિ ધરાવે છે અને વિકાસના સર્વસામાન્ય નિયમને આધીન છે. પરંતુ એવી તુલના સમજણપૂર્વક કરવી જોઈએ. એ માટે પ્રાથમિક રીતે આવશ્યક શરત એ છે કે જે દેશોની તુલના કરવામાં આવે એ દેશોના વિકાસના ઐતિહાસિક યુગો કોઈ રીતે **તુલનીય** છે કે નહિ એ બાબતનું સ્પષ્ટીકરણ થાય. દાખલા તરીકે, **માત્ર** તદ્દન નાદાન લોકો જ (જેમ કે 'રૂસ્સકાયા મીસ્લ'માં[40] લખનાર પ્રિન્સ યે૦ ત્રુબેત્સ્કોય) રશિયન માર્ક્સવાદીઓના જમીન સંબંધી કાર્યક્રમની પશ્ચિમ યુરોપના માર્ક્સવાદીઓના જમીન સંબંધી કાર્યક્રમોની સાથે "સરખામણી કરવાની" હિંમત કરે, કારણ કે અમારો કાર્યક્રમ તો **મૂડીવાદી-લોકશાહીવાદી** જમીન-સુધારાઓને લગતા સવાલનો ઉકેલ રજૂ કરે છે જ્યારે પશ્ચિમી દેશોમાં એવો સવાલ અસ્તિત્વમાં જ નથી.

રાષ્ટ્રીય સવાલને પણ એ જ વાત લાગુ થાય છે. મોટા ભાગના પશ્ચિમી દેશોમાં એ સવાલ લાંબા વખત પહેલાં જ ઉકેલાઈ ગયો છે. જેનું અસ્તિત્વ જ ન હોય એવા સવાલોના ઉકેલોને પશ્ચિમ યુરોપના કાર્યક્રમોમાં ગોતવા એ હાસ્યાસ્પદ વાત છે. આ બાબતમાં અધિકતમ મહત્ત્વની વાત જ રોઝા લુક્ઝેમ્બુર્ગના ધ્યાન બહાર રહી ગઈ છે, અર્થાત્, જ્યાં મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના લાંબા વખત પહેલાં જ પરિપૂર્ણ થઈ ગઈ છે એવા દેશો અને જ્યાં એ હજુ સુધી પરિપૂર્ણ નથી થઈ એવા દેશો વચ્ચેના તફાવતની વાત.

એ તફાવત જ સમસ્યાનું હાર્દ છે.

એ તફાવતની રોઝા લુક્ઝેમ્બુર્ગે કરેલી તદ્દન અવગણના તેના અત્યંત લાંબા લેખને ખાલીખમ નિરર્થક પિષ્ટપેષણના સંગ્રહમાં પલટાવી નાખે છે.

યુરોપખંડના પશ્ચિમી દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓનો યુગ સારી પેઠે સુનિશ્ચિત સમયને, લગભગ ૧૭૮૯થી ૧૮૭૧ સુધીના સમયને, આવરી લે છે. બરાબર એ જ સમય રાષ્ટ્રીય આંદોલનોનો અને રાષ્ટ્રીય રાજ્યોના સર્જનનો કાળ હતો. જ્યારે એ સમયનો અંત આવ્યો ત્યારે પશ્ચિમ યુરોપ એવાં મૂડીવાદી રાજ્યોની સુસ્થાપિત પદ્ધતિમાં રૂપાંતરિત થઈ ગયું હતું કે જે સામાન્ય નિયમ તરીકે રાષ્ટ્રીય દૃષ્ટિએ સમરૂપ રાજ્યો હતાં. એટલે, વર્તમાન સમયના પશ્ચિમ યુરોપિયન સમાજવાદીઓના કાર્યક્રમોમાં આત્મનિર્ણયના અધિકારને ગોતવો એ માર્ક્સવાદના **કખગ**ના પોતાના અજ્ઞાનને ઉઘાડં પાડવા સમાન છે.

પૂર્વ યુરોપમાં અને એશિયામાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓનો યુગ ૧૯૦૫માં જ શરૂ થયો. રશિયા, ઈરાન, તુર્કી અને ચીનમાં ક્રાંતિઓ તથા બાલ્કન-પ્રદેશમાં યુદ્ધો[41]—આપણા "પૂર્વ"માં **આપણા** યુગની વિશ્વવ્યાપી મહત્ત્વ ધરાવતી ઘટનાઓની શૃંખલા એવી છે. અને ઘટનાઓની એ શૃંખલામાં, રાષ્ટ્રીય રીતે સ્વાધીન અને રાષ્ટ્રીય રીતે સમરૂપ રાજ્યોનું સર્જન કરવાની જહેમત કરતાં મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોની **આખી હારમાળાના** ઉદ્ભવને ફક્ત અંધ માણસ જ ન જોઈ શકે. રશિયા અને તેના પાડોશી દેશો આ યુગમાંથી પસાર થઈ રહ્યા છે એ હકીકતરૂપી ચોક્કસ અને એકમાત્ર કારણસર જ આપણે માટે આપણા કાર્યક્રમમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર વિશેની કલમ જરૂરી છે.

## ૭. લંડન આંતરરાષ્ટ્રીય કોંગ્રેસનો ઠરાવ ૧૮૯૬

ઠરાવ નીચે મુજબ છે:

> "આ કોંગ્રેસ ઘોષણા કરે છે કે તે બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના (Selbstbestimmungsrecht) પૂર્ણ અધિકારનું સમર્થન કરે છે અને લશ્કરી, રાષ્ટ્રીય, અથવા બીજા કોઈ પ્રકારની આપખુદશાહીની ધૂંસરી હેઠળ હાલ પીડાતા પ્રત્યેક દેશના કામદારો પ્રત્યે પોતાની હમદર્દી વ્યક્ત કરે છે; એ દેશોના કામદારોને કોંગ્રેસ આવાહન કરે છે કે તેઓ આખી દુનિયાના વર્ગજાગ્રત (Klassenbewusste—પોતાનાં વર્ગ-હિતોને સમજતા) કામદારોની હરોળોમાં સામેલ થઈ જાય અને આંતરરાષ્ટ્રીય મૂડીવાદના પરાજય

માટે તથા આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદનાં લક્ષ્યોની સિદ્ધિ માટે તેમની સાથે ખભેખભા મિલાવીને જંગ ખેલે."*

અમે પહેલાં જ નિર્દેશ કરી ચૂક્યા છીએ તેમ સજ્જનો સેમ્કોવ્સ્કી, લીબમાન અને યુર્કેવિચ જેવા આપણા તકવાદીઓ આ ઠરાવ વિશે તદ્દન અજાણ છે. પણ રોઝા લુક્ઝેમ્બુર્ગ તેને વિશે વાકેફ છે અને આખો ઠરાવ ટાંકે છે. ઠરાવમાં એ જ શબ્દનો, "આત્મનિર્ણય" શબ્દનો, પ્રયોગ કરવામાં આવ્યો છે કે જે અમારા કાર્યક્રમમાં પણ વપરાયો છે.

પોતાના "મૌલિક" સિદ્ધાંતના માર્ગમાં પડેલા આ અવરોધને રોઝા લુક્ઝેમ્બુર્ગ કેવી રીતે દૂર કરે છે?

અરે, રીત તો તદ્દન સાદી છે... પૂરો ભાર ઠરાવના બીજા ભાગ ઉપર છે... તેના ઘોષણાત્મક લક્ષણ... પ્રત્યે કોઈ નિર્દેશ કરે તો ફક્ત ગેરસમજણના આધારે જ કરે!!

આપણી લેખિકાની લાચારી અને મૂંઝવણ ખરેખર વિસ્મયજનક છે. સાધારણ રીતે ફક્ત તકવાદીઓ જ એવી દલીલ કરતા હોય છે કે કાર્યક્રમના સુસંગત લોકશાહીવાદી અને સમાજવાદી મુદ્દાઓ તો ફક્ત જાહેરાતો જ હોય છે, અને તેઓ એ મુદ્દાઓની ચર્ચાને કાયરતાથી ટાળતા હોય છે. રોઝા લુક્ઝેમ્બુર્ગ આ વખતે સેમ્કોવ્સ્કી, લીબમાન, અને યુર્કેવિચ સજ્જનોના નિંદાપાત્ર સંગાથમાં છે તે સાવ અકારણ તો નથી જ. ઉપરોક્ત ઠરાવને પોતે સાચો ગણે છે કે ભૂલભરેલો ગણે છે એ વાત ખુલ્લી રીતે જણાવવાની હિંમત રોઝા લુક્ઝેમ્બુર્ગ નથી કરતી. ઠરાવનો બીજો ભાગ વાંચવાનું શરૂ કરે ત્યાં સુધીમાં તેનો પહેલો ભાગ તો ભૂલી પણ ગયો હોય અથવા લંડન કોંગ્રેસ ભરાઈ તે પહેલાં સમાજવાદી અખબારોમાં ચાલેલી ચર્ચા વિશે જેણે કદી સાંભળ્યું જ

---

* લંડન કોંગ્રેસનો સત્તાવાર જર્મન અહેવાલ જુઓ: «*Verhandlungen und Beschlüsse des internationalen sozialistischen Arbeiter-und Gewerkschafts-Kongresses zu London, vom 27 Zuli bis 1. August 1896*», Berlin, 1896, *S.* 18 ('૧૮૯૬ના જુલાઈની ૨૭મી તારીખથી ઓગસ્ટની પહેલી તારીખ સુધી લંડનમાં ભરાયેલી સમાજવાદી મજૂર પાર્ટીઓ તથા ટ્રેડ યુનિયનોની કોંગ્રેસની કાર્યનોંધો તથા તેના નિર્ણયો', બર્લિન, ૧૮૯૬, પૃષ્ઠ ૧૮.—અનુવાદક). આંતરરાષ્ટ્રીય કોંગ્રેસોના નિર્ણયોનો સમાવેશ કરતી એક રશિયન પુસ્તિકા પ્રકાશિત થઈ છે જેમાં "આત્મનિર્ણય" શબ્દનું ખોટું ભાષાંતર કરીને તેનો "સ્વાયત્તતા" તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ન હોય એવા બેધ્યાન કે અધૂરી માહિતી ધરાવતા વાચકની ઉપર જાણે આધાર રાખતી હોય એ રીતે રોઝા લુક્ઝેમ્બુર્ગ આમતેમ ફાંફાં મારે છે અને મુદ્દાઓને મચડી નાખે છે.

પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ એમ ધારતી હોય કે સિદ્ધાંતના આવા મહત્ત્વના સવાલ વિશેના ઈન્ટરનેશનલના ઠરાવને તે એ ઠરાવનું આલોચનાત્મક પૃથક્કરણ કરવાનો ડોળ પણ કર્યા વગર રશિયાના વર્ગજાગ્રત કામદારોની નજર સામે પગ તળે કચરી નાખી શકશે તો તે બહુ મોટી થાપ ખાય છે.

લંડન કોંગ્રેસ ભરાઈ તે પહેલાં મુખ્યત્વે જર્મન માર્ક્સવાદીઓના મુખપત્ર «Die Neue Zeit»માં ચાલેલી ચર્ચાઓ દરમિયાન રોઝા લુક્ઝેમ્બુર્ગનો દૃષ્ટિકોણ પણ વ્યક્ત થયો હતો અને **ઈન્ટરનેશનલે એ દૃષ્ટિકોણનો વસ્તુત: અસ્વીકાર કર્યો હતો!** બાબતનું હાર્દ એ છે અને રશિયન વાચકે તેને ખાસ રૂપે ધ્યાનમાં રાખવું જ જોઈએ.

ચર્ચાએ પોલેંડની સ્વાધીનતાના સવાલ તરફ વળાંક લીધો. ત્રણ દૃષ્ટિકોણો આગળ ધરવામાં આવ્યા હતા:

૧) 'ફ્રાકિ'[42]નો દૃષ્ટિકોણ, જેની રજૂઆત હેક્કરે કરી. એ લોકો ઈચ્છતા હતા કે ઈન્ટરનેશનલ **પોતાના** કાર્યક્રમમાં પોલેંડની સ્વાધીનતાની માગણીનો સમાવેશ કરે. એ દરખાસ્તનો સ્વીકાર ન થયો. ઈન્ટરનેશનલમાં એ દૃષ્ટિકોણનો પરાજય થયો.

૨) રોઝા લુક્ઝેમ્બુર્ગનો દૃષ્ટિકોણ, અર્થાત્ પોલીશ સમાજવાદીઓએ પોલેંડની સ્વાધીનતાની માગણી ન જ કરવી જોઈએ એવો દૃષ્ટિકોણ. આ દૃષ્ટિકોણ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની ઘોષણાને તદ્દન બકાત રાખતો હતો. આ દૃષ્ટિકોણનો પણ ઈન્ટરનેશનલમાં એવી જ રીતે પરાજય થયો.

૩) રોઝા લુક્ઝેમ્બુર્ગનો વિરોધ કરતાં અને રોઝા લુક્ઝેમ્બુર્ગનો ભૌતિકવાદ અત્યંત "એક-પક્ષીય" છે એમ સાબિત કરતાં કાઉત્સ્કીએ એ વખતે જેનું સર્વાંગી વિવરણ કરેલું એ દૃષ્ટિકોણ. કાઉત્સ્કીએ કહ્યું કે આ દૃષ્ટિકોણ અનુસાર વર્તમાન સમયે ઈન્ટરનેશનલ પોલેંડની સ્વાધીનતાને પોતાના કાર્યક્રમનો મુદ્દો ન બનાવી શકે, પરંતુ એવી માગણી આગળ ધરવાનો પોલિશ સમાજવાદીઓને પૂરો અધિકાર છે. જ્યાં રાષ્ટ્રીય ઉત્પીડન અસ્તિત્વમાં હોય એવી પરિસ્થિતિમાં રાષ્ટ્રીય સ્વતંત્રતાનાં કર્ત્તવ્યોને અવગણવાં એ સમાજવાદીઓની દૃષ્ટિએ તદ્દન ભૂલભરેલું છે.

ઈન્ટરનેશનલનો ઠરાવ આ દૃષ્ટિકોણના અધિકતમ આવશ્યક અને મૂળભૂત નિરૂપણોનું પુનરાવર્તન કરે છે: એક તરફ બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના પૂર્ણ

અધિકારનો તદ્દન સીધો અને અસંદિગ્ધ સ્વીકાર; બીજી તરફ પોતાના વર્ગસંઘર્ષમાં **આંતરરાષ્ટ્રીય** એકતા સ્થાપવાની કામદારોને એટલી જ અસંદિગ્ધ અપીલ.

અમે માનીએ છીએ કે આ ઠરાવ તદ્દન સાચો ઠરાવ છે, અને તેના બન્ને ભાગોને એકસાથે લઈને તેને એક અવિભાજ્ય સમગ્રતા તરીકે જોવામાં આવે તો વીસમી સદીની શરૂઆતમાં પૂર્વ યુરોપ અને એશિયાના દેશો માટે બરાબર આ જ ઠરાવ એવો છે કે જે રાષ્ટ્રીય સવાલની બાબતમાં સર્વહારા વર્ગીય નીતિનું એકમાત્ર સાચું માર્ગદર્શન આપે છે.

હવે આપણે ઉપરોક્ત ત્રણ દૃષ્ટિકોણોની થોડીઘણી અધિકતર વિગતમાં છણાવટ કરીએ.

સમગ્ર પશ્ચિમ યુરોપીય લોકશાહીવાદીઓ અને તેનાથીયે વધારે પ્રમાણમાં સામાજિક-લોકશાહીવાદીઓ પોલૅંડની સ્વાધીનતાની માગણીનું સમર્થન કરવા ફરજથી બંધાયેલા છે એવો અભિપ્રાય કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સ ધરાવતા હતા એ તો જાણીતી વાત છે. ઓગણીસમી સદીના પાંચમા અને સાતમા દાયકાના સમય માટે, ઑસ્ટ્રિયા અને જર્મનીની મૂડીવાદી ક્રાંતિઓના સમય માટે, અને રશિયાના "કિસાન-સુધારા"ના[43] સમય માટે, આ દૃષ્ટિકોણ તદ્દન સાચો હતો અને સુસંગત રીતે લોકશાહીવાદી તથા સર્વહારા વર્ગીય હોય એવો એક જ દૃષ્ટિકોણ હતો. જ્યાં સુધી રશિયામાં અને મોટા ભાગના સ્લાવ દેશોમાં આમજનતા તંદ્રાવસ્થામાં હતી, જ્યાં સુધી એ દેશોમાં સ્વતંત્ર જનતાવ્યાપી લોકશાહીવાદી આંદોલનો **અસ્તિત્વમાં જ નહોતાં**, ત્યાં સુધી પોલૅંડના **ઉમરાવ વર્ગનું** મુક્તિ-આંદોલન ફક્ત અખિલ રશિયન લોકશાહીવાદના દૃષ્ટિકોણથી જ નહિ, ફક્ત અખિલ સ્લાવ લોકશાહીવાદના દૃષ્ટિકોણથી જ નહિ, પરંતુ સમગ્ર યુરોપિયન લોકશાહીવાદના દૃષ્ટિકોણથી અત્યધિક તથા પરમ મહત્ત્વ ધરાવતું હતું.*

માર્ક્સનું આ દૃષ્ટિબિંદુ ઓગણીસમી સદીના પાંચમા, છઠ્ઠા, અને સાતમા

---

*૧૮૬૩ના પોલીશ ઉમરાવ-બંડખોરના ધોરણની યાને પોલીશ આંદોલનના મહત્ત્વનું મૂલ્યાંકન કેવી રીતે કરવું તેનું (માર્ક્સની જેમ) જ્ઞાન ધરાવતા અખિલ રશિયન લોકશાહીવાદી-ક્રાંતિકારી ચેર્નિશેવ્સ્કીના ધોરણની તુલના ત્યાર પછી ઘણા સમયના અંતરે થઈ ગયેલા ઉક્રાઈનિયન નિમ્ન-મૂડીવાદી દ્રાગોમાનોવના ધોરણની સાથે કરવામાં આવે તો તે ઐતિહાસિક સંશોધનનું ખૂબ રોચક કામ બને. પોલીશ સામંતો પ્રત્યેની પોતાની વાજબી ઘૃણાને કારણે એ સામંતોના અખિલ રશિયન લોકશાહી માટેના સંઘર્ષના મહત્ત્વને ન સમજી શકે એટલી હદે અજ્ઞાની, ઊંઘણશી, અને છાણના પોતાના ઢગલા જોડે સજ્જડ જકડાયેલા કિસાનના

દાયકા માટે અથવા ત્રીજા ચતુર્થાંશ માટે તદ્દન સાચું હતું એ ખરું, પરંતુ વીસમી સદીમાં એ સાચું મટી ગયું છે. મોટા ભાગના સ્લાવ દેશોમાં, સ્લાવ દેશોમાં અધિકતમ પછાત એવા રશિયામાં પણ, સ્વતંત્ર લોકશાહીવાદી આંદોલનો અને સ્વતંત્ર સર્વહારા વર્ગીય આંદોલન સુદ્ધાં ઉત્પન્ન થઈ ચૂક્યાં છે. ઉમરાવશાહીનું પોલેંડ અદૃશ્ય થઈ ગયું છે અને તેણે મૂડીવાદી પોલેંડ માટે સ્થાન ખાલી કરી આપ્યું છે. એવી પરિસ્થિતિમાં પોલેંડ પોતાના **અપવાદ રૂપ** ક્રાંતિકારી મહત્ત્વથી વંચિત થઈ ગયા વગર રહે જ નહિ.

"**જુદા જ યુગ**" માં માર્ક્સે ધારણ કરેલા દૃષ્ટિકોણને સદાકાળ માટે "પાકો" કરી દેવાનો પી. પી. એસ. ('પોલીશ સમાજવાદી પાર્ટી', વર્તમાન સમયે 'ફ્રાકિ' (દ્વારા ૧૮૯૬માં કરવામાં આવેલો પ્રયત્ન માર્ક્સવાદની **ભાવના**ની વિરુદ્ધ માર્ક્સવાદના **શબ્દો**નો ઉપયોગ કરવાનો પ્રયત્ન હતો. એટલે પોલીશ સામાજિક-લોકશાહીવાદીઓએ જ્યારે પોલીશ નિમ્ન-મૂડીવાદી વર્ગના ઘોર રાષ્ટ્રવાદની ઉપર પ્રહારો કર્યા અને એ વાત પ્રત્યે ધ્યાન ખેંચ્યું કે પોલીશ કામદારો માટે રાષ્ટ્રીય સવાલ ગૌણ મહત્ત્વ ધરાવે છે, જ્યારે તેમણે પોલેંડમાં પહેલી જ વાર શુદ્ધ સર્વહારા પાર્ટીનું સર્જન કર્યું અને અત્યંત મહત્ત્વનો સિદ્ધાંત ઘોષિત કર્યો કે પોલીશ અને રશિયન કામદારોએ પોતાના વર્ગસંઘર્ષમાં ગાઢતમ મિત્રતા જાળવવી જોઈએ, ત્યારે તેમણે તદ્દન સાચું ધોરણ અપનાવ્યું હતું.

પરંતુ એનો અર્થ શું એવો હતો ખરો કે વીસમી સદીના પ્રારંભમાં પૂર્વ યુરોપ તથા એશિયાની બાબતમાં રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયના સિદ્ધાંતને અથવા પાર્થક્યના અધિકારને ઇન્ટરનેશનલ અનાવશ્યક ગણી શકે? એ તો બેહૂદગીની આખરી હદ થઈ હોત અને (સૈદ્ધાંતિક દૃષ્ટિએ) એમ કબૂલ કરી લેવા સમાન હોત કે તુર્કી, રશિયન, અને ચીની રાજ્યોની મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના પરિસમાપ્ત થઈ ચૂકી છે, એ તો આપખુદશાહી પ્રત્યે (અમલમાં) તકવાદી ધોરણ અપનાવવા સમાન હોત.

ના. પૂર્વ યુરોપ અને એશિયામાં શરૂ થઈ ચૂકેલી મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓના યુગમાં, રાષ્ટ્રીય આંદોલનોના ઉદ્ભવના અને જોર પકડવાના યુગમાં, સ્વતંત્ર સર્વહારા વર્ગીય પાર્ટીઓની સ્થાપનાના યુગમાં, રાષ્ટ્રીય નીતિના સંબંધમાં

---

દૃષ્ટિકોણને દ્રાગોમાનોવે વ્યક્ત કર્યો હતો. (જુઓ—દ્રાગોમાનોવ: «*Historical Poland and Great-Russian Democracy*») એ સમય સુધીમાં રાષ્ટ્રીય લિબરલ બની ગયેલા મિ. પી. બી. સ્ત્રુવેએ ત્યાર બાદ દ્રાગોમાનોવની ઉપર જે હેતભર્યાં ચુંબનો વરસાવ્યાં તેને માટે દ્રાગોમાનોવે પૂરેપૂરી સુયોગ્યતા પ્રાપ્ત કરી હતી.

એ પાર્ટીઓનું કર્ત્તવ્ય દ્વિવિધ હોવું જોઈએ: બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને માન્યતા આપવી કેમ કે મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના હજુ સુધી પરિસમાપ્ત નથી થઈ અને કામદાર વર્ગનો લોકશાહીવાદ રાષ્ટ્રોના અધિકારોની સમાનતા કાજે લિબરલ કોકોશિકન ઢબે નહિ પણ સુસંગત રીતે, ગંભીરતાથી, અને ખરા હૃદયથી લડી રહ્યો છે; અને, કોઈ અમુક રાજ્યના ઈતિહાસની સમગ્ર ચડતીપડતી દરમિયાન તેમ જ મૂડીદાર વર્ગને હાથે નવેસરથી નિર્ધારિત થયેલી અલગ અલગ રાજ્યોની સીમાઓની પરવા કર્યા વગર, વર્ગસંઘર્ષમાં તેનાં બધાં જ રાષ્ટ્રોના સર્વહારાઓની ગાઢતમ તથા અતૂટ મિત્રતા જાળવી રાખવી.

ઈન્ટરનેશનલનો ૧૮૯૬નો ઠરાવ સર્વહારા વર્ગના ચોક્કસ એ જ દ્વિવિધ કર્ત્તવ્યનું નિરૂપણ કરે છે. અને ૧૯૧૩ના ઉનાળામાં ભરાયેલા રશિયન માર્ક્સવાદીઓના સંમેલને અપનાવેલા ઠરાવનું સારતત્ત્વ, તેનો આધારરૂપ સિદ્ધાંત, પણ એ જ છે. કેટલાક લોકો એ હકીકતમાં "આંતરવિરોધ" જોતા હોવાનો દાવો કરે છે કે એ ઠરાવનો આત્મનિર્ણયના અધિકારને, પાર્થક્યના અધિકારને, માન્ય કરતો ચોથો મુદ્દો રાષ્ટ્રવાદની તરફેણમાં વધારેમાં વધારે છૂટ "મૂકતો" જણાય છે (વાસ્તવમાં **બધાં** જ રાષ્ટ્રોના આત્મનિર્ણયના **અધિકારને** માન્યતા આપવાનો અર્થ છે વધારેમાં વધારે **લોકશાહીવાદ** અને ઓછામાં ઓછો રાષ્ટ્રવાદ), જ્યારે પાંચમો મુદ્દો કોઈ પણ રાષ્ટ્રના મૂડીદાર વર્ગનાં રાષ્ટ્રવાદી સૂત્રોની વિરુદ્ધ કામદારોને ચેતવણી આપે છે અને આંતરરાષ્ટ્રીય રીતે એકતાબદ્ધ થયેલી સર્વહારા વર્ગીય સંસ્થાઓમાં બધાં રાષ્ટ્રોના કામદારોની એકતા અને એકરૂપતાની માગણી કરે છે. પરંતુ એ "આંતરવિરોધ" તો કેવળ એવાં અત્યંત છીછરાં માનસોને જ દેખાય છે કે જે દાખલા તરીકે એટલું પણ ન સમજી શકતા હોય કે નોર્વેની અલગ થઈ જવાની અને સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરવાની આઝાદીનું સ્વિડિશ કામદારોએ જ્યારે સમર્થન કર્યું ત્યારે સ્વિડિશ અને નોર્વેજિયન સર્વહારા વર્ગની એકતા તથા તેમના વર્ગીય ઐક્યને કેવી રીતે **લાભ થયો**.

| | |
|---|---|
| ૧૯૧૪ના ફેબ્રુઆરી — મે દરમિયાન લિખિત | ગ્રંથ ૨૫ |
| ૧૯૧૪ના એપ્રિલ — જૂન દરમિયાન | પૃ. ૨૫૭ — ૨૬૯ |
| 'પ્રોસ્વેશ્ચેનિયે' સામયિકના અંક ૪, ૫ | ૨૯૫ — ૨૯૯ |
| અને ૬માં પ્રકાશિત | |
| હસ્તાક્ષર: વ. ઈલ્યીન | |

## રશિયનોના રાષ્ટ્રાભિમાન વિશે

પ્રજા અને પિતૃભૂમિ વિશે આજકાલ કેટલી બધી વાતચીત, દલીલો અને કોલાહલ પ્રવર્તેલ છે! બ્રિટનમાં લિબરલ અને ઉદ્દામવાદી સરકારી પ્રધાનો, ફ્રાંસમાં "અગ્રદૃષ્ટિ ધરાવતા" પત્રકારોનું જથ (જેઓ પોતાના પ્રત્યાઘાતી સહયોગીઓ સાથે સંપૂર્ણ સંમતિ ધરાવતા સાબિત થયા છે), અને રશિયામાં સત્તાવાર કેડેટ તથા પ્રગતિશીલ લહિયાઓનું ઝુંડ (ઘણા નરોદવાદીઓ અને "માર્ક્સવાદીઓ" સહિત)—બધા પોતપોતાના "દેશોની" આઝાદી તથા સ્વાધીનતા માટે, રાષ્ટ્રીય સ્વાધીનતાના સિદ્ધાંતની ભવ્યતા માટે, ઊભરાતી પ્રશંસા ધરાવે છે. અહીં એ કહી શકાય એમ નથી કે કસાઈ નિકોલાઈ રોમાનોવના અથવા નિગ્રો તથા હિંદુસ્તાની લોકોના પાશવી ઉત્પીડકોના વેચાણિયા ભાટનો અંત ક્યાં આવે છે અને નિર્ભેળ બેવકૂફી કે કૌવતહીનતાને કારણે પ્રવાહમાં ખેંચાતા જતા કૂપમંડૂકની શરૂઆત ક્યાં થાય છે. અને એવું ભિન્નતાદર્શન મહત્ત્વનું પણ નથી. અહીં આપણે આપણી સમક્ષ એક વિસ્તૃત અને ખૂબ ઊંડી સૈદ્ધાંતિક વૃત્તિ જોઈએ છીએ જેનાં મૂળ વર્ચસ્વધારી રાષ્ટ્રોના જમીનમાલિકો તથા મૂડીદારોનાં હિતો જોડે ગાઢ રીતે વણાયેલાં છે. એ વર્ગોને લાભદાયી વિચારોના પ્રચારાર્થે પ્રતિવર્ષ કરોડો અને અબજોની રકમ ખર્ચવામાં આવે છે: એ ખાસો મોટો મિલચાલક જળપ્રવાહ છે જે પોતાનાં પાણી બધા સ્રોતોમાંથી મેળવે છે—દૃઢ માન્યતા ધરાવતા અંધરાષ્ટ્રવાદી મેન્શિકોવથી માંડીને પ્લેખાનોવ અને માસ્લોવ, રુબાનોવિચ અને સ્મિર્નોવ, ક્રોપોટ્કિન અને બૂર્ત્સેવ જેવા તકવાદ કે કૌવતહીનતાને કારણે બનેલા અંધરાષ્ટ્રવાદીઓ સુધી.

અમે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ પણ એ સૈદ્ધાંતિક વૃત્તિ પરત્વેનું અમારું વલણ સ્પષ્ટ કરવાની કોશિશ કરીશું. અમારે માટે, યુરોપના દૂર-પૂર્વમાં અને એશિયાના સારા એવા ભાગમાં વર્ચસ્વ ધરાવતા રાષ્ટ્રના પ્રતિનિધિઓ માટે, રાષ્ટ્રીય સવાલના અતિ ભારે મહત્ત્વને ભૂલી જવું એ અયોગ્ય ગણાશે—વિશેષ રૂપે એવા દેશમાં કે જેને ઉચિત રીતે જ "પ્રજાઓનો કારાવાસ" કહેવામાં આવ્યો છે, અને ખાસ કરીને એવે વખતે કે જ્યારે યુરોપના દૂર-પૂર્વમાં અને

8—285

એશિયામાં મૂડીવાદ સંખ્યાબંધ મોટાં તથા નાનાં "નવાં" રાષ્ટ્રોને જાગૃત કરીને તેઓમાં જીવન તથા સ્વભાન રેડી રહ્યો છે— એવી ઘડીએ કે જ્યારે સંખ્યાબંધ રાષ્ટ્રીય સમસ્યાઓનો "ઉકેલ" સંયુક્ત ઉમરાવ-પરિષદનાં[44] તથા ગુચકોવો, ક્રેસ્તોવ્નિકોવો, દોલ્ગોરૂકોવો, કૂત્લેરો, તથા રોદિચેવોનાં હિતો અનુસાર આણવા સાર ઝારની રાજશાહીએ લાખો-કરોડો રશિયનો તથા "બિનરશિયનો"ને લશ્કરોમાં ભરતી કરી લીધા છે.

અમારે માટે, રશિયન વર્ગજાગૃત સર્વહારાઓ માટે, રાષ્ટ્રાભિમાનની ભાવના શું તદ્દન પરાઈ છે? બેશક, નહિ જ! અમારી ભાષા તથા અમારા દેશને માટે અમને પ્રેમ છે અને અમારા **દેશના** મહેનતકશ લોકસમુદાયોને (એટલે—**દેશની** વસતિના દસમાંથી નવ ભાગને) લોકશાહીવાદી તથા સમાજવાદી ચેતનાના લેવલ સુધી ઉપર ઉઠાવવા માટે અમે અમારાથી વધારેમાં વધારે શક્ય એટલું બધું જ કરીએ છીએ. અમારા રૂડા દેશને ઝારશાહી કસાઈઓ, ઉમરાવો, અને મૂડીદારોને હાથે જે ઘોર જુલમો, ઉત્પીડન, અને માનહાનિ ભોગવવાં પડે છે તેને જોવાનું અને અનુભવવાનું અમારે માટે અત્યંત વ્યથાકારક છે. અમારી પોતાની વચ્ચેથી, રશિયનોમાંથી, એવા ઘોર જુલમના કરાતા પ્રતિકાર બદલ અમે અભિમાન અનુભવીએ છીએ; **તેઓની** વચ્ચેથી રદીશ્ચેવ, ડિસેંબરવાદીઓ,[45] તથા આઠમા દાયકાના ક્રાંતિકારી સાધારણ જનોને ઉત્પન્ન કરવાનો અમને ગર્વ છે; ૧૯૦૫માં રશિયન કામદાર વર્ગમાંથી લોકસમુદાયોની પ્રબળ પાર્ટીનું સર્જન કરવાનું અમને અભિમાન છે; અને રશિયન કિસાનપ્રજા લોકશાહી તરફ વળવા લાગી છે તથા ધર્માધિકારીઓને તેમ જ જાગીરોના માલિકોને ઉથલાવી પાડવા તૈયાર થઈ ગઈ છે તેથી અમે ગૌરવ અનુભવીએ છીએ.

જેણે પોતાનું સમગ્ર જીવન ક્રાંતિના ધ્યેયને અર્પણ કરી દીધું હતું એ રશિયન લોકશાહીવાદી ચેર્નિશેવ્સ્કીએ અરધા સૈકા પહેલાં કહેલા આ શબ્દો અમને યાદ છે: "કંગાલ રાષ્ટ્ર, ગુલામોનું રાષ્ટ્ર, ટોચથી તળિયા સુધી—બધા જ ગુલામો."[46] સીધા અને આડકતરા રશિયન ગુલામો (ઝારશાહી રાજતંત્રના સંબંધમાં ગુલામો) એ શબ્દોને યાદ કરવાનું પસંદ નથી કરતા. છતાં, અમારા અભિપ્રાયમાં એ શબ્દો આપણા દેશ માટે સાચા પ્રેમના શબ્દો હતા, રશિયન જનતાના સમુદાયોમાં ક્રાંતિકારી ભાવનાના અભાવને કારણે ઊંડી વ્યથા અનુભવતા પ્રેમના શબ્દો હતા. એ વખતે એવી ભાવના કોઈ જ નહોતું ધરાવતું. અત્યારે પણ એવી ભાવના અલ્પ માત્રામાં જ છે, પરંતુ એ અસ્તિત્વમાં આવી ચૂકી છે. અમારાં હૈયાં રાષ્ટ્રાભિમાનથી ભરેલાં છે કેમ કે

એશિયામાં મૂડીવાદ સંખ્યાબંધ મોટાં તથા નાનાં "નવાં" રાષ્ટ્રોને જાગૃત કરીને તેઓમાં જીવન તથા સ્વભાન રેડી રહ્યો છે— એવી ઘડીએ કે જ્યારે સંખ્યાબંધ રાષ્ટ્રીય સમસ્યાઓનો "ઉકેલ" સંયુક્ત ઉમરાવ-પરિષદનાં[44] તથા ગુચ્કોવો, ક્રેસ્તોવ્નિકોવો, દોલ્ગોરૂકોવો, કૂત્લેરો, તથા રોદિચેવોનાં હિતો અનુસાર આણવા સાર ઝારની રાજશાહીએ લાખો-કરોડો રશિયનો તથા "બિનરશિયનો"ને લશ્કરોમાં ભરતી કરી લીધા છે.

અમારે માટે, રશિયન વર્ગજાગૃત સર્વહારાઓ માટે, રાષ્ટ્રાભિમાનની ભાવના શું તદ્દન પરાઈ છે? બેશક, નહિ જ! અમારી ભાષા તથા અમારા દેશને માટે અમને પ્રેમ છે અને અમારા **દેશના** મહેનતકશ લોકસમુદાયોને (એટલે—**દેશની** વસતિના દસમાંથી નવ ભાગને) લોકશાહીવાદી તથા સમાજવાદી ચેતનાના લેવલ સુધી ઉપર ઉઠાવવા માટે અમે અમારાથી વધારેમાં વધારે શક્ય એટલું બધું જ કરીએ છીએ. અમારા રૂડા દેશને ઝારશાહી કસાઈઓ, ઉમરાવો, અને મૂડીદારોને હાથે જે ઘોર જુલમો, ઉત્પીડન, અને માનહાનિ ભોગવવાં પડે છે તેને જોવાનું અને અનુભવવાનું અમારે માટે અત્યંત વ્યથાકારક છે. અમારી પોતાની વચ્ચેથી, રશિયનોમાંથી, એવા ઘોર જુલમના કરાતા પ્રતિકાર બદલ અમે અભિમાન અનુભવીએ છીએ; **તેઓની** વચ્ચેથી રદીશ્ચેવ, ડિસેંબરવાદીઓ,[45] તથા આઠમા દાયકાના ક્રાંતિકારી સાધારણ જનોને ઉત્પન્ન કરવાનો અમને ગર્વ છે; ૧૯૦૫માં રશિયન કામદાર વર્ગમાંથી લોકસમુદાયોની પ્રબળ પાર્ટીનું સર્જન કરવાનું અમને અભિમાન છે; અને રશિયન કિસાનપ્રજા લોકશાહી તરફ વળવા લાગી છે તથા ધર્માધિકારીઓને તેમ જ જાગીરોના માલિકોને ઉથલાવી પાડવા તૈયાર થઈ ગઈ છે તેથી અમે ગૌરવ અનુભવીએ છીએ.

જેણે પોતાનું સમગ્ર જીવન ક્રાંતિના ધ્યેયને અર્પણ કરી દીધું હતું એ રશિયન લોકશાહીવાદી ચેર્નિશેવ્સ્કીએ અરધા સૈકા પહેલાં કહેલા આ શબ્દો અમને યાદ છે: "કંગાલ રાષ્ટ્ર, ગુલામોનું રાષ્ટ્ર, ટોચથી તળિયા સુધી—બધા જ ગુલામો."[46] સીધા અને આડકતરા રશિયન ગુલામો (ઝારશાહી રાજતંત્રના સંબંધમાં ગુલામો) એ શબ્દોને યાદ કરવાનું પસંદ નથી કરતા. છતાં, અમારા અભિપ્રાયમાં એ શબ્દો આપણા દેશ માટે સાચા પ્રેમના શબ્દો હતા, રશિયન જનતાના સમુદાયોમાં ક્રાંતિકારી ભાવનાના અભાવને કારણે ઊંડી વ્યથા અનુભવતા પ્રેમના શબ્દો હતા. એ વખતે એવી ભાવના કોઈ જ નહોતું ધરાવતું. અત્યારે પણ એવી ભાવના અલ્પ માત્રામાં જ છે, પરંતુ એ અસ્તિત્વમાં આવી ચૂકી છે. અમારાં હૈયાં રાષ્ટ્રાભિમાનથી ભરેલાં છે કેમ કે

રશિયન રાષ્ટ્રે પણ ક્રાંતિકારી વર્ગનું સર્જન કર્યું છે, કેમ કે તેણે પણ ફક્ત ઘોર યહૂદીવિરોધી હુલ્લડો, ફાંસીના તખતાઓની હારમાળાઓ, કેદનાં ભોંયરાં, ભયંકર દુકાળો, અને ધર્માધિકારીઓની, ઝારની, જમીનમાલિકોની, તેમ જ મૂડીદારોની ગુલામી ઉત્પન્ન કરવાની જ નહિ, પરંતુ માનવજાતને આઝાદી તથા સમાજવાદના સંઘર્ષના મહાન આદર્શો પૂરા પાડવાની પોતાની શક્તિને સાબિત કરી આપી છે.

અમારામાં રાષ્ટ્રાભિમાનની ભાવના ભરી પડી છે અને એ કારણે જ અમે **આપણા** ગુલામીના ભૂતકાળને માટે (જેમાં જમીનમાલિક ઉમરાવ વર્ગ કિસાનોને હંગેરી, પોલૅંડ, ઈરાન તથા ચીનની આઝાદી ગૂંગળાવવાના યુદ્ધમાં ખેંચી ગયો હતો) અને આપણા ગુલામીના એવા વર્તમાનકાળને માટે **ખાસ** ધિક્કાર અનુભવીએ છીએ કે જેમાં મૂડીદારોની સહાય પામતા એના એ જ જમીનજાગીર-માલિકો પોલૅંડ તથા ઉક્રાઈનાનાં ગળાં દાબી દેવા અર્થે, ઈરાન તથા ચીનમાં લોકશાહીવાદી ચળવળને કચડી નાખવા અર્થે, અને આપણા રશિયન રાષ્ટ્રીય ગૌરવમાં કાળા કલંક જેવી રોમાનોવો અને બોબ્રિન્સ્કીઓ તથા પુરિશ્કેવિચોની ટોળકીને મજબૂત બનાવવા અર્થે, આપણને યુદ્ધમાં ખેંચી લઈ જઈ રહ્યા છે. ગુલામીની દશામાં જન્મ લેવા માટે કોઈને દોષ આપી શકાય નહિ; પરંતુ જે ગુલામ આઝાદીના સંઘર્ષમાં ભાગ લેવાથી દૂર રહે છે એટલું જ નહિ પણ પોતાની ગુલામીને ન્યાયી ગણાવે છે અને તેની પ્રશસ્તી પણ ગાય છે (દા. ત. પોલૅંડ, ઉક્રાઈના, વગેરેનાં ગળાં દાબી દેવાના કામને રશિયનોની "પિતૃભૂમિના રક્ષણ"નું કામ ગણાવે છે)—એવો ગુલામ થૂંક ચાટનારો અને રોંચો છે જે વાજબી રીતે જ રોષ, ઘૃણા, અને ઊંડા તિરસ્કારની લાગણી ઉપજાવે છે.

ઓગણીસમી સદીની સુસંગત લોકશાહીના જેઓ મહાનતમ પ્રતિનિધિઓ હતા અને જેઓ ક્રાંતિકારી સર્વહારા વર્ગના ગુરુઓ બની ગયા એ માર્ક્સ અને એંગેલ્સે કહ્યું છે: "બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરતું હોય એવું એક પણ રાષ્ટ્ર આઝાદ ન હોઈ શકે".[47] અને, રાષ્ટ્રાભિમાનની ભરપૂર ભાવના ધરાવતા અમે રશિયન કામદારો ભલે ગમે તેમ થાય તોપણ એવું આઝાદ અને સ્વતંત્ર, સાર્વભૌમ, લોકશાહીવાદી, પ્રજાતંત્રીય, અને ગૌરવમય રશિયા ઇચ્છીએ છીએ કે જે પોતાના પાડોશીઓ સાથેના પોતાના સંબંધો કોઈ પણ મહાન રાષ્ટ્ર માટે નામોશીકારક વિશેષાધિકારના સામંતવાદી સિદ્ધાંતના આધારે નહિ પરંતુ સમાનતાના માનવતાભર્યા સિદ્ધાંતના આધારે સ્થાપે. અમે એમ ઇચ્છીએ છીએ

એટલે જ અમે કહીએ છીએ: વીશમી સદીમાં અને યુરોપમાં (યુરોપના દૂર-પૂર્વના પ્રદેશમાં પણ) રાજશાહીનો, **પોતાના** જ દેશના જમીનમાલિકો તથા મૂડીદારોનો, અર્થાત્ આપણા દેશના **મોટામાં મોટા** દુશ્મનોનો, સામનો કરવા માટે દરેકે દરેક ક્રાંતિકારી રીતનો ઉપયોગ કર્યા સિવાય બીજી કોઈ રીતે "પિતૃભૂમિનું રક્ષણ" કરવાનું અશક્ય છે. અમે કહીએ છીએ કે કોઈ પણ યુદ્ધમાં રશિયાના રહેવાસીઓના નવ-દસાંશ ભાગ માટે ન્યૂનતર અશુભ તરીકે ઝારશાહી**ના** પરાજયની અભિલાષા રાખ્યા સિવાય બીજી કોઈ રીતે રશિયનો પોતાની "પિતૃભૂમિનું રક્ષણ" ન જ કરી શકે. ઝારશાહી એ નવ-દસાંશ ભાગનું આર્થિક અને રાજનૈતિક ઉત્પીડન કરે છે એટલું જ નહિ, તેને બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાનું તેમ જ શરમના એ ધબ્બાને દંભયુક્ત તથા દેશભક્તિનો ભ્રમ ઉપજાવતાં વાક્યો વડે ઢાંકી દેવાનું શીખવીને તેને નિરુત્સાહ કરે છે, તેને હલકો પાડે છે, તેનું માનભંગ કરે છે, અને તેનો ભ્રષ્ટાચારી દુરુપયોગ પણ કરે છે.

એવો વાંધો ઉઠાવવામાં આવે ખરો કે ઝારશાહી ઉપરાંત અને તેની પાંખ નીચે એક બીજું ઐતિહાસિક પરિબળ ઉદયમાન થયું છે અને પ્રબળ બની ગયું છે, અર્થાત્ રશિયન મૂડીવાદ કે જે વિસ્તૃત પ્રદેશોનું આર્થિક રીતે કેંદ્રીકરણ કરીને અને તેઓને એકબીજા સાથે જોડી દઈને પ્રગતિશીલ કાર્ય ચલાવી રહેલ છે. પરંતુ જેને ઝારવાદી પુરિશ્કેવિચ સમાજવાદીઓ (લાસાલિયનોને માર્ક્સે બાદશાહી પ્રશિયન સમાજવાદીઓ કહ્યા હતા એમ જ) કહેવા જોઈએ એવા આપણા સમાજવાદી-અંધરાષ્ટ્રવાદીઓને એવો વાંધો દોષમુક્ત નથી કરતો પણ એથી વિપરીત એવો વાંધો તો તેઓને હજુ વધારે નિંદાપાત્ર ઠરાવે છે. આપણે એવી પૂર્વધારણા પણ કરી જોઈએ કે ઈતિહાસ રશિયાના પ્રબળ-રાષ્ટ્રીય મૂડીવાદની તરફેણમાં અને એકસો ને એક નાનાં રાષ્ટ્રોની વિરુદ્ધમાં નિર્ણય લેશે. એ પણ અશક્ય નથી જ કેમ કે મૂડીનો આખો ઈતિહાસ હિંસા અને લૂંટફાટનો તથા લોહી અને સડાનો ઈતિહાસ છે. નાનાં રાષ્ટ્રોને કોઈ પણ ભોગે જાળવી રાખવાની હિમાયત અમે નથી કરતા; **બીજી પરિસ્થિતિઓ સમાન** રહે તો અમે ચોક્કસ રીતે કેંદ્રીકરણની તરફેણમાં છીએ અને સમવાયી સંબંધોના નિમ્ન-મૂડીવાદી આદર્શનો વિરોધ કરીએ છીએ. પરંતુ અમારી પૂર્વધારણા ખરી પડે તોપણ, પહેલી વાત તો એ કે ઉક્રાઈના વગેરેનાં ગળાં દાબી દેવામાં રોમાનોવ-બોબ્રિન્સ્કી-પુરિશ્કેવિચોને મદદ કરવી એ અમારું, લોકશાહીવાદીઓનું (સમાજવાદીઓની વાત તો દૂર રહી), કામ નથી. બિસ્માર્કે પોતાની જુંકર પદ્ધતિએ એક પ્રગતિશીલ ઐતિહાસિક કાર્ય સિદ્ધ કર્યું એ ખરું, પરંતુ સમાજવાદીઓ દ્વારા

કરવામાં આવતા બિસ્માર્કના સમર્થનને એ આધારે ઉચિત ઠરાવવાનો વિચાર કરે એ તો ખરેખર ઉત્તમ "માર્ક્સવાદી" જ કહેવાય! વળી, બિસ્માર્કે આર્થિક વિકાસને ઉત્તેજન આપ્યું તે બીજાં રાષ્ટ્રો દ્વારા ઉત્પીડનનો ભોગ બનેલા એકતારહિત જર્મનોને એકત્રિત કરીને આપ્યું. પરંતુ રશિયાની આર્થિક સમૃદ્ધિ માટે અને તેના ઝડપી વિકાસ માટે જરૂરી છે કે દેશને બીજાં રાષ્ટ્રોના રશિયન ઉત્પીડનથી મુક્ત કરી દેવામાં આવે—એ તફાવત અસલ-રશિયન ભાવિ બિસ્માર્કોના પ્રશંસકોની નજરમાં આવતો નથી.

બીજી વાત—ઈતિહાસ જો રશિયન પ્રબળ-રાષ્ટ્રીય મૂડિવાદની તરફેણમાં નિર્ણય લે તો તેનો એવો અર્થ થાય કે મૂડીવાદે ઉત્પન્ન કરેલ સામ્યવાદ ક્રાંતિમાં મુખ્ય પ્રેરક બળ તરીકે રશિયન સર્વહારા વર્ગની **સમાજવાદી** ભૂમિકા પહેલાં કરતાં પણ ઘણા વધારે ભારે મહત્ત્વની બની જાય. સર્વહારા ક્રાંતિ એ વાત આવશ્યક બનાવે છે કે કામદારોને તદ્દન **સંપૂર્ણ** રાષ્ટ્રીય સમાનતા તથા ભાઈચારાની ભાવનાની લાંબા કાળ પર્યંત તાલીમ આપવામાં આવે. પરિણામે, રશિયન સર્વહારા વર્ગનાં હિતો માટે એ જરૂરી છે કે રશિયનો દ્વારા ઉત્પીડિત બધાં રાષ્ટ્રોની પૂર્ણ સમાનતા તથા તેઓના આત્મનિર્ણયના અધિકારનું સમર્થન કરવાની—અત્યંત નિશ્ચયાત્મક રીતે, સુસંગત રીતે, હિંમતપૂર્વક અને ક્રાંતિકારી રીતે સમર્થન કરવાની—લોકસમુદાયોને પદ્ધતિસર તાલીમ આપવામાં આવે. રશિયનોના રાષ્ટ્રાભિમાનનાં હિતો (ગુલામીભર્યા અર્થમાં નહિ એવી રીતે સમજીને) રશિયન (તથા બીજા બધા) સર્વહારાઓનાં **સમાજવાદી** હિતો જોડે સાનુરૂપ છે. જેમણે દાયકાઓ સુધી બ્રિટનમાં વસ્યા પછી અને અર્ધ-અંગ્રેજ થઈ ગયા પછી પણ, બ્રિટિશ કામદારોની સમાજવાદી ચળવળનાં હિતોને લક્ષમાં લઈને, આયર્લૅંડ માટે આઝાદી અને રાષ્ટ્રીય સ્વાધીનતાની માંગ ઉઠાવી હતી એ માર્ક્સ જ હંમેશાં આપણા આદર્શના સ્થાને કાયમ રહેશે.

અમે ધ્યાનમાં લીધેલી બીજી અનુમિત બાબતમાં તો આપણા દેશી ઊપજના સમાજવાદી-અંધરાષ્ટ્રવાદીઓ, પ્લેખાનોવ, વગેરે ફક્ત પોતાના દેશનો જ નહિ—આઝાદ અને લોકશાહીવાદી રશિયાનો જ નહિ—પરંતુ રશિયાનાં બધાં જ રાષ્ટ્રોના સર્વહારા વર્ગીય ભાઈચારાનો પણ, અર્થાત્ સમાજવાદના ધ્યેયનો પણ, દ્રોહ કરનારા સાબિત થઈ જશે.

'સોત્સિઆલ દેમોક્રાત'<br>અંક ૩૫,<br>૧૨ ડિસેંબર, ૧૯૧૪

ગ્રંથ ૨૬<br>પૃ. ૧૦૬—૧૧૦

# ખોટો વાવટો

(અવતરણ)

ધારો કે મૂડીવાદી, રાષ્ટ્રીય, અને મુક્તિ આંદોલનોના યુગમાં બે દેશો વચ્ચે લડાઈ ફાટી નીકળે છે. આધુનિક લોકશાહીવાદના દૃષ્ટિકોણથી આપણે એ બેમાંથી કયા દેશની સફળતા ઈચ્છીએ? જવાબ સ્પષ્ટ જ છે—આપણે એ જ દેશની સફળતા ઈચ્છીએ કે જેનો વિજય મૂડીવાદી વર્ગના મુક્તિ આંદોલનને ઉત્તેજિત તથા પ્રવેગિત કરે એમ હોય અને સામંતશાહીને વધારે કમજોર બનાવે એમ હોય. હવે આપણે એવી ધારણા કરીએ કે વસ્તુગત ઐતિહાસિક પરિસ્થિતિનું **નિર્ણાયક** લક્ષણ પરિવર્તિત થઈ ગયું છે અને રાષ્ટ્રીય મુક્તિ માટે લડતી મૂડીનું સ્થાન આંતરરાષ્ટ્રીય પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી ધિરાણ મૂડીએ લઈ લીધું છે. એકબીજાની સામે જંગ ખેલતા બે દેશોમાંથી એક આફ્રિકાના પોણા ભાગ ઉપર માલિકી ધરાવે છે અને બીજો બાકીના પા ભાગ ઉપર માલિકી ધરાવે છે. વસ્તુલક્ષી દૃષ્ટિએ જોતાં જંગનો ઉદ્દેશ આફ્રિકાનું નવેસરથી વિભાજન કરવાનો છે. આપણે કયા પક્ષની તરફેણ કરવી? સવાલની અગાઉની જેમ રજૂઆત કરીએ તો એ બેહદો બની જાય છે કેમ કે અગાઉની કસોટીઓ હવે અસ્તિત્વમાં જ નથી: ન તો મૂડીવાદી મુક્તિ આંદોલનની લાંબી પ્રક્રિયા કે ન સામંતશાહીના પતનની લાંબી પ્રક્રિયા. આધુનિક લોકશાહીવાદે ન તો પહેલા દેશને આફ્રિકાના પોણા ભાગ ઉપરના તેના "અધિકાર"ને મજબૂત બનાવવામાં મદદ કરવી જોઈએ કે ન બીજા દેશને (એ દેશનો આર્થિક વિકાસ વધારે ઝડપી હોય તોપણ) એ પોણા ભાગ ઉપર કબજો કરી લેવામાં મદદ કરવી જોઈએ.

આધુનિક લોકશાહીવાદ જો એ બેઉ સામ્રાજ્યવાદી મૂડીવાદી તાકાતોમાંથી એકેયનો પક્ષ લેવાનો ઈનકાર કરે તો જ તે પોતાની જાતને વફાદાર રહી શકે, આધુનિક લોકશાહીવાદ જો એમ જાહેર કરે કે "એ બન્ને બદતર છે" અને પ્રત્યેક અલગ અલગ દેશમાં તે સામ્રાજ્યવાદી મૂડીવાદનો પરાજય વાંછે તો જ

તે પોતાની જાતને વફાદાર રહી શકે. એથી ભિન્ન બીજો કોઈ પણ ક્રમ વાસ્તવિક હકીકતમાં રાષ્ટ્રીય-ઉદારવાદ જ ગણાય જેને ખરા આંતરરાષ્ટ્રવાદ જોડે કશું જ સામ્ય નથી.

૧૯૧૫ના જાન્યુઆરી પછી લિખિત,
પહેલી વાર મોસ્કોના 'પ્રિલિવ' પ્રકાશન
ગૃહના પ્રથમ સંગ્રહમાં ૧૯૧૭માં પ્રકાશિત
હસ્તાક્ષર: ન. કોન્સ્તંતીનોવ

ગ્રંથ ૨૬
પૃ. ૧૪૦–૧૪૧

## શાંતિનો સવાલ

(અવતરણ)

રાષ્ટ્રોના આત્મનિર્ણયના સૂત્રનો વિચાર મૂડીવાદના સામ્રાજ્યવાદી યુગના **સંબંધમાં** પણ થવો જ જોઈએ. આપણે જેમની તેમ હાલતની હિમાયત નથી કરતા કે નથી આપણે મોટાં યુદ્ધોથી **અળગા રહેવાના** કપમંડકિયા તરંગની હિમાયત કરતા. આપણે હિમાયત કરીએ છીએ સામ્રાજ્યવાદની વિરુદ્ધના, એટલે કે મૂડીવાદની વિરુદ્ધના, ક્રાંતિકારી સંઘર્ષની. અને સામ્રાજ્યવાદ એટલે ઉત્પીડક રાષ્ટ્રોનો પોતાને હાથે થતા બીજાં રાષ્ટ્રોના ઉત્પીડનને વિસ્તૃત તથા દૃઢ બનાવવાનો અને સંસ્થાનોનું નવેસરથી વિભાજન કરવાનો પ્રયત્ન. એટલે આપણા યુગમાં **ઉત્પીડક** રાષ્ટ્રોના સમાજવાદીઓનું વર્તન આત્મનિર્ણયના સવાલનું હાર્દ બની રહે છે. કોઈ પણ ઉત્પીડક રાષ્ટ્રનો (બ્રિટન, ફ્રાંસ, જર્મની, જાપાન, રશિયા, અમેરિકા, વગેરે) સમાજવાદી જો ઉત્પીડિત રાષ્ટ્રોના આત્મનિર્ણયના (અર્થાત્ મુક્ત પાર્થક્યના) અધિકારને માન્ય ન કરતો હોય અને તેનું સમર્થન ન કરતો હોય તો તે વાસ્તવિક હકીકતમાં સમાજવાદી નહિ પણ અંધરાષ્ટ્રવાદી જ છે.

એ એક જ ધોરણ એવું છે જે સામ્રાજ્યવાદની વિરુદ્ધના ઈમાનદાર તથા સુસંગત સંઘર્ષની દિશામાં લઈ જાય છે, રાષ્ટ્રીય સવાલ પ્રત્યેના (આપણા યુગમાં) કૂપમંડૂકિયા વલણથી ભિન્ન એવા સર્વહારા વર્ગીય વલણ તરફ લઈ જાય છે. એ એક જ ધોરણ એવું છે જે સર્વ પ્રકારના રાષ્ટ્રીય ઉત્પીડનનો સામનો કરવાના સિદ્ધાંતને સુસંગત રીતે અમલમાં મૂકવાની દિશામાં લઈ જાય છે, એ એક જ ધોરણ એવું છે જે ઉત્પીડક તથા ઉત્પીડિત રાષ્ટ્રોના સર્વહારાઓ વચ્ચેના પરસ્પર અવિશ્વાસને દૂર કરવાની વૃત્તિ ધરાવે છે અને મૂડીવાદ હેઠળ સામાન્ય રૂપે બધાં નાનાં રાજ્યોની આઝાદીના કપમંડૂકિયા તરંગથી ભિન્ન એવી સમાજવાદી ક્રાંતિ માટેના (અર્થાત્, સંપૂર્ણ રાષ્ટ્રીય સમાનતાની એકમાત્ર

શાસનપદ્ધતિ માટેના) એકતાબદ્ધ આંતરરાષ્ટ્રીય સંઘર્ષના આરંભની દિશામાં લઈ જાય છે.

અને આપણી પાર્ટીનું ધોરણ, અર્થાત્, કેંદ્રીય સમિતિને ટેકો આપતા રશિયન સામાજિક-લોકશાહીવાદીઓનું ધોરણ, ચોક્કસ રૂપે એવું જ ધોરણ છે. "બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરનાર કોઈ પણ રાષ્ટ્ર કદી આઝાદ હોઈ જ ન શકે" એમ સર્વહારા વર્ગને શીખવનાર માર્ક્સનું પણ એ જ ધોરણ હતું. બરાબર એ જ દૃષ્ટિકોણથી—**બ્રિટિશ** કામદારોના (ફક્ત આયર્લૅંડના કામદારોના જ નહિ) મુક્તિ આંદોલનનાં હિતોના દૃષ્ટિકોણથી—માર્ક્સે ઈંગ્લૅંડથી આયર્લૅંડના પાર્થક્યની માગણી કરી હતી.

આયર્લૅંડના પાર્થક્યના અધિકારને બ્રિટિશ સમાજવાદીઓ માન્ય ન કરતા હોય અને તેનું સમર્થન ન કરે, ફ્રેંચ સમાજવાદીઓ ઈટાલિયન નિસેના એ અધિકારનું સમર્થન ન કરે, જર્મન સમાજવાદીઓ આલ્સેસ લોરેનના અને ડેન્માર્કના સમાજવાદીઓ શ્લેસ્વીગ તથા પોલૅંડના એ અધિકારનું સમર્થન ન કરે, રશિયન સમાજવાદીઓ પોલૅંડ, ફિન્લૅંડ, ઉક્રાઈના, વગેરેના એ અધિકારનું સમર્થન ન કરે, પોલૅંડના સમાજવાદીઓ ઉક્રાઈનાના એ અધિકારનું સમર્થન ન કરે—જો "મોટી" સત્તાઓના, અર્થાત્ મોટી લૂંટારી સત્તાઓના, બધા જ સમાજવાદીઓ સંસ્થાનોના સંબંધમાં એ અધિકારનું સમર્થન ન કરે તો તેનું ચોક્કસ અને એકમાત્ર કારણ એ જ હોઈ શકે કે તેઓ અમલમાં સમાજવાદીઓ નહિ પણ સામ્રાજ્યવાદીઓ જ હોય. ઉત્પીડક રાષ્ટ્રોના સભ્યો હોય અને ઉત્પીડિત રાષ્ટ્રોના "આત્મનિર્ણયના અધિકારનું" સમર્થન **ન** કરતા હોય એવા માણસો સમાજવાદી નીતિને અનુસરી શકે એમ માનવું એ હાસ્યાસ્પદ બિના છે.

દંભીઓને લોકશાહીવાદી શાંતિ સંબંધિત ભવ્ય શબ્દાડંબરી વાતો અને વચનો વડે જનતા જોડે છળ કરવા દેવાને બદલે સમાજવાદીઓએ લોકસમુદાયોને સમજાવવું જોઈએ કે અનેક ક્રાંતિઓ વગર અને **પોતાના** દેશની સરકાર વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષ વગર લોકશાહીવાદી શાંતિને મળતી આવે એવી કોઈ પણ વસ્તુ તદ્દન અશક્ય જ છે. મૂડીવાદી રાજકારણીઓને રાષ્ટ્રોની આઝાદી સંબંધી વાતો વડે જનતા જોડે છળ કરવા દેવાને બદલે સમાજવાદીઓએ **ઉત્પીડક** રાષ્ટ્રોના લોકસમુદાયોને સમજાવવું જોઈએ કે જ્યાં સુધી તેઓ બીજાં રાષ્ટ્રોના ઉત્પીડનમાં મદદ કરતા રહે, જ્યાં સુધી તેઓ બીજાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને, અર્થાત્ મુક્ત પાર્થક્યના અધિકારને, માન્ય કરવાનો અને એ અધિકારનું સમર્થન કરવાનો ઈનકાર કરતા રહે, ત્યાં સુધી તેમની મુક્તિની કોઈ

આશા છે જ નહિ. સર્વ દેશોના સામાન્ય એવા શાંતિના અને રાષ્ટ્રીય સવાલોની બાબતમાં, સામ્રાજ્યવાદી નીતિથી ભિન્ન એવી સમાજવાદી નીતિ આવી છે. એ સાચું કે આ નીતિ ઘોર દેશદ્રોહની સજા નિર્ધારિત કરતા કાનૂનો જોડે અસંગત છે, પરંતુ ઉત્પીડક રાષ્ટ્રોના લગભગ બધા સમાજવાદીઓએ જેનો આટલી નામોશીભરી રીતે દ્રોહ કર્યો છે એ બાઝેલ ઠરાવ[48] પણ એવા કાનૂન જોડે સુસંગત નથી જ.

આપણે પસંદગી કરી જ લેવાની છે: કાં તો સમાજવાદ અથવા સર્વશ્રી જોફ્ર અને હિન્ડેનબર્ગના કાનૂનોની તાબેદારી; કાં તો ક્રાંતિકારી સંઘર્ષ અથવા સામ્રાજ્યવાદનું દાસત્વ. એમાં વચલો રસ્તો કોઈ છે જ નહિ, અને "વચલા રસ્તા"ની નીતિ ઉપજાવી કાઢનારા દંભીઓ (અથવા મૂઢ માણસો) સર્વહારા વર્ગને મોટામાં મોટી હાનિ પહોંચાડી રહ્યા છે.

ગ્રંથ ૨૬
પૃ. ૩૦૪—૩૦૬

૧૯૧૫ના જુલાઈ-ઑગસ્ટ
દરમિયાન લિખિત.
હસ્તાક્ષર: લેનિન
પહેલી વાર ૧૯૨૪માં 'પ્રોલેતાર્સ્કાયા
રેવોલ્યૂત્સિયા'ના પાંચમા અંકમાં પ્રકાશિત.

## સમાજવાદ અને યુદ્ધ

(અવતરણો)

### પ્રકરણ પહેલું

### સમાજવાદના સિદ્ધાંતો અને ૧૯૧૪—૧૯૧૫નું યુદ્ધ

### યુદ્ધો પ્રત્યે સમાજવાદીઓનું વલણ

સમાજવાદીઓએ રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધને હંમેશાં બર્બર અને પાશવી કૃત્ય તરીકે વખોડી કાઢ્યું છે. પરંતુ, યુદ્ધ પ્રત્યેનું અમારું વલણ મૂડીવાદી શાંતિવાદીઓ (શાંતિના સમર્થકો અને હિમાયતીઓ) તથા અરાજકતાવાદીઓ કરતાં મૂળભૂત રીતે ભિન્ન છે. પ્રથમ પ્રકારના લોકોથી અમે એ વાતમાં જુદા પડીએ છીએ કે કોઈ પણ દેશની અંદર યુદ્ધો અને વર્ગવિગ્રહ વચ્ચેના અનિવાર્ય જોડાણને અમે સમજીએ છીએ; અમે સમજીએ છીએ કે વર્ગોને નાબૂદ કરી નાખવામાં આવે નહિ ત્યાં સુધી અને સમાજવાદની સ્થાપના કરવામાં આવે નહિ ત્યાં સુધી યુદ્ધોને નાબૂદ કરી નાખી શકાય જ નહિ; અમે તેઓથી એ વાતમાં પણ જુદા પડીએ છીએ કે આંતરવિગ્રહોને, અર્થાત્ પીડક વર્ગની વિરુદ્ધ પીડિત વર્ગે જગાવેલાં યુદ્ધોને, ગુલામોની માલિકી ધરાવનારાઓની વિરુદ્ધ ગુલામોએ જગાવેલાં યુદ્ધોને, જમીનમાલિકોની વિરદ્ધ ખેતગુલામોએ જગાવેલાં યુદ્ધોને, અને મૂડીદાર વર્ગની વિરુદ્ધ રોજી-કામદારોએ જગાવેલાં યુદ્ધોને, અમે પૂર્ણ રીતે વાજબી, પ્રગતિશીલ અને જરૂરી ગણીએ છીએ. શાંતિવાદીઓ તથા અરાજકતાવાદીઓ એ બન્નેથી અમે માર્ક્સવાદીઓ એ વાતમાં જદા પડીએ છીએ કે અમે દરેક યુદ્ધનો ઐતિહાસિક (માર્ક્સના દ્વંદ્વાત્મક ભૌતિકવાદની દૃષ્ટિએ) અને પૃથક રીતે અભ્યાસ કરવાનું જરૂરી ગણીએ છીએ. ભૂતકાળમાં એવાં સંખ્યાબંધ યુદ્ધો થયાં છે કે જે બધાં યુદ્ધોનો અનિવાર્ય રીતે સંગાથ કરનાર સર્વ વિભીષિકાઓ, અત્યાચારો, પીડા, તથા વ્યથા છતાં પ્રગતિશીલ યુદ્ધો હતાં, એટલે કે એ યુદ્ધોએ યુરોપમાં અધિકતમ હાનિકર તથા પ્રત્યાઘાતી સંસ્થાઓનો (દા. ત. આપખુદશાહી કે ખેતગુલામી) અને અધિકતમ બર્બર નિરંકુશ સત્તાઓનો (તુર્કી અને રશિયન) નાશ કરવામાં મદદ કરીને માનવજાતના વિકાસને લાભ પહોંચાડયો હતો. એટલે જ, વર્તમાન યુદ્ધનાં જે ઐતિહાસિક રૂપે વિશિષ્ટ લક્ષણો હોય તેની તપાસ થવી જ જોઈએ.

## આધુનિક યુગમાં ઐતિહાસિક પ્રકારનાં યુદ્ધો

મહાન ફ્રેંચ ક્રાંતિએ માનવજાતના ઇતિહાસમાં એક નવા યુગનો આરંભ કર્યો. એ સમયથી લઈને છેક પેરિસ કોમ્યુન સુધી, એટલે કે ૧૭૮૯થી ૧૮૭૧ સુધી, એક પ્રકારનું યુદ્ધ હતું રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે જગાવવામાં આવતું મૂડીવાદી-પ્રગતિશીલ સ્વરૂપ ધરાવતું યુદ્ધ. બીજા શબ્દોમાં કહીએ તો એવાં યુદ્ધોનું મુખ્ય અંતસ્તત્ત્વ અને ઐતિહાસિક મહત્ત્વ આપખુદશાહી તથા સામંતશાહીને ઉથલાવી પાડવાના, એ સંસ્થાઓના પાયા ઉખેડી નાખવાના, અને પરદેશી ઉત્પીડનને ફગાવી દેવાના ધ્યેયનું બનેલું હતું. એટલે એ યુદ્ધો પ્રગતિશીલ યુદ્ધો હતાં; **એવાં** યુદ્ધો દરમિયાન બધા પ્રમાણિક તથા ક્રાંતિકારી લોકશાહીવાદીઓ તેમ જ બધા સમાજવાદીઓ હંમેશાં એવા દેશના (એટલે કે એવા મૂડીદાર વર્ગના) વિજયની ઇચ્છા સેવતા કે જેણે સામંતશાહીને, આપખુદશાહીને, તથા બીજાં રાષ્ટ્રોના ઉત્પીડનને ઉથલાવી પાડવામાં કે તેના અત્યંત વિષમય પાયાઓને ઉખેડી નાખવામાં મદદ કરી હોય. દાખલા તરીકે, ફ્રાંસે જગાવેલાં ક્રાંતિકારી યુદ્ધોમાં લૂંટફાટનું અને ફ્રેંચો દ્વારા પરદેશી પ્રદેશો જીતી લેવાનું તત્ત્વ જરૂર હતું, પરંતુ સમગ્ર પુરાણા ખેતગુલામમાલિક યુરોપમાં સામંતશાહી અને આપખુદશાહીને નષ્ટ કરી નાખનારાં અથવા તેમના પાયા ઉખેડી નાખનારાં એ યુદ્ધોના મૂળભૂત ઐતિહાસિક મહત્ત્વમાં તેથી જરા પણ ફેર પડતો નથી. ફ્રાંસ અને પ્રશિયા વચ્ચેના યુદ્ધમાં જર્મનીએ ફ્રાંસમાં લૂંટફાટ મચાવી, પરંતુ કરોડો જર્મન લોકોને સામંતશાહી કુસંપમાંથી તેમ જ રશિયન ઝાર તથા નેપોલિયન ત્રીજા જેવા બે નિરંકુશ સત્તાશાહોના ઉત્પીડનમાંથી મુક્ત કરનારા એ યુદ્ધના મૂળભૂત ઐતિહાસિક મહત્ત્વમાં તેથી ફેર પડતો નથી.

## આક્રમણાત્મક અને રક્ષણાત્મક યુદ્ધો વચ્ચેનો તફાવત

૧૭૮૯—૧૮૭૧નો સમય પોતાની પાછળ ઊંડાં નિશાનો અને ક્રાંતિકારી સ્મરણો છોડી ગયો છે. સામંતશાહી, આપખુદશાહી અને પરદેશી ઉત્પીડનને ઉથલાવી પાડયા પહેલાં સમાજવાદ માટેના સર્વહારા સંઘર્ષનો વિકાસ સંભવે જ નહિ. **એવા** સમયોનાં યુદ્ધો વિશે વાત કરતાં જયારે સમાજવાદીઓએ "રક્ષણાત્મક" યુદ્ધોના વાજબીપણા ઉપર ભાર મૂક્યો ત્યારે તેમના ધ્યાનમાં એવાં જ, અર્થાત્ મધ્યકાલીનતા તથા ખેતગુલામીની વિરુદ્ધ ક્રાંતિનાં, લક્ષ્યો હતાં. "રક્ષણાત્મક" યુદ્ધને સમાજવાદીઓ હંમેશાં એ વિશેષ અર્થમાં **"ન્યાયી"**

## આધુનિક યુગમાં ઐતિહાસિક પ્રકારનાં યુદ્ધો

મહાન ફ્રેંચ ક્રાંતિએ માનવજાતના ઈતિહાસમાં એક નવા યુગનો આરંભ કર્યો. એ સમયથી લઈને છેક પેરિસ કોમ્યુન સુધી, એટલે કે ૧૭૮૯થી ૧૮૭૧ સુધી, એક પ્રકારનું યુદ્ધ હતું રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે જગાવવામાં આવતું મૂડીવાદી-પ્રગતિશીલ સ્વરૂપ ધરાવતું યુદ્ધ. બીજા શબ્દોમાં કહીએ તો એવાં યુદ્ધોનું મુખ્ય અંતસ્તત્ત્વ અને ઐતિહાસિક મહત્ત્વ આપખુદશાહી તથા સામંતશાહીને ઉથલાવી પાડવાના, એ સંસ્થાઓના પાયા ઉખેડી નાખવાના, અને પરદેશી ઉત્પીડનને ફગાવી દેવાના ધ્યેયનું બનેલું હતું. એટલે એ યુદ્ધો પ્રગતિશીલ યુદ્ધો હતાં; **એવાં** યુદ્ધો દરમિયાન બધા પ્રમાણિક તથા ક્રાંતિકારી લોકશાહીવાદીઓ તેમ જ બધા સમાજવાદીઓ હંમેશાં એવા દેશના (એટલે કે એવા મૂડીદાર વર્ગના) વિજયની ઇચ્છા સેવતા કે જેણે સામંતશાહીને, આપખુદશાહીને, તથા બીજાં રાષ્ટ્રોના ઉત્પીડનને ઉથલાવી પાડવામાં કે તેના અત્યંત વિષમય પાયાઓને ઉખેડી નાખવામાં મદદ કરી હોય. દાખલા તરીકે, ફ્રાંસે જગાવેલાં ક્રાંતિકારી યુદ્ધોમાં લૂંટફાટનું અને ફ્રેંચો દ્વારા પરદેશી પ્રદેશો જીતી લેવાનું તત્ત્વ જરૂર હતું, પરંતુ સમગ્ર પુરાણા ખેતગુલામમાલિક યુરોપમાં સામંતશાહી અને આપખુદશાહીને નષ્ટ કરી નાખનારાં અથવા તેમના પાયા ઉખેડી નાખનારાં એ યુદ્ધોના મૂળભૂત ઐતિહાસિક મહત્ત્વમાં તેથી જરા પણ ફેર પડતો નથી. ફ્રાંસ અને પ્રશિયા વચ્ચેના યુદ્ધમાં જર્મનીએ ફ્રાંસમાં લૂંટફાટ મચાવી, પરંતુ કરોડો જર્મન લોકોને સામંતશાહી કુસંપમાંથી તેમ જ રશિયન ઝાર તથા નેપોલિયન ત્રીજા જેવા બે નિરંકુશ સત્તાશાહોના ઉત્પીડનમાંથી મુક્ત કરનારા એ યુદ્ધના મૂળભૂત ઐતિહાસિક મહત્ત્વમાં તેથી ફેર પડતો નથી.

## આક્રમણાત્મક અને રક્ષણાત્મક યુદ્ધો વચ્ચેનો તફાવત

૧૭૮૯–૧૮૭૧નો સમય પોતાની પાછળ ઊંડાં નિશાનો અને ક્રાંતિકારી સ્મરણો છોડી ગયો છે. સામંતશાહી, આપખુદશાહી અને પરદેશી ઉત્પીડનને ઉથલાવી પાડ્યા પહેલાં સમાજવાદ માટેના સર્વહારા સંઘર્ષનો વિકાસ સંભવે જ નહિ. **એવા** સમયોનાં યુદ્ધો વિશે વાત કરતાં જ્યારે સમાજવાદીઓએ "રક્ષણાત્મક" યુદ્ધોના વાજબીપણા ઉપર ભાર મૂક્યો ત્યારે તેમના ધ્યાનમાં એવાં જ, અર્થાત્ મધ્યકાલીનતા તથા ખેતગુલામીની વિરુદ્ધ ક્રાંતિનાં, લક્ષ્યો હતાં. "રક્ષણાત્મક" યુદ્ધને સમાજવાદીઓ હંમેશાં એ વિશેષ અર્થમાં **"ન્યાયી"**

યુદ્ધ સમજ્યા છે (વિલ્હેલ્મ લીબ્કનેખ્તે એક વાર પોતાના વિચારોને બરાબર એ જ રીતે વ્યક્ત કર્યા હતા). "પિતૃભૂમિના રક્ષણ કાજે" લડવામાં આવતાં, અથવા "રક્ષણાત્મક", યુદ્ધોને સમાજવાદીઓ વાજબી, પ્રગતિશીલ, તથા ન્યાયી ગણતા રહ્યા છે અને ગણે છે તે ફક્ત એ જ અર્થમાં. ઉદાહરણ તરીકે, કાલે સવારે જો મોરોક્કો ફ્રાંસ વિરુદ્ધ યુદ્ધ જાહેર કરે, કે હિંદુસ્તાન બ્રિટન વિરુદ્ધ યુદ્ધ જાહેર કરે, કે ઈરાન અથવા ચીન રશિયા વિરદ્ધ યુદ્ધ જાહેર કરે, ઈત્યાદિ, તો એ યુદ્ધો "ન્યાયી" અને "રક્ષણાત્મક" યુદ્ધો ગણાશે, પછી પહેલો હમલો કરનાર **ભલે ગમે તે** હોય; કોઈ પણ સમાજવાદી એમ જ ઈચ્છશે કે ઉત્પીડિત, પરાધીન, અને અસમાન રાજ્યો ઉત્પીડક, ગુલામો ધરાવતાં, અને લૂંટારાં "મોટાં" રાજ્યોની ઉપર વિજય મેળવે.

પરંતુ ધારો કે સો ગુલામ ધરાવતો એક ગુલામમાલિક બસો ગુલામો ધરાવતા એક બીજા ગુલામ માલિકની વિરુદ્ધ, ગુલામોની વધારે "ન્યાયી" પુન:વહેંચણી માટે જંગે ચડે છે. એવા કિસ્સામાં, "રક્ષણાત્મક" યુદ્ધ કે "પિતૃભૂમિના રક્ષણ કાજે" યુદ્ધ જેવા શબ્દોનો ઉપયોગ ઐતિહાસિક દૃષ્ટિએ સ્પષ્ટ રીતે જઠો જ ગણાશે, અને વાસ્તવમાં તો એ લુચ્ચા ગુલામમાલિકો દ્વારા સામાન્ય જનતાની, કપમંડકોની તથા અજ્ઞાનીઓની ઉઘાડી છેતરપિંડી જ ગણાશે. ગુલામીની પ્રથાને મક્કમ અને મજબૂત બનાવવાના હેતુથી ગુલામમાલિકો વચ્ચે હાલ ખેલાઈ રહેલા જંગમાં વર્તમાન યુગનો સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ "રાષ્ટ્રીય" વિચારસરણી અને પિતૃભૂમિનું રક્ષણ જેવા શબ્દો વડે પ્રજાઓને એ રીતે જ ભોળવીને છેતરપિંડી કરી રહ્યો છે.

## આજનું યુદ્ધ સામ્રાજ્યવાદી યુદ્ધ છે

લગભગ સાર્વત્રિક રીતે કબૂલ કરવામાં આવે છે કે આ યુદ્ધ સામ્રાજ્યવાદી યુદ્ધ છે. પરંતુ મોટે ભાગે તો એ શબ્દનો વિકૃત અર્થ કરવામાં આવે છે અથવા તેને એક પક્ષે લાગુ કરવામાં આવે છે, કે પછી એવા દાવા માટે બાકોરું ખુલ્લું રાખવામાં આવે છે કે આખર આ યુદ્ધ કદાચ મૂડીવાદી-પ્રગતિશીલ પણ હોય અને રાષ્ટ્રીય સ્વતંત્રતાના આંદોલન માટે કદાચ મહત્ત્વનું હોય. સામ્રાજ્યવાદ મૂડીવાદના વિકાસની સર્વોચ્ચ કક્ષા છે અને મૂડીવાદ એ કક્ષાએ ફક્ત વીશમી સદીમાં જ પહોંચ્યો છે. જેની સ્થાપના વગર મૂડીવાદ સામંતશાહીને ઉથલાવી પાડી શક્યો ન હોત એ પુરાણાં રાષ્ટ્રીય રાજ્યો પોતાને માટે વધારે પડતાં સાંકડાં છે એમ મૂડીવદને હવે લાગે છે. મૂડીવાદે જ કેંદ્રીકરણને એટલી હદ સુધી

વિકસાવી દીધું છે કે ઉદ્યોગની આખી શાખાઓનું નિયંત્રણ કરોડપતિ મૂડીદારોનાં સંઘો, ટ્રસ્ટો કે સિન્ડિકેટો દ્વારા થાય છે, અને લગભગ આખી દનિયાને કાં તો સંસ્થાનોના રૂપમાં કે પછી બીજા દેશોને નાણાકીય શોષણના હજારો તાણાવાણાની જાળમાં સપડાવી દઈને "મૂડીના સમ્રાટો" વચ્ચે વિભાજિત કરી નાખવામાં આવી છે. મુક્ત વ્યાપાર અને હરીફાઈને હઠાવી દઈને તેનું સ્થાન ઈજારાશાહીની દિશામાં આગળ વધવાની કોશિશો, મૂડીના રોકાણ માટે તથા કાચા માલના ભંડારો તરીકે પ્રદેશોને કબજે કરી લેવાનાં કૃત્યો, વગેરેએ લઈ લીધું છે. સામંતશાહી વિરુદ્ધના સંઘર્ષમાં જે મૂડીવાદ રાષ્ટ્રોનો મુક્તિદૂત હતો એ જ મૂડીવાદ પોતાની સામ્રાજ્યવાદી કક્ષામાં રાષ્ટ્રોના મોટામાં મોટા ઉત્પીડકમાં પલટાઈ ગયો છે. પહેલાં જે પ્રગતિશીલ હતો એ મૂડીવાદ હવે પ્રત્યાઘાતી બની ગયો છે; તેણે ઉત્પાદનનાં બળોને એટલી હદ સુધી વિકસાવી દીધાં છે કે માનવજાતિની સમક્ષ બેમાંથી એક રાહ લેવાની સમસ્યા ખડી થઈ છે: તે કાં તો સમાજવાદને અપનાવી લે, અથવા સંસ્થાનો, ઈજારદારીઓ, વિશેષાધિકારો, અને દરેક પ્રકારના રાષ્ટ્રીય ઉત્પીડનની રીતો દ્વારા મૂડીવાદને કૃત્રિમ રીતે જાળવી રાખવાના "મોટાં" રાજ્યો વચ્ચેના સશસ્ત્ર સંઘર્ષમાં વરસો સુધી અને કદાચ દાયકાઓ સુધી સપડાયેલી રહે.

### ગુલામીની પ્રથાને જાળવી રાખવા અને તેને મક્કમ બનાવવા ખાતર મોટામાં મોટા ગુલામમાલિકો વચ્ચેનું યુદ્ધ

સામ્રાજ્યવાદનો ગૂઢાર્થ સ્પષ્ટ કરવા માટે અમે એવા ચોક્કસ આંકડા ટાંકીશું કે જે કહેવાતાં "મોટાં" રાજ્યો (અર્થાત્ જે રાજ્યો ભયંકર લૂંટફાટમાં સફળ થયાં છે તે) વચ્ચેનું દનિયાનું વિભાગીકરણ બતાવે છે. (કોઠો જુઓ)

કોઠાના આંકડા ઉપરથી જોઈ શકાશે કે ૧૭૮૯–૧૮૭૧ દરમિયાન જે રાષ્ટ્રો આઝાદી માટે સૌથી મોખરે લડનારાં રાષ્ટ્રો હતાં તેમાંથી ઘણાંખરાં ૧૮૭૬ પછી, ઉચ્ચ રીતે વિકસિત અને "અતિ પરિપકવ" મૂડીવાદના આધારે, દુનિયાની મોટા ભાગની વસતિના અને દુનિયાનાં મોટા ભાગનાં રાષ્ટ્રોના ઉત્પીડકો તથા તેમને ગુલામીમાં જકડનારાં રાષ્ટ્રો બની ગયાં છે. ૧૮૭૬થી ૧૯૧૪ સુધીમાં છ "મોટાં" રાજ્યો ૨.૫ કરોડ ચોરસ કિલોમીટર ધરતી, અર્થાત્ યુરોપ કરતાં અઢી ગણો પ્રદેશ, હડપ કરી ગયાં છે! છ રાજ્યોએ પોતાનાં સંસ્થાનોમાં **૫૨. ૩ કરોડની** વસતિને ગુલામીમાં જકડી લીધી છે. "મોટાં" રાજ્યોના પોતાના દેશોમાં વસતા પ્રત્યેક ચાર માણસ દીઠ "તેમનાં" સંસ્થાનોમાં પાંચ માણસો વસે

## "મોટાં" ગુલામમાલિક રાજ્યો વચ્ચે દુનિયાનું વિભાગીકરણ

| "મોટાં" રાજ્યો | સંસ્થાનો | | | | શાસક દેશ | | કુલ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૭૬ | | ૧૯૧૪ | | ૧૯૧૪ | | | |
| | ચોરસ કિલોમીટર | વસ્તિ | ચોરસ કિલોમીટર | વસ્તિ | ચોરસ કિલોમીટર | વસ્તિ | ચોરસ કિલોમીટર | વસ્તિ |
| | કરોડની સંખ્યામાં | | કરોડની સંખ્યામાં | | કરોડની સંખ્યામાં | | કરોડની સંખ્યામાં | |
| બ્રિટન | ૨.૨૫ | ૨૫.૧૯ | ૩.૩૫ | ૩૯.૩૫ | ૦.૦૩ | ૪.૬૫ | ૩.૩૮ | ૪૪.૦૦ |
| રશિયા | ૧.૭૦ | ૧.૫૯ | ૧.૭૪ | ૩.૩૨ | ૦.૫૪ | ૧૩.૬૨ | ૨.૨૮ | ૧૬.૯૪ |
| ફ્રાંસ | ૦.૦૯ | ૦.૬૦ | ૧.૦૬ | ૫.૫૫ | ૦.૦૫ | ૩.૯૬ | ૧.૧૧ | ૯.૫૧ |
| જર્મની | — | — | ૦.૨૯ | ૧.૨૩ | ૦.૦૫ | ૬.૪૯ | ૦.૩૪ | ૭.૭૨ |
| જાપાન | — | — | ૦.૦૩ | ૧.૯૨ | ૦.૦૪ | ૫.૩૦ | ૦.૦૭ | ૭.૨૨ |
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | — | — | ૦.૦૩ | ૦.૯૭ | ૦.૯૪ | ૯.૭૦ | ૦.૯૭ | ૧૦.૬૭ |
| છ "મોટાં" રાજ્યોનો કુલ સરવાળો | ૪.૦૪ | ૨૭.૩૮ | ૬.૫૦ | ૫૨.૩૪ | ૧.૬૫ | ૪૩.૭૨ | ૮.૧૫ | ૯૬.૦૬ |
| "મોટાં" રાજ્યો **સિવાય** બીજાં રાજ્યોની માલિકીનાં સંસ્થાનો (બેલ્જિયમ, હોલેંડ અને બીજાં રાજ્યો) | — | — | ૦.૯૯ | ૪.૫૩ | — | — | ૦.૯૯ | ૪.૫૩ |
| ત્રણ "અર્ધ-સાંસ્થાનિક" દેશો (તુર્કી, ચીન અને ઈરાન) | — | — | — | — | — | — | ૧.૪૫ | ૩૬.૧૨ |
| કુલ | | | | | | | ૧૦.૫૯ | ૧૩૬.૭૧ |
| બીજાં રાજ્યો અને દેશો | | | | | | | ૨.૮૦ | ૨૮.૯૯ |
| સમગ્ર દુનિયા (દક્ષિણ અને ઉત્તર ધ્રુવપ્રદેશો સિવાય) — એકંદર કુલ સરવાળો | | | | | | | ૧૩.૩૯ | ૧૬૫.૭૦ |

છે. એ તો સર્વસામાન્ય રીતે સુવિદિત છે કે સંસ્થાનો આગ અને તલવાર વડે જીતવામાં આવે છે, સંસ્થાનોની વસતિ જોડે પાશવી વર્તન કરવામાં આવે છે, અને હજાર હજાર રીતે તેમનું શોષણ કરવામાં આવે છે (મૂડીનો નિકાસ કરીને, છૂટછાટો વગેરે દ્વારા, માલના વેચાણમાં છેતરીને, "શાસક" રાષ્ટ્રના સત્તાધિકારીઓ પ્રત્યે તાબેદારી દ્વારા, અને એમ અનેકવિધ રીતે). અંગ્રેજ-ફ્રેંચ મૂડીદાર વર્ગ જ્યારે એમ કહે છે કે પોતે તો રાષ્ટ્રોની તથા બેલ્જિયમની આઝાદી માટે જંગ ખેલી રહ્યો છે ત્યારે તે જનતા સાથે છળ કરી રહ્યો છે; હકીકતમાં તો તે પોતે હડપ કરી લીધેલાં અતિ વિશાળ સંસ્થાનોને પોતાના કબજામાં જ રાખવાના હેતુ અર્થે જંગ ખેલી રહ્યો છે. બ્રિટિશરો અને ફ્રેંચો પોતાનાં સંસ્થાનોમાંથી "વાજબી" ભાગ જર્મન સામ્રાજ્યવાદીઓને આપવા કબૂલ થાય તો જર્મન સામ્રાજ્યવાદીઓ બેલ્જિયમ વગેરેને સત્વર મુક્ત કરી દેશે. પરિસ્થિતિનું એક લક્ષણ એ છે કે આ યુદ્ધમાં સંસ્થાનોના ભાવિનો નિર્ણય યુરોપની ધરતી ઉપર ખેલાતા જંગમાં લેવાઈ રહ્યો છે. મૂડીવાદી ન્યાય અને રાષ્ટ્રીય આઝાદીના (કે રાષ્ટ્રોના અસ્તિત્વના અધિકારના) દૃષ્ટિબિંદુથી જોતાં બ્રિટન અને ફ્રાંસની સરખામણીમાં જર્મનીનો દાવો તદ્દન સાચો ગણી શકાય ખરો, કેમ કે તેને સંસ્થાનોની માલિકીમાંથી "બકાત રાખી દેવામાં" આવ્યું છે; તેના કરતાં તેના દુશ્મનો અમાપ રીતે ઘણી વધારે મોટી સંખ્યાનાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરી રહ્યા છે; અને તેનું મિત્ર ઑસ્ટ્રિયા જે સ્લાવ પ્રજાઓનું ઉત્પીડન કરી રહી છે એ પ્રજાઓ ખરેખરા "રાષ્ટ્રોના કેદખાના" રૂપી ઝારશાહી રશિયાની પ્રજાઓ કરતાં નિસ્સંદેહ ઘણી વધારે આઝાદી ભોગવે છે. પરંતુ જર્મની જંગ ખેલી રહ્યું છે તે રાષ્ટ્રોની મુક્તિ માટે નહિ પણ તેમનું ઉત્પીડન કરવા માટે. વધારે મોટી વયના અને વધારે પડતું હડપ કરી ગયેલા લૂંટારાઓને લૂંટી લેવામાં અધિક જુવાન તથા અધિક જોરાવર લૂંટારાને (જર્મનીને) મદદ કરવાનું કામ સમાજવાદીઓનું નથી. સમાજવાદીઓએ તો લૂંટારાઓના આપસના ટંટાનો લાભ એ બધાને ઉથલાવી પાડવા માટે લેવો જોઈએ. એમ કરી શકવા માટે સમાજવાદીઓએ સૌપ્રથમ તો જનતાને સત્ય કહી દેવું જોઈએ, અર્થાત્ કહી દેવું જોઈએ કે ત્રણ દૃષ્ટિએ આ યુદ્ધ ગુલામીની પ્રથાને મજબૂત બનાવવાનું લક્ષ્ય ધરાવતું ગુલામમાલિકો વચ્ચેનું યુદ્ધ છે. પ્રથમ તો એ કે આ યુદ્ધ સંસ્થાનોની અધિક "ન્યાયપરાયણ" વહેંચણીની અને ત્યાર બાદ તેમના અધિક "સંપીલી યોજના અનુસાર" શોષણની તરકીબો દ્વારા સંસ્થાનોની ગુલામીમાં વૃદ્ધિ કરવા માટેનું યુદ્ધ છે; બીજું એ કે આ યુદ્ધ "મોટાં" રાજ્યોની અંદરનાં

જ રાષ્ટ્રોના ઉત્પીડનમાં વૃદ્ધિ કરવા માટે છે કેમ કે ઑસ્ટ્રિયા અને રશિયા બન્ને (ઑસ્ટ્રિયાની સરખામણીમાં રશિયા અધિકતર અંશે તથા બદતર પરિણામો સાથે) પોતાનું શાસન ફક્ત એવા ઉત્પીડન વડે જ તથા યુદ્ધ દ્વારા એવા ઉત્પીડનને અધિક તીવ્ર બનાવીને જ કાયમ રાખે છે; અને ત્રીજું એ કે આ યુદ્ધ રોજી-ગુલામીમાં વૃદ્ધિ કરવા માટે અને તેને લંબાવવા માટે છે કેમ કે સર્વહારા વર્ગમાં ભાગલા પડી ગયા છે અને તે દબાયેલો છે, જ્યારે મૂડીદારો લાભમાં રહ્યા છે, તેઓ યુદ્ધમાં મબલક નફા લૂંટે છે, રાષ્ટ્રીય પૂર્વગ્રહોને અધિક પ્રજ્વલિત કરે છે, અને સૌથી વધારે આઝાદ તેમ જ અધિકતમ પ્રજાતંત્રીય દેશો સમેત બધા દેશોમાં માથું ઊંચકનાર પ્રત્યાઘાતને અધિક તીવ્ર બનાવે છે.

## "યુદ્ધ એટલે રાજકારણને બીજા (અર્થાત્ હિંસાત્મક) ઉપાયો દ્વારા ચાલુ રાખવું"

આ વિખ્યાત વાક્યોક્તિ યુદ્ધની સમસ્યાઓ વિશેના અધિકતમ ગહનગંભીર લેખકોમાંના એકે, ક્લાઉઝેવિત્ઝે, ઉચ્ચારી હતી. માર્ક્સવાદીઓએ એ સિદ્ધાંતને હંમેશાં યોગ્ય રીતે જ કોઈ પણ યુદ્ધના મહત્ત્વ વિશેના વિચારોના સૈદ્ધાંતિક આધાર તરીકે ગણ્યો છે. માર્ક્સ અને એંગેલ્સ વિવિધ યુદ્ધોને હંમેશાં એ દૃષ્ટિબિંદુથી જ જોતા.

એ દૃષ્ટિને વર્તમાન યુદ્ધ ઉપર લાગુ કરી જુઓ. એમ કરશો એટલે તમે જોઈ શકશો કે બ્રિટન તથા ફ્રાંસની, જર્મની તથા ઇટાલીની, ઑસ્ટ્રિયા તથા રશિયાની સરકારો તથા એ દેશોના શાસક વર્ગોએ દાયકાઓ સુધી, લગભગ અરધી સદી સુધી, સંસ્થાનોને લૂંટવાની, બીજાં રાષ્ટ્રોના ઉત્પીડનની, અને કામદાર વર્ગની ચળવળને દબાવી દેવાની નીતિનું અનુસરણ કર્યું છે. વર્તમાન યુદ્ધમાં એ જ, તદ્દન એ જ, નીતિને ચાલુ રાખવામાં આવી રહી છે. ખાસ કરીને ઑસ્ટ્રિયા અને રશિયા એ બેઉની નીતિ, શાંતિના સમયમાં તેમ જ યુદ્ધકાળમાં, રાષ્ટ્રોને ગુલામ બનાવવાની નીતિ છે, તેમને મુક્ત કરવાની નહિ. એથી ઊલટું ચીનમાં, ઈરાનમાં, હિંદુસ્તાનમાં, અને બીજા પરાધીન દેશોમાં ગત દાયકાઓ દરમિયાન આપણે અબજો લોકોને રાષ્ટ્રીય જીવન પરત્વે જાગૃત કરવાની નીતિ જોઈ છે, પ્રત્યાઘાતી "મોટાં" રાજ્યો દ્વારા કરવામાં આવતા તેમના ઉત્પીડનમાંથી તેમની મુક્તિની નીતિ જોઈ છે. એવા ઐતિહાસિક આધાર પર ખેલવામાં આવતું યુદ્ધ આજે પણ રાષ્ટ્રીય મુક્તિનું મૂડીવાદી-પ્રગતિશીલ યુદ્ધ હોઈ શકે.

વર્તમાન યુદ્ધને "મોટાં" રાજ્યોના અને એ રાજ્યોની ભીતરના મુખ્ય વર્ગોના રાજકારણને ચાલુ રાખતું યુદ્ધ ગણવામાં આવે તો "પિતૃભૂમિના રક્ષણ"ના ખયાલને વર્તમાન યુદ્ધમાં સાચો ઠરાવતા દૃષ્ટિકોણનું દેખીતું ઇતિહાસ-વિરોધી સ્વરૂપ, તેનું હડહડતું જૂઠાપણું, અને તેની નરી દાંભિકતાને એક જ નજર તત્કાળ ઉઘાડી પાડી દેશે.

## બેલ્જિયમનો દાખલો

ત્રણ સમહિત રાજ્યોની (હવે ચાર) ટોળકીના સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની (રશિયામાં પ્લેખાનોવ અને કંપની) માનીતી દલીલ છે બેલ્જિયમનો દાખલો. પરંતુ એ દાખલો તો તેમની વિરુદ્ધમાં જ જાય છે. જંગમાં પડેલાં રાજ્યો જરૂર પડે તો **બધી** સંધિઓને અને જવાબદારીઓને પગ તળે કચડી નાખવાનું કૃત્ય હંમેશાં અને દરેક ઠેકાણે જેમ કરતાં રહ્યાં છે તેમ જર્મન સામ્રાજ્યવાદીઓએ બેલ્જિયમની તટસ્થતાનું નિર્લજ્જ રીતે ઉલ્લંઘન કર્યું છે. ધારો કે આંતરરાષ્ટ્રીય સંધિઓના પાલનમાં રસ ધરાવતાં બધાં રાજ્યો જર્મનીની વિરુદ્ધ યુદ્ધ જાહેર કરે છે અને બેલ્જિયમને મુક્ત કરવામાં આવે તથા તેના રક્ષણની બાંયધરી આપવામાં આવે એવી માગણી કરે છે. એમ બને તો સમાજવાદીઓની હમદર્દી બેશક જર્મનીના દુશ્મનોની તરફ જ રહેશે. પરંતુ આખો મુદ્દો તો એ છે કે "ત્રણ (અને ચાર) સમહિત" રાજ્યોની ટોળકી જંગ લડે છે તે બેલ્જિયમ અંગેનો જંગ **નથી**; એ વાત તો સૌ કોઈ જાણે છે અને ફક્ત દંભીઓ જ એ હકીકત ઉપર પડદો નાખે છે. બ્રિટન જર્મનીનાં સંસ્થાનો ઉપર અને તુર્કી ઉપર ઝપટ મારી રહ્યાં છે; રશિયા ગેલિસિયા અને તુર્કી ઉપર ઝપટ મારી રહ્યાં છે; ફ્રાંસને આલ્સેસ-લોરેન અને રાઇનનો ડાબો કિનારો પણ જોઈએ છે; લૂંટના (આલ્બેનિયા અને એશિયા-માઈનોર) ભાગ પાડવા માટે ઇટાલી જોડે સંધિ કરવામાં આવી છે; બલ્ગેરિયા અને રુમાનિયા જોડે સોદાબાજી ચાલી રહી છે, અને તે પણ લૂંટના ભાગ પાડવા માટે જ છે. આજની સરકારો દ્વારા ખેલવામાં આવતા વર્તમાન યુદ્ધમાં ઑસ્ટ્રિયા કે તુર્કી વગેરેનાં ગળાં દાબી દેવામાં મદદ કર્યા સિવાય **બીજી કોઈ રીતે** બેલ્જિયમને મદદ કરવાનું **અશક્ય** છે! અહીં "પિતૃભૂમિના રક્ષણ"નો સવાલ જ ક્યાં આવે છે? સામ્રાજ્યવાદી યુદ્ધનું, પ્રત્યાઘાતી-મૂડીવાદી અને ઐતિહાસિક રીતે કાલગ્રસ્ત સ્વરૂપની સરકારો વચ્ચે બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાના હેતુ અર્થે ખેલાતા યુદ્ધનું, વિશેષ લક્ષણ એ વાતમાં જ સમાયેલું છે. વર્તમાન યુદ્ધમાં ભાગ લેવાના

કૃત્યને જે કોઈ સાચું ઠરાવે છે તે રાષ્ટ્રોના સામ્રાજ્યવાદી ઉત્પીડનને અવિરત રીતે કાયમ રાખે છે. સરકારોની વર્તમાન પરેશાનીઓનો લાભ સામાજિક ક્રાંતિ કાજે લડવા માટે ઉઠાવવાની હિમાયત જે કોઈ કરે છે તે ફક્ત સમાજવાદ હેઠળ જ શક્ય એવી સાચેસાચ બધાં રાષ્ટ્રોની ખરી આઝાદીનું સમર્થન કરે છે.

૧૯૧૫ના જુલાઈ અને
ઑગસ્ટ માસ દરમિયાન લિખિત
'સોત્સિઆલ-દેમોક્રાત'ના તંત્રીઓ
દ્વારા અલગ પુસ્તિકા રૂપે ૧૯૧૫ના
અંતભાગમાં જિનિવામાં પ્રકાશિત

ગ્રંથ ૨૬
પૃ. ૩૧૧—૩૧૮

## યુરોપનાં સંયુક્ત રાજ્યોનું સૂત્ર

'સોત્સિઆલ-દેમોક્રાત'ના ૪૦મા અંકમાં અમે ખબર છાપેલી કે આપણી પાર્ટીના વિદેશો સંબંધી વિભાગોના સંમેલને, 'યુરોપનાં સંયુક્ત રાજ્યો'ના સૂત્રના સવાલના **આર્થિક** પાસાની અખબારોમાં ચર્ચા થઈ જાય ત્યાં સુધી એ સવાલને મુલતવી રાખવાનો નિર્ણય લીધો છે.

આપણા સંમેલનમાં એ સવાલની ચર્ચાએ એકપક્ષીય રાજકીય સ્વરૂપ ધારણ કરી લીધું. એમ આંશિક રીતે કદાચ એ હકીકતને લીધે થયું કે કેંદ્રીય સમિતિની ઘોષણાએ એ સૂત્રનું સીધી રીતે એક રાજકીય સૂત્ર તરીકે નિરૂપણ કર્યું હતું (ઘોષણામાં જણાવવામાં આવ્યું છે કે "તાત્કાલિક **રાજકીય** સૂત્ર...") અને પ્રજાસત્તાકીય યુરોપનાં સંયુક્ત રાજ્યોનું સૂત્ર આગળ ધર્યું હતું એટલું જ નહિ, એવા મુદ્દા ઉપર સ્પષ્ટ શબ્દોમાં ભાર પણ મૂક્યો હતો કે "જર્મન, ઑસ્ટ્રિયન, અને રશિયન રાજશાહીઓને ક્રાંતિકારી રીતે ઉથલાવી પાડયા વગર" એ સૂત્ર નિરર્થક અને ગલત છે.

આ સૂત્રના રાજકીય મૂલ્યાંકનની મર્યાદાઓની અંદર સવાલની આવી રજૂઆત સામે વાંધો ઉઠાવવો એ સાવ ખોટું ગણાશે — દાખલા તરીકે એવી દલીલ કરીને કે તે સમાજવાદી ક્રાંતિના સૂત્રને ઢાંકી દે છે અથવા નબળું બનાવી દે છે, ઈત્યાદિ. સાચી લોકશાહીવાદી દિશામાં થતાં રાજકીય પરિવર્તનો, અને એથીયે વધારે તો રાજકીય ક્રાંતિઓ, સમાજવાદી ક્રાંતિના સૂત્રને કોઈ પણ સંજોગોમાં કદી પણ ઢાંકી ન જ દઈ શકે અથવા નબળું ન જ બનાવી શકે. એથી ઊલટું, તેઓ તો સમાજવાદી ક્રાંતિને હંમેશાં વધારે નજીક આણે, તેના પાયાને વિસ્તૃત બનાવે, નિમ્ન-મૂડીવાદી વર્ગના તથા અર્ધ-સર્વહારાઓના સમુદાયોના નવા વિભાગોને સમાજવાદી સંઘર્ષમાં ખેંચી લાવે. વળી, સમાજવાદી ક્રાંતિના ગાળા દરમિયાન રાજકીય ક્રાંતિઓ અનિવાર્ય હોય છે.

સમાજવાદી ક્રાંતિને એક જ ઘટના તરીકે કદી ન જ નિહાળવી જોઈએ પરંતુ તોફાની રાજકીય અને આર્થિક ઊથલપાથલોના, અધિકતમ તીવ્ર વર્ગસંઘર્ષના, આંતરવિગ્રહના, ક્રાંતિઓના, અને પ્રતિક્રાંતિઓના આખા યુગ તરીકે નિહાળવી જોઈએ.

રશિયન રાજશાહીની આગેવાની હેઠળની યુરોપની ત્રણ અધિકતમ પ્રત્યાઘાતી રાજશાહીઓને ઉથલાવી પાડવાના કૃત્યની જોડે સાંકળી લઈને રજૂ કરવામાં આવતું પ્રજાસત્તાકીય 'યુરોપનાં સંયુક્ત રાજ્યો'નું સૂત્ર રાજકીય સૂત્ર તરીકે તદ્દન અભેદ્ય છે એ ખરં, પરંતુ તે છતાં તેના આર્થિક અર્થ તથા મર્મનો ઉચ્ચ મહત્ત્વ ધરાવતો સવાલ તો બાકી રહે છે જ. સામ્રાજ્યવાદની આર્થિક પરિસ્થિતિના દૃષ્ટિકોણથી જોતાં, અર્થાત્ મૂડીની નિકાસ અને "ઉન્નત" તથા "સભ્ય" સાંસ્થાનિક સત્તાઓની વચ્ચે દુનિયાનું વિભાજન થઈ ગયું છે એ હકીકતને ધ્યાનમાં લેતાં, મૂડીવાદ હેઠળ 'યુરોપનાં સંયુક્ત રાજ્યો'નું સૂત્ર કાં તો અશક્ય છે અથવા પ્રત્યાઘાતી છે.

મૂડી આંતરરાષ્ટ્રીય અને એકાધિકારી બની ગઈ છે. ગણીગાંઠી મોટી સત્તાઓની વચ્ચે, અર્થાત્, રાષ્ટ્રોની ભારે લૂંટફાટ ચલાવવામાં તથા રાષ્ટ્રોનું ઉત્પીડન કરવામાં કામયાબ થયેલી સત્તાઓની વચ્ચે, દનિયાનું વિભાજન થઈ ગયું છે. ૨૫ ૦૦ ૦૦ ૦૦૦થી ૩૦ ૦૦ ૦૦ ૦૦૦ની વસતિ અને લગભગ ૭૦ ૦૦ ૦૦૦ ચોરસ કિલોમીટરનો વિસ્તાર ધરાવતી યુરોપની ચાર મોટી સત્તાઓ—ઈંગ્લેંડ, ફ્રાંસ, રશિયા, અને જર્મની—**લગભગ પચાસ કરોડની** (૪૯૪૫૦૦૦૦૦) વસતિ અને ૬૪૬૦૦૦૦૦ ચોરસ કિલોમીટરનો વિસ્તાર ધરાવતાં સંસ્થાનોની માલિકી ધરાવે છે, અર્થાત્ પૃથ્વીની સપાટીના (ધ્રુવીય પ્રદેશોને ન ગણતાં લગભગ ૧૩૩૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટર) લગભગ અરધા ભાગની માલિકી ધરાવે છે. "મુક્તિ"નો જંગ ખેલતા ડાકુઓ, અર્થાત્ જાપાન, રશિયા, ઈંગ્લેંડ, અને ફ્રાંસ જેને પીંખી નાખીને ટુકડેટુકડા કરી રહ્યા છે એ ચીન, તુર્કી, અને ઈરાન જેવા ત્રણ એશિયાઈ દેશોને તેમાં ઉમેરો. અર્ધ-સંસ્થાનો કહી શકાય એવાં એ ત્રણ એશિયાઈ રાજ્યોમાં ૩૬૦૦૦૦૦૦૦ માનવીઓ વસે છે અને તેમનો વિસ્તાર ૧૪૫૦૦૦૦૦ ચોરસ કિલોમીટર (આખા યુરોપના વિસ્તારથી લગભગ દોઢ ગણો) ઉપર પથરાયેલો છે.

એ ઉપરાંત, ઈંગ્લેંડ, ફ્રાંસ, અને જર્મનીએ વિદેશોમાં રોકેલી મૂડી ૭૦૦૦ કરોડ રૂબલથી ઓછી નથી. એ અચ્છી મજાની રકમમાંથી વાર્ષિક ૩૦૦ કરોડ રૂબલથી અધિકનો "વાજબી" નફો મેળવવાનું કાર્ય બજાવે છે સરકારો

તરીકે ઓળખાતી કરોડપતિઓની રાષ્ટ્રીય સમિતિઓ, જે લશ્કરો અને નૌકાદળોથી સુસજ્જિત હોય છે અને સંસ્થાનો તથા અર્ધ-સંસ્થાનોમાં "શ્રી અબજપતિ"ના દીકરાઓને તથા ભાઈઓને વાઈસરોયો, કોન્સલો, રાજદૂતો, ભાતભાતના અમલદારો, ધર્મોપદેશોકો, અને બીજી અનેક જળોના રૂપમાં "ગોઠવે છે".

મૂડીવાદના સર્વોચ્ચ વિકાસના યુગમાં પૃથ્વીની વસતિના લગભગ એક અબજ લોકોને લૂંટવાનું કામ ગણીગાંઠી મોટી સત્તાઓએ આ રીતે સંયોજિત કર્યું છે. મૂડીવાદ હેઠળ બીજા કોઈ પ્રકારનું સંયોજન શક્ય જ નથી. સંસ્થાનો તજી દેવાં, "પ્રભાવનાં ક્ષેત્રો" છોડી દેવાં, મૂડીની નિકાસ બંધ કરવી? એવું શક્ય છે એમ વિચાર પણ કરવો એટલે કોઈ પાદરીના સ્તર સુધી નીચે ઊતરી આવવું કે જે દર રવિવારે ધનવાનોને ખ્રિસ્તી ધર્મના ઉદાત્ત સિદ્ધાંતો વિશે ઉપદેશ આપતો હોય અને દર વરસે ગરીબોને થોડાક અબજ રૂબલનું નહિ તો ઓછામાં ઓછું થોડાક સેંકડા રૂબલનું દાન આપવાની સલાહ આપતો હોય.

મૂડીવાદ હેઠળ યુરોપનાં સંયુક્ત રાજ્યોનો અર્થ સંસ્થનોનું વિભાજન કરી લેવાના કરારો જેવો જ થાય. પરંતુ મૂડીવાદ હેઠળ વિભાજનનો જોરજુલમ સિવાય બીજો કોઈ આધાર કે બીજો કોઈ સિદ્ધાંત શક્ય જ નથી. અબજપતિ માણસ મૂડીવાદી દેશની "રાષ્ટ્રીય આવક"માંથી અન્ય કોઈને "રોકવામાં આવેલી મૂડીના પ્રમાણ અનુસાર" નિર્ધારિત થતા હિસ્સા સિવાય (વધારાનું બોનસ પણ ઉમેરીને, જેથી રોકવામાં આવેલી મોટામાં મોટી મૂડીને પોતાના હિસ્સા કરતાં વધારે ભાગ મળે) બીજી કોઈ રીતે ભાગ ન જ આપી શકે. મૂડીવાદ એટલે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી અને ઉત્પાદનમાં અરાજકતા. આવા આધાર પર આવકના "ઈનસાફી" વિભાજનનો ઉપદેશ આપવો એ પ્રુધોંવાદ[49] છે, મૂઢ કૂપમંડૂકતા છે. "તાકાતના પ્રમાણ અનુસાર" સિવાય બીજી કોઈ રીતે વિભાજન થઈ શકે જ નહિ. અને આર્થિક વિકાસની આગેકૂચની સાથે સાથે તાકાતમાં પરિવર્તન થાય છે. ૧૮૭૧ પછી ઈંગ્લેંડ અને ફ્રાંસની સરખામણીમાં જર્મની ત્રણ કે ચાર ગણી વધારે ઝડપથી વિકાસ પામ્યું; જાપાન રશિયા કરતાં દસ ગણી વધારે ઝડપે વિકાસ પામ્યું. મૂડીવાદી રાજ્યની સાચી તાકાતને ચકાસી જોવાની યુદ્ધ સિવાય બીજી કોઈ રીત છે જ નહિ અને હોઈ શકે પણ નહિ. યુદ્ધ ખાનગી મિલકતના સિદ્ધાંતોનું ખંડન નથી કરતું—એથી ઊલટં એ તો એ સિદ્ધાંતોનું પ્રત્યક્ષ અને અનિવાર્ય પરિણામ છે. મૂડીવાદ હેઠળ અલગ અલગ કારખાનાં કે રાજ્યોનો એકસરખો વિકાસ અશક્ય છે. મૂડીવાદ હેઠળ સમય

સમય પર અવ્યવસ્થિત થઈ જતા સમતોલનને ફરી વાર સરખું કરી દેવાનો ઉદ્યોગોના ક્ષેત્રમાં કટોકટીઓ સિવાય અને રાજકારણના ક્ષેત્રમાં યુદ્ધો સિવાય બીજો કોઈ ઉપાય જ નથી.

બેશક, મૂડીદારો વચ્ચે અને સત્તાઓ વચ્ચે **કામચલાઉ** સમજણો જરૂર શક્ય છે. એ અર્થમાં **યુરોપિયન** મૂડીદારો વચ્ચેની સમજણ રૂપે યુરોપનાં સંયુક્ત રાજ્યોનું સંયોજન શક્ય છે ખરું... પરંતુ શા કાજે? માત્ર એ જ ઉદ્દેશે કે યુરોપમાં સમાજવાદને સંયુક્ત રીતે દબાવી દેવામાં આવે અને સાંસ્થાનિક લૂંટનું જાપાન તથા અમેરિકાની **વિરુદ્ધ** સંયુક્ત રીતે રક્ષણ કરવામાં આવે. જાપાન અને અમેરિકા એવો ડંખ અનુભવે છે કે સંસ્થાનોના વર્તમાન વિભાજનમાં પોતાને પોતાના હિસ્સાથી બૂરી રીતે વંચિત રાખી દેવામાં આવ્યું છે, અને છેલ્લી અરધી સદી દરમિયાન ઘડપણના સડાનો ભોગ બનવા લાગેલા પછાત રાજશાહીવાદી યુરોપની સરખામણીમાં જાપાન અને અમેરિકા અપાર વધારે ઝડપથી બળવાન બન્યાં છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોની તુલનામાં આખું યુરોપ આર્થિક સ્થાગિતતા સૂચિત કરે છે. વર્તમાન આર્થિક આધાર પર, અર્થાત્ મૂડીવાદ હેઠળ, યુરોપનાં સંયુક્ત રાજ્યોની રચના એટલે અમેરિકાના અધિક વેગમય વિકાસને અટકાવી દેવા માટે પ્રત્યાઘાતનું સંગઠન. લોકશાહીવાદ અને સમાજવાદનું ધ્યેય એકલા યુરોપની જોડે જ સંકળાયેલું હતું એ યુગ હંમેશને માટે વીતી ગયો છે.

સામ્યવાદનો સંપૂર્ણ વિજય જ્યાં સુધી લોકશાહીવાદી રાજ્ય સમેત આખી રાજ્ય સંસ્થાના પૂરેપૂરા વિલોપનની સ્થિતિ અસ્તિત્વમાં આણે નહિ ત્યાં સુધી રાષ્ટ્રોના જોડાણ તથા આઝાદીના જે રાજ્ય-રૂપને આપણે સમાજવાદ જોડે સાંકળીએ છીએ એ વિશ્વનાં સંયુક્ત રાજ્યોનું (માત્ર યુરોપનાં જ નહિ) રાજ્ય-રૂપ છે. પરંતુ અલગ સૂત્ર તરીકે વિશ્વનાં સંયુક્ત રાજ્યોનું સૂત્ર ભાગ્યે જ સાચું ગણાશે. તેનું પહેલું કારણ એ છે કે એ સમાજવાદના સૂત્રની જોડે સંમિલિત થઈ જાય છે, તેનું બીજું કારણ એ છે કે તેનો કદાચ એવો ખોટો અર્થ તારવવામાં આવે કે એક જ દેશમાં સમાજવાદની સ્થાપના અશક્ય છે, વળી એ સૂત્ર એવા દેશના બીજા દેશો જોડેના સંબંધોની બાબતમાં પણ કદાચ ખોટા ખયાલો પેદા કરે.

અસમાન આર્થિક અને રાજકીય વિકાસ એ મૂડીવાદનો અચળ નિયમ છે. એટલે, સમાજવાદનો વિજય પહેલાં કેટલાય અલગ અલગ મૂડીવાદી દેશોમાં અથવા એક જ મૂડીવાદી દેશમાં પણ શક્ય છે. એ દેશના વિજયી સર્વહારા

વર્ગે મૂડીદારોનું માલિકીહરણ કરી લીધું હોઈને અને પોતાના જ સમાજવાદી ઉત્પાદનનું સંઘટન કરેલું હોઈને તે બાકીની મૂડીવાદી દુનિયાની સામે ખડો રહેશે અને બીજા દેશોના ઉત્પીડિત વર્ગોને પોતાના ધ્યેય તરફ આકર્ષશે, એ દેશોમાં મૂડીદારોની વિરુદ્ધ બળવા જગાવશે, અને જરૂર પડે તો શોષક વર્ગો તથા તેમનાં રાજ્યોનો સશસ્ત્ર દળ વડે પણ સામનો કરશે. જે સમાજમાં સર્વહારા વર્ગ મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડીને વિજયી થયો હોય તેનું રાજકીય રૂપ લોકશાહી પ્રજાસત્તાક હશે, અને જે રાજ્યોએ હજુ સમાજવાદ ન અપનાવ્યો હોય તેમની વિરુદ્ધના સંઘર્ષમાં એ પ્રજાસત્તાક અમુક રાષ્ટ્ર કે રાષ્ટ્રોના સર્વહારા વર્ગની તાકાતોને વધારે ને વધારે પ્રમાણમાં કેંદ્રિત કરશે. ઉત્પીડિત વર્ગની, સર્વહારા વર્ગની, સરમુખત્યારી વગર વર્ગોની નાબૂદી અશક્ય છે. પછાત રાજ્યોની વિરુદ્ધ સમાજવાદી પ્રજાસત્તાકોના વત્તાઓછા લાંબા અને મક્કમ સંઘર્ષ વગર સમાજવાદી પદ્ધતિમાં રાષ્ટ્રોનું મુક્ત જોડાણ અશક્ય છે.

આ કારણોસર અને ર.સો.ડે.લે.પાર્ટીના પરદેશોમાં સ્થિત વિભાગોના સંમેલનમાં ફરી ફરીને ચર્ચાવિચારણા થયા પછી તથા સંમેલન પૂરું થયા પછી કેંદ્રીય મુખપત્રના સંપાદકો[50] એવા નિર્ણય પર પહોંચ્યા છે કે યુરોપનાં સંયુક્ત રાજ્યોનું સૂત્ર ગલત સૂત્ર છે.

'સોત્સિઆલ-દેમોક્રાત', અંક ૪૪, ૨૩ ઑગસ્ટ, ૧૯૧૫ — ગ્રંથ ૨૬, પૃ. ૩૫૧—૩૫૫

## ક્રાંતિકારી સર્વહારા વર્ગ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર

(અવતરણ)

સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીઓના મોટા ભાગના કાર્યક્રમો અથવા કાર્યનીતિ સંબંધી ઠરાવોની જેમ ઝિમ્મરવાલ્ડ જાહેરનામામાં[51] પણ "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર"ની ઘોષણા કરવામાં આવી છે. «*Berner Tagwacht*»[52]ના ૨૫૨ અને ૨૫૩મા અંકોમાં પારાબેલ્લમે "આત્મનિર્ણયના બિન-હયાત અધિકાર માટેના સંઘર્ષ"ને "ભ્રામક" ગણાવ્યો છે, અને તેની સામે "મૂડીવાદની વિરુદ્ધ સર્વહારા વર્ગના ક્રાંતિકારી આમસંઘર્ષ"નું ધોરણ મૂક્યું છે, તેમ જ સાથે સાથે આપણને ખાતરી આપી છે કે "અમે ઈજાફતોના વિરોધી છીએ" (પારાબેલ્લમના લેખમાં ખાતરીનું પાંચ વાર પુનરાવર્તન કરવામાં આવ્યું છે) તથા રાષ્ટ્રોની ઉપર કોઈ પણ જાતના જુલમનો વિરોધ કરીએ છીએ.

પારાબેલ્લમે પોતાના ધોરણના સમર્થનમાં રજૂ કરેલી દલીલોના સારાંશ રૂપે એવું કથન તરી આવે છે કે આજના જમાનામાં આલ્સેસ-લોરેન, આર્મેનિયા, વગેરે જેવી સમસ્યાઓ સામ્રાજ્યવાદની સમસ્યાઓ છે, મૂડી વૃદ્ધિ પામીને રાષ્ટ્રીય રાજ્યોના માળખાથી મોટી થઈ ગઈ છે, "ઈતિહાસના ઘડિયાળના કાંટાને ઊલટો ઘુમાવીને" રાષ્ટ્રીય રાજ્યોના કાલગ્રસ્ત આદર્શ પર પાછો લઈ જવાનું અશક્ય છે, વગેરે.

આપણે જોઈએ કે પારાબેલ્લમની દલીલબાજી ખરી છે કે નહિ.

પહેલી વાત તો એ કે પારાબેલ્લમ જ આગળ નહિ પણ પાછળ નજર નાખે છે, "રાષ્ટ્રીય રાજ્યના આદર્શની" સ્વીકૃતિના કામદાર વર્ગના ધોરણનો વિરોધ કરતી વેળા તે બ્રિટન, ફ્રાંસ, ઈટાલી તથા જર્મનીને, અર્થાત્ એવા દેશોને, લક્ષમાં લે છે કે જ્યાં રાષ્ટ્રીય મુક્તિનું આંદોલન ભૂતકાળનું અંગ બની ગયું છે; તે પૂર્વને, એશિયા, આફ્રિકા તથા સંસ્થાનોને, લક્ષમાં નથી લેતો કે જ્યાં એ આંદોલન વર્તમાન અને ભાવિનું અંગ છે. હિંદુસ્તાન, ચીન, ઈરાન અને ઈજિપ્તનો ઉલ્લેખ પૂરતો થઈ પડશે.

વધુમાં, સામ્રાજ્યવાદનો અર્થ એ છે કે મૂડી વૃદ્ધિ પામીને રાષ્ટ્રીય રાજ્યોના માળખાથી મોટી થઈ ગઈ છે, તેનો અર્થ એ થયો કે રાષ્ટ્રીય પીડનને વિસ્તારવામાં તથા નવા ઐતિહાસિક પાયા પર તીવ્ર બનાવવામાં આવ્યું છે. એટલે તેમાંથી એવો સાર નીકળે છે કે પારાબેલ્લમની દલીલો છતાં આપણે સમાજવાદ માટેના ક્રાંતિકારી સંઘર્ષને રાષ્ટ્રીય સવાલ સંબંધી ક્રાંતિકારી પ્રોગ્રામ જોડે **સાંકળી લેવો** જ જોઈએ.

પારાબેલ્લમના કથન ઉપરથી એમ લાગે છે કે તે લોકશાહીના **નામે** સુસંગત ક્રાંતિકારી પ્રોગ્રામને તુચ્છકારથી નકારી કાઢે છે. એમ કરવામાં તે ભૂલ કરે છે. સર્વહારા વર્ગ કેવળ લોકશાહી મારફત જ, અર્થાત્ લોકશાહીને પૂર્ણ રૂપે અમલી બનાવીને તથા અધિકતમ મક્કમ શબ્દોમાં નિરૂપિત લોકશાહીવાદી માગણીઓને પોતાના સંઘર્ષના પ્રત્યેક કદમ જોડે સાંકળી લઈને જ, વિજય હાંસલ કરી શકે, બીજી કોઈ રીતે નહિ. સમાજવાદી ક્રાંતિ તથા મૂડીવાદની વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષના ધોરણને **એકલી** લોકશાહીની સમસ્યાની, આ દાખલામાં રાષ્ટ્રીય સવાલની, **સામે** મૂકવું એ બેહૂદી વાત છે. આપણે મૂડીવાદની વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષનો **સઘળી** લોકશાહીવાદી માગણીઓ સંબંધી—પ્રજાસત્તાક, મિલિશિયા, અમલદારોની પ્રજાકીય ચૂંટણી, સ્ત્રીઓ માટે સમાન અધિકારો, રાષ્ટ્રોનો આત્મનિર્ણય, વગેરે સંબંધી—ક્રાંતિકારી પ્રોગ્રામ તથા કાર્યનીતિ જોડે **સમન્વય સાધવો** જોઈએ. મૂડીવાદ હયાત છે ત્યાં સુધી આ માગણીઓ—તમામે તમામ—કેવળ અપવાદ રૂપે જ, અને તે પણ અપૂર્ણ તથા વિકૃત રૂપમાં જ, સિદ્ધ કરી શકાય. સિદ્ધ થઈ ચૂકેલી લોકશાહીને આપણો આધાર બનાવીને અને મૂડીવાદી સમાજમાં તેની અપૂર્ણતાને ઉઘાડી પાડીને આપણે, લોકસમુદાયોની ગરીબી નાબૂદ કરવા તેમ જ **સઘળા** લોકશાહીવાદી સુધારાઓ **પૂર્ણ** તથા **સર્વાંગી રૂપે** દાખલ કરવા માટેના આવશ્યક પાયા તરીકે, મૂડીવાદને ઉથલાવી પાડવાની અને મૂડીવાદી વર્ગનું માલિકીહરણ કરવાની માગણી ઉઠાવીએ. આ સુધારાઓમાંના કેટલાક મૂડીવાદી વર્ગના પતન પહેલાં, કેટલાક પતન **દરમિયાન**, અને વળી કેટલાક ત્યાર બાદ શરૂ થશે. સામાજિક ક્રાંતિ કંઈ એક જ લડાઈ નથી પરંતુ માત્ર મૂડીવાદી વર્ગના માલિકીહરણથી જ પરિસમાપ્ત થઈ શકે એવા આર્થિક અને લોકશાહીવાદી સુધારાની ભાતભાતની સમસ્યાઓ સંબંધી હારબંધ લડાઈઓને આવરી લેતો ગાળો છે. આ અંતિમ લક્ષ્યને ખાતર જ આપણે આપણી પ્રત્યેક લોકશાહીવાદી માગણીને સુસંગત ક્રાંતિકારી રીતે નિરૂપિત કરવી જોઈએ. અમુક ખાસ દેશના કામદારો, એક પણ મૂળભૂત

લોકશાહીવાદી સુધારો પૂર્ણ રૂપે સિદ્ધ થયા **પહેલાં**, મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડે એવી પૂરી શક્યતા છે. પરંતુ સર્વહારા વર્ગે, ઐતિહાસિક વર્ગે, અધિકતમ સુસંગત અને દૃઢ રૂપે ક્રાંતિકારી લોકશાહીની ભાવના કેળવીને તૈયારી ન કરી હોય તો તે મૂડીવાદી વર્ગને પરાજિત કરી શકે એવી કલ્પના પણ સાવ અશક્ય છે.

સામ્રાજ્યવાદનો અર્થ છે ગણતર મોટી સત્તાઓના હાથે દુનિયાનાં રાષ્ટ્રોનું ઉત્તરોત્તર વધતું જતું પીડન, તેનો અર્થ છે રાષ્ટ્રોના પીડનને વિસ્તારવા અને દૃઢ બનાવવા માટે એ મોટી સત્તાઓ વચ્ચે યુદ્ધોનો ગાળો, તેનો અર્થ છે એવો ગાળો કે જેમાં સામાજિક-દેશભક્તો, અર્થાત્ મોટી સત્તાઓના હાથે દનિયાનાં મોટા ભાગનાં રાષ્ટ્રોના પીડનને "રાષ્ટ્રોની આઝાદી", "રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર", અને "પિતૃભૂમિના રક્ષણ"ના **ઓઠા હેઠળ** વાજબી ઠરાવતા અને તેનો બચાવ કરતા માણસો, જનતાના સમુદાયો જોડે છેતરપિંડી કરે છે.

એટલે સોશ્યલ-ડેમોક્રેટિક પ્રોગ્રામનું કેંદ્રબિંદુ રાષ્ટ્રોનું પીડક અને પીડિત તરીકેનું વિભાજન હોવું જોઈએ જે સામ્રાજ્યવાદનું **સારતત્ત્વ** છે અને જેને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા કાઉત્સ્કી **છળથી** ટાળે છે. આ વિભાજન મૂડીવાદી શાંતિવાદ અથવા મૂડીવાદી સમાજમાં સ્વતંત્ર રાષ્ટ્રો વચ્ચે શાંતિમય હરીફાઈના કૂપમંડકિયા તરંગની દૃષ્ટિએ અગત્યનું નથી, પરંતુ સામ્રાજ્યવાદ વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષની દૃષ્ટિએ અત્યંત અગત્યનું છે. "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર"ની **આપણી** વ્યાખ્યા, સુસંગત રીતે લોકશાહીવાદી, ક્રાંતિકારી, અને સમાજવાદ માટેના તાત્કાલિક સંઘર્ષને **અનુરૂપ હોય** એવી વ્યાખ્યા, આ વિભાજનમાંથી જ તારવવી જોઈએ. એ અધિકારને ખાતર જ અને તેની નિષ્કપટ સ્વીકૃતિ હાંસલ કરવાના સંઘર્ષમાં પીડક રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓએ માંગ ઉઠાવવી જ જોઈએ કે પીડિત રાષ્ટ્રોને પાર્થક્યનો અધિકાર મળવો જોઈએ કેમ કે તે સિવાય રાષ્ટ્રોના સમાન અધિકારની તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય ઐક્યની સ્વીકૃતિ હકીકતમાં કેવળ ઠાલી વાતખોરી, નર્યો ઢોંગ, બની રહેશે. બીજી તરફ, પીડિત રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓએ પીડક રાષ્ટ્રોના કામદારોની જોડે પીડિત રાષ્ટ્રોના કામદારોની એકતા અને સંયુતિને સૌથી અગત્યની બાબત ગણવી જોઈએ, નહિતર એ સામાજિક-લોકશાહીવાદીઓ અનાયાસે પોતાના રાષ્ટ્રીય **મૂડીવાદી વર્ગના**, જનતા તથા લોકશાહીનાં હિતોને **હંમેશાં** દગો દેતા અને પોતાને લાગ મળે ત્યારે પ્રદેશો

હડપ કરી લેવા તથા બીજાં રાષ્ટ્રોનું પીડન કરવા **હંમેશાં** તૈયાર રહેતા મૂડીવાદી વર્ગના, સોબતીઓ બની જશે.

ગત સદીના સાતમા દાયકાના અંતમાં રાષ્ટ્રો સંબંધી સવાલ જે રીતે પેશ થયો હતો તે બોધપ્રદ ઉદાહરણની કામગીરી બજાવી શકે. વર્ગસંઘર્ષ અને સમાજવાદી ક્રાંતિનો કશો ખયાલ જેમને માટે તદ્દન પરાયો હતો એ ટૂટપૂંજિયા લોકશાહીવાદીઓએ પોતાની સમક્ષ, મૂડીવાદી સમાજની અંદર આઝાદ અને સમાન રાષ્ટ્રો વચ્ચે શાંતિમય હરીફાઈની તરંગી દુનિયાનું એક ચિત્ર ઘડી કાઢ્યું. સામાજિક ક્રાંતિનાં તાત્કાલિક કર્તવ્યોનું પરીક્ષણ કરતી વેળા પ્રુધોંવાદીઓએ રાષ્ટ્રો સંબંધી સવાલને તથા રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને તદ્દન "નકારી કાઢયો". માર્ક્સે ફ્રેંચ પ્રુધોંવાદીઓની ઠેકડી ઉડાડી અને ફ્રેંચ અંધરાષ્ટ્રવાદ જોડે તેમનું સામ્ય બતાવી આપ્યું. ("ફ્રાંસમાં સજજનો ગરીબી નાબૂદ કરી નાખે નહિ ત્યાં સુધી સમગ્ર યુરોપને પોતાની બેઠકના આધારે છાનુંમનું બેસી રહેવું પડશે અને તે બેઠું રહેશે"... "તેઓ પ્રજાઓને નકારીને આદર્શ ફ્રેંચ રાષ્ટ્ર દ્વારા તેમના સ્વીકરણને સમજતા હોય એમ સાવ અજાણતાં જ દેખાઈ આવ્યા.") માર્ક્સે બ્રિટનથી **આયર્લૅંડના પાર્થક્યની** માંગ ઉઠાવી, "જોકે પાર્થક્ય પછી કદાચ ફેડરેશન બને", વળી તેમણે એ માંગ શાંતિમય મૂડીવાદના ટૂટપૂંજિયા તરંગની દૃષ્ટિએ કે "આયર્લૅંડ માટે ઇન્સાફ"ના ખ્યાલોથી નહોતી ઉઠાવી પરંતુ મૂડીવાદની વિરુદ્ધ **પીડક, અર્થાત્ બ્રિટિશ, રાષ્ટ્રના** સર્વહારા વર્ગના સંઘર્ષનાં હિતોની દૃષ્ટિએ ઉઠાવી હતી. એ રાષ્ટ્રે એક બીજા રાષ્ટ્રનું પીડન કર્યું છે એ હકીકતે **તેની** આઝાદીને જકડી લીધી છે અને પાંગળી બનાવી દીધી છે. **બ્રિટિશ** સર્વહારા વર્ગ આયર્લૅંડના પાર્થક્યની માંગ ન ઉઠાવે તો **તેનો** આંતરરાષ્ટ્રવાદ ઢોંગી વાગાડંબર જ બની રહેશે. નાનકડાં રાજ્યોની કે સામાન્ય રૂપે રાજ્યોના ભાગલા પાડવાની અથવા ફેડરેશનના સિદ્ધાંતની તરફેણ કદી ન કરનાર માર્ક્સ પીડિત રાષ્ટ્રના પાર્થક્યને ફેડરેશનની દિશાનું કદમ ગણતા, એટલે ભાગલાની દિશાનું નહિ બલકે રાજકીય તથા આર્થિક બન્ને પ્રકારના કેંદ્રીકરણની દિશાનું, પણ લોકશાહીના અધારે કેંદ્રીકરણની[53] દિશાનું, કદમ ગણતા. પારાબેલ્લમને દેખાય છે તેમ માર્ક્સ આયર્લૅંડ માટે પાર્થક્યની માંગ ઉઠાવવામાં કદાચ "ભ્રામક સંઘર્ષ" લડી રહ્યા હતા. પરંતુ હકીકતમાં **એકલી** આ માંગ જ સુસંગત ક્રાંતિકારી પ્રોગ્રામ પેશ કરતી હતી, એકલી તે જ આંતરરાષ્ટ્રવાદને અનુરૂપ હતી, એકલી તે જ **બિન-સામ્રાજ્યવાદી રીતે** કેંદ્રીકરણની હિમાયત કરતી હતી.

આપણા જમાનાના સામ્રાજ્યવાદે એવી પરિસ્થિતિ પેદા કરી છે જેમાં મોટી સત્તાઓના હાથે રાષ્ટ્રોનું પીડન સામાન્ય બની ગયું છે. રાષ્ટ્રોના પીડનમાં વધારો કરવા માટે હાલ સામ્રાજ્યવાદી યુદ્ધમાં સંડોવાયેલાં અને દુનિયાનાં મોટા ભાગનાં રાષ્ટ્રોનું તેમ જ પૃથ્વીની મોટા ભાગની વસતિનું પીડન કરી રહેલાં વર્ચસ્વી રાજ્યોના સામાજિક-અંધરાષ્ટ્રવાદની વિરુદ્ધ સંઘર્ષ ચલાવવો જ જોઈએ — આ ખયાલ સામાજિક-લોકશાહીવાદી આંદોલનના રાષ્ટ્રીય પ્રોગ્રામમાં નિર્ણાયક, મૂળભૂત અને પાયાનો ખયાલ રહેવો જોઈએ.

આ વિષય પરત્વે સામાજિક-લોકશાહીવાદી ચિંતનનાં વર્તમાન વલણો ઉપર એક નજર નાખો. મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રો વચ્ચે સમાનતા અને શાંતિનાં સ્વપ્નાં સેવનારા ટૂટપૂંજિયા તરંગીઓનું સ્થાન સામાજિક-સામ્રાજ્યવાદીઓએ લઈ લીધું છે. પારાબેલ્લમ ટટપૂંજિયા તરંગીઓનું ખંડન કરે છે ત્યારે તે હવામાં તલવાર વીંઝી રહ્યો છે અને બેખબરીમાં સામાજિક-સામ્રાજ્યવાદીઓના હાથમાં રમકડું બની જાય છે. રાષ્ટ્રોના સવાલ વિશે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનો પ્રોગ્રામ શો છે?

તેઓ કાં તો પારાબેલ્લમ જેવી દલીલો વાપરીને આત્મનિર્ણયના અધિકારનો તદ્દન ઇનકાર કરે છે (કુનોવ, પાર્વુસ, રશિયન તકવાદીઓ સેમ્કોવ્સ્કી અને લીબમાન, તથા અન્ય), કે પછી એ અધિકારને દેખીતી ઢોંગી રીતે, અર્થાત્ તેમનું પોતાનું રાષ્ટ્ર અથવા તેના લશ્કરી સોબતીઓ જેનું પીડન કરી રહ્યા છે એ જ રાષ્ટ્રોની બાબતમાં તેને લાગુ કર્યા વગર માન્ય કરે છે (પ્લેખાનોવ, હાઇન્ડમેન, સઘળા ફ્રેંચતરફી દેશભક્તો, અને શાઇદેમાન, વગેરે, વગેરે). સામાજિક-અંધરાષ્ટ્રવાદી જઠાણાનું અધિકતમ સત્યાભાસી, અને એ કારણે અધિકતમ ભયજનક, નિરૂપણ કાઉત્સ્કી પૂરું પાડે છે. વાતોમાં તે રાષ્ટ્રોના આત્મનિર્ણયની **તરફેણમાં** છે, "સર્વાંગસંપૂર્ણ રીતે (!!) અને આશંકા વગર (??) રાષ્ટ્રોની સ્વાધીનતા માટે આદર ધરાવતી અને તેની માંગ ઉઠાવતી" સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું તે વાતોમાં સમર્થન કરે છે (*«Neue Zeit»* નં. ૩૩, પૃ. ૨૪૧, ૨૧ મે, ૧૯૧૫). પરંતુ **અમલમાં** તેણે રાષ્ટ્રીય પ્રોગ્રામને પ્રવર્તિત સામાજિક-અંધરાષ્ટ્રવાદ જોડે બંધબેસતો કરી દીધો છે, વિકૃત કરી નાખ્યો છે અને કાપકૂપ કરીને પાંગળો બનાવી દીધો છે, પીડક રાષ્ટ્રોના સમાજવાદીઓની ફરજોની કોઈ ચોક્કસ વ્યાખ્યા તે નથી આપતો, અને એમ કહીને કે દરેક રાષ્ટ્ર માટે "રાજ્ય સ્વાધીનતા" (staatliche Selbständigkeit)ની માંગ ઉઠાવવાનો અર્થ "વધારે પડતી" («zu viel», «Neue Zeit» નં. ૩૩, II પૃ. ૭૭, ૧૬

એપ્રિલ, ૧૯૧૫) માગણી કરવા જેવો થશે, તે ખુદ લોકશાહીવાદી સિદ્ધાંતને ઉઘાડી રીતે જૂઠા રૂપમાં પેશ કરે છે. ખુશ થઈ જાઓ, "રાષ્ટ્રીય સ્વાયત્તતા" પૂરતી છે! મુખ્ય સવાલને, સામ્રાજ્યવાદી મૂડીવાદી વર્ગ જેની ચર્ચા નથી કરવા દેતો એ સવાલને, અર્થાત્ પીડન ઉપર આધારિત **રાજ્યની સરહદોના** સવાલને, કાઉત્સ્કી અવગણે છે, મૂડીવાદી વર્ગને રાજી રાખવા માટે તેણે અધિકતમ તાત્ત્વિક બાબતને પ્રોગ્રામમાંથી હઠાવી દીધી છે. સર્વહારા વર્ગ કાનૂની તંત્રની **મર્યાદામાં** રહે અને રાજ્યની સરહદોના સવાલના સંબંધમાં "શાંતિપૂર્વક" મૂડીવાદી વર્ગને આધીન રહે ત્યાં સુધી મૂડીવાદી વર્ગ તમને ગમે તેટલી બધીયે "રાષ્ટ્રીય સમાનતા" અને "રાષ્ટ્રીય સ્વાયત્તતા"નું વચન આપવા તૈયાર છે! રાષ્ટ્રોના સંબંધમાં સામાજિક-લોકશાહીવાદના પ્રોગ્રામનું નિરૂપણ કાઉત્સ્કીએ ક્રાંતિકારી રીતે નહિ પરંતુ સુધારાવાદી રીતે કર્યું છે.

પારાબેલ્લમના રાષ્ટ્રો સંબંધી પ્રોગ્રામને, અથવા વધારે ચોકસાઈથી કહીએ તો "અમે ઈજાફતોની વિરુદ્ધ છીએ" એવી તેની **બાંયધરીઓને**, એ જ કારણસર Parteivorstand*નો, કાઉત્સ્કી તથા પ્લેખાનોવ અને કંપનીનો, પૂરેપૂરો ટેકો છે કે પ્રોગ્રામ વર્ચસ્વી સામાજિક-દેશભક્તોને ઉઘાડા નથી પાડતો. આવા પ્રોગ્રામને મૂડીવાદી શાંતિવાદીઓ પણ બહાલી આપશે. પારાબેલ્લમનો ભવ્ય **સામાન્ય** પ્રોગ્રામ ("મૂડીવાદ સામે ક્રાંતિકારી લોકવ્યાપી સંઘર્ષ") તેને— સાતમા દાયકામાં પ્રુધોંવાદીઓને સહાયભૂત થયેલો તેમ—રાષ્ટ્રોના સવાલના સંબંધમાં અડગ અને સમાન રૂપે ક્રાંતિકારી હોય એવો, એ પ્રોગ્રામને અનુરૂપ અને તેની ભાવનાથી ઓતપ્રોત, કાર્યક્રમ ઘડી કાઢવામાં સહાયભૂત નથી થતો પણ સામાજિક-દેશભક્તો માટે બારણું ખુલ્લું રાખવાની કામગીરી બજાવે છે. આપણા સામ્રાજ્યવાદી જમાનામાં આખી દુનિયામાં મોટા ભાગના સમાજવાદીઓ એવાં રાષ્ટ્રોના સભ્યો છે જે બીજાં રાષ્ટ્રોનું પીડન કરે છે અને એ પીડનને વિસ્તારવાની કોશિશો કરે છે. એટલે જ, આપણે જો એમ જાહેર ન કરીએ કે શાંતિ તેમ જ યુદ્ધ બેઉના સમયમાં પીડિત રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીની તરફેણમાં પ્રચાર ન કરે એવો પીડક રાજ્યનો સમાજવાદી બિલકલ સમાજવાદી નથી અને બિલકુલ આંતરરાષ્ટ્રવાદી નથી પણ અંધરાષ્ટ્રવાદી છે, તો આપણો "ઈજાફતો વિરુદ્ધ સંઘર્ષ" અર્થહીન બની જશે અને સામાજિક-દેશભક્તોને મુદ્દલ ગભરાવશે નહિ! સરકારી પ્રતિબંધોના ભંગ કરીને, એટલે

* જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની કાર્યવાહી સમિતિ.—સં.

કે આઝાદ અખબારોમાં, એટલે કે ગેરકાનૂની અખબારોમાં, આવો પ્રચાર ન કરે એવો પીડક રાષ્ટ્રનો સમાજવાદી રાષ્ટ્રોના સમાન અધિકારોનો ઢોંગી હિમાયતી છે!

જર્મન ભાષામાં લિખિત
૧૬(૨૯) ઑક્ટોબર, ૧૯૧૫ પહેલાં નહિ
હસ્તાક્ષર: N. Lenin
૧૯૨૭માં લેનિન લેખસંગ્રહ નં.૬માં
પ્રથમ વાર પ્રકાશિત

ગ્રંથ ૨૭
પૃ. ૬૧—૬૭

## સમાજવાદી ક્રાંતિ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર

(અવતરણ)

### ૬. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સંબંધમાં ત્રણ પ્રકારના દેશો

આ સંબંધમાં દેશોને ત્રણ મુખ્ય પ્રકારોમાં વિભાજિત કરવા જોઈએ.

પ્રથમ પ્રકાર—પશ્ચિમ યુરોપ અને અમેરિકાના ઉન્નત મૂડીવાદી દેશો. એ દેશોમાં મૂડીવાદી-પ્રગતિશીલ રાષ્ટ્રીય આંદોલનો લાંબા કાળ પહેલાં સમાપ્ત થઈ ચૂક્યાં છે. એ "મહાન" રાષ્ટ્રોમાંનું પ્રત્યેક રાષ્ટ્ર સંસ્થાનોમાં અને પોતાના દેશની અંદર એમ બન્ને રીતે બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરે છે. ઓગણીસમી સદીમાં આયર્લૅંડના સંબંધમાં ઈંગ્લૅંડના સર્વહારા વર્ગનાં જે કર્તવ્યો હતાં એ જ કર્તવ્યો આજે એ શાસક રાષ્ટ્રોના સર્વહારા વર્ગનાં છે.*

---

* ૧૯૧૪-૧૬ના યુદ્ધથી અળગાં રહેલાં કેટલાંક નાનાં રાજ્યોમાં—દાખલા તરીકે હોલૅંડ અને સ્વિટ્ઝર્લૅન્ડ—મૂડીદાર વર્ગ સામ્રાજ્યવાદી યુદ્ધમાં સામેલગીરીને ઉચિત સાબિત કરવા માટે "રાષ્ટ્રોના આત્મનિર્ણય"ના સૂત્રનો વિસ્તૃત ઉપયોગ કરે છે. એવા દેશોમાં આત્મનિર્ણયને તજી દેવા માટે સામાજિક-લોકશાહીવાદીઓને લલચાવતા કારણોમાંનું એક કારણ એ છે. **સામ્રાજ્યવાદી** યુદ્ધમાં "પિતૃભૂમિના રક્ષણ"ને તજી દેવાની સાચી સર્વહારા નીતિનું સમર્થન ખોટી દલીલો વડે કરવામાં આવે છે. તેનું પરિણામ સિદ્ધાંતમાં માર્ક્સવાદની વિકૃતિમાં આવે છે અને અમલમાં આપણને એક એવી વિલક્ષણ લઘુ-રાષ્ટ્રીય સંકુચિત-મનોદશા જોવા મળે છે જે "પ્રભુત્વ ધરાવતાં" રાષ્ટ્રો દ્વારા ગુલામીમાં જકડી રાખવામાં આવતાં રાષ્ટ્રોના **લાખોકરોડો લોકોની** વાત ભૂલી જાય છે. 'સામ્રાજ્યવાદ, યુદ્ધ, અને સામાજિક-લોકશાહીવાદ' નામની પોતાની ઉત્કૃષ્ટ પુસ્તિકામાં કોમરેડ હોર્ટર રાષ્ટ્રોના આત્મનિર્ણયના સિદ્ધાંતનો ખોટી રીતે અસ્વીકાર કરે છે પરંતુ ડચ ઈંડિઝને **તત્કાળ** "રાજકીય અને **રાષ્ટ્રીય** સ્વાધીનતા" આપવાની માગણી કરતી વેળા અને એ માગણીને આગળ ધરવાનો તથા તેને માટે લડવાનો ઈન્કાર કરતા ડચ તકવાદીઓને ઉઘાડા પાડતી વેળા તે એ સિદ્ધાંતને સાચી રીતે **લાગુ** કરે છે.

બીજો પ્રકાર—પૂર્વ યુરોપ: ઓસ્ટ્રિયા, બાલ્કન દેશો, અને વિશેષ રૂપે રશિયા. એ દેશોમાં ખાસ રૂપે વીસમી સદીએ મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોને વિકસાવ્યાં અને રાષ્ટ્રીય સંઘર્ષને તીવ્ર બનાવ્યો. એ દેશોના મૂડીવાદી-લોકશાહીવાદી સુધારાઓના સમાપનની અને બીજા દેશોની સમાજવાદી ક્રાંતિને સહાયતા આપવાની બાબતનો સંબંધ છે ત્યાં સુધી એ દેશોનો સર્વહારા વર્ગ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનું સમર્થન કરે નહિ તો પોતાનાં કર્તવ્યો પૂરાં ન જ કરી શકે. આ સંબંધમાં સૌથી મુશ્કેલ અને સૌથી મહત્ત્વનું કર્તવ્ય ઉત્પીડક રાષ્ટ્રોના કામદારોના વર્ગસંઘર્ષની ઉત્પીડિત રાષ્ટ્રોના કામદારોના વર્ગસંઘર્ષની જોડે એકતા સાધવાનું છે.

ત્રીજો પ્રકાર—ચીન, ઈરાન, અને તુર્કી જેવા અર્ધ-સાંસ્થાનિક દેશો અને બધાં સંસ્થાનો કે જેની કુલ વસતિ ૧૦૦ કરોડની છે. એ દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનો ભાગ્યે જ શરૂ થયાં છે અથવા સમાપ્તિથી હજી ઘણાં દૂર છે. સમાજવાદીઓએ સંસ્થાનોની કોઈ પણ જાતના વળતર વગર બિનશરતી અને તત્કાળ મુક્તિની માંગ ઉઠાવવી જોઈએ એટલું જ નહિ—અને રાજકીય અભિવ્યક્તિના રૂપમાં એ માંગનો મર્મ આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ સિવાય બીજો કશો નથી—પરંતુ એ દેશોનાં રાષ્ટ્રીય મુક્તિ માટેનાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોનાં અધિક ક્રાંતિકારી તત્ત્વોનું સમાજવાદીઓએ મક્કમ સમર્થન પણ કરવું જોઈએ અને એ દેશોનું ઉત્પીડન કરતી સામ્રાજ્યવાદી સત્તાઓની **વિરુદ્ધના** તેમના વિદ્રોહોમાં—અથવા ક્રાંતિકારી યુદ્ધ અસ્તિત્વમાં હોય તો એ યુદ્ધમાં—તેમને સહાય પણ કરવી જોઈએ.

૧૯૧૬ના જાન્યુઆરી-ફેબ્રુઆરીમાં લિખિત
૧૯૧૬ના એપ્રિલમાં સામયિક «*Vorbote*»ના
બીજા અંકમાં પ્રકાશિત
રશિયન ભાષામાં પહેલી વાર ૧૯૧૬ના
ઑક્ટોબરમાં લેખસંગ્રહ 'સોત્સિઆલ-
દેમોક્રાત'ના પ્રથમ ગ્રંથમાં પ્રકાશિત

ગ્રંથ ૨૭,
પૃ. ૨૬૦–૨૬૧

## દ્વિતીય સમાજવાદી સંમેલનમાં[54] રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની કેંદ્રીય સમિતિએ રજૂ કરેલી દરખાસ્તોનું પ્રાથમિક રૂપ

(અવતરણ)

૧૦. "શાંતિ કાર્યક્રમ"ના સંબંધમાં હાલ પ્રવર્તિત દંભમાં મુખ્ય મુદ્દો **પુરાણી** અને **નવી** બન્ને પ્રકારની **ઇજાફતોનો** સામનો કરવાની આવશ્યકતાની ધારી લેવામાં આવેલી સર્વસંમત સ્વીકૃતિનો છે. પરંતુ મોટા ભાગના દાખલાઓમાં, ઇજાફતો વિશે અને તેમનો સામનો કરવા વિશે વાતો કરનારાઓ **એ શબ્દ શો અર્થ સૂચિત કરે છે** તેનો એક પળ થોભીને વિચાર કરવાની કાં તો ઇચ્છા નથી ધરાવતા કે પછી શક્તિ જ નથી ધરાવતા. એ તો સ્પષ્ટ જ છે કે "વિદેશી" વિસ્તારને દેશની સીમાઓમાં સામેલ કરી દેવાના પ્રત્યેક કદમને એ લાગુ ન જ થઈ શકે કેમ કે સામાન્ય રૂપે સમાજવાદીઓ રાષ્ટ્રો વચ્ચેની સીમાઓને હઠાવી દેવાની, રાષ્ટ્રોના સુમેળ તથા એકીકરણની, અને વધારે મોટાં રાજ્યોની સ્થાપનાની તરફેણ કરે છે. એ તો સ્પષ્ટ જ છે કે વિદ્યમાન હાલતમાં કરવામાં આવતા પ્રત્યેક ફેરફારને ઇજાફત ન જ ગણી શકાય: એ તો ખુલ્લેખુલ્લું પ્રત્યાઘાતી દૃષ્ટિબિંદુ અને ઐતિહાસિક વિજ્ઞાનના પાયાના ખયાલોની ઠેકડી જ ગણાય. એ તો સ્પષ્ટ જ છે કે પ્રત્યેક જબરજસ્તીના લશ્કરી પ્રાદેશિક જોડાણને ઇજાફત ન જ ગણાવી શકાય કેમ કે હિંસાનો ઉપયોગ જો લોકસમુદાયોનાં હિતો કાજે અને માનવીય પ્રગતિને આગળ ધપાવવા માટે કરવામાં આવ્યો હોય તો સમાજવાદીઓ તેની સામે વાંધો ન જ ઉઠાવી શકે. એ તો સ્પષ્ટ જ છે કે વસતિની **ઇચ્છા વિરુદ્ધ** કરવામાં આવતાં પ્રાદેશિક જોડાણોને જ ઇજાફત ગણી શકાય અને ગણવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો ઇજાફતનો ખયાલ **રાષ્ટ્રોના આત્મનિર્ણયના** ખયાલની જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલો છે.

૧૧. મૂડીવાદી વર્ગ તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનો "ઇજાફત"નો ઝનૂની **"વિરોધ"—તે દુશ્મને** કરી હોય ત્યારે—**વર્તમાન** યુદ્ધનું અનિવાર્ય પરિણામ છે કેમ કે આ યુદ્ધ પરસ્પર લડતી "મોટી" સત્તાઓનાં બન્ને જૂથો

માટે સામ્રાજ્યવાદી યુદ્ધ છે. સુદેકુમ અને તેના છેક હાઅઝે તથા કાઉત્સ્કી સુધીના ઑસ્ટ્રો-જર્મનીના દોસ્તો અને સમર્થકો, જર્મનીએ આલ્સેસ-લોરેન, ડેન્માર્કના અમુક હિસ્સાઓ, પોલૅંડ, ઈત્યાદિની કરેલી ઈજાફત વિશે ચુપ છે, પરંતુ રશિયા દ્વારા ફિન્લૅંડ, પોલૅંડ, ઉક્રાઈના, કોકેસસ, ઈત્યાદિની અથવા બ્રિટન દ્વારા હિંદુસ્તાનની, વગેરે પ્રકારની "ઈજાફતનો મુકાબલો કરવા" વધારે પડતા તત્પર છે. બીજી તરફ, બ્રિટિશ, ફ્રેંચ, ઈટાલિયન, અને રશિયન સુદેકુમો, અર્થાત્ હાઈન્ડમેન, ગેદ, વેન્દરવેલ્દે, રેનાઉદેલ, ત્રેવેસ, પ્લેખાનોવ, અક્સેલરોદ, છેઈદ્ઝે અને કંપની, હિંદુસ્તાનમાં બ્રિટનની, નિસે તથા મોરોક્કોમાં ફ્રાંસની, ટ્રિપોલી તથા આલ્બેનિયામાં ઈટાલીની, અને, પોલૅંડ, ઉક્રાઈના, વગેરેમાં રશિયાની ઈજાફતો વિશે ચુપ છે પરંતુ જર્મનીએ "કરેલી ઈજાફતો વિરુદ્ધ" તેમની પાસે ઘણું કહેવાનું છે.

એ તો સ્પષ્ટ જ છે કે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા કાઉત્સ્કીપંથીઓનો આ પ્રકારનો "ઈજાફત વિરુદ્ધનો સંઘર્ષ" આરંભથી અંત સુધી દંભી છે. વળી એ ઉપરાંત મૂડીવાદી વર્ગ એ સંઘર્ષમાં મદદ કરે છે— પ્રત્યક્ષ રીતે અંધરાષ્ટ્રવાદી પ્રચાર માટે કરોડોની રકમોની ફાળવણી કરીને અને પરોક્ષ રીતે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તેમ જ કાઉત્સ્કીપંથીઓને કાનૂની પ્રચારનો ઈજારો આપીને.

સ્પષ્ટ છે કે આલ્સેસ-લોરેનની બાબતમાં યુદ્ધને ઉચિત ઠરાવતા ફ્રેંચ "સમાજવાદીઓ" અને જર્મનીથી અલગ થઈ જવાની આલ્સેસ-લોરેનને આઝાદી મળે એવી માગણી ન કરતા જર્મન "સમાજવાદીઓ", એ બન્ને પ્રકારના "સમાજવાદીઓ", તેમનાં સઘળાં વિપરીત વચનો છતાં ઈજાફતવાદીઓ જ છે. સાથે સાથે એ પણ સ્પષ્ટ છે કે "રશિયાના વિઘટન"ની વિરુદ્ધ બોલતા કે લખતા અથવા પોલૅંડને કોણ ગુલામ બનાવે એ બાબતનો ફેંસલો કરનારા યુદ્ધને હવે "ઈજાફત વગર સુલેહ"ના સૂત્ર હેઠળ સીધી અથવા આડકતરી રીતે ઉચિત ઠરાવતા રશિયન "સમાજવાદીઓ" પણ એવા જ ઈજાફતવાદીઓ છે, વગેરે, વગેરે.

**૧૨.** આ "ઈજાફત વિરુદ્ધના સંઘર્ષ"ને ઠાલા પ્રલાપમાં અથવા ધૃણાજનક દંભી કૃત્યમાં ન પલટાવી નાખવો હોય તો સમાજવાદીઓએ નીચે મુજબનાં કદમો ઉઠાવવાં જ જોઈએ: **એક**—સર્વહારા વર્ગ દ્વારા રાજકીય સત્તા ઉપર કબજા માટેના તથા સમાજવાદી ક્રાંતિ માટેના ક્રાંતિકારી સંઘર્ષની આવશ્યકતા વિશે લોકસમુદાયોને સમજાવવા. સામ્રાજ્યવાદી યુગની સમગ્ર પરિસ્થિતિઓમાંથી અને વર્તમાન સામ્રાજ્યવાદી યુદ્ધમાંથી એવી આવશ્યકતા સ્પષ્ટ રૂપે ઊભી થાય

10*

છે, અને કેવળ સર્વહારા વર્ગની રાજકીય સત્તા તથા સમાજવાદી ક્રાંતિ જ દૃઢ રૂપે અને દરેક ઠેકાણે રાષ્ટ્રો માટે આત્મનિર્ણયની બાંયધરી આપી શકે એમ છે, અર્થાત્ ઉત્પીડિત રાષ્ટ્રોને મુક્ત કરી શકે એમ છે, અને જોરજુલમથી નહિ પણ બધાં રાષ્ટ્રોના સર્વહારા વર્ગ તથા મહેનતકશ લોકસમુદાયો વચ્ચે સમાનતા તથા મનમેળના આધારે રાષ્ટ્રોનો સુમેળ તથા એકીકરણ સાધી શકે એમ છે. બે-સત્તાવાર સમાજવાદી પાર્ટીઓના બુરખાધારી અંધરાષ્ટ્રવાદ તથા ઈજાફતવાદની વિરુદ્ધ, ખાસ કરીને "મોટી" સત્તાઓમાં, શક્ય એટલા વધારે વ્યાપક પ્રચાર તથા આંદોલનકાર્યની તત્કાળ શરૂઆત કરી જ દેવી જોઈએ. સમાજવાદીઓએ લોકસમુદાયોને સમજાવવું જ જોઈએ કે આયર્લેંડ, હિંદુસ્તાન, વગેરેની પાર્થક્યની તત્કાળ આઝાદી માટે કામ ન કરતો હોય એવો કોઈ પણ બ્રિટિશ સમાજવાદી માત્ર શબ્દોમાં જ સમાજવાદી તથા આંતરરાષ્ટ્રવાદી છે પરંતુ કૃત્યમાં તો અંધરાષ્ટ્રવાદી અને ઈજાફતવાદી જ છે. ફ્રેંચ સંસ્થાનોની આઝાદી માટે ન લડતો હોય અને આલ્સેસ-લોરેનને હડપ કરી જવા માટેના જંગનો વિરોધ ન કરતો હોય એવા ફ્રેંચ સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે; અલ્સેસ-લોરેન, ડેન્માર્કવાસીઓ, પોલેંડવાસીઓ, બેલ્જિયનો, સર્બો, વગેરે માટે પાર્થક્યની આઝાદી ખાતર ન લડતો હોય એવા જર્મન સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે; ઉક્રાઈના, ફિન્લેંડ, વગેરેની પાર્થક્યની આઝાદી માટે તથા પોલેંડ સંબંધી જંગની વિરુદ્ધ ન લડતો હોય એવા રશિયન સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે; ટ્રિપોલી, આલ્બેનિયા, વગેરેની પાર્થક્યની આઝાદી માટે ન લડતો હોય એવા ઈટાલિયન સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે, ડચ ઈન્ડીઝની પાર્થક્યની આઝાદી તથા સ્વાધીનતા માટે ન લડતો હોય એવા ડચ સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે; પોલેંડવાસીઓ દ્વારા ઉત્પીડિત યહૂદીઓ તથા ઉક્રાઈનિયનોની સંપૂર્ણ આઝાદી અને સમાનતા માટે ન લડતો હોય એવા પોલીશ સમાજવાદીને પણ એ જ વાત લાગુ થાય છે, વગેરે, વગેરે.

૧૯૧૬ના ફેબ્રુઆરી—માર્ચ મહિનાના અંતમાં લિખિત
પહેલી વાર 'પ્રાવદા'ના ૨૫૫મા અંકમાં
૧૯૨૭ના નવેંબરની ૬—૭ તારીખે પ્રકાશિત

ગ્રંથ ૨૭
પૃ. ૪૬૨—૪૬૪

## જર્મન અને બિન-જર્મન અંધરાષ્ટ્રવાદ

(અવતરણ)

લેન્ચ, હેનિશ, ગ્રુનવાલ્ડ, અને જર્મન સામ્રાજ્યવાદી મૂડીવાદી વર્ગના "સમાજવાદી" ખાંધિયાઓની એ આખી જમાત જેના 'ઘંટ' નામના નાનકડા સામયિકમાં લેખો લખતી હોય છે એ પાર્વુસ સમેતના જર્મન અંધરાષ્ટ્રવાદીઓ બ્રિટન દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની સ્વાધીનતા જેવી બાબતો વિશે ચર્ચા કરવા સદા ઉત્સુક અને તત્પર રહે છે. એ જર્મન સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ—અર્થાત્ શબ્દોમાં સમાજવાદીઓ અને કૃત્યોમાં અંધરાષ્ટ્રવાદીઓ—તથા આખી જર્મન મૂડીવાદી અખબારી આલમ બ્રિટનનાં સંસ્થાનોમાં તેના નામોશીભર્યા, જુલમી, પ્રત્યાઘાતી, વગેરે પ્રકારના શાસન વિશે પૂરું જોર લગાવીને દેકારો મચાવે છે. જર્મન અખબારો હિંદુસ્તાનના મુક્તિ આંદોલન વિશે કીનાખોર ખુશી, પ્રશંસા, અને જોશથી ભરેલાં લખાણો લખતાં હોય છે.

એવા કીનાખોર આનંદોલ્લાસનું કારણ સમજવું મુશ્કેલ ન હોવું જોઈએ: હિંદુસ્તાનમાં અસંતોષની લાગણી તથા બ્રિટિશ-વિરોધી આંદોલનને ઉશ્કેરીને જર્મન મૂડીવાદી વર્ગ યુદ્ધ અંગેની પોતાની હાલતમાં સુધારો આણવાની આશા સેવે છે. બેશક, એ આશા મૂર્ખાઈભરી છે કેમ કે કરોડો લોકો તથા વિલક્ષણ રાષ્ટ્રની જિંદગીને દૂરથી, પરદેશી ભાષામાં, અને પદ્ધતિસર નહિ પણ ક્યારેક ક્યારેક જ, કેવળ યુદ્ધ દરમિયાન જ, પ્રભાવિત કરવાના પ્રયત્ન વિશે ઓછામાં ઓછું એટલું તો કહેવું જ પડે કે એ ગંભીર પ્રયત્ન નથી. વસ્તુત: જર્મન સામ્રાજ્યવાદી મૂડીવાદી વર્ગ હિંદુસ્તાનની ઉપર પ્રભાવ પાડવા કરતાં વધારે તો પોતાની જાતને જ આશ્વાસન આપવાની કોશિશ કરે છે, જર્મન પ્રજાને બેવકૂફ બનાવવા માગે છે, દેશની અંદરની સમસ્યાઓ ઉપરથી જર્મન પ્રજાનું ધ્યાન જુદી દિશામાં વાળવા માગે છે.

પરંતુ આવો સામાન્ય સૈદ્ધાંતિક સવાલ ઊભો થાય છે: તેની દલીલોની જૂઠાઈનું મૂળ શું છે? અથવા, જર્મન સામ્રાજ્યવાદીઓની ઠગબાજીને ઉઘાડી પાડવાનું ખાતરીભર્યું અને અસરકારક સાધન શું છે? આ સવાલનો સાચો સૈદ્ધાંતિક જવાબ એવા દંભીઓને પણ ચોક્કસ ઉઘાડા પાડશે જ કે જે સહેલાઈથી સમજી શકાય એવા કારણોસર પોતાના દંભને દરેક બાબત અને કોઈ પણ બાબત વિશે — આંતરરાષ્ટ્રવાદ સુદ્ધાં — છટાદાર વાણીવિલાસના જુવાળમાં છુપાવી દેવા, ઢાંકી દેવા, અથવા કપટી સ્વાંગ સજાવી દેવા આતુર છે. દુર્ભાગ્યે જે લોકો કહેવાતી જર્મન "સામાજિક-લોકશાહીવાદી" પાર્ટીના સભ્યો છે તે લેન્ચો, સુદેકુમો, અને શાઈદેમાનો જેવા જર્મન મૂડીવાદી વર્ગના બધા દલાલો આંતરરાષ્ટ્રવાદીઓ હોવાનો દાવો કરે છે. પરંતુ માનવીઓનું મૂલ્યાંકન તેમના શબ્દોથી નહિ પણ તેમનાં કૃત્યોથી જ કરવું જોઈએ. એ તો પુરાણી લોકોક્તિ છે. ખરેખર, સજ્જનો પોત્રેસોવ, લેવીત્સ્કી, બૂલ્કિન અને કંપનીનું મૂલ્યાંકન તેમના શબ્દોના આધારે રશિયામાં કોણ કરશે? બેશક, કોઈ જ નહિ.

જર્મન અંધરાષ્ટ્રવાદી દંભનું મૂળ એ હકીકતમાં છે કે પોતાના વેરી બ્રિટન દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની સ્વાધીનતા બાબત પોતાની હમદર્દીનો ઢોલ વગાડતી વેળા તેઓ **તેમના પોતાના** દેશ દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની સ્વાધીનતા વિશે ખૂબ નમ્ર — ક્યારેક તો ઘણી વધારે પડતી નમ્ર — ચુપકી સેવે છે.

'વોપ્રોસી સ્ત્રાખોવાનિયા,' અંક ૫, (૫૪) ગ્રંથ ૨૭
૩૧ મે, ૧૯૧૬ પૃ. ૨૯૬—૨૯૮

**સામ્રાજ્યવાદ**
**મૂડીવાદની સર્વોચ્ચ કક્ષા**
(અવતરણો)

## ૬. મોટી સત્તાઓ વચ્ચે દુનિયાની વહેંચણી

'યુરોપિયન સંસ્થાનોનો પ્રાદેશિક વિકાસ' નામના પોતાના પુસ્તકમાં ભૂગોળવેત્તા એ. સુપાને ઓગણીસમી સદીના અંતમાં એ વિકાસનો સંક્ષિપ્ત સારાંશ નીચે મુજબ આપ્યો છે.*

**યુરોપિયન સાંસ્થાનિક સત્તાઓની**
**માલિકીની ટકાવારી (અમેરીકાનાં સંયુક્ત રાજ્યો સહિત)**

| | ૧૮૭૬ | ૧૯૦૦ | વધારો અથવા ઘટાડો |
|---|---|---|---|
| આફ્રિકામાં | ૧૦.૮% | ૯૦.૪% | +૭૯.૬% |
| પોલિનેશિયામાં | ૫૬.૮% | ૯૮.૯% | +૪૨.૧% |
| એશિયામાં | ૫૧.૫% | ૫૬.૬% | +૫.૧% |
| આસ્ટ્રેલિયામાં | ૧૦૦.૦% | ૧૦૦.૦% | — |
| અમેરિકામાં | ૨૭.૫% | ૨૭.૨% | —૦.૩% |

સુપાન આવો નિષ્કર્ષ તારવે છે: "એટલે, એ સમયની લાક્ષણિક વિશેષતા આફ્રિકા અને પોલિનેશિયાની વહેંચણી છે. એશિયા અને આફ્રિકામાં હવે કોઈ ખાલી પ્રદેશ ન હોવાથી, એટલે કે કોઈ રાજ્યની માલિકી વિનાનો પ્રદેશ હવે બાકી ન હોવાથી, સુપાનના નિષ્કર્ષની વિશેષ છણાવટ કરતાં એ કહેવું જરૂરી બને છે કે અવલોકન હેઠળના સમયની લાક્ષણિક વિશેષતા છે દુનિયાના આખરી ભાગલા — 'આખરી' શબ્દનો અર્થ એવો નથી કે ફરી ભાગલા પાડવાનું અશક્ય છે; એથી ઊલટું, ફરી ભાગલા પાડવાનું શક્ય છે અને અનિવાર્ય છે — 'આખરી'

---

*એ. સુપાન, «*Die territoriale Entwicklung der europäischen Kolonien*» (યુરોપિયન સંસ્થાનોનો પ્રાદેશિક વિકાસ), ૧૯૦૬, પૃષ્ઠ ૨૫૪. — સં.

શબ્દનો અર્થ એ છે કે મૂડીવાદી દેશોની સાંસ્થાનિક નીતિએ આપણા ગ્રહના ખાલી પ્રદેશો કબજો કરી લેવાનું કામ **પરિપૂર્ણ કરી લીધું** છે. પહેલી જ વાર દુનિયા સંપૂર્ણપણે વિભાજિત થઈ ગઈ છે, એટલે ભવિષ્યમાં હવે કેવળ પુનઃવિભાજન જ શક્ય છે, અર્થાત્ માલિક વિનાનો પ્રદેશ કોઈ "માલિક"ના હાથમાં જવાને બદલે હવે પ્રદેશો કેવળ એક "માલિક"ના હાથમાંથી બીજાના હાથમાં જઈ શકે.

એટલે આપણે વિશ્વ સાંસ્થાનિક નીતિના એક વિશિષ્ટ યુગમાંથી પસાર થઈ રહ્યા છીએ. એ યુગ "મૂડીવાદના વિકાસના નવીનતમ તબક્કા" સાથે, નાણાકીય મૂડી સાથે, સૌથી ઘનિષ્ઠ રીતે સંકળાયેલો છે. એ કારણસર, સર્વપ્રથમ હકીકતોનું વધારે વિગતોમાં અવલોકન કરવું જરૂરી છે જેથી પુરોગામી યુગોથી આ યુગ કેવી રીતે જુદો પડે છે અને વર્તમાન પરિસ્થિતિ કેવી છે તેનો શક્ય એટલો સ્પષ્ટ અંદાજ કાઢી શકાય. સૌથી પહેલાં, હકીકત અંગે બે સવાલ ઊભા થાય છે. શું નાણાકીય મૂડીના યુગમાં જ સાંસ્થાનિક નીતિની ઉગ્રતા, સંસ્થાનો માટેના સંઘર્ષની તેજી, જોવામાં આવે છે? અને એ સંબંધમાં વર્તમાન સમયે દુનિયા કેવી રીતે વહેંચાયેલી છે?

સાંસ્થાનીકરણના ઇતિહાસ અંગેના પોતાના પુસ્તકમાં* લેખક મોરિસે ગ્રેટબ્રિટન, ફ્રાંસ, અને જર્મનીના ૧૯મી સદીના ભિન્ન ભિન્ન સમયના સાંસ્થાનિક કબજાઓ અંગેની સામગ્રીનો સારાંશ કાઢવાનો પ્રયાસ કર્યો છે. તેણે તારવેલાં પરિણામોનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છે:

**સાંસ્થાનિક કબજાઓ**

| વર્ષ | ગ્રેટબ્રિટન | | ફ્રાંસ | | જર્મની | |
|---|---|---|---|---|---|---|
| | વિસ્તાર (દશલક્ષ ચો.મા.) | વસતિ દશલક્ષ | વિસ્તાર દશલક્ષ ચો. મા. | વસતિ દશલક્ષ | વિસ્તાર (દશલક્ષ ચો. મા.) | વસતિ (દશલક્ષ) |
| ૧૮૧૫—૩૦ | ? | ૧૨૬.૪ | ૦.૦૨ | ૦.૫ | — | — |
| ૧૮૬૦ | ૨.૫ | ૧૪૫.૧ | ૦.૨ | ૩.૪ | — | — |
| ૧૮૮૦ | ૭.૭ | ૨૬૭.૯ | ૦.૭ | ૭.૫ | — | — |
| ૧૮૯૯ | ૯.૩ | ૩૦૯.૦ | ૩.૭ | ૫૬.૪ | ૧.૦ | ૧૪.૭ |

*હેનરી સી. મોરિસ, 'સાંસ્થાનીકરણનો ઇતિહાસ', ન્યુયોર્ક, ૧૯૦૦, ગ્રંથ ૧, પૃષ્ઠ ૪૧૯; ગ્રંથ ૨, પૃષ્ઠ ૮૮ અને ૩૦૪.

ગ્રેટબ્રિટનની સાંસ્થાનિક જીતોના પ્રચંડ વિસ્તરણનો સમય ૧૮૬૦થી ૧૮૮૦ છે અને ઓગણીસમી સદીનાં છેલ્લાં ૨૦ વર્ષો દરમિયાન પણ વિસ્તરણ સારા પ્રમાણમાં થયું હતું. ફ્રાંસ અને જર્મની માટે એવો સમય બરાબર છેલ્લાં ૨૦ વર્ષો દરમિયાન જ આવે છે. આપણે અગાઉ જોઈ ગયા કે પૂર્વ-ઇજારાશાહી મૂડીવાદનો વિકાસ, જેમાં મુક્ત હરીફાઈનું પ્રાધાન્ય હતું એવા મૂડીવાદનો વિકાસ, ૧૮૬૦ અને ૧૮૭૦ના દાયકાઓમાં ટોચ પર પહોંચ્યો હતો. આપણે જોઈએ છીએ કે **બરાબર એ સમય પછી** જ સાંસ્થાનિક જીતોની પ્રચંડ "તેજી"ની શરૂઆત થાય છે. વિશ્વના પ્રાદેશિક વિભાજન માટેનો સંઘર્ષ અસાધારણ રીતે ઉગ્ર બને છે. એટલે એ બાબતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે મૂડીવાદનું ઇજારાશાહી મૂડીવાદના તબક્કામાં થતું સંક્રમણ, નાણાકીય મૂડીવાદમાં થતું સંક્રમણ, દુનિયાના ભાગલા પાડવાના તીવ્ર થતા જતા સંઘર્ષ સાથે **જોડાયેલું છે.**

સામ્રાજ્યવાદ વિશેના પોતાના પુસ્તકમાં હોબસને ૧૮૮૪થી ૧૯૦૦ સુધીનાં વર્ષોના સમયને મુખ્ય યુરોપિયન રાજ્યોના તીવ્ર "વિસ્તરણ"ના યુગ તરીકે ઓળખાવ્યો છે. તેના અંદાજ પ્રમાણે એ વર્ષોના ગાળામાં ગ્રેટબ્રિટને ૫૭૦ ૦૦ ૦૦૦ વસતિવાળો ૩૭ ૦૦ ૦૦૦ ચો.મા.નો વિસ્તાર, ફ્રાંસે ૩૬૫ ૦૦ ૦૦૦ વસતિવાળો ૩૬ ૦૦ ૦૦૦ ચો. મા. નો વિસ્તાર, જર્મનીએ ૧૪૭ ૦૦ ૦૦૦ વસતિવાળો ૧૦ ૦૦ ૦૦૦ ચો.મા.નો વિસ્તાર, બેલ્જિયમે ૩૦૦ ૦૦ ૦૦૦ વસતિવાળો ૯૦૦ ૦૦૦ ચો.મા.નો વિસ્તાર, અને પોર્ટુગલે ૯૦૦૦૦૦૦ વસતિ ધરાવતો ૮૦૦ ૦૦૦ ચો.મા.નો વિસ્તાર કબજે કર્યો. ૧૯મી સદીના અંતમાં અને ખાસ કરીને ૧૮૮૦ના દાયકાથી મૂડીવાદી રાજ્યો દ્વારા સંસ્થાનોની શોધખોળ તો મુત્સદ્દીગીરીના અને વિદેશો સંબંધી રાજકારણના ઈતિહાસની સામાન્ય રૂપે જાણીતી વાત છે.

ગ્રેટબ્રિટનના મુક્ત હરીફાઈના અધિકતમ ખીલેલા સમયમાં, અર્થાત્ ૧૮૪૦થી ૧૮૬૦ સુધીના વખતમાં, બ્રિટનના આગેવાન મૂડીવાદી રાજકારણીઓ સાંસ્થાનિક નીતિના **વિરોધી** હતા અને એવો મત ધરાવતા હતા કે સંસ્થાનોની મુક્તિ અને બ્રિટનથી તેમની સંપૂર્ણ અલગતા અનિવાર્ય તેમ જ ઇચ્છનીય છે. ૧૮૯૮માં પ્રગટ કરેલા 'આધુનિક બ્રિટિશ સામ્રાજ્યવાદ'* નામના લેખમાં એમ.બીરે બતાવ્યું છે કે સામાન્ય રીતે સામ્રાજ્યવાદ તરફી વૃત્તિ ધરાવતા રાજપુરુષ ડિઝરાએલીએ ૧૮૫૨માં આવી જાહેરાત કરેલી: "સંસ્થાનો આપણાં ગળાંમાં ઘંટીનાં પડોની જેમ બંધાયેલાં છે." પરંતુ ૧૯મી સદીના અંતમાં

---

* *«Die Neue Zeit»*, *XVI*, *I*, ૧૮૯૮, પૃષ્ઠ ૩૦૨.

ઈંગ્લૅંડના એ ઘડીના શૂરવીરો હતા સેસિલ રોડ્ઝ અને જોસેફ ચેમ્બરલેન. તેઓ સામ્રાજ્યવાદની ખુલ્લી હિમાયત કરતા હતા અને સામ્રાજ્યવાદી નીતિનો બેશરમ રીતે અમલ કરતા હતા.

આધુનિક સામ્રાજ્યવાદના શુદ્ધ આર્થિક કહી શકાય એવા અને સામાજિક રાજકીય પાયાઓ વચ્ચેના સંબંધને એ અગ્રિમ બ્રિટિશ મૂડીવાદી રાજકારણીઓએ તે વખત સુધીમાં પારખી લીધો હતો એ વાતનું નિરીક્ષણ નીરસ નથી. ચેમ્બરલેને આધુનિક સામ્રાજ્યવાદની "સાચી, સુજ્ઞ, અને કરકસરની નીતિ" તરીકે હિમાયત કરી હતી અને વિશ્વ-બજારમાં ગ્રેટબ્રિટનને કરવા પડતા જર્મન, અમેરિકન, અને બેલ્જિયન હરીફાઈના મુકાબલા તરફ ખાસ નિર્દેશ કર્યો હતો. કાર્ટેલો, સિન્ડીકેટો, અને ટ્રસ્ટોની રચના કરતા જતા મૂડીવાદીઓ કહેતા હતા કે મુક્તિ તો ઈજારાશાહીમાં જ સમાયેલી છે. દુનિયાના જે ભાગોના હિસ્સા હજુ વહેંચી લેવામાં નહોતા આવ્યા તેને હડપ કરી જવાની ઉતાવળ કરતા મૂડીવાદી વર્ગના રાજકીય નેતાઓએ પડઘો પાડયો કે મુક્તિ તો ઈજારાશાહીમાં જ સમાયેલી છે. અને સેસિલ રોડ્ઝનો ઘનિષ્ઠ પત્રકાર મિત્ર સ્ટેડ આપણને જણાવે છે તેમ સેસિલ રોડ્ઝે ૧૮૯૫માં પોતાના સામ્રાજ્યવાદી વિચારો સ્ટેડની સમક્ષ નીચે મુજબ રજૂ કર્યા હતા: "ગઈકાલે હું લંડનના ઈસ્ટ-એન્ડમાં (કામદાર વિસ્તારમાં) ગયો હતો અને ત્યાં મેં બેકારોની એક સભામાં હાજરી આપી. ત્યાં મેં ઉશ્કેરાટભર્યાં ભાષણો સાંભળ્યાં જેમાં ફક્ત 'રોટી! રોટી!'ની રાડારાડી જ હતી. ઘેર પાછા ફરતી વખતે એ દૃશ્ય વિશે વિચાર કરતાં મને સામ્રાજ્યવાદના મહત્ત્વ અંગે પહેલાં કદી નહોતી થઈ એવી પાકી પ્રતીતિ થઈ ગઈ... મારા દિલમાં સદા રમતો ખયાલ છે સામાજિક સમસ્યાના ઉકેલનો, અર્થાત્ બ્રિટનની ૪૦૦ ૦૦ ૦૦૦ વસતિને ખૂનખાર આંતરવિગ્રહથી બચાવવી હોય તો આપણે સાંસ્થાનિક રાજપુરુષોએ નવા વિસ્તારો કબજે કરવા જ જોઈએ જેથી વધારાની વસતિને ત્યાં વસાવી શકાય, કારખાનાં અને ખાણોમાં પેદા થતા માલ માટે નવાં બજારો પૂરાં પાડી શકાય. મેં હંમેશાં કહ્યું છે તેમ સામ્રાજ્યવાદ તો દાળરોટીનો સવાલ છે. જો તમારે આંતરવિગ્રહ નિવારવો હોય તો તમારે સામ્રાજ્યવાદી બનવું જ પડે."*

જે માણસ કરોડપતિ હતો, નાણાનો સમ્રાટ હતો, અંગ્રેજ-બોઅર યુદ્ધ માટે મુખ્યત્વે જવાબદાર હતો, એ સેસિલ રોડ્ઝે ૧૮૯૫માં એવા શબ્દો કહેલા.

* *«Die Neue Zeit» XVI, I,* ૧૮૯૯, પૃષ્ઠ ૩૦૪.

એ વાત સાચી કે સામ્રાજ્યવાદનો તેનો બચાવ કઢંગો અને બેશરમ છે; પરંતુ તાત્પર્યમાં તે સજ્જનો માસલોવ, સુદેકુમ પોત્રેસોવ, ડેવિડ, અને રશિયન માર્ક્સવાદના સંસ્થાપક[55] તેમ જ બીજાઓ દ્વારા સમર્થિત "સિદ્ધાંત"થી જુદો નથી. સેસિલ રોડ્ઝ થોડોક વધારે ઈમાનદાર સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો...

દુનિયાના પ્રાદેશિક વિભાજનનું અને છેલ્લા દાયકામાં આ અંગે જે કંઈ પરિવર્તનો થયાં છે તેનું શક્ય તેટલું ચોક્કસ ચિત્ર રજૂ કરવા માટે અમે વિશ્વની તમામ સત્તાઓના સાંસ્થાનિક કબજાઓ અંગેના પુસ્તકમાં સુપાને પૂરી પાડેલી સામગ્રીનો ઉપયોગ કરીશું. સુપાન ૧૮૭૬ અને ૧૯૦૦નાં વર્ષો લે છે. આપણે ૧૮૭૬નું વર્ષ લઈએ—એ વર્ષ યોગ્ય રીતે જ પસંદ કરવામાં આવ્યું છે કેમ કે બરાબર એ સમય સુધીમાં જ પશ્ચિમ યુરોપીય મૂડીવાદના વિકાસનો ઈજારાશાહી પૂર્વેનો તબક્કો મુખ્યત્વે પૂરો થઈ ગયો હતો એમ કહી શકાય—અને બીજું વર્ષ લઈએ ૧૯૧૪નું. એ ઉપરાંત, સુપાનના આંકડા રજૂ કરવાને બદલે અમે વધારે નજીકના સમયના હુબનરના 'ભૌગોલિક અને સાંખ્યિકીય કોઠાઓના' આંકડા ટાંકીશું. સુપાન સંસ્થાનોના જ આંકડા આપે છે. અમને લાગે છે કે વિશ્વના વિભાજનનું સંપૂર્ણ ચિત્ર રજૂ કરવા માટે બિનસાંસ્થાનિક અને અર્ધસાંસ્થાનિક દેશોના સંક્ષિપ્ત આંકડા ઉમેરવા જરૂરી છે. એ પ્રકારના દેશોમાં અમે ઈરાન, ચીન, અને તુર્કીને મૂકીએ છીએ. તેમાંથી ઈરાન તો લગભગ સંસ્થાન બની ચૂક્યું છે, અને ચીન તથા તુર્કી સંસ્થાનો બની રહ્યાં છે.

એ બધી સામગ્રીમાંથી આપણને નીચે મુજબનો સારાંશ જોવા મળે છે:

આ આંકડાઓ પરથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે ૧૯મી અને ૨૦મી સદીઓના સંગમ પર દુનિયાના ભાગલા કેટલા "પૂર્ણ" રૂપે પડી ગયા હતા. ૧૮૭૬ પછી સાંસ્થાનિક કબજા પ્રચંડ પ્રમાણમાં વધ્યા, ૫૦ ટકાથી અધિક વધારો થયો; મોટી છ સત્તાઓના ૪૦૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટરમાંથી ૬૫૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટરનો વિસ્તાર થઈ ગયો. આ વધારો ૨૫૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટર જેટલો છે, એટલે કે સંસ્થાનોના માલિક દેશોના વિસ્તારથી (૧૬૫૦૦૦૦૦ ચોરસ કિલોમીટરથી) દોઢ ગણો વિસ્તાર થાય છે. ૧૮૭૬માં ત્રણ સત્તાઓ પાસે સંસ્થાનો નહોતાં, અને ચોથી સત્તા ફ્રાંસ પાસે નહિવત્ પ્રદેશ હતો. ૧૯૧૪ સુધીમાં આ ચાર સત્તાઓએ ૧૪૧૦૦૦૦૦ ચોરસ કિલોમીટર વિસ્તારનાં સંસ્થાનો કબજે કરી લીધાં હતાં; અર્થાત્ યુરોપના ક્ષેત્રફળ કરતાં દોઢ ગણો વિસ્તાર કબજે કરી લીધો હતો. એ વિસ્તારમાં ૧૦૦૦૦૦૦૦૦ લોકો વસતા હતા. સાંસ્થાનિક કબજાઓના વિસ્તરણની ગતિમાં ઘણી મોટી

**મોટી સત્તાઓની સાંસ્થાનિક મિલકતો**
(દશલક્ષ ચોરસ કિલોમીટર અને દશલક્ષ વસતિમાં)

| | સંસ્થાનો | | | | માલિક દેશો | | કુલ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૭૬ | | ૧૯૧૪ | | ૧૯૧૪ | | ૧૯૧૪ | |
| | વિસ્તાર | વસતિ | વિસ્તાર | વસતિ | વિસ્તાર | વસતિ | વિસ્તાર | વસતિ |
| ગ્રેટબ્રિટન | ૨૨.૫ | ૨૫૧.૯ | ૩૩.૫ | ૩૯૩.૫ | ૦.૩ | ૪૬.૫ | ૩૩.૮ | ૪૪૦.૦ |
| રશિયા | ૧૭.૦ | ૧૫.૯ | ૧૭.૪ | ૩૩.૨ | ૫.૪ | ૧૩૬.૨ | ૨૨.૮ | ૧૬૯.૪ |
| ફ્રાંસ | ૦.૯ | ૬.૦ | ૧૦.૬ | ૫૫.૫ | ૦.૫ | ૩૯.૬ | ૧૧.૧ | ૯૫.૧ |
| જર્મની | — | — | ૨.૯ | ૧૨.૩ | ૦.૫ | ૬૪.૯ | ૩.૪ | ૭૭.૨ |
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | — | — | ૦.૩ | ૯.૭ | ૯.૪ | ૯૭.૦ | ૯.૭ | ૧૦૬.૭ |
| જાપાન | — | — | ૦.૩ | ૧૯.૨ | ૦.૪ | ૫૩.૦ | ૦.૭ | ૭૨.૨ |
| **છ મોટી સત્તાનો કુલ સરવાળો** | ૪૦.૪ | ૨૭૩.૮ | ૬૫.૦ | ૫૨૩.૪ | ૧૬.૫ | ૪૩૭.૨ | ૮૧.૫ | ૯૬૦.૬ |
| બીજી સત્તાઓ (બેલ્જિયમ, હોલૅંડ વગેરે)નાં સંસ્થાનો | — | — | — | — | — | — | ૯.૯ | ૪૫.૩ |
| અર્ધસાંસ્થાનિક દેશો (ઈરાન, ચીન, તુર્કી) | — | — | — | — | — | — | ૧૪.૫ | ૩૬૧.૨ |
| બીજા દેશો | — | — | — | — | — | — | ૨૮.૦ | ૨૮૯.૯ |
| **આખી દુનિયાનો સરવાળો** | — | — | — | — | — | — | ૧૩૩.૯ | ૧૬૫૭.૦ |

અસમાનતા છે. દાખલા તરીકે, જેના ક્ષેત્રફળ અને વસતિમાં બહુ મોટો ફરક નથી એવા ફ્રાંસ, જર્મની, અને જાપાનની આપણે સરખામણી કરીએ તો જોઈ શકીશું કે પહેલા એક દેશે બાકીના બે દેશોની સંયુક્ત પ્રાપ્તિ કરતાં ત્રણ ગણો પ્રદેશ કબજે કર્યો છે. જે સમયની આપણે ગણતરી કરીએ છીએ તે સમયની શરૂઆતમાં જર્મની અને જાપાન બંનેના સંયુક્ત મુકાબલે ફ્રાંસ નાણાકીય મૂડીની બાબતમાં કેટલાક ગણું વધારે શ્રીમંત હતું. ચોખ્ખા આર્થિક સંજોગો ઉપરાંત અને તેના આધાર પર, ભૌગોલિક તથા અન્ય સંજોગો પણ સાંસ્થાનિક કબજાઓના પ્રમાણો ઉપર અસર કરે છે. ગત દાયકાઓ દરમિયાન વિશાળ પાયાના ઉદ્યોગના, વિનિમયના, અને નાણાકીય મૂડીના દબાણના પરિણામે આખી દુનિયાને, જુદા જુદા દેશોના આર્થિક તથા જીવન સંજોગોને, એકસરખા ધોરણ પર આણવાની પ્રક્રિયા ભલે ગમે એટલી પ્રબળ રહી હોય તે છતાં સારા પ્રમાણમાં તફાવતો હજુ રહી ગયા છે; અને જે છ દેશોનો નિર્દેશ કર્યો છે તેમાં આપણે જોઈએ છીએ: પ્રથમ — જેમની પ્રગતિ અસાધારણ ઝડપે થઈ છે એવા નવા મૂડીવાદી દેશો (અમેરિકા, જર્મની, જાપાન); દ્વિતીય — જેમની પ્રગતિ છેલ્લા થોડા વખત દરમિયાન ઉપર દર્શાવેલા દેશોને મુકાબલે ઘણી ધીમી રહી છે એવા જના મૂડીવાદી વિકાસના દેશો (ફ્રાંસ અને ગ્રેટબ્રિટન); અને તૃતીય — આર્થિક દૃષ્ટિએ સૌથી પછાત દેશ (રશિયા) કે જ્યાં નવો મૂડીવાદી સામ્રાજ્યવાદ મૂડીવાદ પૂર્વેના સંબંધોની વિશેષ રૂપે ઘનિષ્ઠ જાળમાં અટવાઈ ગયો છે એમ કહી શકાય.

મોટી સત્તાઓનાં સંસ્થાનોની સાથે સાથે અમે નાની સત્તાઓનાં નાનાં સંસ્થાનો મૂક્યાં છે. એમ કહી શકાય કે સંસ્થાનોના "પુનઃવિભાજન"નાં શક્ય અને સંભવિત લક્ષ્યો એ નાનાં સંસ્થાનો છે. એ નાનાં રાજ્યોમાંથી મોટા ભાગનાં રાજ્યો પોતાનાં સંસ્થાનોને ફક્ત એ કારણે જ સાચવી રાખી શક્યાં છે કે મોટી સત્તાઓનાં હિતો એકબીજા જોડે અથડાય છે, તેમની વચ્ચે ઘર્ષણ છે, ઈત્યાદિ. એટલે લૂંટના માલની વહેંચણીની બાબતમાં તેઓ એકમત થઈ શકતા નથી. "અર્ધસાંસ્થાનિક" રાજ્યો સંક્રાંતિકાળનાં સ્વરૂપોનું ઉદાહરણ છે, પ્રકૃતિ અને સમાજનાં તમામ ક્ષેત્રોમાં એ સ્વરૂપો જોવા મળે છે. એમ કહી શકાય કે તમામ આર્થિક અને તમામ આંતરરાષ્ટ્રીય સંબંધોમાં નાણાકીય મૂડી એટલું મોટું, એવું નિર્ણાયક, બળ છે કે પૂર્ણતમ રાજકીય સ્વાતંત્ર્ય ભોગવતાં રાજ્યોને પણ તે પોતાને આધીન બનાવી દેવાને સમર્થ છે અને ખરેખર તેમ કરે પણ છે. આપણે થોડા વખતમાં જ તેનાં ઉદાહરણો જોઈશું. અલબત્ત, જેમાં પરાધીન દેશો અને

પ્રજાઓનું રાજકીય સ્વાતંત્ર્ય ઝૂંટવાઈ જાય **એવી** પરાધીનતા નાણાકીય મૂડી માટે સૌથી વધારે "સુગમ" હોય છે અને તેમાંથી તે વધારેમાં વધારે નફો હાંસલ કરે છે. આ સંબંધમાં અર્ધસાંસ્થાનિક દેશો "મધ્યવર્તી તબક્કા"નું લાક્ષણિક ઉદાહરણ પૂરું પાડે છે. જ્યારે બાકીની દુનિયાની વહેંચણી થઈ જ ચૂકી છે ત્યારે નાણાકીય મૂડીના યુગમાં, આ અર્ધસાંસ્થાનિક દેશો માટેનો સંઘર્ષ વિશેષ રૂપે તીવ્ર બની ગયો છે તે સ્વાભાવિક છે.

મૂડીવાદના નવીનતમ તબક્કા પૂર્વે, અને ખુદ મૂડીવાદ પૂર્વે પણ, સાંસ્થાનિક નીતિ અને સામ્રાજ્યવાદ અસ્તિત્વમાં હતાં. ગુલામીના પાયા ઉપર હયાત રોમ સાંસ્થાનિક નીતિ અનુસરતું હતું અને સામ્રાજ્યવાદનો અમલ કરતું હતું. પરંતુ સામ્રાજ્યવાદને લગતાં સામાજિક-આર્થિક પદ્ધતિઓના મૂળભૂત તફાવતોની અવગણના કરતાં અથવા તેમને પૃષ્ઠભૂમિમાં હડસેલી દેતાં "સામાન્ય" વિવેચનો અનિવાર્ય રૂપે "બૃહત્તર રોમ અને બૃહત્તર બ્રિટન"* વચ્ચેની સરખામણી જેવી અત્યંત નીરસ ક્ષુદ્રતા અથવા ડંફાસ જેટલાં નીચે ઊતરી પડે છે. મૂડીવાદના **અત્યાર પહેલાંના** તબક્કાઓની સાંસ્થાનિક નીતિ પણ નાણાકીય મૂડીની સાંસ્થાનિક નીતિ કરતાં તાત્ત્વિક રૂપે ભિન્ન રહી છે.

મૂડીવાદના નવીનતમ તબક્કાનું મુખ્ય લક્ષણ મોટા મૂડીદારોના ઈજારદાર સંઘોનું વર્ચસ્વ છે. જ્યારે કોઈ એક જથ કાચા માલના **તમામ** સ્રોતો હાથ કરી લે છે ત્યારે એ ઈજારાશાહીઓ અધિકતમ દૃઢ રીતે સ્થાપિત થાય છે, અને આપણે જોયું છે કે કેટલા જુસ્સાથી આંતરરાષ્ટ્રીય મૂડીવાદી સંઘો પોતાના હરીફો પાસેથી તમામ તકો ઝડપી લેવા માટે, દાખલા તરીકે કાચા લોખંડનાં ક્ષેત્રો તથા તેલના વિસ્તારો વગેરે ખરીદી લેવા માટે, એકેએક પ્રયાસ કરી છૂટે છે. હરીફો સામેના સંઘર્ષ દરમિયાન હરીફો કાનૂન દ્વારા રાજ્ય-ઈજારાશાહીની સ્થાપના કરીને રક્ષણ મેળવવાનું પસંદ કરે એવી શક્યતા સમેતની હરકોઈ શક્યતાની સામે, ફક્ત સાંસ્થાનિક મિલકત જ ઈજારાશાહીઓને સંપૂર્ણ ગેરંટી પૂરી પાડે છે. મૂડીવાદ જેમ વધુ વિકસે છે તેમ કાચા માલની અછત વધારે તીવ્ર રૂપે અનુભવાય છે, દુનિયાભરમાં કાચા માલ માટેની હરીફાઈ અને શોધખોળ વધારે તીવ્ર બને છે, અને સંસ્થાનો પ્રાપ્ત કરવા માટેનો સંઘર્ષ વધારે ભયાનક બને છે.

---

*સી. પી. લુકાસ, 'બૃહત્તર રોમ અને બૃહત્તર બ્રિટન', ઓક્સફર્ડ, ૧૯૧૨, અથવા અર્લ ઓફ ક્રોમરનું પુસ્તક 'પ્રાચીન અને આધુનિક સામ્રાજ્યવાદ,' લંડન, ૧૯૧૦.—સં.

શિલ્દર લખે છે: "જોકે કેટલાક લોકોને એ વાત વિરોધાભાસી લાગશે છતાંયે ખાતરીપૂર્વક કહી શકાય એમ છે કે વધતે ઓછે અંશે જોઈ શકાતા ભવિષ્યમાં શહેરી અને ઔદ્યોગિક વસતિનો વિકાસ વિશેષત: કાચા માલની તંગીને કારણે રૂંધાશે." દાખલા તરીકે ઈમારતી લાકડાની—જેની કિંમત ધીમે ધીમે વધતી જાય છે—ચામડાની, તેમ જ કાપડ-ઉદ્યોગ માટે કાચા માલની તંગી વધતી જાય છે. "કારખાનાદારોનાં મંડળો સમસ્ત વિશ્વ અર્થતંત્રમાં ખેતી અને ઉદ્યોગ વચ્ચે સમતુલા લાવવાના પ્રયાસો કરે છે. તેના ઉદાહરણ તરીકે આપણે ૧૯૦૪માં સૌથી અગત્યના કેટલાક ઔદ્યોગિક દેશોમાં ઈન્ટરનેશનલ ફેડરેશન ઓફ કોટન સ્પીનર્સ એસોસિયેશનોની સ્થાપનાનો નિર્દેશ કરી શકીએ, અને ૧૯૧૦માં એવા જ ધોરણ પર સ્થપાયેલ યુરોપિયન ફેડરેશન ઓફ ફ્લેક્સ સ્પીનર્સ એસોસિયેશનોનો ઉલ્લેખ કરી શકીએ."*

અલબત્ત, મૂડીવાદી સુધારાવાદીઓ અને તેમાંયે ખાસ કરીને કાઉત્સ્કીના વર્તમાન અનુયાયીઓ આ પ્રકારની હકીકતોનું મૂલ્યાંકન કમ આંકવાની કોશિશ કરે છે. તેઓ દલીલ કરે છે કે "ખર્ચાળ અને જોખમી" સાંસ્થાનિક નીતિ અપનાવ્યા વિના કાચો માલ ખુલ્લા બજારમાંથી પ્રાપ્ત "કરી શકાય" તેમ છે, અને સામાન્યત: "કેવળ" ખેતીમાં સુધારો કરીને કાચા માલનો પુરવઠો જંગી પાયા ઉપર "વધારી શકાય" તેમ છે. પરંતુ આવી દલીલો તો સામ્રાજ્યવાદના પક્ષનો જ બચાવ બની જાય છે, સામ્રાજ્યવાદને શોભાયમાન બનાવવાનો જ પ્રયાસ બની જાય છે, કેમ કે એ દલીલો મૂડીવાદના નવીનતમ તબક્કાના, અર્થાત્ ઈજારાશાહીના, મુખ્ય લક્ષણની અવગણના કરે છે. મુક્ત બજારો વધારે ને વધારે પ્રમાણમાં ભૂતકાળની બાબત બની રહ્યાં છે. ઈજારાશાહીવાદી સિન્ડિકેટો અને ટ્રસ્ટો તેને દિવસે ને દહાડે સંકુચિત કરતાં જાય છે, અને ખેતીમાં "કેવળ" સુધારો કરવો એટલે આમજનતાની હાલત સુધારવી, પગાર વધારવા, અને નફા ઘટાડવા. સંસ્થાનો જીતવાને બદલે આમજનતાની હાલત સુધારવાની ચિંતા કરવાનો ગુણ ધરાવતાં હોય એવાં કોઈ ટ્રસ્ટો લાગણીપ્રધાન સુધારાવાદીની કલ્પના સિવાય બીજે ક્યાંય હયાત છે ખરાં?

નાણાકીય મૂડીની દિલપસ્પી કાચા માલનાં માત્ર શોધાઈ ચૂકેલાં ઉગમસ્થાનો પૂરતી જ સીમિત નથી, તેને સંભવિત ઉગમસ્થાનોમાં પણ રસ છે કેમ કે

---

* Dr. Siegmund Schilder. «*Entwicklungstendenzen der Weltwirtschaft*» Berlin, 1912, Bd I. પૃષ્ઠ ૩૮—૪૨

વર્તમાન જમાનાનો ટેકનિકલ વિકાસ અત્યંત ઝડપી છે અને જો નવી પદ્ધતિઓનો ઉપયોગ કરવામાં આવે (એવી નવી પદ્ધતિઓ ઘડી કાઢવા માટે એંજિનિયરો, ખેતીનિષ્ણાતો, વગેરેની એક ખાસ ટુકડીને કોઈ મોટી બૅંક સુસજ્જિત કરી શકે) તથા મોટા પાયા પર મૂડી રોકવામાં આવે તો જે જમીન આજે બિનઉપયોગી છે તેને આવતી કાલે ફળદ્રૂપ બનાવી દઈ શકાય તેમ છે. આ વાત ખનીજ ભંડારોની શોધખોળ, કાચો માલ તૈયાર કરવાની નવી પદ્ધતિ તથા તેનો ઉપયોગ કરવાના નવા તરીકાઓ, વગેરેને પણ લાગુ પડે છે. એટલે નાણાકીય મૂડી અનિવાર્ય રીતે પોતાનો આર્થિક વિસ્તાર વધારવાનો અને સામાન્ય વિસ્તાર પણ વધારવાનો પ્રયાસ કરે છે. જે રીતે ટ્રસ્ટો "સંભવિત" (વર્તમાન નહિ) નફાઓ તથા ઇજારાશાહીનાં વિશેષ પરિણામોને લક્ષમાં લઈને પોતાની મિલકતને તેના મૂલ્ય કરતાં બે કે ત્રણ ગણી મૂડીમાં ફેરવી નાખે છે એ જ રીતે નાણાકીય મૂડી કાચા માલના સંભવિત સ્રોતોને લક્ષમાં લઈને અને બિનવિભાજિત પ્રદેશના આખરી અંશો માટેના તથા વિભાજિત થઈ ગયેલા પ્રદેશોના ફરી વાર ભાગલા પાડવા માટેના ઉગ્ર સંઘર્ષમાં પાછળ રહી જવાની બીકને કારણે સામાન્ય રીતે તમામ પ્રકારની જગ્યાઓમાં અને દરેક રીત અજમાવીને દરેક પ્રકારની વધારેમાં વધારે જમીન ઉપર કબજો કરી લેવાની કોશિશ કરે છે.

બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ **પોતાના** સંસ્થાન મિસરમાં કપાસની ખેતીના વિકાસ માટે હર પ્રકારની કોશિશો કરે છે (૧૯૦૪માં ૨૩ લાખ હેક્ટેર જમીનમાં ખેતી થઈ હતી, જેમાંથી છ લાખ હેક્ટેર અથવા ચોથા ભાગથી વધારે જમીનમાં કપાસનું વાવેતર થયું હતું). રશિયનો **પોતાના** સંસ્થાન તુર્કસ્તાનમાં એમ જ કરી રહ્યા છે કેમ કે એમ કરીને તેઓ પોતાના પરદેશી હરીફોનો પરાજય કરવા માટે બહેતર સ્થિતિમાં આવી જશે, કાચા માલના સ્રોતો પર ઇજારાશાહી સ્થાપી શકશે, અને વિશેષ કરકસરવાળું તથા નફાકારક ટ્રસ્ટ રચી શકશે જેમાં કપાસના ઉત્પાદનની અને તેને કારખાનામાં તૈયાર કરવાની **તમામ** પ્રક્રિયાઓને "સંયુક્ત" કરી દેવામાં આવશે અને માલિકોના એક જૂથના હાથમાં તે કેંદ્રિત થશે.

મૂડીની નિકાસમાં જે હિતોને આગળ લઈ જવાનાં હોય છે તેને કારણે પણ સંસ્થાનોની જીતને પ્રોત્સાહન મળે છે કેમ કે હરીફાઈ નાબૂદ કરવા, પુરવઠો જાળવી રાખવા, જરૂરી "સંબંધો" કેળવવા, વગેરે માટે સાંસ્થાનિક બજારમાં ઇજારાશાહીવાદી પદ્ધતિઓ અપનાવવાનું વધારે સહેલું હોય છે (અને ક્યારેક ફક્ત એ પદ્ધતિઓ જ અમલમાં મૂકી શકાય એમ હોય છે).

નાણાકીય મૂડી, તેનું રાજકારણ, અને તેની વિચારસરણીના આધાર ઉપર વિકસતી બિન-આર્થિક ઉપલાણ રચના સંસ્થાનો જીતવાના પ્રયાસોને ઉત્તેજન આપે છે. હિલ્ફર્ડિંગ સાચું જ કહે છે કે "નાણાકીય મૂડીને સ્વાતંત્ર્ય ખપતું નથી, તેને તો જોઈએ છે વર્ચસ્વ." સેસિલ રોડ્ઝના ઉપર ટાંકવામાં આવેલા વિચારોને જાણે વિકસાવવા માગતો હોય અને તેની પુરવણી કરવા માગતો હોય તેમ એક ફ્રેંચ મૂડીવાદી લેખક લખે છે કે આધુનિક સાંસ્થાનિક નીતિનાં આર્થિક કારણોમાં સામાજિક કારણોનો ઉમેરો કરવો જોઈએ: "માત્ર કામદાર સમુદાયો ઉપર જ નહિ પરંતુ મધ્યમ વર્ગો ઉપર પણ તોળાઈ રહેલી જીવનની વધતી જતી જટિલતાઓ અને મુશ્કેલીઓને લીધે જની સંસ્કૃતિના તમામ દેશોમાં અધીરાઈ, ઉશ્કેરાટ, અને તિરસ્કારના ગંજ ખડકાઈ રહ્યા છે અને તે જાહેર વ્યવસ્થા માટે ભયરૂપ બની રહ્યા છે; ચોક્કસ વર્ગીય માર્ગે જે શક્તિ ઊછળીને બહાર ધસી આવી રહી છે તેને ગૃહક્ષેત્રે ધડાકો કરતી અટકાવવા માટે વિદેશોમાં કામે લગાડી દેવી જોઈએ."*

મૂડીવાદી સામ્રાજ્યવાદના યુગની સાંસ્થાનિક નીતિ અંગે આપણે વાત કરી રહ્યા છીએ એટલે એ વાતને લક્ષમાં લેવી જ જોઈએ કે નાણાકીય મૂડી અને તેની વિદેશનીતિ, જે દુનિયાના રાજકીય તથા આર્થિક વિભાજન માટે મોટી સત્તાઓનો સંઘર્ષ છે, રાજ્ય-પરાધીનતાનાં કેટલાંય **સંક્રમણાત્મક** રૂપોને જન્મ આપે છે. આ યુગની કંઈ એ એક જ ખાસિયત નથી કે સંસ્થાનોના માલિક દેશો અને સંસ્થાનો જેવાં ભિન્ન ભિન્ન દેશોનાં બે જૂથો અસ્તિત્વ ધરાવે છે, પરંતુ આ યુગમાં વિવિધ રૂપનાં પરાધીન રાજ્યો પણ અસ્તિત્વમાં આવ્યાં છે જે સત્તાવાર રીતે રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર છે પણ વસ્તુત: નાણાકીય અને રાજનૈતિક પરાધીનતાની જાળમાં ફસાયેલાં છે. પરાધીનતાના એક રૂપનો— અર્ધસંસ્થાનનો—ઉલ્લેખ અમે કરી ચૂક્યા છીએ. બીજા રૂપનું ઉદાહરણ આર્જેન્ટિના પૂરું પાડે છે.

બ્રિટિશ સામ્રાજ્યવાદ વિશેની પોતાની કૃતિમાં શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ લખે છે: "દક્ષિણ અમેરિકા અને વિશેષ રૂપે આર્જેન્ટિના લંડનને એટલું બધું પરાધીન છે કે તેને લગભગ બ્રિટિશ વ્યાપારી સંસ્થાન તરીકે જ ગણાવવું જોઈએ."**

---

* Wahl. «*La France aux colonies*», Henri Russier દ્વારા ઉલ્લેખિત, «*Le Partage de l'Océanie*, પેરિસ, ૧૯૦૫, પૃષ્ઠ ૧૬૫.

** શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ, «*Britischer Imperialismus und englischer*

બુએનો એરિઝ ખાતેના ઑસ્ટ્રો-હંગેરિયન વાણિજ્યદૂતના ૧૯૦૯ના અહેવાલના આધારે શિલ્દરે અંદાજ કાઢ્યો કે આર્જેન્ટિનામાં ૮૭૫ ૦૦ ૦૦ ૦૦૦ ફ્રાંક જેટલી બ્રિટિશ મૂડીનું રોકાણ થયું છે. એ કલ્પવું મુશ્કેલ નથી કે આ કારણે બ્રિટિશ નાણાકીય મૂડી (અને તેની વફાદાર "મિત્ર" મુત્સદ્દીગીરી) આર્જેન્ટિનાના મૂડીદારો સાથે, આખા દેશના આર્થિક અને રાજકીય જીવન પર અંકુશ ધરાવતાં વર્તુળો સાથે, કેવા મજબૂત સંબંધો બાંધી શકે છે.

નાણાકીય અને રાજનૈતિક પરાધીનતાથી કંઈક જુદું અને રાજકીય આઝાદી સાથેનું રૂપ પોર્ટુગલ રજૂ કરે છે. પોર્ટુગલ સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય છે, પરંતુ વાસ્તવમાં સ્પેનના ઉત્તરાધિકાર-યુદ્ધ (૧૭૦૧-૧૪) પછીનાં બસો કરતાં વધારે વર્ષોથી તે બ્રિટનનું સંરક્ષિત રાજ્ય છે. ગ્રેટબ્રિટને પોર્ટુગલ અને તેનાં સંસ્થાનોનું રક્ષણ એટલા માટે કર્યું છે કે પોતાના હરીફો સ્પેન અને ફ્રાંસ સામેની લડાઈમાં તે પોતાનું સ્થાન સુદૃઢ બનાવી શકે. તેના બદલામાં ગ્રેટબ્રિટનને વિશિષ્ટ વ્યાપારી અધિકારો મળ્યા છે, પોર્ટુગલ અને પોર્ટુગીઝ સંસ્થાનોમાં માલ આયાત કરવાની અને ખાસ કરીને મૂડી આયાત કરવાની બીજા દેશોની તુલનામાં વિશેષ સવલતો મળી છે. પોર્ટુગલનાં બંદરો અને તેના ટાપુઓ, તેની તારની લાઈનો, ઈત્યાદિ વાપરવાના અધિકારો મળ્યા છે. મોટાં અને નાનાં રાજ્યો વચ્ચે આ પ્રકારના સંબંધો હંમેશાં રહ્યા છે, પરંતુ મૂડીવાદી સામ્રાજ્યવાદના યુગમાં તે સામાન્ય પદ્ધતિનું રૂપ ધારણ કરે છે, "દુનિયાના વિભાજન"ના એકંદર સરવાળાનું તે એક અંગ બની જાય છે, વિશ્વ નાણાકીય મૂડીના કારોબારની સાંકળની તે કડીઓ બની જાય છે.

દુનિયાના વિભાજનના સવાલની છણાવટ પૂરી કરવા માટે આપણે નીચે મુજબનું વિશેષ નિરીક્ષણ પણ કરી જ લેવું જોઈએ. એ સવાલ ૧૯મી સદીના છેક અંતમાં અને ૨૦મી સદીના પ્રારંભમાં અમેરિકન સાહિત્યમાં સ્પેનિશ-અમેરિકન યુદ્ધ[56] પછી અને અંગ્રેજી સાહિત્યમાં અંગ્રેજ-બોઅર યુદ્ધ પછી ખુલ્લી રીતે ઉઠાવવામાં આવ્યો હતો. "બ્રિટિશ સામ્રાજ્યવાદ"ની ઉપર જેણે "અત્યંત ઈર્ષાભરી" નજર રાખી છે તે જર્મન સાહિત્યે પણ આ હકીકતનું સુવ્યવસ્થિત

---

*Freihandel zu Beginn des 20-ten Jahrhunderts»*, લિપઝિગ, ૧૯૦૬, પૃષ્ઠ ૩૧૮. «*Das Volkswirtschaftliche System der Kapitalanlage im Auslande*» નામની કૃતિમાં સાર્ટોરિયસ ફોન વાલ્ટેરસહાઉઝેન પણ એમ જ કહે છે, બર્લિન, ૧૯૦૭, પૃષ્ઠ ૪૬.

મૂલ્યાંકન રજૂ કર્યું છે. એટલું જ નહિ, આ સવાલ ફ્રેંચ મૂડીવાદી સાહિત્યમાં પણ મૂડીવાદી દૃષ્ટિબિંદુથી શક્ય એટલા વિસ્તૃત અને ચોક્કસ રૂપે ઉઠાવવામાં આવ્યો છે. અમે ઇતિહાસકાર દ્રિઓનું કથન ટાંકીશું. 'ઓગણીસમી સદીના અંતકાળમાં રાજકીય અને સામાજિક સમસ્યાઓ' નામના પોતાના પુસ્તકમાં તેણે 'મહાસત્તાઓ અને દુનિયાનું વિભાજન' નામના પ્રકરણમાં નીચે મુજબ લખ્યું છે: "છેલ્લાં કેટલાંક વર્ષો દરમિયાન એક ચીન સિવાય દુનિયાના બીજા તમામ આઝાદ પ્રદેશ પર યુરોપ અને ઉત્તર અમેરિકાની સત્તાઓનો કબજો સ્થપાઈ ચૂક્યો છે. આ બાબત અંગે કેટલાંક ઘર્ષણો અને અસરોની હેરફેર થઈ ચૂકી છે જે નજીકના ભવિષ્યમાં વિશેષ ભયાનક ઊથલપાથલોની પૂર્વઘોષણા કરી જાય છે કેમ કે ઉતાવળ જરૂરી બની ગઈ છે. જે રાષ્ટ્રોએ પોતાને માટે જોગવાઈ કરી નથી તેઓ દુનિયાના પ્રચંડ શોષણમાં પોતાનો હિસ્સો કદી પણ પ્રાપ્ત ન કરવાનું અને તેમાં કદી પણ ભાગ ન લઈ શકવાનું જોખમ ખેડી રહ્યાં છે. દુનિયાનું પ્રચંડ શોષણ આગામી સદીનું (અર્થાત્ વીસમી સદીનું) એક સૌથી અગત્યનું લક્ષણ બની જશે. એ જ કારણે સમગ્ર યુરોપ અને અમેરિકા કેટલાક વખતથી ૧૯મી સદીના અંતિમ સમયની અત્યંત નોંધપાત્ર વિશેષતા જેવા સાંસ્થાનિક વિસ્તરણના જ્વરથી, 'સામ્રાજ્યવાદ'ના જ્વરથી, પીડાઈ રહ્યાં છે." અને લેખક વધુમાં જણાવે છે: "દુનિયાના આ ભાગલામાં, દુનિયાના ખજાના તથા તેનાં મોટાં બજારોની ઝનૂની શોધખોળમાં, ૧૯મી સદીમાં સ્થપાયેલાં સામ્રાજ્યોની સાપેક્ષ તાકાત એ સામ્રાજ્યોની સ્થાપના કરનારાં રાષ્ટ્રો દ્વારા યુરોપમાં ધરાવવામાં આવતા સ્થાન જોડે મુદ્દલ પ્રમાણ ધરાવતી નથી. યુરોપની મુખ્ય સત્તાઓ, તેની ભાગ્યવિધાતા શક્તિઓ, આખી દુનિયામાં સમાન રીતે સરસાઈનું સ્થાન ભોગવતી **નથી**. અને સાંસ્થાનિક સત્તા, હજુ બિન-આકારિત સંપત્તિ પર કબજો જમાવવાની આશા, જેમ જેમ યુરોપિયન સત્તાઓની સાપેક્ષ તાકાત પર સ્પષ્ટ રૂપે પ્રત્યાઘાતો પાડશે, તેમ તેમ યુરોપની રાજકીય પરિસ્થિતિમાં પહેલેથી જ ફેરફાર કરી ચૂકેલો સાંસ્થાનિક સવાલ—ગમે તો તેને 'સામ્રાજ્યવાદ'નું નામ આપો—તેમાં વધારે ને વધારે ફેરફાર કરતો જ રહેશે."*

---

* J. E. Driault. «*Probléms politiques et sociaux*», પેરિસ, ૧૯૦૦, પૃષ્ઠ. ૨૯૯.

## ૭. મૂડીવાદની વિશેષ કક્ષા રૂપે સામ્રાજ્યવાદ

સામ્રાજ્યવાદના વિષય પરત્વે ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે તેનો સારાંશ તારવવાની, તેને સમેટવાની, કોશિશ હવે આપણે કરવી જોઈએ. સામ્રાજ્યવાદનો ઉદય સામાન્ય રૂપે મૂડીવાદનાં મૂળભૂત લક્ષણોના વિકાસ અને પ્રત્યક્ષ અનુસંધાન તરીકે થયો. પરંતુ મૂડીવાદી સામ્રાજ્યવાદનું રૂપ તો મૂડીવાદે પોતાના વિકાસની એક એવી નિશ્ચિત અને ખૂબ ઊંચી કક્ષાએ પહોંચ્યા પછી ધારણ કર્યું કે જ્યારે મૂડીવાદનાં અમુક મૂળભૂત લક્ષણોનું તદ્દન ઊલટાં લક્ષણોમાં પરિવર્તન થવા લાગ્યું હતું. મૂડીવાદમાંથી ઉચ્ચતર સામાજિક તથા આર્થિક પદ્ધતિમાં સંક્રમણના યુગની વિશેષતાઓએ આકાર ધારણ કરી લીધો હતો અને પોતાના અસ્તિત્વને સર્વત્ર છતું કરી દીધું હતું. આર્થિક દૃષ્ટિએ જોતાં એ પ્રક્રિયાની મુખ્ય બાબત છે મુક્ત મૂડીવાદી હરીફાઈને હઠાવી દઈને ઈજારાશાહી તેનું સ્થાન લઈ લે છે તે. મુક્ત હરીફાઈ મૂડીવાદનું અને સામાન્ય રૂપે પણ્ય-ઉત્પાદનનું મૂળભૂત લક્ષણ છે; ઈજારાશાહી મુક્ત હરીફાઈની તદ્દન વિરોધી છે, પરંતુ મુક્ત હરીફાઈને આપણે આપણી નજર સામે ઈજારાશાહીમાં રૂપાંતરિત થતી જોઈ છે, તેણે નાના ઉદ્યોગને હડસેલી દઈને મોટા પાયાના ઉદ્યોગનું સર્જન કર્યું છે, મોટા પાયાના ઉદ્યોગના સ્થાને એથી પણ વધારે મોટા પાયાના ઉદ્યોગની સ્થાપના કરી છે, અને તે ઉત્પાદન તથા મૂડીના કેંદ્રીકરણને એવા બિંદુ સુધી આગળ લઈ ગઈ છે કે જ્યાં તેમાંથી ઈજારાશાહીનો વિકાસ થયો છે અને થઈ રહ્યો છે: કાર્ટેલો, સિન્ડિકેટો, અને ટ્રસ્ટો અસ્તિત્વમાં આવ્યાં છે અને તેમની જોડે ડઝન જેટલી બેંકોની મૂડી ભળી ગઈ છે જે અબજોની રકમોની રમતો રમતી હોય છે. તેની સાથે સાથે જ, મુક્ત હરીફાઈમાંથી વિકાસ પામેલી ઈજારાશાહીઓ મુક્ત હરીફાઈને ખતમ નથી કરી નાખતી પરંતુ તેના માથા ઉપર તથા તેની જોડાજોડ કાયમ રહે છે, અને એમ કરીને સંખ્યાબંધ ખૂબ ઉગ્ર વિરોધો, ઘર્ષણો, અને સંઘર્ષોને જન્મ આપે છે. ઈજારાશાહી મૂડીવાદમાંથી ઉચ્ચતર પદ્ધતિ તરફનું સંક્રમણ છે.

સામ્રાજ્યવાદની ટૂંકામાં ટૂંકી વ્યાખ્યા આપવાનું જરૂરી હોય તો આપણે એમ કહીએ કે સામ્રાજ્યવાદ મૂડીવાદની ઈજારાશાહીની કક્ષા છે. એવી વ્યાખ્યામાં સૌથી વધારે મહત્ત્વની વાતનો સમાવેશ થઈ જશે કેમ કે એક તરફ થોડીક ખૂબ મોટી ઈજારાશાહી બેંકોની બેંક-મૂડી અને ઉદ્યોગપતિઓના ઈજારાશાહી સંઘોની મૂડીની મિલાવટથી બનેલી નાણાકીય મૂડી છે; અને બીજી તરફ દુનિયાનું

વિભાજન, કોઈ પણ મૂડીવાદી સત્તા દ્વારા કબજે ન કરાયેલા પ્રદેશો ઉપર વિના અવરોધે વિસ્તારિત થતી સાંસ્થાનિક નીતિમાંથી, પૂર્ણ રૂપે વિભાજિત થઈ ગયેલી દુનિયાના પ્રદેશ ઉપર ઈજારાશાહી કબજો જમાવવાની સાંસ્થાનિક નીતિ તરફનું સંક્રમણ છે.

પરંતુ ખૂબ ટૂંકી વ્યાખ્યાઓ મુખ્ય મુદ્દાઓનો સાર તારવી લેતી હોવાને કારણે સગવડભરી હોવા છતાં પણ અપૂરતી છે કેમ કે જે ઘટનાની વ્યાખ્યા આપવાની હોય તેનાં ખૂબ મહત્ત્વનાં લક્ષણો વિશેષ રૂપે નિરૂપિત કરવાનાં હોય છે. ઘટનાના સંપૂર્ણ વિકાસની બધી જ કડીઓને વ્યાખ્યા કદી ન આવરી શકે. એટલે સામાન્ય રૂપે સઘળી વ્યાખ્યાઓના શરતી અને સાપેક્ષ મૂલ્યને ભૂલ્યા વગર આપણે સામ્રાજ્યવાદની એવી વ્યાખ્યા આપવી જોઈએ કે જેમાં તેનાં નીચે મુજબનાં પાંચ પાયાનાં લક્ષણોનો સમાવેશ થઈ જતો હોય: ૧) ઉત્પાદન અને મૂડીની જમાવટ એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી ગઈ છે કે તેણે આર્થિક જીવનમાં નિર્ણાયક ભૂમિકા ભજવતી ઈજારાશાહીઓનું સર્જન કર્યું છે; ૨) ઔદ્યોગિક મૂડીની સાથે બેંક-મૂડીની ભેળવણી અને એવી "નાણાકીય" મૂડીના આધારે નાણાકીય અલ્પતંત્રનું સર્જન; ૩) પણ્ય-નિકાસથી ભિન્ન એવી મૂડીની નિકાસ અપવાદરૂપ મહત્ત્વ પ્રાપ્ત કરે છે; ૪) દુનિયાના હિસ્સા પોતાની વચ્ચે વહેંચી લેતા આંતરરાષ્ટ્રીય ઈજારાશાહી મૂડીવાદી સંઘોની સ્થાપના; અને ૫) મોટામાં મોટી મૂડીવાદી સત્તાઓની વચ્ચે આખી દુનિયાના પ્રાદેશિક વિભાજનની પૂર્ણાહુતિ. સામ્રાજ્યવાદ એટલે મૂડીવાદના વિકાસની એવી કક્ષા કે જેમાં ઈજારાશાહીઓ અને નાણાકીય મૂડીનું વર્ચસ્વ સ્થાપિત થઈ ચૂક્યું છે, જેમાં મૂડીની નિકાસે અત્યંત મહત્ત્વ પ્રાપ્ત કરી લીધું છે, જેમાં આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટોમાં દુનિયાનું વિભાજન શરૂ થઈ ગયું છે, જેમાં દુનિયાના તમામ પ્રદેશોનું સૌથી મોટી મૂડીવાદી સત્તાઓ વચ્ચે વિભાજન પૂરું થઈ ચૂક્યું છે.

જો આપણે કેવળ ઉપરોક્ત વ્યાખ્યા કે જે પાયાના અને નિર્ભેળ આર્થિક ખયાલો પૂરતી સીમિત છે તેને જ ધ્યાનમાં ન રાખીએ પરંતુ સામાન્ય રૂપે મૂડીવાદના સંબંધમાં મૂડીવાદની આ કક્ષાના ઐતિહાસિક સ્થાનને અથવા સામ્રાજ્યવાદ અને કામદાર વર્ગીય આંદોલનના બે મુખ્ય પ્રવાહો વચ્ચેના સંબંધને પણ લક્ષમાં લઈએ તો આપણે આગળ જોઈશું કે સામ્રાજ્યવાદની જુદી વ્યાખ્યા શક્ય છે અને કરવી જ જોઈએ. અત્યારે એ મુદ્દાની નોંધ લેવાની છે કે ઉપરોક્ત અર્થઘટન અનુસાર સામ્રાજ્યવાદ નિ:શંક રીતે મૂડીવાદના વિકાસના એક વિશેષ તબક્કાનું પ્રતિનિધિત્વ કરે છે. સામ્રાજ્યવાદનો અધિકતમ યોગ્ય આધારભૂત

ખયાલ મેળવવામાં વાચકને સહાય કરવા માટે અમે શક્ય એટલા મોટા પ્રમાણમાં એવા **મૂડીવાદી** અર્થશાસ્ત્રીઓનાં લખાણો ટાંકવાની કોશિશ કરી છે કે જેમને મૂડીવાદી અર્થતંત્રની નવીનતમ કક્ષાને લગતી ખાસનિર્વિવાદ હકીકતો સ્વીકારી લેવી પડી છે. એ જ હેતુને ધ્યાનમાં રાખીને અમે એવા વિગતવાર આંકડા ટાંક્યા છે જે આપણે માટે એ સમજવાનું શક્ય બનાવે છે કે બૅંક-મૂડી વગેરેની કેટલી હદ સુધી વૃદ્ધિ થઈ છે, માત્રાનું ગુણમાં રૂપાંતર, વિકસિત મૂડીવાદનું સામ્રાજ્યવાદમાં રૂપાંતર, ચોક્કસ રૂપે શામાં વ્યક્ત થયું છે. બેશક, એ કહેવાની જરૂર નથી કે પ્રકૃતિ અને સમાજમાં બધી સીમાઓ શરતી અને પરિવર્તનશીલ છે, એટલે ઉદાહરણ તરીકે સામ્રાજ્યવાદની "નિશ્ચિત રૂપે" સ્થાપનાના ખાસ વર્ષ અથવા દાયકા સંબંધી દલીલ બેહદગી ગણાશે.

પરંતુ સામ્રાજ્યવાદની વ્યાખ્યાની બાબતમાં અમારે કહેવાતી બીજી ઈન્ટરનેશનલના યુગના, અર્થાત્ ૧૮૮૯થી ૧૯૧૪ સુધીનાં પચીસ વર્ષના ગાળાના, પ્રમુખ માર્ક્સવાદી સિદ્ધાંતવેતા કાઉત્સ્કી જોડે મુખ્યત્વે વાદવિવાદમાં ઊતરવું પડશે. સામ્રાજ્યવાદની અમારી વ્યાખ્યામાં વ્યક્ત થયેલા મૂળભૂત વિચારોની ઉપર કાઉત્સ્કીએ ૧૯૧૫માં અને ૧૯૧૪ના નવેંબરમાં પણ એવી દલીલો કરીને ખૂબ દૃઢતાથી પ્રહારો કર્યા હતા કે સામ્રાજ્યવાદને અર્થતંત્રના એક "તબક્કા"કે કક્ષા તરીકે નહિ પણ એક નીતિ તરીકે, નાણાકીય મૂડી દ્વારા "પસંદ કરવામાં આવેલી" એક નિશ્ચિત નીતિ તરીકે ગણવો જોઈએ; સામ્રાજ્યવાદને "વર્તમાન જમાનાના મૂડીવાદ"ની જોડે "એકરૂપ" ન જ ગણવો જોઈએ; જો સામ્રાજ્યવાદનો અર્થ "વર્તમાન જમાનાના મૂડીવાદની સર્વ ઘટનાઓ"—કાર્ટેલો, સંરક્ષણ, નાણાપતિઓનું વર્ચસ્વ, અને સાંસ્થાનિક નીતિ—તરીકે સમજવાનો હોય તો સામ્રાજ્યવાદ મૂડીવાદ માટે જરૂરી છે કે નહિ એ સવાલ "તદ્દન નીરસ પુનરુક્તિ" બની જાય છે કેમ કે "મૂડીવાદ માટે સામ્રાજ્યવાદ સ્વાભાવિક રીતે જ પ્રાણરૂપ આવશ્યકતા બની રહે છે," ઈત્યાદિ, ઈત્યાદિ. કાઉત્સ્કીના ખયાલને રજૂ કરવાની ઉત્તમ રીત સામ્રાજ્યવાદની તેની પોતાની વ્યાખ્યાને ટાંકવાની છે. તેની વ્યાખ્યા અમે રજૂ કરેલા વિચારોના સારતત્ત્વથી તદ્દન વિરુદ્ધ છે (કેમ કે અનેક વર્ષોથી સમાન વિચારોની હિમાયત કરતા રહેલા જર્મન માર્ક્સવાદીઓની છાવણીમાંથી ઉઠાવવામાં આવતા વાંધાઓ માર્ક્સવાદના એક નિશ્ચિત પ્રવાહના વાંધાઓ તરીકે લાંબા વખતથી કાઉત્સ્કીની જાણમાં છે).

કાઉત્સ્કીની વ્યાખ્યા નીચે મુજબ છે:

"સામ્રાજ્યવાદ ઉચ્ચ રીતે વિકસિત મૂડીવાદની પેદાશ છે. પ્રત્યેક ઔદ્યોગિક મૂડીવાદી રાષ્ટ્રની **ખેતીપ્રધાન**" (શબ્દ ઉપર ભાર કાઉત્સ્કીએ મૂક્યો છે) "પ્રદેશોના વધારે ને વધારે મોટા વિસ્તારોને, એ પ્રદેશોમાં કયાં રાષ્ટ્રો વસે છે તેની પરવા કર્યા વગર, પોતાના અંકુશ હેઠળ આણવાની અથવા કબજે કરી લેવાની જહેમત એટલે સામ્રાજ્યવાદ".*

આ વ્યાખ્યાની કિંમત કોડી જેટલી પણ નથી કેમ કે તે એકતરફી રીતે, અર્થાત્ મનસ્વી રીતે, માત્ર રાષ્ટ્રીય સવાલને અલગ પાડે છે (જોકે એ સવાલ પોતાની આગવી રીતે તેમ જ સામ્રાજ્યવાદના સંબંધમાં પણ અત્યંત મહત્ત્વનો સવાલ છે), એ વ્યાખ્યા રાષ્ટ્રીય સવાલને બીજાં રાષ્ટ્રોને હડપ કરી જતા દેશોની **માત્ર** ઔદ્યોગિક મૂડી સાથે મનસ્વી અને **અચોક્કસ** રીતે જોડી દે છે, અને એટલી જ મનસ્વી તથા અચોક્કસ રીતે ખેતીપ્રધાન પ્રદેશોની ઇજારાતના સવાલને મોખરે ધકેલી દે છે.

સામ્રાજ્યવાદ ઇજાફતોની કોશિશ કરે છે — એ છે કાઉત્સ્કીની વ્યાખ્યાના **રાજકીય** અંશનો અર્થ. એ વાત સાચી છે પરંતુ એ ખૂબ જ અપૂર્ણ સત્ય છે કેમ કે રાજકીય દૃષ્ટિએ સામ્રાજ્યવાદ સામાન્ય રૂપે જુલમ અને પ્રત્યાઘાતની દિશામાં કોશિશ જ છે. પરંતુ હાલ પૂરતો તો અમને સવાલના **આર્થિક** પાસામાં જ રસ છે. કાઉત્સ્કીએ **પોતે જ** તેને **પોતાની** વ્યાખ્યામાં રજૂ કર્યું છે. કાઉત્સ્કીની વ્યાખ્યામાં સમાયેલી અચોક્કસતાઓ સાફ નજરે પડે એવી છે. સામ્રાજ્યવાદની લાક્ષણિક વિશેષતા ઔદ્યોગિક **નહિ પણ** નાણાકીય મૂડી છે. એ કોઈ અકસ્માત નથી કે ફ્રાંસમાં **નાણાકીય** મૂડીના અસાધારણ વિકાસ તથા ઔદ્યોગિક મૂડીની નબળી પડતી જતી હાલતે જ નવમા દાયકાથી ઇજાફતવાદી (સાંસ્થાનિક) નીતિમાં અત્યંત તીવ્રતા પેદા કરી હતી. સામ્રાજ્યવાદની લાક્ષણિક વિશેષતા ચોક્કસ રૂપે એ જ છે કે તે **માત્ર** ખેતીપ્રધાન વિસ્તારો જ **નહિ** પરંતુ અધિકતમ ઔદ્યોગિક વિકાસ ધરાવતા પ્રદેશોને પણ જીતી લેવાની મહેનત કરે છે (બેલ્જિયમ માટેની જર્મન ભૂખ; લોરેન માટેની ફ્રેંચ ભૂખ), કારણ કે ૧) દુનિયાનું વિભાજન થઈ ચૂક્યું છે એ હકીકત **પુનઃવિભાજનના** મનસૂબા ઘડનારાઓને દરેક **પ્રકારનો** પ્રદેશ ઝડપી લેવા મજબૂર બનાવે છે, અને ૨) સામ્રાજ્યવાદની એક અગત્યની વિશેષતા એ છે કે આગેવાની હાંસલ કરવા

---

* *«Die Neue Zeit»* ૧૯૧૪, ૨ (ગ્રંથ ૩૨), પૃષ્ઠ ૯૦૯, સપ્ટેંબર ૧૧, ૧૯૧૪. જુઓ જ ૧૯૧૫, ૨. પૃષ્ઠ. ૧૦૭ અને આગળ.

માટે કેટલીય મોટી સત્તાઓ વચ્ચે હરીફાઈ થાય છે. આગેવાની હાંસલ કરવાની કોશિશ એટલે પ્રદેશો જીતી લેવાની કોશિશ — સીધી રીતે પોતાને માટે જ એમ નહિ પણ હરીફને નબળો પાડવાના અને તેની આગેવાનીને ખોખરી કરી નાખવાના ઉદ્દેશે. (ઈંગ્લૅંડની વિરુદ્ધનાં પગલાં માટેના થાણા તરીકે બેલ્જિયમ જર્મની માટે ખાસ મહત્ત્વ ધરાવે છે; જર્મનીની વિરુદ્ધનાં કદમો માટેના થાણા તરીકે ઈંગ્લૅંડને બગદાદની જરૂર છે, ઈત્યાદિ.)

કાઉત્સ્કી ખાસ કરીને — અને વારંવાર — ઈંગ્લૅંડવાસીઓનો ઉલ્લેખ કરે છે જેમણે, કાઉત્સ્કીના દાવા મુજબ, "સામ્રાજ્યવાદ" શબ્દને કાઉત્સ્કી જે રીતે સમજે છે એવા જ શુદ્ધ રાજકીય અર્થમાં એ શબ્દને લીધો છે. આપણે ૧૯૦૨માં પ્રગટ થયેલું અંગ્રેજ હોબસનનું 'સામ્રાજ્યવાદ' નામનું પુસ્તક લઈએ. તેમાં આપણને આમ વાંચવા મળે છે:

"નવો સામ્રાજ્યવાદ પુરાણા સામ્રાજ્યવાદથી નીચેની બાબતોમાં જુદો પડે છે: પ્રથમ — એક જ વિકસતા જતા સામ્રાજ્યનું સ્થાન એકસરખી રાજકીય ક્ષેત્રવૃદ્ધિની તથા વ્યાપારી લાભોની લાલસાઓથી પ્રેરિત હરીફ સામ્રાજ્યોના સિદ્ધાંત તથા અમલે લઈ લીધું છે એ બાબતમાં; બીજું — વ્યાપારી હિતોની ઉપર નાણાકીય અથવા મૂડીનું રોકાણ કરતાં હિતોનું વર્ચસ્વ સ્થપાયું છે એ બાબતમાં."*

આપણે જોઈએ છીએ કે ઈંગ્લૅંડવાસીઓનો સામાન્ય રૂપે ઉલ્લેખ કરવામાં કાઉત્સ્કીએ તદ્દન ભૂલ કરી છે (તેનો નિર્દેશ અધમ અંગ્રેજ સામ્રાજ્યવાદીઓ પ્રત્યે અથવા સામ્રાજ્યવાદના કટ્ટર સમર્થકો પ્રત્યે હોય તો એ વાત જુદી છે). આપણે જોઈએ છીએ કે માર્ક્સવાદની હિમાયત કરવાનું ચાલુ રાખવાનો દાવો કરતો કાઉત્સ્કી હકીકતમાં તો આધુનિક સામ્રાજ્યવાદની નીચે મુજબની બે "ઐતિહાસિક દૃષ્ટિએ નક્કર" (કાઉત્સ્કીની વ્યાખ્યા તો ઐતિહાસિક નક્કરતાની ઠેકડી છે!) વિશેષતાઓને **વધારે ખરી રીતે** ધ્યાનમાં લેતા **સામાજિક-લિબરલ** હોબસનની તુલનામાં એક કદમ પાછળ હઠે છે: ૧) કેટલાય સામ્રાજ્યવાદો વચ્ચે હરીફાઈ, અને ૨) વેપારીની ઉપર નાણાપતિનું વર્ચસ્વ. સવાલ જો મુખ્યત્વે ઔદ્યોગિક દેશો દ્વારા ખેતીપ્રધાન દેશોને કબજે કરી લેવાનો હોય તો વેપારીની ભૂમિકા મોખરે આવે છે.

બાબત માત્ર એટલા પૂરતી જ સીમિત નથી કે કાઉત્સ્કીની વ્યાખ્યા ગલત

---

*હોબસન, 'સામ્રાજ્યવાદ', લંડન ૧૯૦૨, પૃષ્ઠ ૩૨૪.

અને બિનમાર્ક્સવાદી છે. માર્ક્સવાદી સિદ્ધાંત અને માર્ક્સવાદી અમલથી સર્વત્ર વિચ્છેદ માટેના વિચારોની એક આખી પદ્ધતિના આધારનું કામ એ વ્યાખ્યા બજાવે છે. આ બાબતનો ઉલ્લેખ અમે આગળ જતાં કરીશું. મૂડીવાદના નવીનતમ તબક્કાને "સામ્રાજ્યવાદ" કહેવો કે "નાણાકીય મૂડીના તબક્કા" તરીકે ઓળખાવવો એ સંબંધમાં શબ્દો અંગેની કાઉત્સ્કીની દલીલ તદ્દન નમાલી છે. નામ ગમે તે આપો, એથી કંઈ ફેર પડતો નથી. બાબતનું સારતત્ત્વ એ છે કે કાઉત્સ્કી સામ્રાજ્યવાદના રાજકારણને તેના અર્થકારણથી જુદું પાડે છે, ઈજાફતો નાણાકીય મૂડીએ "પસંદ કરેલી" એક નીતિ છે એવી વાત કરે છે, અને તેની સામે એક બીજી મૂડીવાદી નીતિ રજૂ કરે છે તથા એવો દાવો કરે છે કે એ બીજી મૂડીવાદી નીતિ એના એ જ નાણાકીય મૂડીના આધારે શક્ય છે. તેનો અર્થ તો એવો થાય કે અર્થકારણના ક્ષેત્રની ઈજારાશાહીઓ રાજકારણના ક્ષેત્રની બિન-ઈજારાશાહી, બિનજુલમી, અને બિનઈજાફતવાદી રીતો જોડે સુસંગત છે. એમ હોય તો તેનો આગળ અર્થ એવો નીકળે કે ચોક્કસ રૂપે નાણાકીય મૂડીના યુગમાં જ પરિપૂર્ણ થઈ ગયેલું અને મોટામાં મોટાં મૂડીવાદી રાજ્યો વચ્ચેની હરીફાઈનાં વર્તમાન વિશિષ્ટ રૂપોનો આધાર બની રહેતું દુનિયાનું વિભાજન બિનસામ્રાજ્યવાદી નીતિ જોડે સુસંગત છે. આવા દૃષ્ટિકોણનું પરિણામ એવું આવે છે કે મૂડીવાદના નવીનતમ તબક્કાના અધિકતમ ગંભીર આંતરવિરોધોની ગહનતાને ઉઘાડી પાડવાને બદલે એ આંતરવિરોધોને ઢાંકી દેવામાં આવે છે તથા નબળા પાડી દેવામાં આવે છે; આવા દૃષ્ટિકોણનું પરિણામ છે માર્ક્સવાદને બદલે મૂડીવાદી સુધારાવાદ.

સામ્રાજ્યવાદના અને ઈજાફતોના જર્મન હિમાયતી કુનાવ જોડે કાઉત્સ્કી વિવાદમાં ઊતરે છે. એ કુનાવ કઢંગી અને નિર્લજ્જ રીતે દલીલ કરે છે કે સામ્રાજ્યવાદ તો વર્તમાન જમાનાનો મૂડીવાદ છે; મૂડીવાદનો વિકાસ અનિવાર્ય અને પ્રગતિશીલ છે; અર્થાત્ સામ્રાજ્યવાદ પ્રગતિશીલ છે; અર્થાત્ આપણે તેના પગ પૂજવા જોઈએ અને તેનાં યશોગાન ગાવાં જોઈએ! આ તો ૧૮૯૪-૯૫માં નરોદવાદીઓએ દોરેલા રશિયન માર્ક્સવાદીઓના વિકૃત-ચિત્રણ જેવું કંઈક છે. તેઓ આવી દલીલ કરતા: માર્ક્સવાદીઓ જો એમ માનતા હોય કે રશિયામાં મૂડીવાદ અનિવાર્ય છે, પ્રગતિશીલ છે, તો તેમણે જઈને દારૂનું પીઠું ખોલવું જોઈએ અને એ રીતે મૂડીવાદ સ્થાપવો જોઈએ. કાઉત્સ્કીએ કુનોવને આપેલો જવાબ નીચે મુજબ છે: સામ્રાજ્યવાદ એ વર્તમાન જમાનાનો મૂડીવાદ નથી, એ તો વર્તમાન જમાનાના મૂડીવાદની નીતિનાં રૂપોમાંનું એક રૂપ જ છે.

આવી નીતિની સામે આપણે લડી શકીએ એમ છીએ અને લડવું પણ જોઈએ, સામ્રાજ્યવાદ, ઈજાફતો વગેરેની સામે લડવું જોઈએ.

જવાબ દેખાય તો છે સાવ ખરો પણ હકીકતમાં તે સામ્રાજ્યવાદ સાથેના સમાધાનની વધારે ખંધી અને વધારે કપટી હિમાયત જેવો જ છે કેમ કે ટ્રસ્ટો અને બેંકોની નીતિ સામે ટ્રસ્ટો તથા બેંકોના અર્થકારણના આધારને અસર જ ન કરે એવી "લડત" મૂડીવાદી સુધારાવાદ અને નિષ્ક્રિયતાવાદથી વધારે કશું જ નથી, ઠાલી મનકામનાઓની કલ્યાણમય અને નિર્દોષ અભિવ્યક્તિથી વધારે કશું જ નથી. હયાત આંતરવિરોધોની પૂરી ગહનતાને છતી કરવાને બદલે એ આંતરવિરોધોથી બચી ભાગવું અને તેમાંના અધિકતમ મહત્ત્વના આંતરવિરોધને ભૂલી જવો—એવો છે કાઉત્સ્કીનો સિદ્ધાંત, અને એ સિદ્ધાંતમાં માર્ક્સવાદ જોડે મુદ્દલ સામ્ય નથી. સ્વાભાવિક છે કે એવો સિદ્ધાંત તો કુનાવો સાથેની એકતાની હિમાયતનો જ હેતુ સારી શકે!

કાઉત્સ્કી લખે છે: "શુદ્ધ આર્થિક દૃષ્ટિએ જોઈએ તો મૂડીવાદ હજુ એક નવા તબક્કામાંથી પસાર થાય એ વાત અશક્ય નથી. એ તબક્કો કાર્ટેલોના વિદેશનીતિ સુધીના વિસ્તરણનો તબક્કો હોઈ શકે, અતિસામ્રાજ્યવાદનો તબક્કો હોઈ શકે",* અર્થાત્ એક મહાસામ્રાજ્યવાદનો, સામ્રાજ્યવાદો વચ્ચેના સંઘર્ષોની નહિ પરંતુ આખી દુનિયાના સામ્રાજ્યવાદોના એક સંઘનો તબક્કો હોઈ શકે, મૂડીવાદ હેઠળ યુદ્ધો થતાં બંધ થઈ જાય એવો તબક્કો હોઈ શકે, "આંતરરાષ્ટ્રીય રીતે એકતાબદ્ધ થયેલી નાણાકીય મૂડી દ્વારા દુનિયાના સંયુક્ત શોષણનો"** તબક્કો હોઈ શકે.

આ "અતિસામ્રાજ્યવાદનો સિદ્ધાંત" કેવા નિશ્ચિત અને પૂર્ણ રૂપે માર્ક્સવાદથી અળગો થઈ જાય છે એ વાત વિગતવાર બતાવી આપવા માટે એ સિદ્ધાંતની અમે આગળ ઉપર છણાવટ કરીશું. અત્યારે તો હાલના કાર્યની સામાન્ય યોજના અનુસાર આ સવાલ અંગેની ચોક્કસ આર્થિક સામગ્રીને આપણે તપાસી જોવાની છે. "શુદ્ધ આર્થિક દૃષ્ટિએ" "અતિસામ્રાજ્યવાદ" શક્ય છે ખરો, કે પછી એ અતિબકવાદ છે?

શુદ્ધ આર્થિક દૃષ્ટિબિંદુનો અર્થ જો "શુદ્ધ" બિનહકીકતી તર્ક કરવામાં

---

* «*Die Neue Zeit*» ૧૯૧૪, ૨(ગ્રંથ ૩૨), પૃષ્ઠ ૯૨૧, ૧૧ સપ્ટેંબર, ૧૯૧૪. જુઓ ૧૯૧૫, ૨, પૃષ્ઠ ૧૦૭ અને આગળ.

** «*Die Neue Zeit*», ૧૯૧૫, પૃષ્ઠ ૧૪૪, ૩૦ એપ્રિલ, ૧૯૧૫.

આવતો હોય તો જે કંઈ કહી શકાય એ બધું નીચેના વિધાનમાં આવી જાય છે: વિકાસ ઈજારાશાહીઓની દિશામાં આગળ વધી રહ્યો છે, અને એટલે, એક જ વિશ્વવ્યાપી ઈજારાશાહી તરફ આગળ વધી રહ્યો છે, એક જ વિશ્વવ્યાપી ટ્રસ્ટની દિશામાં આગળ વધી રહ્યો છે. આ વાત નિર્વિવાદ છે એ ખરું, પરંતુ તે એવા નિવેદન જેટલું જ તદ્દન અર્થહીન છે કે પ્રયોગશાળાઓમાં ખાદ્ય પદાર્થોના ઉત્પાદનની દિશામાં "વિકાસ આગળ વધી રહ્યો છે". એ અર્થમાં અતિસામ્રાજ્યવાદનો "સિદ્ધાંત" "અતિખેતીના સિદ્ધાંત" કરતાં જરાય ઓછો બેહૂદો નથી.

પરંતુ, વીસમી સદીના આરંભે શરૂ થયેલા નાણાકીય મૂડીના યુગની આપણે જો એક ઐતિહાસિક નક્કર યુગ તરીકે ચર્ચા કરતા હોઈએ તો "અતિસામ્રાજ્યવાદ"ના નિશ્ચેતન તર્કોનો (જે એકમાત્ર અધિકતમ પ્રત્યાઘાતી લક્ષ્યને જ સહાયભૂત થાય છે—**હયાત** આંતરવિરોધોની ગહનતા પરથી ધ્યાન હઠાવી દેવાના લક્ષ્યને જ સહાયભૂત થાય છે) ઉત્તમ જવાબ વર્તમાન જમાનાના વિશ્વ-અર્થકારણની નક્કર આર્થિક વાસ્તવિકતાઓની જોડે તેમની તુલના દ્વારા જ આપી શકાય. અતિસામ્રાજ્યવાદ વિશેની કાઉત્સ્કીની તદ્દન અર્થહીન વાતો બીજી બાબતોની સાથે સાથે પેલા ગંભીર રૂપે ગલત ખયાલને પ્રોત્સાહન આપે છે કે જે ફક્ત સામ્રાજ્યવાદના હિમાયતીઓને જ મદદરૂપ થાય છે, અર્થાત્ એવા ખયાલને કે વિશ્વ-અર્થકારણની અંતર્વર્તી અસમાનતાઓ તથા આંતરવિરોધોને નાણાકીય મૂડી **ઘટાડે છે**. પરંતુ હકીકતમાં તો નાણાકીય મૂડી તેમાં **વૃદ્ધિ જ કરે છે**.

'વિશ્વ અર્થકારણનો પરિચય'* નામના પોતાના નાનકડા પુસ્તકમાં કાલ્વેરે મુખ્ય, શુદ્ધ આર્થિક, સામગ્રીનો સારાંશ તારવવાનો પ્રયાસ કર્યો છે જે ઓગણીસમી અને વીસમી સદીના સંધિકાળે વિશ્વ અર્થકારણના આંતરિક સંબંધોનું નક્કર ચિત્ર મેળવવામાં સહાયભૂત છે. તે દુનિયાને નીચે મુજબના પાંચ "મુખ્ય આર્થિક વિસ્તારો"માં વહેંચી નાખે છે: ૧) મધ્ય યુરોપ (રશિયા અને ગ્રેટબ્રિટન સિવાયનું આખું યુરોપ); ૨) ગ્રેટબ્રિટન; ૩) રશિયા; ૪) પૂર્વ એશિયા; ૫) અમેરિકા. તેણે સંસ્થાનોનો તેનાં માલિક રાજ્યોના "વિસ્તારો"માં સમાવેશ કર્યો છે અને વિસ્તારો અનુસાર ન વહેંચાયેલા થોડાક દેશોને તેણે "બાજુએ છોડી દીધા છે", દાખલા તરીકે એશિયામાં ઈરાન,

---

* R. Calwer, «*Einführung in die Weltwirtschaft*», બર્લિન, ૧૯૦૬.

અફઘાનિસ્તાન, અને અરેબિયા તથા આફ્રિકામાં મોરોક્કો અને એબિસિનિયા, વગેરે.

એ વિસ્તારો અંગેની તેણે ટાંકેલી આર્થિક સામગ્રીનો સંક્ષિપ્ત સાર નીચે મુજબ છે:

| | ભૌગોલિક વિસ્તાર | વસતિ | વાહન વ્યવહાર | | વેપાર | ઉદ્યોગ ઉત્પાદન | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મુખ્ય આર્થિક વિસ્તારો | (દશલક્ષ ચો. કિલોમીટર) | (દશલક્ષ) | રેલવે (હજાર કિલોમીટર) | વેપારી જહાજોનો કાફલો (દશલક્ષ ટન) | આયાત—નિકાસ (અબજ માર્ક) | કોલસો (દશલક્ષ ટન) | કાચું લોખંડ (દશલક્ષ ટન) | સૂતર કાંતવાની સ્પીંડલો (દશલક્ષ) |
| ૧) મધ્ય યુરોપીય | ૨૭.૬ (૨૩.૬)* | ૩૮૮ (૧૪૬) | ૨૦૪ | ૮ | ૪૧ | ૨૫૧ | ૧૫ | ૨૬ |
| ૨) બ્રિટિશ | ૨૮.૯ (૨૮.૬)* | ૩૯૮ (૩૫૫) | ૧૪૦ | ૧૨ | ૨૫ | ૨૪૯ | ૯ | ૫૧ |
| ૩) રશિયન | ૨૨ | ૧૩૧ | ૬૩ | ૧ | ૩ | ૧૬ | ૩ | ૭ |
| ૪) પૂર્વ એશિયન | ૧૨ | ૩૮૯ | ૮ | ૧ | ૨ | ૮ | ૦,૦૨ | ૨ |
| ૫) અમેરિકન | ૩૦ | ૧૪૮ | ૩૭૯ | ૬ | ૧૪ | ૨૪૫ | ૧૪ | ૧૯ |

આમાંથી ત્રણ વિસ્તારો ખૂબ વિકસિત મૂડીવાદના (વાહનવ્યવહારનાં સાધનો, વેપાર, અને ઉદ્યોગનો ઉચ્ચ વિકાસ ધરાવતા) વિસ્તારો તરીકે સાફ દેખાઈ આવે છે: મધ્ય યુરોપીય, બ્રિટિશ, અને અમેરિકન વિસ્તારો. દુનિયાની

* કૌંસમાં આપેલા આંકડા સંસ્થાનોનો ભૌગોલિક વિસ્તાર અને વસતિ દર્શાવે છે.

ઉપર વર્ચસ્વ ભોગવતાં ત્રણ રાજ્યો પણ એ વિસ્તારોમાં આવેલાં છે: જર્મની, ગ્રેટબ્રિટન, અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો. એ દેશો વચ્ચે સામ્રાજ્યવાદી હરીફાઈ અને સંઘર્ષ અત્યંત ઉગ્ર બની ગયાં છે કેમ કે જર્મની પાસે ફક્ત નહિવત વિસ્તાર અને થોડાંક જ સંસ્થાનો છે; "મધ્ય યુરોપ"નું સર્જન હજુ ભાવિના ગર્ભમાં જ છે અને તેનો જન્મ ભયાનક સંઘર્ષની હાલતમાં થઈ રહ્યો છે. આ ઘડીએ આખા યુરોપનું વિશિષ્ટ લક્ષણ તેની રાજકીય વિચ્છિન્નતા છે. બીજી તરફ બ્રિટિશ અને અમેરિકન વિસ્તારોમાં રાજકીય કેંદ્રીકરણનો બહુ ભારે વિકાસ થયો છે, પણ એકના અપરંપાર સંસ્થાનો અને બીજાનાં નહિવત સંસ્થાનો વચ્ચે જબ્બર અસમાનતા છે. પરંતુ સંસ્થાનોમાં મૂડીવાદના વિકાસની હજુ શરૂઆત જ થઈ રહી છે. દક્ષિણ અમેરિકા માટેનો સંઘર્ષ વધારે ને વધારે ઉગ્ર બની રહ્યો છે.

મૂડીવાદનો બહુ ઓછો વિકાસ થયો હોય એવા બે વિસ્તારો છે: રશિયા અને પૂર્વ એશિયા. પહેલા વિસ્તારમાં વસતિની ગીચતા અત્યંત ઓછી છે જ્યારે બીજા વિસ્તારમાં તે અત્યંત વધારે છે; પહેલા વિસ્તારમાં રાજકીય કેંદ્રીકરણ ઉચ્ચ કક્ષાનું છે પરંતુ બીજા વિસ્તારમાં તેનું અસ્તિત્વ જ નથી. ચીનના ભાગલા પડવાની હજુ હમણાં જ શરૂઆત થઈ છે અને તે અંગેનો જાપાન, અમેરિકા વગેરે વચ્ચેનો સંઘર્ષ સતત વધારે ઉગ્ર બનતો જાય છે.

આ વાસ્તવિકતાને — આર્થિક અને રાજકીય પરિસ્થિતિઓની અપાર વિષમતા, જુદા જુદા દેશોના વિકાસની ગતિમાં અત્યંત અસમાનતા, વગેરે અને સામ્રાજ્યવાદી રાજ્યો વચ્ચેના ઝનૂની સંઘર્ષોની વાસ્તવિકતાને — "શાંતિમય" અતિસામ્રાજ્યવાદના કાઉત્સ્કીના બેવકૂફીભર્યા નાનકડા ટુચકા જોડે સરખાવી જુઓ. એ શું ભયભીત કૂપમંડકનો કઠોર વાસ્તવિકતાથી દૂર છુપાઈ જવાનો પ્રત્યાઘાતી પ્રયાસ નથી? કાઉત્સ્કી જેની "અતિસામ્રાજ્યવાદ"ના બીજાંકુરો તરીકે કલ્પના કરે છે (પ્રયોગશાળામાં તૈયાર કરવામાં આવતાં દ્રવ્યોનું જે રીતે અતિખેતીના બીજાંકુરો રૂપે વર્ણન "કરી શકાય" એ જ રીતે) એ આંતરરાષ્ટ્રીય કાર્ટેલો દુનિયાના વિભાજન **અને પુન:વિભાજનનું** અને શાંતિમય વિભાજનમાંથી બિનશાંતિમય વિભાજનમાં સંક્રમણનું તથા તેથી ઊલટા ક્રમના સંક્રમણનું ઉદાહરણ નથી શું? દાખલા તરીકે આંતરરાષ્ટ્રીય રેલવે સિન્ડિકેટમાં અથવા આંતરરાષ્ટ્રીય વેપારી વહાણવટા ટ્રસ્ટમાં જર્મનીની હિસ્સેદારી સાથે આખી દુનિયાનું શાંતિમય વિભાજન કરનાર અમેરિકન અને બીજી નાણાકીય મૂડી

અત્યારે તદ્દન **બિન**શાંતિમય રીતો વડે બદલી નાખવામાં આવી રહેલા **પરિબળો**ના નવા સંબંધના આધારે દુનિયાનું **પુનઃવિભાજન** કરવામાં રોકાયેલી નથી શું?

નાણાકીય મૂડી અને ટ્રસ્ટો દુનિયાના અર્થકારણના ભિન્ન ભિન્ન હિસ્સાઓ વચ્ચેના વિકાસની ગતિને ઘટાડતાં નથી પરંતુ વધારે છે. પરિબળોના સંબંધમાં એક વાર પરિવર્તન આવી ગયા પછી **મૂડીવાદ હેઠળ** આંતરવિરોધોનો **જોર** સિવાય બીજો કયો ઉકેલ મળી શકે? રેલવેને લગતા આંકડા* દુનિયાના અર્થકારણમાં મૂડીવાદ અને નાણાકીય મૂડીના વિકાસના ભિન્ન ભિન્ન દરો વિશે નોંધપાત્ર રૂપે ચોક્કસ સામગ્રી પૂરી પાડે છે. સામ્રાજ્યવાદી વિકાસના અંતિમ દાયકાઓ દરમિયાન રેલવેની લંબાઈમાં નીચે મુજબ પરિવર્તન થયું છે:

**રેલવે લાઈનો**

(હજાર કિલોમીટરમાં)

| | ૧૮૯૦ | | ૧૯૧૩ | | વધારો | |
|---|---|---|---|---|---|---|
| યુરોપ | ૨૨૪ | | ૩૪૬ | | ૧૨૨ | |
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૨૬૮ | | ૪૧૧ | | ૧૪૩ | |
| બધાં સંસ્થાનો | ૮૨ | ૧૨૫ | ૨૧૦ | ૩૪૭ | ૧૨૮ | ૨૨૨ |
| એશિયા અને અમેરિકાનાં સ્વતંત્ર તથા અર્ધસ્વતંત્ર રાજ્યો | ૪૩ | | ૧૩૭ | | ૯૪ | |
| **કુલ** | ૬૧૭ | | ૧૧૦૪ | | | |

આમ, સંસ્થાનો અને એશિયાનાં સ્વતંત્ર (તથા અર્ધસ્વતંત્ર) રાજ્યોમાં રેલવેનો વિકાસ સૌથી વધુ ઝડપે થયો છે. આપણે જાણીએ છીએ તેમ એ રાજ્યોમાં ચાર કે પાંચ મોટામાં મોટાં મૂડીવાદી રાજ્યોની નાણાકીય મૂડીનું નિર્વિઘ્ન વર્ચસ્વ અસ્તિત્વમાન છે. સંસ્થાનો અને એશિયા તથા અમેરિકાના બીજા

---

* «*Statistisches Jahrbuch für das Deutsche Reich*», ૧૯૧૫; Archiv für Eisenbahnwesen, ૧૮૯૨. ૧૮૯૦માં જુદા જુદા દેશોના સંસ્થાનો વચ્ચે રેલવેની વહેંચણી અંગેની નાની વિગતોનો લગભગ અંદાજ લગાવવો પડયો હતો.

દેશોમાં બે લાખ કિલોમીટર લાંબી નવી રેલવે લાઇનો ૪૦,૦૦,૦૦,૦૦,૦૦૦ માર્કની નવી રોકવામાં આવેલી મૂડીનું પ્રતિનિધિત્વ કરે છે. એ મૂડીનું રોકાણ વિશેષ રૂપે લાભકારક શરતો, સારા નફાની અને પોલાદનાં કારખાનાં માટે નફાકારક ઓર્ડરોની ખાસ ગેરંટીઓ, ઇત્યાદિના આધારે કરવામાં આવ્યું છે.

સંસ્થાનો અને દરિયાપારના દેશોમાં મૂડીવાદ સૌથી અધિક ઝડપે વિકસી રહ્યો છે. દરિયાપારના દેશોમાં **નવી** સામ્રાજ્યવાદી સત્તાઓનો ઉદય થઈ રહ્યો છે (દા. ત. જાપાન). વિશ્વ-સામ્રાજ્યવાદનો આંતરિક સંઘર્ષ વધારે તીવ્ર બની રહ્યો છે. અધિકતમ નફાકારક સંસ્થાનો તથા દરયાપારનાં સાહસોની ઉપર નાણાકીય મૂડી દ્વારા લાદવામાં આવેલી ખંડણીમાં વૃદ્ધિ થઈ રહી છે. એ "લૂંટ"ની વહેંચણીમાં અસાધારણ રૂપે મોટો હિસ્સો એવા દેશો લઈ જાય છે કે જે ઉત્પાદનનાં બળોના વિકાસની ઝડપને લગતી યાદીમાં હંમેશાં મોખરે નથી હોતા. સૌથી મોટા દેશો અને તેમનાં સંસ્થાનોની ભેગી ગણતરી કરતાં રેલવે લાઇનોની કુલ લંબાઈના આંકડા નીચે મુજબ છે:

(હજાર કિલોમીટરમાં)

| | ૧૮૯૦ | ૧૯૧૩ | |
|---|---|---|---|
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૨૬૮ | ૪૧૩ | +૧૪૫ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૧૦૭ | ૨૦૮ | +૧૦૧ |
| રશિયા | ૩૨ | ૭૮ | + ૪૬ |
| જર્મની | ૪૩ | ૬૮ | + ૨૫ |
| ફ્રાંસ | ૪૧ | ૬૩ | + ૨૨ |
| પાંચ સત્તાઓનો **સરવાળો** | ૪૯૧ | ૮૩૦ | +૩૩૯ |

એ રીતે હાલની કુલ રેલવે લાઈનોમાંથી ૮૦ ટકા રેલવે લાઈનો પાંચ મોટામાં મોટી સત્તાઓના હાથમાં કેંદ્રિત થયેલી છે. પરંતુ એ રેલવે લાઈનોની **માલિકીનું** કેંદ્રીકરણ, નાણાકીય મૂડીનું કેંદ્રીકરણ, અમાપ પ્રમાણમાં અધિકતર છે. દાખલા તરીકે, ફ્રેંચ અને અંગ્રેજ કરોડપતિઓ અમેરિકન, રશિયન, અને બીજી રેલવે લાઈનોના ભારે મોટા પ્રમાણના શેરો તથા બૉંડોની માલિકી ધરાવે છે.

ગ્રેટબ્રિટને "પોતાની" રેલવે લાઈનોમાં એક લાખ કિલોમીટર જેટલો વધારો કર્યો છે, અર્થાત્ જર્મની કરતાં ચાર ગણો વધારો કર્યો છે, તેનું કારણ તેનાં સંસ્થાનો છે. અને છતાંયે, એ તો જાણીતી વાત છે કે આ સમય દરમિયાન જર્મનીમાં ઉત્પાદક બળોનો વિકાસ અને ખાસ કરીને કોલસા અને લોખંડના ઉદ્યોગોનો વિકાસ, ફ્રાંસ અને રશિયાની વાત તો દૂર રહી, ઈંગ્લૅંડ કરતાં પણ અતુલનીય રીતે વધારે ઝડપી રહ્યો છે. ૧૮૯૨માં જર્મનીમાં ૪૯ ૦૦ ૦૦૦ ટન કાચા લોખંડનું ઉત્પાદન થયું હતું અને ઈંગ્લૅંડમાં ૬૮ ૦૦ ૦૦૦ ટન કાચા લોખંડનું ઉત્પાદન થયું હતું; ૧૯૧૨માં જર્મનીમાં ૧૭૬ ૦૦ ૦૦૦ ટન અને ગ્રેટબ્રિટનમાં ૯૦ ૦૦ ૦૦૦ ટન કાચા લોખંડનું ઉત્પાદન થયું હતું. એટલે, એ બાબતમાં જર્મની ઈંગ્લૅંડ કરતાં પ્રચંડ સરસાઈ ધરાવતું હતું.* હવે સવાલ તો આવો છે: એક તરફ ઉત્પાદનનાં બળોનો વિકાસ અને મૂડીનો સંચય તથા બીજી તરફ સંસ્થાનોનું તથા નાણાકીય મૂડી માટે "પ્રભાવનાં ક્ષેત્રો"નું વિભાજન—એ બે વચ્ચેની અસમાનતાને દૂર કરવાનો **મૂડીવાદ** હેઠળ લડાઈ સિવાય બીજો કયો ઉપાય છે?

## ૮. મૂડીવાદની બેઠાખાઉ પ્રકૃતિ અને તેનો સડો

હવે આપણે મૂડીવાદના હજુ એક બીજા ખૂબ અગત્યના પાસાને તપાસવાનું છે. આ વિષય પરત્વેની મોટા ભાગની ચર્ચાઓમાં એ પાસાને અપૂરતું મહત્ત્વ આપવામાં આવ્યું છે. માર્ક્સવાદી હિલ્ફર્ડીંગની એક ખામી એ છે કે બિનમાર્ક્સવાદી હોબસનની તુલનામાં તે એક કદમ પાછળ હઠે છે. અમારો નિર્દેશ સામ્રજ્યવાદની લાક્ષણિક બેઠાખાઉ વૃત્તિ પ્રત્યે છે.

આપણે જોઈ ગયા તેમ સામ્રાજ્યવાદનો સૌથી ઊંડો આર્થિક પાયો ઈજારાશાહી છે. એ મૂડીવાદી ઈજારાશાહી છે, અર્થાત્ એવી ઈજારાશાહી છે કે જે મૂડીવાદમાંથી પેદા થઈ છે અને મૂડીવાદ, પણ્ય-ઉત્પાદન, તથા હરીફાઈના સામાન્ય વાતાવરણમાં, એ સામાન્ય વાતાવરણના કાયમી તથા ઉકેલી ન શકાય એવા આંતરવિરોધ રૂપે અસ્તિત્વમાં રહે છે. તોપણ, બધી ઈજારાશાહીઓની જેમ તે અનિવાર્ય રૂપે સ્થગિતતા અને સડાની વૃત્તિ પેદા કરે જ છે. ભલે

* Edgar Crammond, «*The Economic Relations of the British and German Emprise*» «*Journal of the Royal Statistical Society*», જુલાઈ ૧૯૧૪, પૃ. ૭૭૭ અને આગળ.

અસ્થાયી રૂપે, પણ ઈજારાશાહી કિંમતો સ્થાપિત થવાથી ટેકનિકલ પ્રગતિનું અને પરિણામે સમગ્ર પ્રગતિનું પ્રેરક કારણ અમુક અંશે અદૃશ્ય થઈ જાય છે, અને તે ઉપરાંત ટેકનિકલ પ્રગતિને ઈરાદાપૂર્વક ઢીલી પાડી દેવાની **આર્થિક** શક્યતા પેદા થાય છે. દાખલા તરીકે, અમેરિકામાં ઓવન્સ નામના એક માણસે એક નવું યંત્ર બનાવ્યું જેથી બોટલોના ઉત્પાદનમાં ક્રાંતિકારી પરિવર્તન આવ્યું. બોટલોનું ઉત્પાદન કરતાં જર્મન કાર્ટેલોએ ઓવન્સની પેટન્ટ ખરીદી લીધી પરંતુ તેનો ઉપયોગ ન કરતાં તેને ક્યાંક ખૂણામાં ભરાવીને રાખી મૂકી. બેશક, મૂડીવાદ હેઠળ ઈજારાશાહી વિશ્વ-બજારમાંથી હરીફાઈને પૂર્ણ રૂપે અને ખૂબ લાંબા ગાળા માટે કદી ન જ હઠાવી દઈ શકે (અને અમે પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે અતિસામ્રાજ્યવાદનો સિદ્ધાંત આટલો બેહૂદો છે તેનું એક કારણ આ છે). બેશક, ટેકનિકલ સુધારાઓ દાખલ કરીને ઉત્પાદનની કિંમત ઘટાડવાનું તેમ જ નફા વધારવાનું કદમ પરિવર્તનની દિશામાં લઈ જાય છે. પરંતુ ઈજારાશાહીના સંબંધમાં લાક્ષણિક સ્થગિતતા અને સડાની **વૃત્તિ** પણ પોતાનું કામ કરતી જ રહે છે અને ઉદ્યોગની અમુક શાખાઓમાં, અમુક દેશોમાં, તથા સમયના અમુક ગાળાઓ દરમિયાન તે વર્ચસ્વ ધરાવતી રહે છે.

ખૂબ વિસ્તૃત, સમૃદ્ધ, અથવા સુસ્થિત સંસ્થાનોની ઈજારાશાહી માલિકી પણ એ જ દિશામાં ક્રિયાશીલ રહે છે.

એ ઉપરાંત, સામ્રાજ્યવાદ તો આપણે જોયું છે તેમ સિક્યુરિટીઓમાં રોકાયેલી એકસોથી દોઢસો બિલિયન ફ્રાંક જેટલી નાણાકીય મૂડીનો થોડાક જ દેશોમાં થયેલો બેહદ મોટો સંચય છે. પરિણામે વ્યાજખોરોના, અર્થાત્ ફક્ત "કુપનો કાપીને" જ જિંદગીની મોજ માણતા હોય અને કોઈ પણ જાતના કામમાં મુદ્દલ ભાગ ન લેતા હોય તથા માત્ર આળસુપણાનો જ ધંધો કરતા હોય એવા લોકોના, એક વર્ગનો અથવા એમ કહીએ કે એક સામાજિક સ્તરનો અસાધારણ વિકાસ થાય છે. સામ્રાજ્યવાદની સૌથી વધારે મહત્ત્વની આર્થિક ભૂમિકાઓમાંની એક ભૂમિકા, મૂડીની નિકાસ, વ્યાજખોરોને ઉત્પાદનથી અધિક પૂર્ણ રૂપે અળગા પાડે છે અને દરિયાપારના કેટલાય દેશો તથા સંસ્થાનોના શ્રમના શોષણ પર નભતો હોય એવા આખા દેશની ઉપર બેઠાખાઉપણાની છાપ લગાવી દે છે.

હોબસન લખે છે: "૧૮૯૩માં પરદેશોમાં રોકાયેલી બ્રિટિશ મૂડી યુનાઇટેડ કિંગ્ડમની કુલ સંપત્તિના પંદર ટકા જેટલી હતી."* અમે વાચકોને યાદ કરાવીશું

* હોબસન, અગાઉ ઉલ્લેખ કરાયેલ પુસ્તક, જુઓ પૃષ્ઠ ૫૯, ૬૨.

કે ૧૯૧૫ સુધીમાં એ મૂડી લગભગ અઢી ગણી વધી ગઈ હતી. . હોબસન આગળ જણાવે છે: "કરવેરા ભરનારને આટલો મોંઘો પડતો અને કારખાનેદાર તથા વેપારી માટે આટલું ઓછું મહત્ત્વ ધરાવતો... આક્રમક સામ્રાજ્યવાદ મૂડી રોકનાર માટે ભારે નફાનો સ્રોત છે... સર આર. ગિફેને કાઢેલા અંદાજ અનુસાર, ૧૮૯૯માં ગ્રેટબ્રિટને પોતાના પરદેશના અને સાંસ્થાનિક વેપારમાંથી, આયાત અને નિકાસમાંથી, ૮૦ ૦૦ ૦૦ ૦૦૦ પાઉંડની લેણદેણમાં અઢી ટકાને હિસાબે ૧૮૦ ૦૦ ૦૦૦ પાઉંડનો નફો કર્યો હતો." આ રકમ ભારે મોટી છે એ ખરું, પરંતુ ગ્રેટબ્રિટનના આક્રમક સામ્રાજ્યવાદના સ્વરૂપને તે સ્પષ્ટ કરી શકતી નથી. એ સ્વરૂપને તો "રોકવામાં આવેલી" મૂડીમાંથી મળતી વ્યાજખોરોની ૯થી ૧૦ કરોડ પાઉંડની આવક જ સ્પષ્ટ કરે છે.

વ્યાજખોરોની આ આવક દુનિયાના સૌથી મોટા "વેપારી" દેશના વિદેશ-વેપારમાંથી થતી આવક કરતાં **પાંચ ગણી** વધારે છે. એ છે સામ્રાજ્યવાદ અને સામ્રાજ્યવાદી બેઠાખાઉપણાનો નિચોડ.

એ કારણે, સામ્રાજ્યવાદની છણાવટ કરતા આર્થિક સાહિત્યમાં "વ્યાજજીવી રાજ્ય" (Rentnerstaat) અથવા વ્યાજખોર રાજ્ય શબ્દનો સામાન્ય રીતે ઉપયોગ થવા લાગ્યો છે. મુઠ્ઠીભર વ્યાજખોર રાજ્યો અને મોટી સંખ્યાનાં કરજદાર રાજ્યોમાં દુનિયાનું વિભાજન થઈ ગયું છે. શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ લખે છે: "પરદેશમાં રોકવામાં આવેલી મૂડીની યાદીમાં રાજકીય રીતે પરાધીન અથવા સાથી રાજ્યોમાં કરવામાં આવેલાં રોકાણો સૌથી મોખરાના સ્થાને છે: ગ્રેટબ્રિટન મિસરને, જાપાનને, ચીનને, અને દક્ષિણ અમેરિકાને લોનો આપે છે. તેનું નૌકાદળ એ દેશોમાં જરૂર પડે તો બેલિફનું કામ કરે છે. ગ્રેટબ્રિટનની રાજકીય સત્તા તેના કરજદારોના રોષથી તેનું રક્ષણ કરે છે."* *The National Economic System of Foreign Investments*** નામના પોતાના પુસ્તકમાં સાર્ટોરિયસ ફોન વોલ્ટેરસહાઉઝેન આદર્શ "વ્યાજખોર રાજ્ય" તરીકે હોલૅંડનો ઉલ્લેખ કરે છે અને એ વાત પ્રત્યે ધ્યાન ખેંચે છે કે ગ્રેટબ્રિટન અને ફ્રાંસ પણ હવે એવાં રાજ્યો બની રહ્યાં છે. શિલ્ડરનો અભિપ્રાય એવો છે કે ગ્રેટબ્રિટન, ફ્રાંસ, જર્મની, બેલ્જિયમ, અને સ્વિટ્ઝરલૅંડ, એ પાંચ ઔદ્યોગિક રાજ્યો "ચોક્કસ

---

* શુલ્ત્ઝે - ગેવેર્નિત્ઝ, «*Britischer Imperialismus*», પૃષ્ઠ ૩૨૦ અને આગળ.

** Sartorius von Waltershausen, «*Das Volkswirtschaftliche System*, etc.», બર્લિન, ૧૯૦૭, પુસ્તક ૪.

રૂપે સાફ લેણદાર દેશો બની ગયા છે." તેણે એ યાદીમાં હોલેંડનો ફક્ત એક જ કારણસર સમાવેશ નથી કર્યો કે હોલેંડ "ઔદ્યોગિક દૃષ્ટિએ બહુ ઓછો વિકસિત" દેશ છે.* અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનો દેશ માત્ર અમેરિકન દેશોનો લેણદાર દેશ છે.

શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ લખે છે: "ગ્રેટબ્રિટનનું ધીરે ધીરે ઔદ્યોગિક રાજ્યમાંથી લેણદાર રાજ્યમાં રૂપાંતર થઈ રહ્યું છે. ઔદ્યોગિક ઉત્પાદનમાં તથા કારખાનાંમાં ઉત્પાદિત માલની નિકાસમાં સ્પષ્ટ રૂપે વૃદ્ધિ થઈ હોવા છતાં વ્યાજ અને ડિવિડન્ડ, સિક્યુરિટીઓ, કમિશન, અને સટ્ટાખોરી, વગેરેમાંથી થતી આવકનું મહત્ત્વ સમગ્ર રાષ્ટ્રીય અર્થતંત્રમાં વૃદ્ધિ પામી રહ્યું છે. મારા અભિપ્રાય અનુસાર ચોક્કસ રૂપે એ હકીકત જ સામ્રાજ્યવાદી ચડતીનો આર્થિક આધાર બની રહે છે. ખરીદનારને વેચનાર જેટલો વળગી રહેલો હોય છે તેના કરતાં વધારે દૃઢ રીતે લેણદાર કરજદારને વળગી રહે છે."** બર્લિનના દિયે બાંકના પ્રકાશક લાન્સબુર્ગે ૧૯૧૧માં લખેલા "જર્મની—વ્યાજખોર રાજ્ય" નામના લેખમાં જર્મની બાબત નીચે મુજબ લખાયું છે: "ફ્રાંસના લોકોમાં જોવામાં આવતી વ્યાજખોર બનવાની ઝંખના પ્રત્યે જર્મનીના લોકો નાક ચઢાવવા તૈયાર થઈ જાય છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે મૂડીદાર વર્ગનો સંબંધ છે ત્યાં સુધી જર્મનીની પરિસ્થિતિ વધારે ને વધારે પ્રમાણમાં ફ્રાંસની પરિસ્થિતિ જેવી જ બની રહી છે."***

વ્યાજખોર રાજ્ય બેઠાખાઉ વૃત્તિ ધરાવતા સડી રહેલા મૂડીવાદનું રાજ્ય છે અને એ હકીકત સામાન્ય રૂપે તેનાથી પ્રભાવિત બધા દેશોની સામાજિક-રાજકીય પરિસ્થિતિઓની ઉપર અને ખાસ કરીને કામદાર વર્ગીય આંદોલનના બે મૂળભૂત પ્રવાહોની ઉપર અસર પાડયા વગર ન જ રહે. આ બાબતને શક્ય એટલી વધારેમાં વધારે સ્પષ્ટ રીતે બતાવી આપવા માટે અમે હોબસનને જ ટાંકીશું. હોબસન સૌથી વધુ "વિશ્વાસપાત્ર" સાક્ષી છે કેમ કે "માર્ક્સવાદી રૂઢિચુસ્તતા" તરફ ઢળતા હોવાનો સંદેહ તેને વિશે કરી શકાય એમ નથી. બીજી તરફ, હોબસન ઇંગ્લેંડનો વતની છે અને એટલે સંસ્થાનોની બાબતમાં, નાણાકીય મૂડીની બાબતમાં, તથા સામ્રાજ્યવાદી અનુભવની બાબતમાં સૌથી વધારે સમૃદ્ધ દેશની પરિસ્થિતિ અંગે ખૂબ સારી રીતે પરિચિત છે.

---

* શિલ્ડર, અગાઉ ઉલ્લેખ કરાયેલ પુસ્તક, પૃષ્ઠ ૩૯૩.

** શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ, «*Britischer Imperialismus*» પૃષ્ઠ ૧૨૨.

*** «*Die Bank*», ૧૯૧૧, ૧, પૃષ્ઠ ૧૦—૧૧.

12*

પોતાના મનમાં અંગ્રેજ-બોઅર યુદ્ધની તાજી યાદ ધરાવતો હોબસન સામ્રાજ્યવાદ અને "નાણાપતિઓ"નાં હિતો વચ્ચેનો સંબંધ, કોન્ટ્રેક્ટોમાંથી વધતા જતા નફાઓ, ઈત્યાદિનું વર્ણન કરે છે અને લખે છે: "આ નિશ્ચિત રૂપે બેઠાખાઉ નીતિના સંચાલકો મૂડીદારો છે એ ખરું, પરંતુ એના એ જ હેતુઓ પ્રત્યે કામદારોના અમુક ખાસ વર્ગોમાં પણ આકર્ષણ જાગે છે. અનેક શહેરોમાં સૌથી વધારે મહત્ત્વના ધંધાઓ સરકારી રોજગારી અને કોન્ટ્રેકટો ઉપર અવલંબિત હોય છે; ધાતુ તથા જહાજબાંધકામનાં કેંદ્રોના સામ્રાજ્યવાદના અસ્તિત્વમાં આ હકીકત ઓછે અંશે કારણભૂત નથી." એ લેખકના અભિપ્રાયમાં પુરાણાં સામ્રાજ્યોને નબળાં પાડનાર કારણો બે છે: ૧) "આર્થિક બેઠાખાઉપણું," અને ૨) ગુલામ પ્રજાઓનાં બનેલાં સૈન્યોની રચના. "પ્રથમ તો બેઠાખાઉપણાની ટેવ છે જેને લીધે શાસક રાજ્યે પોતાનાં પ્રાંતો, સંસ્થાનો, અને તાબેદાર દેશોનો ઉપયોગ પોતાના શાસક વર્ગને દોલતમંદ બનાવવા માટે તથા નિમ્નતર વર્ગોને લાંચ આપીને મનાવી લેવા માટે કર્યો છે." અને અમે એટલું ઉમેરીશું કે લાંચનું રૂપ ભલે ગમે તેવું હોય પરંતુ આવી લાંચની આર્થિક શક્યતા માટે ઉચ્ચ કક્ષાના ઈજારાશાહી નફા આવશ્યક છે.

બીજા કારણ અંગે હોબસન લખે છે: "ગ્રેટબ્રિટન, ફ્રાંસ, અને બીજાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રો જે બેતમા નચિંતતાથી આ જોખમી પરાવલંબનના માર્ગે જઈ રહ્યાં છે તે સામ્રાજ્યવાદની અંધતાનું એક અત્યંત વિચિત્ર ચિહ્ન છે. ગ્રેટબ્રિટન એ દિશામાં સૌથી વધારે આગળ નીકળી ગયું છે. આપણું હિંદુસ્તાની સામ્રાજ્ય જીતવા માટે લડવામાં આવેલી લડાઈઓમાંથી મોટા ભાગની લડાઈઓ હિંદુસ્તાનીઓનાં બનેલાં આપણાં સૈન્યો દ્વારા લડવામાં આવી છે; હિંદુસ્તાનમાં અને વધારે તાજેતરના સમયમાં મિસરમાં મોટાં કાયમી લશ્કરોની બ્રિટિશ કમાંડરોની સરદારી હેઠળ રચના કરવામાં આવી છે; દક્ષિણ ભાગને બાદ કરતાં આફ્રિકાનાં આપણાં સંસ્થાનો સાથે સંબંધિત લગભગ તમામ લડાઈઓ આપણે માટે ત્યાંના વતનીઓ જ લડયા છે."

ચીનના ભાગલાની શક્યતાનું આર્થિક મૂલ્યાંકન હોબસને નીચે મુજબ આપ્યું છે: "દક્ષિણ ઈંગ્લેંડના કેટલાક ગ્રામવિસ્તારો, રિવિયેરા, અને ઈટાલી તથા સ્વિટ્ઝર્લેંડના પ્રવાસીઓથી ઊભરાતા અથવા રહેણાકના ભાગોમાં નજરે પડતાં દૃશ્યો અને લક્ષણો પશ્ચિમ યુરોપનો મોટો ભાગ ત્યારે કદાચ ધારણ કરી લેશે — દૂર પૂર્વમાંથી ડિવિડંડો તથા પેન્શન મેળવતા શ્રીમંત અમીરોનાં નાનકડાં ઝૂમખાંની જોડે ધંધાદારી ખીદમતગારો તથા વેપારીઓનું થોડુંક વધારે મોટું જથ

અને અંગત નોકરોનો તેમ જ વાહનવ્યવહારમાં તથા વધારે જલદી બગડી જાય એવી ચીજોના ઉત્પાદનના આખરી તબક્કાઓમાં કામદારોનો મોટો સમૂહ અસ્તિત્વમાં આવશે: એશિયા અને આફ્રિકામાંથી મુખ્ય ખાદ્યસામગ્રી અને ચીજવસ્તુઓનો પ્રવાહ ખંડણી રૂપે શરૂ થઈ જતાં બધા મુખ્ય મોટા ઉદ્યોગો અદૃશ્ય થઈ જશે." "આપણે પશ્ચિમી રાજ્યોની હજુ વધારે વિશાળ એકસંપીની શક્યતાના ઓળા પાથરી દીધા છે, મોટી સત્તાઓના એક એવા યુરોપિયન ફેડરેશનની શક્યતાના ઓળા પાથરી દીધા છે કે જે વિશ્વ-સભ્યતાના ધ્યેયને આગળ ધપાવવાને બદલે પશ્ચિમી બેઠાખાઉપણાના રાક્ષસી જોખમને કદાચ ખડું કરી દેશે, ઉન્નત ઔદ્યોગિક રાષ્ટ્રોનું એક એવું જૂથ કદાચ કાયમ કરી દેશે કે જેના ઉપલા વર્ગો એશિયા અને આફ્રિકામાંથી અપાર ખંડણી વસૂલ કરતા હશે અને એ ખંડણી વડે ખીદમતગારોના એવા વિશાળ પરવશ સમુદાયોને નભાવતા હશે કે જે ખેતી અને ઉત્પાદનના મુખ્ય ઉદ્યોગોમાં કામ કરતા મટી ગયા હશે અને તેને બદલે નવી નાણાકીય ઉમરાવશાહીના અંકુશ હેઠળ અંગત અથવા નજીવી ઔદ્યોગિક સેવાઓ બજાવવાની દશામાં ગોંધાઈ ગયા હશે. આવા સિદ્ધાંતને (સંભાવના કહેવું બહેતર ગણાશે) ધ્યાનમાં લેવાનું પણ અયોગ્ય ગણીને તુચ્છકારી કાઢવા માગતા લોકો એવી હાલતમાં ઊતરી ચૂકેલા આજના દક્ષિણ ઇંગ્લેંડના જીલ્લાઓની આર્થિક અને સામાજિક હાલત તપાસી જુએ, અને આવી પદ્ધતિના વ્યાપક વિસ્તરણનાં સંબંધમાં ઊંડો વિચાર કરે કેમ કે નાણાપતિઓ, મૂડી રોકનારાઓ, અને રાજકીય તથા વેપારી અમલદારોનાં એવાં જ જૂથો ચીનને પોતાના આર્થિક અંકુશનો ભોગ બનાવીને દુનિયામાં નફાના અભૂતપૂર્વ વિશાળતમ સંભવિત ભંડારને યુરોપમાં ઉપભોગ માટે ખાલી કરી નાખે તો એવી પરિસ્થિતિ એ પદ્ધતિના વ્યાપક વિસ્તરણને કદાચ સાધ્ય બનાવે. પરિસ્થિતિ એટલી બધી જટિલ છે અને વિશ્વ-પરિબળોના દાવપેચનું પૂર્વ અનુમાન એટલું બધું અશક્ય છે કે ભાવિના આ અથવા અન્ય કોઈ એક જ અર્થઘટનને ખૂબ સંભવિત ગણી શકાય એમ નથી; પરંતુ પશ્ચિમ યુરોપના સામ્રાજ્યવાદનું આજે નિયંત્રણ કરી રહેલા પ્રભાવો આ જ દિશામાં આગળ વધી રહ્યા છે અને તેમનો પ્રતીકાર ન કરવામાં આવે અથવા તેમને જુદી દિશામાં વાળી ન દેવામાં આવે તો એ પ્રભાવો એવી જ કોઈ પરિસમાપ્તિની દિશામાં આગેકૂચ કરી રહ્યા છે."*

---

*હોબસન, અગાઉ ઉલ્લેખ કરાયેલ પુસ્તક, પૃષ્ઠ ૧૦૩, ૨૦૫, ૧૪૪, ૩૩૫, ૩૮૬.

લેખકનું કથન સાવ સાચું છે. **જો** સામ્રાજ્યવાદી બળોનો પ્રતીકાર ન કરવામાં આવ્યો **હોત** તો તેમણે ચોક્કસ રૂપે તેના વર્ણન મુજબનું જ પરિણામ પેદા કર્યું હોત. વર્તમાન સામ્રાજ્યવાદી પરિસ્થિતિમાં "યુરોપનાં સંયુક્ત રાજ્યો"ના સૂત્રના મર્મની સાચી જ મુલવણી કરવામાં આવી છે. પરંતુ તેણે એમ પણ ઉમેરવું જોઈતું હતું કે કામદાર વર્ગીય આંદોલનની **અંદર પણ** હાલ પૂરતા મોટા ભાગના દેશોમાં વિજયી બની ગયેલા તકવાદીઓ બરાબર એ જ દિશામાં પદ્ધતિસર અને અવિચલિત રીતે "કામ" કરી રહ્યા છે. સામ્રાજ્યવાદ કે જેનો અર્થ દુનિયાના ભાગલા અને ચીન ઉપરાંત બીજા દેશોનું પણ શોષણ તેમ જ મુઠ્ઠીભર ખૂબ શ્રીમંત દેશો માટે જંગી ઇજારાશાહી નફાઓ છે, એ સામ્રાજ્યવાદ સર્વહારા વર્ગના ઉપલા સ્તરોને લાંચ આપવાની આર્થિક શક્યતાનું સર્જન કરે છે અને તે દ્વારા તકવાદને પોષણ આપે છે, આકાર બક્ષે છે, અને મજબૂત બનાવે છે. પરંતુ જે બળો સામાન્ય રૂપે સામ્રાજ્યવાદનો અને ખાસ રૂપે તકવાદનો મુકાબલો કરે છે અને જે બળોને સામાજિક-લિબરલ હોબસન સ્વાભાવિક રીતે જ જોઈ શકતો નથી એ બળોને આપણે લક્ષ બહાર ન જ રાખવાં જોઈએ.

સામ્રાજ્યવાદનો બચાવ કરવા બદલ જેને પાર્ટીમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો અને જર્મનીની કહેવાતી "સામાજિક-લોકશાહીવાદી" પાર્ટીનો જે આજે આગેવાન બની બેઠો છે એ જર્મન તકવાદી ગેર્હાર્ડ હિલ્ડેબ્રાંડે આફ્રિકાના હબસીઓની વિરુદ્ધ, "મહાન ઇસ્લામી આંદોલન"ની વિરુદ્ધ, "ચીની-જાપાની જોડાણ"ની સામે "જોરાવર લશ્કર અને નૌસેના"ની સ્થાપના કરવા માટે, વગેરે કારણોસર "સંયુક્ત" પગલાં લેવાના... હેતુ અર્થે "પશ્ચિમ યુરોપનાં સંયુક્ત રાજ્યો"ની (રશિયા સિવાય) હિમાયત કરીને હોબસનના કથનની સારી રીતે પૂર્તિ કરી છે.*

ગેવેર્નિત્ઝના પુસ્તકમાં આપવામાં આવેલું "બ્રિટિશ સામ્રાજ્યવાદ"નું વર્ણન પણ એવાં જ બેઠાખાઉ લક્ષણો જાહેર કરે છે. ૧૮૬૫થી ૧૮૯૮ સુધીમાં બ્રિટનની રાષ્ટ્રીય આવક લગભગ બમણી થઈ હતી જ્યારે એ જ સમય દરમિયાન "દેશાવર"ની આવક **નવ ગણી** વધી ગઈ હતી. સામ્રાજ્યવાદનો "ગુણ" એ છે કે તે "હબસીને ઉદ્યોગની ટેવોની તાલીમ આપે છે" (બેશક, જોરજુલમ

---

* ગેર્હાર્ડ હિલ્ડેબ્રાંડ, «*Die Erschütterung der Industrieherrschaft und des Industriesozialismus*», ૧૯૧૦, પૃષ્ઠ ૨૨૯ અને આગળ.

વગર તો નહિ જ . . . ), પરંતુ સામ્રાજ્યવાદનું "જોખમ" એ વાતમાં સમાયેલું છે કે "યુરોપ શારીરિક મહેનતના બોજાને — પહેલાં ખેતી તથા ખાણની અને પછી ઉદ્યોગોના અધિક આકરા કામની શારીરિક મહેનતના બોજાને — રંગીન જાતિઓના માથા ઉપર લાદી દેશે અને પોતે વ્યાજખોરની ભૂમિકા ભજવીને સંતોષ અનુભવશે, અને એ રીતે રંગીન જાતિઓની આર્થિક અને આગળ જતાં રાજકીય મુક્તિનો માર્ગ કદાચ તૈયાર કરી દેશે."

ગ્રેટબ્રિટનમાં વધતા જતા પ્રમાણમાં જમીનને ખેતીથી અળગી કરી દઈને તેનો રમતગમત માટે, શ્રીમંતોના મનોરંજન માટે, ઉપયોગ કરવામાં આવી રહ્યો છે. દુનિયાના સૌથી વધારે ઉમરાવશાહી રમત-મેદાન ગણાતા સ્કોટલૅન્ડ વિશે કહેવાય છે કે "તે પોતાની જિંદગીને ભૂતકાળના અને શ્રી કાર્નેગી (અમેરિકી કરોડપતિ)ના આધારે ટકાવી રહ્યું છે." ફક્ત ઘોડદોડ અને લોંકડીના શિકાર પાછળ જ બ્રિટન દર વરસે ૧૪૦૦૦૦૦૦ પાઉંડ વેડફે છે. ઈંગ્લૅંડમાં વ્યાજખોરોની સંખ્યા લગભગ દસ લાખ જેટલી છે. કુલ વસતિમાં ઉત્પાદક કામોમાં રોકાયેલી વસતિની ટકાવારી ઘટી રહી છે:

| | ઈંગ્લૅંડની વસતિ | પાયાના ઉદ્યોગોમાં કામ કરતા કામદારોની સંખ્યા (દશલક્ષમાં) | કુલ વસતિની ટકાવારી |
|---|---|---|---|
| ૧૮૫૧ | ૧૭.૯ | ૪.૧ | ૨૩% |
| ૧૯૦૧ | ૩૨.૫ | ૪.૯ | ૧૫% |

અને બ્રિટિશ કામદાર વર્ગ અંગે વાત કરતાં "વીસમી સદીના આરંભમાં બ્રિટિશ સામ્રાજ્યવાદ" એ વિષયના મૂડીવાદી અભ્યાસીને કામદારોના "**ઉપલા થર**" અને "**ખાસ સર્વહારા વર્ગના નીચલા થર**" વચ્ચે પદ્ધતિસર રીતે ભેદ દર્શાવવાની ફરજ પડે છે. ઉપલા થરમાં સહકારી સમિતિઓ, ટ્રેડ યુનિયનો, સ્પોર્ટ કલબો, અને સંખ્યાબંધ ધાર્મિક સંપ્રદાયોના મોટા ભાગના સભ્યોનો સમાવેશ થાય છે. ચૂંટણીની પદ્ધતિ આ સ્તરને અનુકળ થાય એ રીતે ઘડવામાં આવી છે. ગ્રેટબ્રિટનમાં ચૂંટણીની પદ્ધતિ "**ખાસ સર્વહારા વર્ગના નીચલા થરને બકાત રાખવા માટે પૂરતા પ્રમાણમાં મર્યાદિત છે**"!! બ્રિટિશ કામદાર વર્ગની

હાલતનું ગુલાબી ચિત્ર રજૂ કરવા માટે સામાન્ય રીતે ઉપલા થરનો જ ઉલ્લેખ કરવામાં આવે છે કે જે હકીકતમાં સર્વહારા વર્ગની **લઘુસંખ્યાનો** બનેલો છે. દાખલા તરીકે, "બેકારીની સમસ્યા મુખ્યત્વે લંડનની સમસ્યા છે અને **રાજકારણીઓ જેને બહુ ઓછું મહત્ત્વ આપે** છે એવા નિમ્નતર સર્વહારા વર્ગીય થરની સમસ્યા છે..."* તેણે આમ કહેવું જોઈતું હતું: મૂડીવાદી રાજકારણીઓ અને "સમાજવાદી" તકવાદીઓ જેને બહુ ઓછું મહત્ત્વ આપે છે.

આપણે જે હકીકતોનું વર્ણન કરી રહ્યા છીએ તેની સાથે સંકળાયેલાં સામ્રાજ્યવાદનાં ખાસ લક્ષણોમાંનું એક લક્ષણ એ છે કે સામ્રાજ્યવાદી દેશોમાંથી થતી હિજરત ઘટી રહી છે અને જ્યાં પગારોનું ધોરણ વધારે નીચું છે એવા અધિક પછાત દેશોમાંથી સામ્રાજ્યવાદી દેશોમાં થતી હિજરતમાં વૃદ્ધિ થઈ રહી છે. હોબસનના નિરીક્ષણ અનુસાર ગ્રેટબ્રિટનમાંથી થતી હિજરત ૧૮૮૪થી ઘટી રહી છે. એ વરસે હિજરતીઓની સંખ્યા ૨૪૨૦૦૦ હતી જ્યારે ૧૯૦૦ની સાલમાં હિજરતીઓની સંખ્યા ઘટીને ૧૬૯૦૦૦ થઈ ગઈ હતી. જર્મનીથી હિજરત કરી જતા લોકોની સંખ્યા ૧૮૮૧થી ૧૮૯૦ની વચ્ચેના ગાળામાં ઉચ્ચતમ કક્ષાએ પહોંચી ગઈ હતી અને હિજરતીઓની કુલ સંખ્યા ૧૪૫૩૦૦૦ની થઈ ગઈ હતી. ત્યારપછીના બે દાયકા દરમિયાન એ સંખ્યા ઘટીને ૫૪૪૦૦૦ અને ૩૪૧૦૦૦ થઈ ગઈ. બીજી તરફ, ઓસ્ટ્રિયા, ઇટાલી, રશિયા, અને બીજા દેશોમાંથી હિજરત કરીને જર્મની જતા લોકોની સંખ્યામાં વૃદ્ધિ થઈ હતી. ૧૯૦૭ની વસતી ગણતરી અનુસાર જર્મનીમાં એ વખતે ૧૩૪૨૨૯૪ પરદેશીઓ હતા જેમાંથી ૪૪૦૮૦૦ ઔદ્યોગિક કામદારો હતા અને ૨૫૭૩૨૯ ખેતીનું કામ કરનારા માણસો હતા.** ફ્રાંસમાં ખાણ ઉદ્યોગમાં કામ કરતા કામદારો "મોટે ભાગે" પરદેશીઓ છે, પોલૅંડ, ઇટાલી, અને સ્પેનના વતનીઓ છે.*** અમેરિકામાં પૂર્વ અને દક્ષિણ યુરોપમાંથી આવેલા હિજરતીઓ સૌથી વધારે કંગાળ વેતન આપતા ધંધાઓમાં કામ કરે છે જ્યારે અમેરિકન કામદારો ઓવરસિયરોની અને બહેતર વેતન મેળવતા કામદારોની ઉચ્ચતમ ટકાવારી પ્રસ્તુત કરે છે.**** સામ્રાજ્યવાદની એ વૃત્તિ જ છે કે કામદારોની અંદર પણ

* શુલ્ત્ઝે-ગેવેર્નિત્ઝ, «*Britischer Imperialismus*», પૃષ્ઠ ૩૦૧.

** *Statistik des Deutschen Reichs*, Bd. ૨૧૧.

*** Henger, «*Die Kapitalsanlage der Franzosen*», Stuttgart, ૧૯૧૩.

**** Hourwich, «*Immigration and Labour*», *New York*, ૧૯૧૩.

વિશેષાધિકારો ભોગવતા વિભાગોનું સર્જન કરવું અને સર્વહારા વર્ગના વ્યાપક સમુદાયોથી એ વિભાગોને અળગા કરી દેવા.

એ વાતને ધ્યાનમાં લેવી જ જોઈએ કે ગ્રેટબ્રિટનમાં સામ્રાજ્યવાદની કામદારોનું વિભાજન કરવાની, કામદારોની અંદર તકવાદને મજબૂત બનાવવાની, અને કામદાર વર્ગીય આંદોલનમાં બિનકાયમી સડો પેદા કરવાની વૃત્તિ ઓગણીસમી સદીના અંત અને વીસમી સદીના આરંભ કરતાં ઘણી વહેલી જાહેર થઈ ગઈ હતી; કેમ કે સામ્રાજ્યવાદનાં બે મહત્ત્વનાં વિશિષ્ટ લક્ષણો ગ્રેટબ્રિટનમાં ઓગણીસમી સદીના મધ્યમાં જ વરતાઈ ગયાં હતાં, અર્થાત્ વ્યાપક સાંસ્થાનિક કબજાઓ અને વિશ્વ-બજારમાં ઇજારાશાહી સ્થાનનાં લક્ષણો. કામદાર વર્ગીય આંદોલનમાં હયાત તકવાદ અને બ્રિટિશ મૂડીવાદનાં સામ્રાજ્યવાદી લક્ષણો વચ્ચેના આ સંબંધની નિશાનીઓને માર્ક્સ અને એંગેલ્સે કેટલાય દાયકા દરમિયાન પદ્ધતિસર પારખી કાઢી હતી. દાખલા તરીકે, ૧૮૫૮ના ઑક્ટોબરની સાતમી તારીખે એંગેલ્સે માર્ક્સને લખેલું: "અંગ્રેજ સર્વહારા વર્ગ વધારે ને વધારે મૂડીવાદી બનતો જાય છે અને એટલે એમ લાગે છે કે બધાં રાષ્ટ્રોમાં સૌથી વધારે મૂડીવાદી આ રાષ્ટ્ર અંતમાં મૂડીવાદી વર્ગની **સાથે સાથે** ઉમરાવશાહી તથા મૂડીવાદી સર્વહારા વર્ગ ધરાવવાનું લક્ષ્ય સેવે છે. બેશક, આખી દુનિયાનું શોષણ કરતા રાષ્ટ્ર માટે એ અમુક અંશે વાજબી પણ છે." લગભગ પા સદી પછી, ૧૮૮૧ના ઑગસ્ટની ૧૧મી તારીખના પત્રમાં એંગેલ્સ "મધ્યમ વર્ગને વેચાઈ ગયેલા અથવા ઓછામાં ઓછું તેનો પગાર ખાતા માણસોને પોતાની આગેવાની કરવા દેનારાં આ બદતરીન અંગ્રેજ ટ્રેડ યુનિયનો"નો ઉલ્લેખ કરે છે. ૧૮૮૨ના સપ્ટેંબરની ૧૨મી તારીખના કાઉત્સ્કીને લખેલા પત્રમાં એંગેલ્સે લખ્યું છે: "તમે મને પૂછ્યું છે કે સાંસ્થાનિક નીતિની બાબતમાં અંગ્રેજ કામદારોના વિચારો કેવા છે? વારુ, તેનો જવાબ એ છે કે તેઓ સામાન્ય રાજકારણ વિશે જેવા વિચારો ધરાવે છે બરાબર એવા જ વિચારો સાંસ્થાનિક નીતિ વિશે પણ ધરાવે છે. અહીં કામદારોની પાર્ટી તો છે જ નહિ. માત્ર રૂઢિચુસ્તો અને લિબરલ ઉદ્દામો જ છે અને સંસ્થાનો તથા વિશ્વ-બજારની ઇંગ્લેંડની ઇજારાશાહીની ઉજાણીમાં કામદારો લહેરથી ભાગ લે છે."* («*The*

---

* Briefwechsel von Marx und Engles, Bd II, S. ૨૯૦; IV, ૪૩૩. કાર્લ કાઉત્સ્કી, «Sozialismus und Kolonialpolitik», Berlin ૧૯૦૭, પૃષ્ઠ ૭૯; કાઉત્સ્કીએ આ પુસ્તિકા પોતાની જિંદગીના અત્યંત દૂરના ભૂતકાળમાં પોતે જ્યારે હજુ માર્ક્સવાદી હતો ત્યારે લખી હતી.

*Condition of the Working Class in England*» નામના પોતાના પુસ્તકની ૧૮૯૨માં પ્રકાશિત બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં એંગેલ્સે જાહેર રીતે પણ એવા જ વિચારો વ્યક્ત કરેલા.)

આ ઉપરથી કારણો અને પરિણામો સ્પષ્ટ બને છે. કારણો છે: ૧) એ દેશ દ્વારા આખી દુનિયાનું શોષણ; ૨) વિશ્વબજારમાં તેનું ઈજારાશાહી સ્થાન; ૩) તેની સાંસ્થાનિક ઈજારદારી. પરિણામો છે: ૧) બ્રિટિશ સર્વહારા વર્ગનો એક વિભાગ મૂડીવાદી બની જાય છે; ૨) સર્વહારા વર્ગનો એક વિભાગ પોતાની આગેવાની મૂડીવાદી વર્ગે ખરીદી લીધેલા અથવા ઓછામાં ઓછું તેનો પગાર ખાતા માણસોને કરવા દે છે. વીસમી સદીના સામ્રાજ્યવાદે મુઠ્ઠીભર રાજ્યો વચ્ચે દુનિયાનું વિભાજન પરિપૂર્ણ કર્યું. તેમાંનું પ્રત્યેક રાજ્ય આજે "આખી દુનિયા"ના એટલા ભાગનું શોષણ કરે છે (અર્થાત્ મબલક નફા ચૂસે છે) જે ઈંગ્લૅંડ દ્વારા ૧૮૫૮માં શોષણ કરવામાં આવેલા ભાગ કરતાં જરાક જ નાનો છે; ટ્રસ્ટો, કાર્ટેલો, નાણાકીય મૂડી અને લેણદાર તથા કરજદારના સંબંધોને કારણે તેમાંનું પ્રત્યેક રાજ્ય વિશ્વબજારમાં ઈજારાશાહીનું સ્થાન ભોગવે છે; તેમાંનું પ્રત્યેક રાજ્ય અમુક અંશે સાંસ્થાનિક ઈજારદારીની મઝા માણે છે (આપણે જોયું છે કે ૭૫૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટરની **સમગ્ર** સાંસ્થાનિક દુનિયામાંથી ૬૫૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટર અથવા ૮૬ ટકા ઉપર માત્ર છ સત્તાઓની માલિકી છે, અને ૬૧૦૦૦૦૦૦ ચોરસ કિલોમીટર અથવા ૮૧ ટકા ઉપર ફક્ત ત્રણ જ સત્તાઓની માલિકી છે).

વર્તમાન પરિસ્થિતિનું વિશિષ્ટ લક્ષણ એવા આર્થિક અને રાજકીય સંજોગોનું પ્રવર્તન છે જે તકવાદ અને કામદાર વર્ગીય આંદોલનનાં સામાન્ય તથા પ્રાણરૂપ હિતો વચ્ચેની વિસંગતતામાં વૃદ્ધિ કર્યા વગર રહે જ નહિ: સામ્રાજ્યવાદ બીજાંકુરમાંથી વિકાસ પામીને વર્ચસ્વધારી પદ્ધતિ બની ગયો છે; અર્થકારણ અને રાજકારણમાં મૂડીવાદી ઈજારાશાહીઓ પ્રથમ સ્થાન ભોગવે છે; દુનિયાનું વિભાજન પરિપૂર્ણ થઈ ગયું છે; બીજી તરફ, ગ્રેટબ્રિટનની અખંડ ઈજારાશાહીને સ્થાને આપણને એ ઈજારાશાહીમાં હિસ્સાનો દાવો કરતી થોડીક સામ્રાજ્યવાદી સત્તાઓ જોવા મળે છે, અને એ સંઘર્ષ વીસમી સદીના આરંભના આખા ગાળાની લાક્ષણિકતા છે. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઈંગ્લૅંડમાં તકવાદ જે રીતે દાયકાઓ સુધી સફળ થયો હતો એ રીતે તે હવે કોઈ એક દેશના કામદાર વર્ગીય આંદોલનમાં દાયકાઓ સુધી પૂર્ણ રીતે સફળ રહી શકે એમ નથી;

પરંતુ સંખ્યાબંધ દેશોમાં તે પાકી ગયો છે, વધારે પડતો પાકી ગયો છે તથા કોહી ગયો છે, અને "સામાજિક-અંધરાષ્ટ્રવાદ"ના રૂપમાં મૂડીવાદી નીતિની જોડે તદ્દન એકરૂપ થઈ ગયો છે.*

## ૯. સામ્રાજ્યવાદની મીમાંસા

સામ્રાજ્યવાદની મીમાંસાનો ઉલ્લેખ કરતી વેળા એ શબ્દના બહોળા અર્થમાં અમારો ઉદ્દેશ સામ્રાજ્યવાદી નીતિ પ્રત્યેના સમાજના ભિન્ન ભિન્ન વર્ગોના પોતાની સામાન્ય વિચારસરણી જોડે સંબંધિત વલણ વિશે છે.

એક તરફ મુઠ્ઠીભર હાથોમાં કેંદ્રીકૃત નાણાકીય મૂડીનાં પ્રચંડ પરિમાણો અને સંબંધો તથા જોડાણોની તેણે રચેલી અસાધારણ રૂપે વ્યાપક તથા ઘનિષ્ઠ જાળ કે જે કેવળ નાના અને મધ્યમ મૂડીદારોને જ નહિ પરંતુ ખૂબ નાના મૂડીદારો તથા નાના માલિકોને પણ તાબેદાર બનાવી દે છે, અને બીજી તરફ દુનિયાના વિભાજન માટે તથા બીજા દેશો ઉપર પ્રભુત્વ કાયમ કરવા માટે નાણાપતિઓનાં અન્ય રાષ્ટ્રીય રાજ્ય જૂથોની વિરુદ્ધ ચલાવવામાં આવતો વધતો જતો ઉગ્ર સંઘર્ષ, એ બે હકીકતો માલિકી ધરાવતા વર્ગોને તદ્દન સામ્રાજ્યવાદને પક્ષે ચાલ્યા જવા પ્રેરે છે. સામ્રાજ્યવાદના ભાવિ અંગે "સામાન્ય" ઉત્સાહ, તેનો ઝનૂની બચાવ, અને અત્યંત તેજસ્વી રંગો વડે તેનું ચિત્રણ—એવાં છે આ યુગનાં એંધાણ. સામ્રાજ્યવાદી વિચારસરણી કામદાર વર્ગમાં પણ પગપેસારો કરે છે. કોઈ ચીની દીવાલ તેને અન્ય વર્ગોથી અળગો રાખતી નથી. વર્તમાન સમયની જર્મનીની કહેવાતી "સામાજિક-લોકશાહીવાદી" પાર્ટીના આગેવાનોને વાજબી રીતે જ "સામાજિક-સામ્રાજ્યવાદીઓ" કહેવામાં આવે છે, અર્થાત્ તેઓ શબ્દોમાં તો સમાજવાદીઓ છે પણ કાર્યોમાં સામ્રાજ્યવાદીઓ છે; પરંતુ છેક ૧૯૦૨માં હોબસને ઇંગ્લેંડમાં એવા "ફેબિયન સામ્રાજ્યવાદીઓ"ના અસ્તિત્વની નોંધ લીધી હતી જે તકવાદી 'ફેબિયન સોસાયટી'ના સભ્યો[57] હતા.

મૂડીવાદી વિદ્વાનો અને પ્રચારકો સામ્રાજ્યવાદનો બચાવ સામાન્ય રીતે અમુક અંશે બુરખેપોશ રૂપમાં કરતા હોય છે; તેના પૂર્ણ વર્ચસ્વને તથા તેનાં

---

* ખુલ્લંખુલ્લા રૂપમાં સર્વશ્રી પોત્રેસોવ, છેનકેલી, માસ્લોવ, વગેરે દ્વારા અને ગુપ્ત રૂપમાં સર્વશ્રી છેઈદ્ઝે, સ્કોબેલેવ, અક્સેલરોદ, માર્તોવ, વગેરે દ્વારા પ્રતિનિધિત્વ પામતા રશિયન સામાજિક-અંધરાષ્ટ્રવાદનો ઉદય પણ તકવાદના રશિયન પ્રકારમાંથી થયો હતો, અર્થાત્ વિસર્જનવાદમાંથી થયો હતો.

ખૂબ ઊંડાં મૂળિયાંને તેઓ ઢાંકી દે છે, વિગતોને લગતી તથા ગૌણ બાબતોને મોખરે ધકેલવાની કોશિશ કરે છે, અને ટ્રસ્ટો અથવા બેંકોની ઉપર પોલીસની દેખરેખની સ્થાપના વગેરે જેવા "સુધારાઓ"ની તદ્દન હાસ્યાસ્પદ તરકીબો વડે મૂળભૂત તત્ત્વો પરથી ધ્યાન હઠાવી દેવાની શક્ય એટલી બધી જ મહેનત કરે છે. સરખામણીમાં ઓછા પ્રસંગોએ નિર્લજ્જ અને સ્પષ્ટવક્તા સામ્રાજ્યવાદીઓ હિંમતપૂર્વક આગળ આવે છે અને સામ્રાજ્યવાદની મૂળભૂત લાક્ષણિકતામાં સુધારા કરવાના વિચારમાં સમાયેલી બેહૂદગીનો એકરાર કરે છે.

અમે એક ઉદાહરણ આપીશું. *«Archives of World Economy»* નામના સામયિકમાં જર્મન સામ્રાજ્યવાદીઓ સંસ્થાનોમાં—બેશક, ખાસ કરીને જર્મનીની માલિકીનાં ન હોય એવાં સંસ્થાનોમાં—ચાલતાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોની પ્રગતિની નોંધ લેવાનો પ્રયત્ન કરે છે. હિંદુસ્તાનમાં વ્યાપેલી અશાંતિ તથા ત્યાં ચાલતાં વિરોધ-આંદોલનો, નાતાલમાં (દક્ષિણ આફ્રિકા) ચાલતું આંદોલન, ડચ ઈસ્ટ ઈન્ડીઝમાં ચાલતું આંદોલન, વગેરેની તેઓ નોંધ લે છે. જુદાં જુદાં ગુલામ રાષ્ટ્રો અને જાતિઓના, એશિયા આફ્રિકા અને યુરોપની પરદેશી શાસનથી પીડાતી પ્રજાઓના, પ્રતિનિધિઓના ૧૯૧૦ના જૂનની ૨૮-૩૦ તારીખે મળેલા સંમેલન અંગેના એક અંગ્રેજ અહેવાલ વિશે વિચારો વ્યક્ત કરતાં એ જર્મન સામ્રાજ્યવાદીઓમાંનો એક એ સંમેલનમાં થયેલાં પ્રવચનોનું નીચે મુજબનું મૂલ્યાંકન કરે છે: "આપણને કહેવામાં આવે છે કે આપણે સામ્રાજ્યવાદની સામે લડવું જ જોઈએ; શાસક રાજ્યોએ ગુલામ પ્રજાઓના સ્વાધીનતાના અધિકારનો સ્વીકાર કરવો જ જોઈએ, મોટી સત્તાઓ અને નબળી પ્રજાઓ વચ્ચે થયેલી સંધિઓના અમલ ઉપર આંતરરાષ્ટ્રીય ટ્રિબ્યુનલ દ્વારા દેખરેખ રખાવી જોઈએ. આવી કલ્યાણમય કામનાઓની અભિવ્યક્તિથી આગળ તેઓ જતા નથી. એ હકીકતની સમજણની એક પણ નિશાની આપણને દેખાતી નથી કે સામ્રાજ્યવાદ મૂડીવાદના વર્તમાન રૂપમાં મૂડીવાદ જોડે અવિભાજ્ય રીતે બંધાયેલો છે અને એટલે (!!) સામ્રાજ્યવાદ વિરુદ્ધની લડતને સામ્રાજ્યવાદના અમુક વિશેષ રૂપે ધૃણાસ્પદ અત્યાચારો સામેના વિરોધો પૂરતી જ મર્યાદિત ન રાખવામાં આવે તો સામ્રાજ્યવાદ વિરુદ્ધનો ખુલ્લો સંઘર્ષ આશાશૂન્ય જ સાબિત થશે".* સામ્રાજ્યવાદના આધારમાં સુધારો કરવાની વાત છળકપટ, "કલ્યાણમય કામના", જ છે એટલે, ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીવાદી પ્રતિનિધિઓ

* Weltwirtschaftliches Archiv, Bd II, પૃષ્ઠ ૧૯૩.

એથી "આગળ" જતા નથી એટલે, એક ઉત્પીડક રાષ્ટ્રનો મૂડીવાદી પ્રતિનિધિ **પાછળની દિશામાં** "આગળ" વધે છે, "વૈજ્ઞાનિક" રીતે વિચાર કરવાના દાવાના બુરખા હેઠળ સામ્રાજ્યવાદની દાસતા સ્વીકારવાની દિશામાં જાય છે. ખરેખર, કેવી "તર્કસંગત" વાત છે!

સામ્રાજ્યવાદના આધારમાં સુધારો કરવાનું શક્ય છે કે નહિ, સામ્રાજ્યવાદ જે ઘર્ષણોને પેદા કરે છે તેને અધિક તીવ્ર અને ઊંડાં બનાવવાની દિશામાં આગળ વધવું કે પછી એ ઘર્ષણોને શમાવવાની દિશામાં પાછળ હઠવું—આ સવાલો સામ્રાજ્યવાદની મીમાંસાના મૂળભૂત સવાલો છે. સર્વત્ર પ્રત્યાઘાતનું પ્રવર્તન અને નાણાકીય અલ્પતંત્રના ઉત્પીડનમાંથી તથા મુક્ત હરીફાઈની નાબૂદીમાંથી પરિણમતું વૃદ્ધિગત રાષ્ટ્રીય ઉત્પીડન સામ્રાજ્યવાદનાં વિશિષ્ટ રાજકીય લક્ષણો છે એટલે વીસમી સદીના આરંભમાં લગભગ બધા સામ્રાજ્યવાદી દેશોમાં સામ્રાજ્યવાદની સામે નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી વિરોધ ઉત્પન્ન થયો. અને કાઉત્સ્કી તથા સામાન્ય રૂપે આંતરરાષ્ટ્રીય કાઉત્સ્કીપંથી વિચારપ્રવાહ દ્વારા માર્ક્સવાદનો ત્યાગ ચોક્કસ રૂપે એ હકીકતમાં સમાયેલો છે કે આર્થિક આધારની દૃષ્ટિએ જે ખરેખર પ્રત્યાઘાતી છે એવા આ નિમ્ન-મૂડીવાદી સુધારાવાદી વિરોધનો સામનો કરવાની કાઉત્સ્કીએ તકલીફ ન લીધી એટલું જ નહિ, તેનો સામનો કરવા તે અશક્ત રહ્યો એટલું જ નહિ, પરંતુ અમલમાં તે તેની સાથે ભળી ગયો.

૧૮૯૮માં સ્પેન સામે ચલાવવામાં આવેલા સામ્રાજ્યવાદી યુદ્ધે અમેરિકામાં "સામ્રાજ્યવાદ-વિરોધીઓ"નો, મૂડીવાદી લોકશાહીના છેલ્લા અવશેષોનો, વિરોધ જગાવી દીધો. તેમણે એ યુદ્ધને "ગુનાહિત" જાહેર કર્યું, વિદેશી વિસ્તારો કબજે કરી લેવાના કૃત્યને બંધારણના ઉલ્લંઘન તરીકે ગણાવ્યું, અને મૂળ ફિલિપિનો લોકોના આગેવાન આગ્વીનાલ્દો જોડે કરવામાં આવેલા વર્તનને (અમેરિકાનોએ તેને તેના દેશની આઝાદીનું વચન આપ્યું હતું પરંતુ પાછળથી તેમણે ત્યાં લશ્કર ઉતાર્યું અને કબજો જમાવી દીધો) "આક્રમક રાષ્ટ્રવાદી દગાબાજી" તરીકે જાહેર કર્યું તથા લિંકનના આ શબ્દો ટાંક્યા: "જ્યારે ધોળો માનવી પોતાનું શાસન પોતે જ કરે ત્યારે તે સ્વશાસન છે, પરંતુ જ્યારે તે પોતાની ઉપર અને સાથે સાથે બીજાઓની ઉપર પણ શાસન જમાવે છે ત્યારે એ સ્વશાસન નથી રહેતું પણ આપખુદશાહી બની જાય છે."* પરંતુ આ બધી ટીકાઓ

---

* J. Patouillet, «*L'impérialisme américain*», Dijon, ૧૯૦૪, પૃષ્ઠ ૨૭૨.

સામ્રાજ્યવાદ અને ટ્રસ્ટો વચ્ચેના, અને એટલે સામ્રાજ્યવાદ અને મૂડીવાદના પાયાઓ વચ્ચેના, અતૂટ સંબંધની નોંધ લેતાં ખમચાઈ ગઈ, મોટા પાયાના મૂડીવાદે તથા તેના વિકાસે પેદા કરેલાં પરિબળોની સાથે ભળી જતાં ખમચાઈ ગઈ, એટલે તે "કલ્યાણમય કામના" જ રહી ગઈ.

સામ્રાજ્યવાદની પોતાની મીમાંસામાં હોબસને પણ મુખ્યત્વે એ જ વલણ લીધું છે. "સામ્રાજ્યવાદની અનિવાર્યતા"ની દલીલની સામે વિરોધ જાહેર કરવાની બાબતમાં અને જનતાની "ઉપભોક્તા શક્તિમાં વૃદ્ધિ કરવાની" (મૂડીવાદ હેઠળ!) આવશ્યકતાની હિમાયત કરવાની બાબતમાં કાઉત્સ્કીના મનની વાત હોબસને પહેલાં જ કહી નાખી. સામ્રાજ્યવાદની મીમાંસામાં બેંકો, નાણાકીય અલ્પતંત્ર, ઈત્યાદિની સર્વશક્તિમત્તાના નિમ્ન-મૂડીવાદી દૃષ્ટિકોણને અમે ઘણી વાર ટાંકેલા લેખકોએ અપનાવ્યો છે, દાખલા તરીકે અગાહ્દ, લાન્સબુર્ગ એશ્વેગે, અને ફ્રેંચ લેખકોમાંથી ૧૯૦૦ની સાલમાં પ્રકાશિત થયેલ «*England and Imperialism*» નામના ઉપરચોટિયા પુસ્તકનો લેખક વિક્ટર બેરાર. માર્ક્સવાદી હોવાનો દાવો ન કરતા, મુક્ત હરીફાઈ અને લોકશાહીને મુકાબલે સામ્રાજ્યવાદની સરખામણી કરતા, અને બગદાદ રેલવે યોજનાને ઘર્ષણો તથા યુદ્ધ તરફ લઈ જતી યોજના તરીકે વખોડી કાઢતા આ તમામ લેખકો શાંતિ વગેરેની "કલ્યાણમય કામનાઓ" જ ઉચ્ચારે છે. આંતરરાષ્ટ્રીય સ્ટોક અને શેર બહાર પાડવાના આંકડા એકત્રિત કરનાર એ. નેમાર્કને પણ એ જ વાત લાગુ પડે છે. તેણે "આંતરરાષ્ટ્રીય" સિક્યુરિટીઓનું પ્રતિનિધિત્વ કરતા સેંકડો અબજ ફ્રાંકની ગણતરી કર્યા પછી ૧૯૧૨માં સાશ્ચર્ય આમ કહેલું: "શાંતિનો ભંગ થશે એમ માની શકાય ખરું?.. આ જંગી આંકડા સામે હોવા છતાં યુદ્ધ શરૂ કરવાનું જોખમ કોઈ ખેડે?"*

મૂડીવાદી અર્થશાસ્ત્રીઓનું આવું ભોળપણ આશ્ચર્યજનક નથી, વળી એટલા ભોળાભટાક હોવાનો ઢોંગ કરવો અને સામ્રાજ્યવાદ હેઠળ શાંતિની "ગંભીરતાપૂર્વક" વાતો કરવી એ તેમના **હિતમાં જ છે**. પરંતુ એ જ કાઉત્સ્કી ૧૯૧૪, ૧૯૧૫, અને ૧૯૧૬માં જ્યારે એનું એ સુધારાવાદી દૃષ્ટિબિંદુ અપનાવે છે અને ખાતરીથી કહે છે કે શાંતિની બાબતમાં "સૌ સંમત છે" (સામ્રાજ્યવાદીઓ, નામધારી સમાજવાદીઓ, અને સામાજિક-શાંતિવાદીઓ), ત્યારે તેના માર્ક્સવાદમાંથી શું

---

* Bulletin de l'institut international de statistique, V. XIX, livr. II, પૃષ્ઠ ૨૨૫

બાકી રહે છે? સામ્રાજ્યવાદના પૃથક્કરણને બદલે અને તેના આંતરવિરોધોને ઉઘાડા પાડવાને બદલે, એ આંતરવિરોધોને બાજુ પર ખસેડી દેવા અને તેમનાથી છટકવા માટેની "કલ્યાણમય કામના" સિવાય આપણી સમક્ષ બીજું કશું જ નથી.

કાઉત્સ્કીની સામ્રાજ્યવાદની આર્થિક ટીકાનો એક નમૂનો જુઓ. બ્રિટનના મિસર સાથેના આયાત-નિકાસ વેપારના ૧૮૭૨ અને ૧૯૧૨ના આંકડા તેણે લીધા છે. એવી હકીકત જાહેર થાય છે કે બ્રિટનના વિદેશો સાથેના સમગ્ર વેપારની સરખામણીમાં આ આયાત-નિકાસના વેપારની વૃદ્ધિ ધીમી રહી છે. તેમાંથી કાઉત્સ્કી એવો નિષ્કર્ષ તારવે છે કે "લશ્કરી કબજા વગર ફક્ત આર્થિક બળોની પ્રક્રિયાના જ પરિણામે બ્રિટનનો મિસર સાથેનો વેપાર ઓછી વૃદ્ધી પામ્યો હોત એમ ધારી લેવા માટે આપણી પાસે કોઈ કારણ નથી." "મૂડીની વિસ્તાર પામવાની ઉત્સુકતાને... સામ્રાજ્યવાદની જુલમી રીતો દ્વારા નહિ પરંતુ શાંતિમય લોકશાહી દ્વારા જ ઉત્તમ રીતે પ્રોત્સાહિત કરી શકાય."*

કાઉત્સ્કીનો રશિયન ખાસબરદાર (અને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની રશિયન ઢાલની કામગીરી બજાવનાર) મિ. સ્પેક્ટેટરે જેનું પ્રત્યેક સૂરમાં ફરી ફરીને રટણ કર્યું છે એવી કાઉત્સ્કીની આ દલીલ સામ્રાજ્યવાદની કાઉત્સ્કીપંથી મીમાંસાનો આધાર રચે છે, અને એટલે અમારે માટે તેની અધિકતર વિગતમાં છણાવટ કરવાનું આવશ્યક છે. જેના નિષ્કર્ષોને કાઉત્સ્કીએ અનેક પ્રસંગોએ અને નોંધપાત્ર રીતે ૧૯૧૫ના એપ્રિલમાં "તમામ સમાજવાદી સિદ્ધાંતકારો દ્વારા સર્વાનુમતે સ્વીકૃત" જાહેર કરેલ છે એ હિલ્ફર્ડીંગના લખાણમાંથી લીધેલા ઉતારાથી અમે અમારી છણાવટની શરૂઆત કરીશું.

હિલ્ફર્ડીંગ લખે છે: "મુક્ત વેપાર અને રાજ્ય પ્રત્યે દુશ્મનાવટના હવે તો અતીતમાં સમાઈ ગયેલા યુગની નીતિને મુકાબલે અધિક પ્રગતિશીલ મૂડીવાદી નીતિની સરખામણી કરવી એ સર્વહારા વર્ગનું કામ નથી. નાણાકીય મૂડીની આર્થિક નીતિને, સામ્રાજ્યવાદને, સર્વહારા વર્ગનો જવાબ મુક્ત હરીફાઈ ન હોઈ શકે; એ જવાબ તો સમાજવાદ જ હોય. સર્વહારા વર્ગની નીતિનું લક્ષ્ય હવે મુક્ત હરીફાઈની પુનઃસ્થાપનાનો આદર્શ નહિ—એ તો હવે પ્રત્યાઘાતી

---

* કાઉત્સ્કી, «*Nationalstaat, imperialistischer Staat und Staatenbund*», નુર્નબર્ગ, ૧૯૧૫, પૃષ્ઠ ૭૨ અને ૭૦

આદર્શ બની ગયો છે—પરંતુ મૂડીવાદની નાબૂદી દ્વારા હરીફાઈનો તદ્દન અંત જ હોઈ શકે."*

નાણાકીય મૂડીના યુગમાં "પ્રત્યાઘાતી આદર્શ"ની, "શાંતિમય લોકશાહી"ની, "કેવળ આર્થિક બળોની પ્રક્રિયા"ની હિમાયત કરીને કાઉત્સ્કીએ માર્ક્સવાદ સાથેના પોતાના સંબંધો તોડી નાખ્યા કેમ કે **વસ્તુગત દૃષ્ટિએ** એ આદર્શ ઇજારાશાહી મૂડીવાદમાંથી બિનઇજારાશાહી મૂડીવાદમાં પાછો ઘસડી જાય છે અને હકીકતમાં સુધારાવાદી ઠગબાજી જ છે.

મિસર સાથેનો વેપાર (અથવા બીજા કોઈ પણ સંસ્થાન કે અર્ધસંસ્થાન સાથેનો વેપાર) લશ્કરી કબજા **વગર**, સામ્રાજ્યવાદ વગર, અને નાણાકીય મૂડી વગર "અધિક વૃદ્ધિ પામ્યો હોત". અનો અર્થ શો છે? એ જ ને કે સામાન્ય રૂપે ઇજારાશાહી દ્વારા, અથવા "જોડાણો", નાણાકીય મૂડીની ધૂંસરી (તેનો અર્થ પણ ઇજારાશાહી જ છે), કે પછી સંસ્થાનો ઉપરની અમુક દેશોની ઇજારાશાહી માલિકી દ્વારા મુક્ત હરીફાઈ ઉપર અંકુશ લાદવામાં આવ્યો ન હોત તો મૂડીવાદ વધારે ઝડપથી વિકસ્યો હોત?

કાઉત્સ્કીની દલીલનો બીજો કશો અર્થ નીકળી શકે એમ નથી, અને **આ** "અર્થ" અર્થશૂન્ય છે. આપણે ધારી લઈએ કે કોઈ પણ પ્રકારની ઇજારાશાહી વિના મુક્ત હરીફાઈએ મૂડીવાદ અને વેપારને વધારે ઝડપથી વિકસાવ્યા **હોત**. પરંતુ વેપાર અને મૂડીવાદ જેટલી વધારે ઝડપથી વિકસે એટલા પ્રમાણમાં ઉત્પાદન અને મૂડીનું કેંદ્રીકરણ પણ વધારે જ થાય, જે ઇજારાશાહીને **જન્મ આપે છે**. અને ચોક્કસ રૂપે મુક્ત હરીફાઈ**માંથી** જ ઇજારાશાહીઓ અસ્તિત્વમાં આવી પણ **ચૂકી** જ છે! અને હવે ઇજારાશાહીઓ પ્રગતિને રૂંધવા લાગી છે એ ખરં, પરંતુ એ હકીકત કંઈ મુક્ત હરીફાઈની તરફેણની દલીલ નથી જ. મુક્ત હરીફાઈ તો ઇજારાશાહીને પેદા કર્યા પછી અશક્ય બની ગઈ છે.

કાઉત્સ્કીની દલીલને ગમે તે રીતે ફેરવી ફેરવીને જુઓ પણ તેમાં પ્રત્યાઘાત અને મૂડીવાદી સુધારાવાદ સિવાય બીજું કશું જ જોવા નહી મળે.

આ દલીલને સુધારી લઈને આપણે સ્પેક્ટેટરની માફક એમ કહીએ કે બ્રિટિશ સંસ્થાનોનો બ્રિટન સાથેનો વેપાર હવે એ સંસ્થાનોના બીજા દેશો જોડેના વેપાર કરતાં વધારે ધીમી ગતિએ વિકસી રહ્યો છે, તોપણ કાઉત્સ્કી એથી બચતો નથી; કેમ કે ગ્રેટબ્રિટનને પાછળ ધકેલી દેનાર **પણ** ઇજારાશાહી જ છે, એ **પણ** સામ્રાજ્યવાદ જ છે, ફેર માત્ર એટલો જ છે કે એ કોઈ બીજા દેશની

---

* «*Finance Capital*», પૃષ્ઠ ૫૬૭.

(અમેરિકા, જર્મની) ઈજારાશાહી છે, એ કોઈ બીજા દેશનો સામ્રાજ્યવાદ છે. એ તો જાણીતી વાત છે કે કાર્ટેલોએ એક નવા અને વિશિષ્ટ રૂપની રક્ષણાત્મક જકાતોને અસ્તિત્વમાં આણી છે, અર્થાત્ નિકાસ માટે યોગ્ય માલસામાનને રક્ષણ આપવામાં આવે છે ('મૂડી'ના ત્રીજા ગ્રંથમાં એંગેલ્સે આ બાબતની નોંધ લીધી છે). એ વાત પણ જાણીતી છે કે કાર્ટેલો અને નાણાકીય મૂડી પોતાની જ એક આગવી પદ્ધતિ ધરાવે છે, "માલની ઘટાડેલા ભાવે નિકાસ કરવાની" અથવા અંગ્રેજો કહે છે તેમ "માલનું લાદણ" કરવાની પદ્ધતિ ધરાવે છે: કોઈ એક ચોક્કસ દેશમાં કાર્ટેલ પોતાના માલને ઊંચા ઈજારાશાહી ભાવે વેચે છે પરંતુ હરીફોને હરાવવાના તથા પોતાના ઉત્પાદનને અધિકતમ કક્ષા સુધી વિસ્તારવાના ઉદ્દેશે એના એ જ માલને તે બહારના દેશોમાં ઘણા નીચા ભાવે વેચે છે. ગ્રેટબ્રિટનની સરખામણીમાં બ્રિટિશ સંસ્થાનો જોડે જર્મનીનો વેપાર જો વધારે ઝડપથી વિકસતો હોય તો એથી એટલું જ સાબિત થાય છે કે બ્રિટિશ સામ્રાજ્યવાદ કરતાં જર્મન સામ્રાજ્યવાદ વધારે તરુણ છે, વધારે સશક્ત છે, અને વધારે સુસંગઠિત છે, તેનાથી ચડિયાતો છે; પરંતુ એથી મુક્ત વેપારની "સરસાઈ" તો કોઈ રીતે સાબિત નથી જ થતી, કેમ કે લડાઈ મુક્ત વેપાર અને રક્ષણ તથા સાંસ્થાનિક પરાધીનતા વચ્ચે નથી પરંતુ બે હરીફ સામ્રાજ્યવાદો વચ્ચે છે, બે ઈજારાશાહીઓ વચ્ચે છે, નાણાકીય મૂડીનાં બે જૂથો વચ્ચે છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ પર જર્મન સામ્રાજ્યવાદની સરસાઈ સંસ્થાનોની સીમાઓની અથવા રક્ષણાત્મક જકાતોની દીવાલ કરતાં વધારે સમર્થ છે: ઉપરોક્ત હકીકતનો મુક્ત વેપારની અને "શાંતિમય લોકશાહી"ની **તરફેણની** દલીલ તરીકે ઉપયોગ કરવો એ નમાલાપણું છે, તેનો અર્થ છે સામ્રાજ્યવાદની મૂળગત વિશેષતાઓ તથા લાક્ષણિકતાઓને ભૂલી જવી અને માર્ક્સવાદને સ્થાને નિમ્ન-મૂડીવાદી સુધારાવાદને મૂકી દેવો.

એ વાતની નોંધ લેવાનું રસપ્રદ છે કે મૂડીવાદી અર્થશાસ્ત્રી એ. લાન્સબુર્ગની સામ્રાજ્યવાદની ટીકા કાઉત્સ્કી જેટલી જ નિમ્ન-મૂડીવાદી હોવા છતાં તે વેપારના આંકડાઓના અધિક વૈજ્ઞાનિક અભ્યાસની વધારે સમીપ પહોંચી શક્યો છે. તેણે આડેધડ પસંદ કરેલા એક જ દેશની અને ફક્ત એક સંસ્થાનની જ બીજા દેશો જોડે તુલના કરી નથી; તેણે એક સામ્રાજ્યવાદી દેશના — ૧) નાણાકીય રીતે એ દેશ પર અવલંબિત હોય, એ દેશ પાસેથી નાણાં ઉધાર લેતા હોય, એવા દેશો સાથેના, અને ૨) નાણાકીય દૃષ્ટિએ સ્વતંત્ર હોય એવા દેશો સાથેના નિકાસ-વેપારને તપાસી જોયો છે. તેણે મેળવેલી માહિતી નીચે મુજબ છે:

## જર્મનીનો નિકાસ-વેપાર
## (દશલક્ષ માર્ક)

| | | ૧૮૮૯ | ૧૯૦૮ | ટકાવારીમાં વૃદ્ધિ |
|---|---|---|---|---|
| નાણાકીય દૃષ્ટિએ જર્મની પર અવલંબિત દેશો સાથે | રુમાનિયા . . . . | ૪૮.૨ | ૭૦.૮ | ૪૭% |
| | પોર્ટુગલ . . . . | ૧૯.૦ | ૩૨.૮ | ૭૩% |
| | આર્જેન્ટીના . . . | ૬૦.૭ | ૧૪૭.૦ | ૧૪૩% |
| | બ્રાઝીલ . . . . | ૪૭.૮ | ૮૪.૫ | ૭૩% |
| | ચિલી . . . . . | ૨૮.૩ | ૫૨.૪ | ૮૫% |
| | તુર્કી . . . . . . | ૨૯.૯ | ૬૪.૦ | ૧૧૪% |
| | કુલ . . . . . . | ૨૩૪.૮ | ૪૫૧.૫ | ૯૨% |
| નાણાકીય દૃષ્ટિએ જર્મનીથી સ્વતંત્ર દેશો સાથે | ગ્રેટબ્રિટન . . . . | ૬૫૧.૮ | ૯૯૭.૪ | ૫૩% |
| | ફ્રાંસ . . . . . . | ૨૧૦.૨ | ૪૩૭.૯ | ૧૦૮% |
| | બેલ્જિયમ . . . . | ૧૩૭.૨ | ૩૨૨.૮ | ૧૩૫% |
| | સ્વિટ્ઝર્લૅન્ડ . . . | ૧૭૭.૪ | ૪૦૧.૧ | ૧૨૭% |
| | ઓસ્ટ્રેલિયા . . . | ૨૧.૨ | ૬૪.૫ | ૨૦૫% |
| | ડચ ઈસ્ટ ઈન્ડીઝ | ૮.૮ | ૪૦.૭ | ૩૬૩% |
| | **કુલ** . . . . . . | ૧૨૦૬.૬ | ૨૨૬૪.૪ | ૮૭% |

લાન્સબુર્ગે કોઈ જાતના **નિષ્કર્ષો** તારવ્યા નહિ અને એટલે તે આશ્ચર્યકારક રીતે એ વાત ધ્યાનમાં લેવાનું ચૂકી ગયો કે આ આંકડા **જો** કશું પણ સાબિત કરતા જ હોય તો ફક્ત એટલું જ સાબિત કરે છે કે **તેની વાત ગલત છે** કેમ કે નાણાકીય દૃષ્ટિએ જર્મનીથી સ્વતંત્ર દેશો સાથેના જર્મનીના નિકાસ-વેપાર કરતાં નાણાકીય દૃષ્ટિએ જર્મની પર અવલંબિત દેશો સાથેનો જર્મનીનો નિકાસ-વેપાર **વધારે ઝડપથી** વૃદ્ધિ પામ્યો છે, પછી એ ઝડપ ભલે જરાક જ વધારે રહી હોય. ("જો" શબ્દ ઉપર અમે ભાર મૂકીએ છીએ કેમ કે લાન્સબુર્ગના આંકડા પૂર્ણતાથી ખૂબ વેગળા છે.)

નિકાસ અને લોનો વચ્ચેના સંબંધનું પગેરું કાઢતાં લાન્સબુર્ગ લખે છે:

"૧૮૯૦-૯૧માં એક રુમાનિયન લોન જર્મન બેંકો મારફત તરતી મૂકવામાં આવી હતી. જર્મન બેંકો એ લોનના આધારે અગાઉનાં વર્ષોમાં જ

ધિરાણો કરી ચૂકી હતી. એ લોનનો ઉપયોગ મુખ્યત્વે જર્મનીમાંથી રેલવે સામગ્રી ખરીદવા માટે કરવામાં આવ્યો હતો. ૧૮૯૧માં જર્મની દ્વારા રુમાનિયાને થતી નિકાસની રકમ ૫૫૦૦૦૦૦૦ માર્ક સુધી પહોંચી ગઈ હતી. ત્યાર પછીના વરસે તે ઘટીને ૩૯૪૦૦૦૦૦ માર્ક થઈ ગઈ અને વધતી ઘટતી તે ૧૯૦૦ની સાલમાં ૨૫૪૦૦૦૦૦ માર્ક થઈ ગઈ. માત્ર તાજેતરનાં વર્ષોમાં જ જર્મનીએ વળી પાછી ૧૮૯૧ની સપાટી પ્રાપ્ત કરી છે અને તેનો યશ બે નવી લોનોને ફાળે જાય છે.

"પોર્ટુગલને થતી જર્મન નિકાસ ૧૮૮૮-૮૯ની લોનો પછી ૨૧૧૦૦૦૦૦ (૧૮૯૦) સુધી પહોંચી ગઈ; ત્યાર પછીનાં બે વર્ષ દરમિયાન તે ઘટીને ૧૬૨૦૦૦૦૦ અને ૭૪૦૦૦૦૦ થઈ ગઈ, અને પોતાની આગલી સપાટી ફરી વાર તેણે માત્ર ૧૯૦૩માં જ પ્રાપ્ત કરી.

"આર્જેન્ટિના જોડેના જર્મન વેપારના આંકડા તો એથીયે વધારે સચોટ છે. ૧૮૮૮ અને ૧૮૯૦માં તરતી મૂકવામાં આવેલી લોનો પછી આર્જેન્ટિનાને થતી જર્મન નિકાસ ૧૮૮૯માં ૬૦૭૦૦૦૦૦ માર્ક સુધી પહોંચી ગઈ. બે વરસ પછી તે માત્ર ૧૮૬૦૦૦૦૦ માર્ક સુધી જ પહોંચી શકી, પહેલાંના આંકડાના ત્રીજા ભાગ કરતાંયે ઓછી રકમ સુધી જ પહોંચી શકી. નિકાસની ૧૮૮૯ની સપાટીને જર્મની છેક ૧૯૦૧ સુધી આંબી કે ટપી જઈ શક્યું નહિ, અને ત્યારે પણ એટલા કારણસર જ એમ કરી શક્યું કે રાજ્ય તથા સુધરાઈઓ તરફથી નવી લોનો તરતી મૂકવામાં આવી, વીજળીઘરો બાંધવા માટે પેશગીઓ અને અન્ય ક્રેડિટ સવલતો આપવામાં આવી.

"૧૮૮૯ની લોનના પરિણામે ચિલીને થતી નિકાસ ૪૫૨૦૦૦૦૦ માર્ક (૧૮૯૨માં) સુધી પહોંચી ગઈ અને એક વરસ પછી ઘટીને ૨૨૫૦૦૦૦૦ માર્ક થઈ ગઈ. ૧૯૦૬માં જર્મન બેંકો મારફત તરતી મૂકવામાં આવેલી એક નવી ચિલી લોન પછી નિકાસ વધીને ૧૯૦૭માં ૮૪૭૦૦૦૦૦ માર્ક સુધી પહોંચી ગઈ પરંતુ ૧૯૦૮માં વળી પાછી ઘટીને ૫૨૪૦૦૦૦૦ માર્ક જેટલી થઈ ગઈ."*

આ હકીકતો ઉપરથી લાન્સબુર્ગ રમૂજી નિમ્ન-મૂડીવાદી બોધપાઠ તારવે છે કે નિકાસ-વેપાર જ્યારે લોનો જોડે બંધાઈ જાય છે ત્યારે તેમાં કેવી અસ્થિરતા અને અનિયમિતતા આવી જાય છે, દેશની અંદરના ઉદ્યોગોને "સ્વાભાવિક રીતે" અને "સુસંગત રીતે" વિકસાવવાને બદલે પરદેશોમાં મૂડી રોકવામાં કેટલું

---

* *«Die Bank»*, ૧૯૦૯, ૨, પૃષ્ઠ ૮૧૯ અને આગળ.

અનિષ્ટ સમાયેલું છે, પરદેશી લોનો તરતી મૂકવામાં ક્રુપે આપવા પડતા બક્ષિશના કરોડો માર્ક એટલા "ખર્ચાળ" છે, વગેરે. પરંતુ હકીકતો આપણને સ્પષ્ટ રૂપે આમ જણાવે છે: નિકાસની વૃદ્ધિ **ચોક્કસ રૂપે** નાણાકીય મૂડીની ઠગબાજીની તરકીબો સાથે જ જોડાયેલી છે, નાણાકીય મૂડીને મૂડીવાદી નીતિનિયમોની મુદ્દલ પરવા નથી પરંતુ બળદની ખાલ બે વાર કેવી રીતે ઉતારવી તેની સાથે જ નિસ્બત છે—પહેલાં તો તે લોનમાંથી જ મળતા નફાને ખીસા ભેગો કરી દે છે, અને પછી કરજ લેનાર જ્યારે **એ જ** લોનનો ઉપયોગ ક્રૂપ પાસેથી માલની ખરીદી અથવા સ્ટીલ સિન્ડિકેટ પાસેથી રેલવે સામગ્રીની ખરીદી વગેરે માટે કરે છે ત્યારે એ સોદાઓમાંથી ફરી વાર નફો કરીને ખીસામાં સરકાવી દે છે.

અમે એ વાત ફરી વાર કરીએ છીએ કે લાન્સબુર્ગના આંકડાઓને અમે પરિપૂર્ણ માનતા નથી; પરંતુ અમારે એ આંકડા ટાંકવા પડયા છે કેમ કે કાઉત્સ્કી અને સ્પેક્ટેટરના આંકડા કરતાં એ આંકડા વધારે "વૈજ્ઞાનિક" છે અને સવાલ પ્રત્યેના અભિગમ માટે લેન્સબર્ગે સાચો માર્ગ બતાવ્યો છે. નિકાસ વગેરેના સંબંધમાં નાણાકીય મૂડીના મહત્ત્વ વિશે ચર્ચા કરતી વેળા નાણાપતિઓની ચાલબાજીઓ સાથેના નિકાસના વિશેષ અને એકલ રૂપના સંબંધને તથા કાર્ટેલો ઈત્યાદિ દ્વારા માલના વેચાણ સાથેના નિકાસના વિશેષ અને એકલ રૂપના સંબંધને નોખો તારવવાની આપણામાં શક્તિ હોવી જોઈએ. માત્ર સંસ્થાનોની બિનસંસ્થાનો જોડે, એક સામ્રાજ્યવાદની બીજા સામ્રાજ્યવાદ જોડે, એક સંસ્થાન અથવા અર્ધસંસ્થાનની (મિસર) બીજા બધા દેશો જોડે સરખામણી કરવી એ સવાલના **સારતત્ત્વથી** જ છટકી જવા અને તેને જ ઢાંકી દેવા બરાબર છે.

કાઉત્સ્કીની સામ્રાજ્યવાદની સૈદ્ધાંતિક મીમાંસા માર્ક્સવાદ જોડે મુદ્દલ સંબંધ ધરાવતી નથી અને શાંતિ માટેના પ્રચારની તથા તકવાદીઓ અને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ સાથેની એકતાની માત્ર પૂર્વભૂમિકાનું જ કામ એ બજાવે છે. તેનું ચોક્કસ કારણ એ જ છે કે એ સામ્રાજ્યવાદના ખૂબ ઊંડા અને મૂળભૂત આંતરવિરોધોને ટાળે છે અને ઢાંકી દે છે. એ આંતરવિરોધો છે: ઈજારાશાહી અને તેની જોડાજોડ અસ્તિત્વ ધરાવતી મુક્ત હરીફાઈ વચ્ચેના આંતરવિરોધો, નાણાકીય મૂડીના મહાકાય "કારોબારો" (તથા જંગી નફાઓ) અને મુક્ત બજારના "પ્રમાણિક" વેપાર વચ્ચેના આંતરવિરોધો, એક તરફ કાર્ટેલો અને ટ્રસ્ટો તથા બીજી તરફ બિનકાર્ટેલી ઉદ્યોગો વચ્ચેના આંતરવિરોધો, વગેરે.

કાઉત્સ્કીએ ઉપજાવી કાઢેલો "અતિસામ્રાજ્યવાદ"નો બદનામ સિદ્ધાંત પણ એટલો જ પ્રત્યાઘાતી છે. એ વિષય પરત્વે ૧૯૧૫માં તેણે કરેલી દલીલોની હોબસને ૧૯૦૨માં કરેલી દલીલો જોડે સરખાવી જુઓ.

કાઉત્સ્કી: "વર્તમાન સામ્રાજ્યવાદી નીતિને સ્થાને રાષ્ટ્રીય નાણાકીય મૂડીઓની પરસ્પર હરીફાઈને બદલે આંતરરાષ્ટ્રીય રીતે એકતાબદ્ધ થયેલી નાણાકીય મૂડી દ્વારા આખી દુનિયાનું સંયુક્ત શોષણ દાખલ કરે એવી નવી અતિસામ્રાજ્યવાદી નીતિ શું ન સ્થાપી શકાય? ગમે તેમ પણ મૂડીવાદના એવા નવા તબક્કાની કલ્પના તો થઈ જ શકે છે. તેને સિદ્ધ કરવાનું શક્ય છે ખરું? એ સવાલનો જવાબ આપવા માટે પર્યાપ્ત આધારોનો હજુ અભાવ છે."*

હોબસન: "ઘણા લોકોને એમ લાગે છે કે પોતપોતાના અસંસ્કૃત પરાધીન દેશોના રસાલા ધરાવતાં થોડાંક મહાન સમવાયી સામ્રાજ્યો વડે રચાયેલું ઈસાઈ-જગત જ વર્તમાન વલણોનો સૌથી વધારે ન્યાયસંગત વિકાસ ગણાશે અને એવો વિકાસ જ આંતરસામ્રાજ્યવાદના ખાતરીયુક્ત આધારે સ્થાયી શાંતિની ઉત્તમ આશા પ્રસ્તુત કરી શકે."

જેને કાઉત્સ્કી અતિસામ્રાજ્યવાદ અથવા મહાસામ્રાજ્યવાદ કહે છે તેને હોબસને તેર વર્ષ પહેલાં આંતરસામ્રાજ્યવાદ તરીકે વર્ણવ્યો હતો. એક પૂર્વગને સ્થાને બીજો પૂર્વગ મૂકીને એક નવા અને ચાલાકીભર્યા ચટાકેદાર શબ્દને વહેતો કરવા સિવાય કાઉત્સ્કીએ "વૈજ્ઞાનિક" ચિંતનના ક્ષેત્રમાં માત્ર એટલી જ પ્રગતિ કરી છે કે હોબસને જેનું વર્ણન વાસ્તવમાં અંગ્રેજ પાદરીઓની પોકળ વાણી તરીકે કર્યું હતું તેની તેણે માર્ક્સવાદ તરીકે રજૂઆત કરી છે. અંગ્રેજ-બોઅર યુદ્ધ પછી આ ઉચ્ચ મોભાદાર કોમ માટે તદ્દન સ્વાભાવિક હતું કે દક્ષિણ આફ્રિકાનાં રણમેદાનો ઉપર પોતાનાં અનેક સગાંસંબંધીઓને હંમેશને માટે ગુમાવી દેનાર અને બ્રિટિશ નાણાપતિઓના હજુ વધારે મોટા નફાઓની ગેરંટી ઊભી કરવા ખાતર વધારે ઊંચા કરવેરા ભરવાની લાચાર સ્થિતિ સહેતા બ્રિટિશ મધ્યમ વર્ગ અને કામદારોને **દિલાસો દેવાના** કાર્યમાં તે પોતાના મુખ્ય પ્રયાસો લગાવે, અને, સામ્રાજ્યવાદ કંઈ એટલો બધો ખરાબ નથી, સ્થાયી શાંતિને સુનિશ્ચિત બનાવી શકે એવા આંતરસામ્રાજ્યની (કે અતિસામ્રાજ્યની) કક્ષાની નજીક તે પહોંચી ગયો છે, એવા સિદ્ધાંત દ્વારા આપવામાં આવતા દિલાસા કરતાં બહેતર દિલાસો બીજો શો હોઈ શકે? અંગ્રેજ પાદરીઓ તથા લાગણીપ્રધાન

---

* «*Die Neue Zeit*», ૩૦ એપ્રિલ, ૧૯૧૫, પૃષ્ઠ ૧૪૪.

કાઉત્સ્કીના ભલે ગમે તેવા નેક ઈરાદાઓ રહ્યા હોય પણ કાઉત્સ્કીનો "સિદ્ધાંત" માત્ર એક જ વસ્તુગત, અર્થાત્ વાસ્તવિક, સામાજિક મહત્ત્વ ધરાવી શકે અને તે આ છે: વર્તમાન સમયના તીવ્ર વિરોધો અને ઉગ્ર સમસ્યાઓ ઉપરથી લોકસમુદાયોનું ધ્યાન દૂર હઠાવીને તથા ભાવિના કાલ્પનિક "અતિસામ્રાજ્યવાદ"ની ભ્રામક સંભાવનાઓ તરફ એ ધ્યાનને વાળી દઈને મૂડીવાદ હેઠળ સ્થાયી શાંતિની શક્યતાની વાતો વડે લોકસમુદાયોને દિલાસો દેવાની અધિકતમ પ્રત્યાઘાતી રીત. લોકસમુદાયો જોડે છળકપટ—કાઉત્સ્કીના "માર્ક્સવાદી" સિદ્ધાંતમાં એ સિવાય બીજું કશું જ નથી.

ખરેખર, જર્મન કામદારો (અને તમામ દેશોના કામદારો) સમક્ષ કાઉસ્કી ભાવિ આશાઓનું જે બનાવટી ચિત્ર પેશ કરવાનો પ્રયાસ કરે છે એ તદ્દન ગલત છે એવી પ્રતિતી કરી લેવા માટે જાણીતી અને નિર્વિવાદ હકીકતોની તુલના પૂરતી થઈ પડશે. આપણે હિંદુસ્તાન, ઈન્ડો-ચાઈના, અને ચીન વિશે વિચાર કરીએ. એ તો જાણીતી વાત છે કે ૬૦થી ૭૦ કરોડની વસતિ ધરાવતા એ ત્રણ સાંસ્થાનિક અને અર્ધસાંસ્થાનિક દેશોને કેટલીય સામ્રાજ્યવાદી સત્તાઓની નાણાકીય મૂડીએ શોષણનો ભોગ બનાવી દીધા છે: ગ્રેટબ્રિટન, ફ્રાંસ, જાપાન, અમેરિકા, ઈત્યાદિ. ધારો કે એ એશિયન રાજ્યોમાં પોતાની મિલકતો, પોતાનાં હિતો, અને પોતાનાં "પ્રભાવ ક્ષેત્રો"નું રક્ષણ કરવા અથવા વિસ્તરણ કરવા માટે એ સામ્રાજ્યવાદી દેશો એકબીજાની વિરુદ્ધ જોડાણો રચે છે; એવાં જોડાણો "આંતરસામ્રાજ્યવાદી" અથવા "અતિસામ્રાજ્યવાદી" જોડાણો હશે. હવે આપણે એમ ધારી લઈએ કે એશિયાના એ દેશોના "શાંતિમય" વિભાજન માટે **તમામ** સામ્રાજ્યવાદી દેશો મળીને એક જોડાણ રચે છે; એવું જોડાણ "આંતરરાષ્ટ્રીય રૂપે એકતાબદ્ધ થયેલ નાણાકીય મૂડી"નું જોડાણ હશે. વીસમી સદીના ઈતિહાસમાં એ પ્રકારનાં જોડાણોનાં હકીકતી દાખલા મોજૂદ છે. ઉદાહરણ તરીકે ચીન પ્રત્યે સત્તાઓના વલણને લો. અમારો સવાલ છે: મૂડીવાદી પદ્ધતિ અકબંધ કાયમ રહેશે એમ માની લઈએ તો—અને કાઉત્સ્કી ચોક્કસ રૂપે એવી જ ધારણા અખત્યાર કરે છે—એવાં જોડાણો કામચલાઉથી વિશેષ કશો ગુણ ધરાવતાં હશે તથા પ્રત્યેક શક્ય રૂપનાં ઘર્ષણો, ટકરાવો, અને સંઘર્ષોને ખતમ કરી નાખશે એવી "કલ્પના" શક્ય છે ખરી?

નકારાત્મક સિવાય અન્ય કોઈ ઉત્તર આપવાનું અશક્ય બનાવી દેવા માટે આ સવાલની સ્પષ્ટ રજૂઆત જ પૂરતી છે. પ્રભાવ ક્ષેત્રો, હિતો, સંસ્થાનો, ઈત્યાદિના વિભાજનમાં હિસ્સેદારોની **તાકાતની** ગણતરી સિવાય, તેમની સામાન્ય

આર્થિક, નાણાકીય, લશ્કરી, ઈત્યાદિ **તાકાતની** ગણતરી સિવાય, બીજો કોઈ આધાર મૂડીવાદ હેઠળ અકલ્પનીય છે. અને વિભાજનના એ હિસ્સેદારોની તાકાતનું પરિવર્તન સમાન માત્રામાં નથી થતું કેમ કે ભિન્ન ભિન્ન કારોબારો, ટ્રસ્ટો, ઉદ્યોગશાખાઓ, અથવા દેશોનો **એકસરખો** વિકાસ મૂડીવાદ હેઠળ અશક્ય છે. અરધી સદી પહેલાં ઈંગ્લેંડની એ વખતની તાકાતની સરખામણીમાં જર્મની પોતાની મૂડીવાદી તાકાતના સંબંધમાં કંગાળ અને તુચ્છ દેશ હતો; રશિયાની સરખામણીમાં જાપાનની એવી જ હાલત હતી. દસ કે વીસ વરસના ગાળામાં સામ્રાજ્યવાદી સત્તાઓની સાપેક્ષ તાકાત અપરિવર્તિત રહેશે એવી "કલ્પના" શક્ય છે ખરી? એવી વાત તદ્દન અકલ્પનીય છે.

એટલે, અંગ્રેજ પાદરીઓના કે જર્મન "માર્ક્સવાદી" કાઉત્સ્કીના નમાલા કૂપમંડૂકિયા તરંગી ખયાલોમાં નહિ પરંતુ મૂડીવાદી પદ્ધતિની વાસ્તવિકતાઓમાં "આંતરસામ્રાજ્યવાદી" અથવા "અતિસામ્રાજ્યવાદી" જોડાણો **અનિવાર્ય** રૂપે યુદ્ધો વચ્ચેના ગાળાઓના "યુદ્ધવિરામો" સિવાય બીજું કશું જ નથી, પછી એ જોડાણો ભલે ગમે તેવાં રૂપો ધારણ કરે, એક સામ્રાજ્યવાદી જોડાણની વિરુદ્ધ એવા બીજા જોડાણનું રૂપ ધારણ કરે કે **તમામ** સામ્રાજ્યવાદી સત્તાઓને આવરી લેતા એક સામાન્ય જોડાણનું રૂપ ધારણ કરે. શાંતિમય જોડાણો યુદ્ધોની ભૂમિકા તૈયાર કરે છે અને પોતે પાછાં યુદ્ધોમાંથી જ પેદા થાય છે; બન્ને એક એકબીજાને પ્રભાવિત કરે છે અને વિશ્વ-અર્થકારણ તથા વિશ્વ-રાજકારણની અંદર સામ્રાજ્યવાદી જોડાણો તથા સંબંધોના **એકના એક જ** આધારમાંથી સંઘર્ષનાં શાંતિમય અને બિનશાંતિમય રૂપોને વારાફરતી જન્મ આપે છે. પરંતુ કામદારોને શાંત પાડવા માટે અને મૂડીવાદી વર્ગના પક્ષે ભાગી ગયેલા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની જોડે તેમનો ફરી વાર મનમેળ કરાવી દેવા માટે શાણો કાઉત્સ્કી એક જ સાંકળની એક કડીને બીજી કડીથી **નોખી પાડે છે**, ચીનને "શાંત પાડવા" માટેના (બોક્સર બળવાને દબાવી દેવામાં આવેલો એ વાત યાદ કરો) **તમામ** સત્તાઓના વર્તમાન શાંતિમય (અને અતિસામ્રાજ્યવાદી, અરે ના, અતિ-અતિસામ્રાજ્યવાદી) જોડાણને આવતી કાલના બિનશાંતિમય ટકરાવથી નોખું પાડે છે જે સમજો કે પરમ દિવસે તુર્કીના ભાગલા પાડવા માટેના એક બીજા "શાંતિમય" જોડાણની ભૂમિકા તૈયાર કરશે, **વગેરે**, **વગેરે**. સામ્રાજ્યવાદી શાંતિના ગાળાઓ અને સામ્રાજ્યવાદી યુદ્ધના ગાળાઓ વચ્ચેનો જીવંત સંબંધ દર્શાવવાને બદલે કાઉત્સ્કી કામદારોના નિશ્ચેતન નેતાઓની જોડે ફરી વાર તેમનો મનમેળ સાધવાના ઉદ્દેશે કામદારોની સમક્ષ ચેતનશૂન્ય અમૂર્ત તર્ક રજૂ કરે છે.

«*A History of the Diplomacy in the International Development of Europe*» નામના પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં અમેરિકન લેખક હિલ તાજેતરના ઈતિહાસમાં નીચે મુજબના ગાળાઓની નોંધ લે છે: ૧) ક્રાંતિનો યુગ; ૨) બંધારણીય આંદોલન; ૩) "વેપારી સામ્રાજ્યવાદ"નો વર્તમાન યુગ.* એક બીજો લેખક ગ્રેટબ્રિટનની "વિશ્વનીતિ"ના ૧૮૭૦ પછીના ઈતિહાસને ચાર ગાળામાં વિભાજિત કરે છે: ૧) પ્રથમ એશિયાઈ ગાળો (મધ્ય એશિયામાં હિંદુસ્તાન તરફની રશિયાની આગેકૂચ વિરુદ્ધના સંઘર્ષનો ગાળો); ૨) આફ્રિકી ગાળો (આશરે ૧૮૮૫થી ૧૯૦૨)—આફ્રિકાના ભાગલા અંગે ફ્રાંસ વિરુદ્ધના સંઘર્ષનો ગાળો (ફ્રાંસ સાથે યુદ્ધની હાલતથી એક તસુ જેટલા જ અંતરે તેને ખેંચી જનાર ૧૮૯૮ની "ફાશોદા ઘટના"[58]); ૩) બીજો એશિયાઈ ગાળો (રશિયાની વિરુદ્ધ જાપાન સાથે જોડાણ); અને ૪) "યુરોપીય" ગાળો, મુખ્યત્વે જર્મન-વિરોધી.** ઇટાલીમાં કારોબાર ચલાવતી ફ્રેંચ નાણાકીય મૂડી એ દેશોના રાજકીય જોડાણ માટે કેવી રીતે ભૂમિકા તૈયાર કરતી હતી, ઈરાન અંગે ગ્રેટબ્રિટન અને જર્મની વચ્ચે તથા ચીની લોનો અંગે તમામ યુરોપિયન મૂડીદારો વચ્ચે કેવી રીતે ઘર્ષણ વિકસી રહ્યું હતું, વગેરે દર્શાવતાં બેંકર રિસેરે ૧૯૦૫માં લખેલું: "થાણાંઓ માટેની રાજકીય ઝપાઝપી નાણાકીય ક્ષેત્રમાં થાય છે." જોઈ લો, સાધારણ સામ્રાજ્યવાદી ઘર્ષણો સાથે અતૂટ રીતે સંકળાયેલાં શાંતિમય "અતિસામ્રાજ્યવાદી" જોડાણોની જીવંત વાસ્તવિકતા આવી છે.

અનિવાર્ય રૂપે સામ્રાજ્યવાદની શણગાર-સજાવટનું રૂપ ધારણ કરી લેતો સામ્રાજ્યવાદના અધિકતમ ઊંડા આંતરવિરોધો ઉપરનો કાઉત્સ્કીનો ઢાંકપિછોડો પોતાની નિશાનીઓ સામ્રાજ્યવાદનાં રાજકીય લક્ષણોની આ લેખકની ટીકા ઉપર અંકિત કરી જાય છે. સામ્રાજ્યવાદ એવી નાણાકીય મૂડી તથા ઈજારાશાહીઓનો યુગ છે કે જે દરેક ઠેકાણે આઝાદી માટેની નહિ પણ વર્ચસ્વ માટેની કોશિશો અમલમાં મૂકે છે. એ વૃત્તિઓના પરિણામે, રાજકીય પદ્ધતિ ભલે ગમે તેવી હોય તોપણ, સર્વત્ર પ્રત્યાઘાત વ્યાપી જાય છે અને આ ક્ષેત્રમાં પણ વર્તમાન વિરોધો અત્યંત તીવ્ર બની જાય છે. રાષ્ટ્રીય ઉત્પીડનની ધૂંસરી

---

* ડેવિડ જેઇન હિલ, «*A History of the Diplomacy in the International Development of Europe*», ગ્રંથ પહેલો, પૃષ્ઠ ૧૦ (પ્રસ્તાવના).

** શિલ્દર, અગાઉ ઉલ્લેખ કરાયેલ પુસ્તક, પૃષ્ઠ ૧૭૮.

અને ઈજાફતોની કોશિશો, અર્થાત્ રાષ્ટ્રીય સ્વતંત્રતાનું ઉલ્લંઘન (કેમ કે ઈજાફત એટલે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના ભંગ સિવાય બીજું કશું જ નથી), વિશેષ રૂપે તીવ્ર બની જાય છે. સામ્રાજ્યવાદ અને રાષ્ટ્રીય ઉત્પીડનના તીવ્રીકરણ વચ્ચેના સંબંધની હિલ્ફર્ડીંગે સાચી રીતે જ નોંધ લીધી છે. તેણે લખ્યું છે: "પહોંચમાં આવેલા નવા દેશોની અંદર ત્યાં આયાત થયેલી મૂડી વિરોધોને તીવ્ર બનાવે છે અને ઘૂસણખોરોની વિરુદ્ધ રાષ્ટ્રીય જાગ્રતિ પ્રાપ્ત કરતી જતી પ્રજાઓના સતત વધતા જતા પ્રતીકારને ઉત્તેજિત કરે છે; એ પ્રતીકાર પરદેશી મૂડી વિરુદ્ધ ભયજનક કદમોમાં સહેલાઈથી વિકસી શકે છે. પુરાણા સામાજિક સંબંધો પૂર્ણ રૂપે ક્રાંતિકારી પરિવર્તન પામે છે, "ઇતિહાસવિહોણાં રાષ્ટ્રો"ની યુગજૂની ખેતીપ્રધાન એકલતા નષ્ટ થઈ જાય છે અને તેઓ મૂડીવાદી વમળમાં ખેંચાઈ જાય છે. ગુલામ બનાવી દેવામાં આવેલી પ્રજાઓને મુક્તિ માટેનાં સાધનો અને ઉપાયો મૂડીવાદ પોતે જ ધીરે ધીરે પૂરાં પાડે છે, અને યુરોપિયન રાષ્ટ્રોને જ એક જમાનામાં ઉચ્ચતમ લાગેલા લક્ષ્યને સિદ્ધ કરવા એ પ્રજાઓ કદમ ઉઠાવે છે, અર્થાત્ આર્થિક અને સાંસ્કૃતિક આઝાદી પ્રાપ્ત કરવાના સાધન તરીકે એકતાબદ્ધ રાષ્ટ્રીય રાજ્યના સર્જનના લક્ષ્યને સિદ્ધ કરવા એ પ્રજાઓ કદમ ઉઠાવે છે. રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેનું એ આંદોલન યુરોપિયન મૂડીને તેનાં અધિકતમ મૂલ્યવાન તથા આશાસ્પદ શોષણક્ષેત્રોમાં ભયમાં મૂકી દે છે, અને યુરોપિયન મૂડી પોતાનાં લશ્કરી દળોમાં સતત વૃદ્ધિ કરવાનું ચાલુ રાખીને જ પોતાનું વર્ચસ્વ કાયમ રાખી શકે છે."*

ઉપરોક્ત કથનમાં એટલો ઉમેરો કરવો જ જોઈએ કે પહોંચમાં આવેલા નવા દેશોમાં જ નહિ પરંતુ પુરાણા દેશોમાં પણ સામ્રાજ્યવાદ ઈજાફતમાં, રાષ્ટ્રીય ઉત્પીડનની વૃદ્ધિમાં, અને એ કારણે વધતા જતા પ્રતીકારમાં પણ પરિણમે છે. સામ્રાજ્યવાદ દ્વારા રાજકીય પ્રત્યાઘાતના તીવ્રીકરણ સામે વાંધો ઉઠાવતી વેળા કાઉત્સ્કી એક વિશેષ રૂપે તાકીદના બની ગયેલા સવાલને અંધારામાં છોડી દે છે, અર્થાત્ સામ્રાજ્યવાદના યુગમાં તકવાદીઓ સાથે એકતાની અશક્યતા. ઈજાફતોનો વિરોધ કરતી વેળા તે પોતાના વાંધાઓને એવા રૂપમાં રજૂ કરે છે કે જે તકવાદીઓને સૌથી વધારે સ્વીકાર્ય છે અને તેમને ઓછામાં ઓછા દૂભવે છે. કાઉત્સ્કી જર્મન પ્રજાને સંબોધે છે અને છતાં તે અત્યંત તાજા અને મહત્ત્વના

* «*Finance Capital*», પૃષ્ઠ ૪૮૭.

મુદ્દા ઉપર ઢાંકપિછોડો કરે છે, દાખલા તરીકે જર્મનીનો આલ્સેસ-લોરેન ઉપર કબજો. કાઉત્સ્કીના આ "માનસિક સ્ખલન"નું મૂલ્યાંકન કરવા માટે આપણે નીચેનું ઉદાહરણ જોઈએ. ધારો કે ફિલિપાઈન્સ ઉપર અમેરિકનોના કબજાને એક જાપાની વખોડી કાઢે છે. એવા સંજોગમાં આવો સવાલ ઉભો થાય: ઝાઝા લોકો એમ માનશે ખરા કે તેનું કારણ ફિલિપાઈન્સને કબજે કરી લેવાની તેની પોતાની મુરાદ નહિ પણ ઈજાફતો પ્રત્યેની તેની તીવ્ર ધૃણા જ છે? અને આપણને શું એ વાતનો સ્વીકાર કરવાની ફરજ નહિ પડે કે એ જાપાની જો કોરિયા ઉપર જાપાનના કબજા વિરુદ્ધ લડત ચલાવે અને જાપાનથી અલગ થઈ જવાની કોરિયાની આઝાદીની હિમાયત કરે તો જ ઈજાફતો વિરુદ્ધ તેની "લડત"ને નિષ્કપટ અને રાજકીય દૃષ્ટિએ પ્રમાણિક ગણાવી શકાય?

કાઉત્સ્કીએ કરેલું સામ્રાજ્યવાદનું સૈદ્ધાંતિક પૃથક્કરણ અને તેણે કરેલી સામ્રાજ્યવાદની આર્થિક અને રાજકીય ટીકા આરંભથી અંત સુધી સામ્રાજ્યવાદના મૂળભૂત આંતરવિરોધો ઉપર ઢાંકપિછોડો તથા લીપણ કરવાની, માર્ક્સવાદથી **તદ્દન** વિસંગત, વૃત્તિથી તરબોળ છે અને યુરોપિયન કામદાર વર્ગીય આંદોલનમાં તકવાદીઓ જોડેની છિન્નભિન્ન થઈ રહેલી એકતાને કોઈ પણ ભોગે ટકાવી રાખવાની જહેમતોથી ભરપૂર છે.

| | |
|---|---|
| ૧૯૧૬ના જાન્યુઆરી-જૂન દરમિયાન લિખિત | ગ્રંથ ૨૭ |
| પહેલી વાર ૧૯૧૭ના મધ્યમાં | પૃ. ૩૭૩–૪૨૦ |

પેત્રોગ્રાદના 'ઝિઝ્ન ઇ ઝનાનિયે'
પ્રકાશન ગૃહ તરફથી અલગ પુસ્તિકા
રૂપે પ્રકાશિત

## જુનિયસ પુસ્તિકા

(અવતરણ)

જુનિયસનાં ભૂલભર્યાં વિધાનોમાંનું પ્રથમ વિધાન 'આંતરરાષ્ટ્રીય'[59] જૂથની પાંચમી થિસિસમાં રજૂઆત પામ્યું છે: "...આ નિરંકુશ સામ્રાજ્યવાદના યુગમાં રાષ્ટ્રીય યુદ્ધો હવે શક્ય નથી રહ્યાં. રાષ્ટ્રીય હિતો માત્ર છળના સાધનની જ કામગીરી બજાવે છે અને એ છળનો ઉદ્દેશ મહેનતકશ સમુદાયોને તેમના પ્રાણઘાતક દુશ્મન સામ્રાજ્યવાદની ચાકરી કરવાની સ્થિતિમાં મૂકી દેવાનો છે..." ઉપરોક્ત નિવેદન સાથે પૂરી થતી પાંચમી થિસિસના આરંભમાં સામ્રાજ્યવાદી યુદ્ધ તરીકે **વર્તમાન** યુદ્ધની તાસીરની ચર્ચા કરવામાં આવી છે. શક્ય છે કે સામાન્ય રૂપે રાષ્ટ્રીય યુદ્ધોનું આવું ખંડન કાં તો ગફલત હોય અથવા **વર્તમાન** યુદ્ધ રાષ્ટ્રીય યુદ્ધ નહિ પણ સામ્રાજ્યવાદી યુદ્ધ છે એવા પૂર્ણ રૂપે સાચા વિચારની ઉપર ભાર મૂકવામાં આકસ્મિક થઈ ગયેલું અતિનિવેદન હોય. આ ભૂલને તપાસી જ લેવી જોઈએ કેમ કે **વર્તમાન** યુદ્ધ રાષ્ટ્રીય યુદ્ધ છે એવાં પ્રચલિત કથનોને ધ્યાનમાં લઈને ભિન્ન ભિન્ન સામાજિક-લોકશાહીવાદીઓએ પણ એવી જ ભૂલભરી રીતે **કોઈ પણ** રાષ્ટ્રીય યુદ્ધની શક્યતાનો ઈનકાર કર્યો છે.

સર્બિયાની પાછળ રશિયા ઊભું છે, "સર્બિયન રાષ્ટ્રવાદની પાછળ રશિયન સામ્રાજ્યવાદ ખડો છે", અને સમજો કે હોલેંડ યુદ્ધમાં સામેલ થઈ જાય તો એ સામેલગીરી **પણ** એવી જ રીતે સામ્રાજ્યવાદી હશે કેમ કે પહેલી વાત તો એ કે હોલેંડ પોતાનાં સંસ્થાનોનું રક્ષણ કરતું હશે, અને બીજી વાત એ કે તે **સામ્રાજ્યવાદી** જોડાણોમાંના એકમાં જોડાયેલું હશે—એવા મંતવ્યને વળગી રહીને **વર્તમાન** યુદ્ધમાં "સામ્રાજ્યવાદી હારકતાર"ના નિર્ણાયક પ્રભાવની ઉપર જુનિયસે પૂર્ણ રૂપે સાચો જ ભાર મૂક્યો છે. **વર્તમાન** યુદ્ધના સંબંધમાં એ અખંડનીય છે. અને જુનિયસ માટે જે અધિકતમ મહત્ત્વની બાબત છે તેની ઉપર, અર્થાત્ "હાલ સામાજિક-લોકશાહીવાદી નીતિની ઉપર સવાર થઈ બેઠેલા" "રાષ્ટ્રીય

યુદ્ધના ભૂત"ની (પૃષ્ઠ ૮૧) બાબત ઉપર, જ્યારે જુનિયસ ભાર મૂકે છે ત્યારે એમ કબૂલ કરી જ લેવું જોઈએ કે તેના વિચારો સાચા પણ છે અને પૂરી રીતે મુદ્દાસર પણ છે.

પરંતુ તેમાં એક જ ભૂલ એ થઈ શકે કે એ તથ્યની અતિશયોક્તિ કરવામાં આવે, નક્કરતાની માર્ક્સવાદી આવશ્યકતાથી અળગા હઠી જવામાં આવે, આ યુદ્ધના મૂલ્યાંકનને સામ્રાજ્યવાદ હેઠળ શક્ય બધાં જ યુદ્ધોની ઉપર લાગુ કરી દેવામાં આવે, સામ્રાજ્યવાદની **વિરુદ્ધનાં** રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે નજરચૂક કરવામાં આવે. "હવે કોઈ જાતનાં રાષ્ટ્રીય યુદ્ધો શક્ય જ નથી" એવી થિસિસના બચાવમાં એકમાત્ર દલીલ કરવામાં આવી છે કે "મોટી" સામ્રાજ્યવાદી સત્તાઓના એક નાનકડા જૂથ વચ્ચે દુનિયાનું વિભાજન થઈ ચૂક્યું છે અને એ કારણે કોઈ પણ યુદ્ધ રાષ્ટ્રીય યુદ્ધ તરીકે શરૂ થાય તોપણ તે કોઈ એક સામ્રાજ્યવાદી સત્તા અથવા જોડાણનાં હિતોને સાંડોવતા સામ્રાજ્યવાદી યુદ્ધમાં **રૂપાંતરિત થઈ જાય છે** (જુનિયસ, પૃષ્ઠ ૮૧).

આ દલીલમાં સમાયેલો ભ્રમ સ્પષ્ટ જ છે. પ્રકૃતિ અને સમાજ બન્નેમાં વિભાજન રેખાઓ પ્રણાલિકાગત તથા ગતિશીલ હોય છે અને **પ્રત્યેક** ઘટનાનું નિશ્ચિત સંજોગોમાં તદ્દન વિરોધી ઘટનામાં રૂપાંતર થઈ શકે છે—આ તો બેશક માર્ક્સવાદી દ્વંદ્વવાદનો પાયાનો સિદ્ધાંત છે. રાષ્ટ્રીય યુદ્ધનું સામ્રાજ્યવાદી યુદ્ધમાં રૂપાંતર **થઈ શકે છે અને એથી ઊલટા ક્રમની વાત** પણ બની શકે છે. તેનું ઉદાહરણ પણ મોજૂદ છે: મહાન ફ્રેંચ ક્રાંતિનાં યુદ્ધોની શરૂઆત રાષ્ટ્રીય યુદ્ધો તરીકે થઈ હતી અને એ યુદ્ધો ખરેખર રાષ્ટ્રીય યુદ્ધો હતાં. એ યુદ્ધો ક્રાંતિકારી યુદ્ધો હતાં—પ્રતિક્રાંતિકારી રાજશાહીઓના ગઠબંધનની વિરુદ્ધ મહાન ક્રાંતિનું રક્ષણ કરતાં યુદ્ધો હતાં. પરંતુ જ્યારે નેપોલિયને ફ્રેંચ સામ્રાજ્યની સ્થાપના કરી અને સાંખ્યાબંધ મોટાં, નભી શકે એવાં, તથા દીર્ઘ કાળથી સ્થપાયેલાં રાષ્ટ્રીય યુરોપિયન રાજ્યોને ગુલામ બનાવી દીધાં ત્યારે એ ફ્રેંચ રાષ્ટ્રીય યુદ્ધો સામ્રાજ્યવાદી યુદ્ધો બની ગયાં, અને પછી તેમણે **વખત જતાં** નેપોલિયનકાલીન સામ્રાજ્યવાદની **વિરુદ્ધનાં** રાષ્ટ્રીય મુક્તિનાં યુદ્ધો ઊભાં કર્યાં.

એક પ્રકારનું યુદ્ધ બીજા પ્રકારના યુદ્ધમાં વિકસી **શકે છે**, એટલા આધારે સામ્રાજ્યવાદી અને રાષ્ટ્રીય યુદ્ધ વચ્ચેના તફાવતની અવગણના તો કેવળ હેત્વાભાસવાદી જ કરી શકે. દ્વંદ્વવાદે હેત્વાભાસવાદના સેતુની કામગીરી બજાવી **હોવાના દાખલા** ઓછા નથી—ગ્રીક તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ તેનું ઉદાહરણ છે.

પરંતુ તોયે આપણે દ્વંદ્વવાદીઓ જ રહીએ છીએ અને હેત્વાભાસનો મુકાબલો આપણે સામાન્ય રૂપે બધાં જ રૂપાંતરોનો ઈનકાર કરીને નહિ પણ કોઈ ચોક્કસ ઘટનાનું તેના નક્કર સંજોગો તથા વિકાસના સંબંધમાં પૃથક્કરણ કરીને કરીએ છીએ.

૧૯૧૪-૧૬ના વર્તમાન સામ્રાજ્યવાદી યુદ્ધનું રાષ્ટ્રીય યુદ્ધમાં રૂપાંતર ખૂબ જ અસંભાવ્ય છે કેમ કે **પ્રગતિશીલ** વિકાસનું પ્રતિનિધિત્વ કરતો વર્ગ સર્વહારા વર્ગ છે અને તે આ યુદ્ધને મૂડીવાદી વર્ગની વિરુદ્ધના આંતરવિગ્રહમાં રૂપાંતરિત કરવાની વસ્તુગત કોશિશો કરી રહ્યો છે. વળી આ બાબત પણ છે: બે ગઠબંધનોનાં બળો વચ્ચે કોઈ ભારે ગણનાપાત્ર તફાવત નથી, અને આંતરરાષ્ટ્રીય નાણાકીય મૂડીએ દરેક ઠેકાણે પ્રત્યાઘાતી મૂડીદાર વર્ગ ઉત્પન્ન કર્યો છે. પરંતુ એવા રૂપાંતરને **અશક્ય** તો ઘોષિત ન જ કરવું જોઈએ: સમજો કે **જો યુરોપિયન** સર્વહારા વર્ગ વીસ વરસ સુધી કૌવતહીન રહે, **જો** વર્તમાન યુદ્ધ નેપોલિયન જેવા વિજયોમાં અને નભી શકે એવાં કેટલાંય રાષ્ટ્રીય રાજ્યોને ગુલામ બનાવી દેવામાં **પરિણમે**, દાખલા તરીકે **જો** જાપાન અને અમેરિકા વચ્ચેનું યુદ્ધ બિનયુરોપિયન (મુખ્યત્વે જાપાની અને અમેરિકી) સામ્રાજ્યવાદના સમાજવાદમાં રૂપાંતરને વીસ વરસ સુધી રોકી રાખે, તો યુરોપમાં એક મહાન રાષ્ટ્રીય યુદ્ધ શક્ય બને. એથી યુરોપ કેટલાય દાયકા **પાછું** ફેંકાઈ જાય. એ અસંભાવ્ય છે, પરંતુ એ અશક્ય તો **નથી** જ કેમ કે વિશ્વ ઈતિહાસના ક્રમને ક્વચિત રાક્ષસી પીછેકદમ વગર સરળ અને નિરંતર આગેકદમ કરતો જ ગણવો એ બિનદ્વંદ્વવાદી, બિનવૈજ્ઞાનિક, અને સૈદ્ધાંતિક દૃષ્ટિએ ગલત છે.

વધુમાં: સામ્રાજ્યવાદી યુગમાં સંસ્થાનો અને અર્ધસંસ્થાનો દ્વારા લડવામાં આવતાં રાષ્ટ્રીય યુદ્ધો સંભાવ્ય છે એટલું જ નહિ, **અનિવાર્ય** પણ છે. લગભગ એક અબજ લોકો અથવા આખી દુનિયાની વસતિના **અરધા ભાગથી વધારે** લોકો સંસ્થાનો અને અર્ધસંસ્થાનોમાં (ચીન, તુર્કી, ઈરાન) વસે છે. એ દેશોમાં રાષ્ટ્રીય મુક્તિનાં આંદોલનો કાં તો ખૂબ જોર પકડી ચૂક્યાં છે અથવા વૃદ્ધિ પામી રહ્યાં છે અને પરિપક્વ થઈ રહ્યાં છે. પ્રત્યેક યુદ્ધ અન્ય રીતો દ્વારા રાજકારણનું સાતત્ય જ છે. સંસ્થાનોમાં રાષ્ટ્રીય મુક્તિના આંદોલનનું સાતત્ય **અનિવાર્ય રૂપે** સામ્રાજ્યવાદની **વિરુદ્ધનાં** રાષ્ટ્રીય યુદ્ધોનું રૂપ અખત્યાર કરશે જ. એવાં યુદ્ધો **કદાચ** વર્તમાન "મોટી" સામ્રાજ્યવાદી સત્તાઓના સામ્રાજ્યવાદી યુદ્ધમાં **પરિણમે**, પરંતુ બીજી તરફ એમ ન પણ બને. તેનો આધાર અનેક કારણો ઉપર રહેશે.

ઉદાહરણ: સંસ્થાનો ઉપર કબજો જમાવવા ખાતર બ્રિટન અને ફ્રાંસ સાત વરસનું યુદ્ધ[60] લડયાં. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ સામ્રાજ્યવાદી યુદ્ધ લડયાં (જે ગુલામી અને પ્રારંભિક મૂડીવાદના આધારે શક્ય છે તેમ જ આધુનિક ખૂબ વિકસિત મૂડીવાદના આધારે પણ શક્ય છે). ફ્રાંસે હાર ખાધી અને પોતાનાં સંસ્થાનોનો અમુક ભાગ ગુમાવી દીધો. કેટલાંક વરસો પછી બ્રિટનની વિરુદ્ધ ઉત્તર અમેરિકન રાજ્યોનું રાષ્ટ્રીય મુક્તિનું યુદ્ધ શરૂ થયું. વર્તમાન સંયુક્ત રાજ્ય અમેરિકાનાં અમુક ભાગો ઉપર એ વખતે કબજો ધરાવતાં ફ્રાંસ અને સ્પેને ઈંગ્લેંડની વિરુદ્ધ બળવો પોકારનાર રાજ્યો સાથે દોસ્તીના કરારો કર્યા. તેમણે એમ કર્યું ઈંગ્લેંડ પ્રત્યેની દુશ્મનાવટને લીધે, અર્થાત્ તેમનાં પોતાનાં સામ્રાજ્યવાદી હિતોને ખાતર. અમેરિકન લશ્કરોની જોડાજોડ ફ્રેંચ સૈન્યો પણ અંગ્રેજોની સામે લડયાં. અહીં આપણને એક એવું રાષ્ટ્રીય મુક્તિનું યુદ્ધ જોવા મળે છે કે જેમાં સામ્રાજ્યવાદી હરીફાઈ તો એક સહાયક તત્ત્વ જ છે જેનું કશું ગંભીર મહત્ત્વ નથી. ૧૯૧૪-૧૬ના યુદ્ધમાં આપણે જે જોઈએ છીએ તે આથી તદ્દન ઊલટું છે (ઓસ્ટ્રો-સર્બિયન યુદ્ધમાં સામ્રાજ્યવાદી હરીફાઈના સર્વનિર્ણાયક તત્ત્વની સરખામણીમાં રાષ્ટ્રીય તત્ત્વ કશું ગંભીર મહત્ત્વ ધરાવતું નથી). એટલે, સામ્રાજ્યવાદના ખયાલને વિવેકશૂન્ય રીતે લાગુ કરવો અને રાષ્ટ્રીય યુદ્ધો "અશક્ય" છે એવો નિષ્કર્ષ તારવવો એ બેહૂદગી છે. દાખલા તરીકે ઈરાન, હિંદુસ્તાન, અને ચીનની એકસંપી એક અથવા બીજી સામ્રાજ્યવાદી સત્તાઓની વિરુદ્ધ લડે એવું યુદ્ધ શક્ય પણ છે અને સંભાવ્ય પણ છે કેમ કે એવું યુદ્ધ તો એ દેશોનાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોમાંથી જ ઉદ્‌ભવે. એવા યુદ્ધનું વર્તમાન જમાનાની સામ્રાજ્યવાદી સત્તાઓ વચ્ચેના સામ્રાજ્યવાદી યુદ્ધમાં રૂપાંતર ઘણાં ઘણાં નક્કર કારણો ઉપર નિર્ભર રહે જેના ઉદ્‌ભવની ગેરંટી આપવી એ હાસ્યાસ્પદ વાત ગણાય.

ત્રીજું, યુરોપમાં પણ સામ્રાજ્યવાદી યુગમાં રાષ્ટ્રીય યુદ્ધોને અશક્ય ન જ ગણી શકાય. "સામ્રાજ્યવાદના યુગે" વર્તમાન યુદ્ધને સામ્રાજ્યવાદી યુદ્ધ બનાવ્યું અને તે અનિવાર્ય રૂપે નવાં સામ્રાજ્યવાદી યુદ્ધો પેદા કરે છે (સમાજવાદના વિજય પર્યંત). વર્તમાન મોટી સત્તાઓની નીતિઓને આ "યુગે" તદ્દન સામ્રાજ્યવાદી બનાવી દીધી છે, પરંતુ એ "યુગ" પૂર્વ યુરોપમાં મોટા પાયાનાં રાષ્ટ્રીય આંદોલનોને જેમ બકાત રાખતો નથી એ જ રીતે સામ્રાજ્યવાદી સત્તાઓ **વિરુદ્ધના** સમજો કે નાના (કબજે કરી લેવામાં આવેલા અથવા રાષ્ટ્રીય રૂપે ઉત્પીડનનો ભોગ બનેલા) દેશો તરફથી લડવામાં આવતાં

રાષ્ટ્રીય યુદ્ધોને પણ મુદ્દલ બકાત રાખતો નથી. ઑસ્ટ્રિયાની બાબતમાં જુનિયસ ખૂબ સમજદારીભર્યો દૃષ્ટિકોણ અપનાવે છે, દાખલા તરીકે તે માત્ર "આર્થિક" બળોને જ નહિ પરંતુ વિશિષ્ટ રાજકીય બળોને પણ યથાયોગ્ય ધ્યાનમાં લે છે. "ઑસ્ટ્રિયામાં સુસંયોજનના અંતર્ભૂત અભાવ"ની તે નોંધ લે છે અને સ્વીકાર કરે છે કે "હેબ્સબુર્ગ રાજશાહી મૂડીવાદી રાજ્યનું રાજકીય સંઘટન નથી પણ સામાજિક પરજીવીઓની કેટલીય ટોળકીઓની એક ઢીલી સિન્ડિકેટ છે," તથા "ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં ઑસ્ટ્રિયા-હંગેરીનું વિસર્જન તો તુર્કીના વિઘટનનું કેવળ અનુસંધાન જ છે અને સાથે સાથે વિકાસની ઐતિહાસિક પ્રક્રિયાની એક આવશ્યકતા પણ છે". લગભગ એ જ વાત કેટલાક બાલ્કન દેશોને અને રશિયાને પણ લાગુ પડે છે. અને જો વર્તમાન યુદ્ધમાં "મોટી સત્તાઓ ઘસાઈ જાય અથવા જો રશિયામાં ક્રાંતિ વિજયી થાય તો રાષ્ટ્રીય યુદ્ધો, અને વધુમાં વિજયી રાષ્ટ્રીય યુદ્ધો, તદ્દન શક્ય છે. સામ્રાજ્યવાદી સત્તાઓ દ્વારા અમલી દખલબાજી બધી જાતની પરિસ્થિતિઓમાં વ્યવહાર્ય **નથી**. આ એક મુદ્દો છે. બીજો મુદ્દો એ છે કે એક નાનકડા રાજ્યનું કોઈ રાક્ષસી કદના રાજ્યની વિરુદ્ધનું યુદ્ધ નાઉમેદ જ હોય એવા ઉપરચોટિયા દૃષ્ટિકોણના સંબંધમાં ધ્યાનમાં રાખવું જોઈએ કે નાઉમેદ યુદ્ધ પણ આખર યુદ્ધ તો હોય જ છે. વળી, "રાક્ષસી" કદના દેશોની અંદર ક્રિયાશીલ રહેતાં અમુક બળો—દાખલા તરીકે ક્રાંતિ ફાટી નીકળવાની ઘટના—"નાઉમેદ" યુદ્ધને એક ખૂબ "આશાભર્યા" યુદ્ધમાં ફેરવી નાખી શકે.

"હવે કોઈ જાતનાં રાષ્ટ્રીય યુદ્ધો શક્ય જ નથી" એ ભૂલભરેલા વિધાનની અમે વિગતવાર છણાવટ કરી છે તે ફક્ત એટલા જ કારણસર નહિ કે સૈદ્ધાંતિક દૃષ્ટિએ એ વિધાન દેખીતી રીતે જ ભૂલભરેલું છે—જ્યારે ત્રીજી ઈન્ટરનેશનલની રચના કેવળ બિનભ્રષ્ટ માર્ક્સવાદના આધારે જ શક્ય છે એવે ટાણે જો "ઉદ્દામો" માર્ક્સવાદી સિદ્ધાંત પ્રત્યે બિનગંભીર વલણ જાહેર કરે તો એ નિશ્ચિત રૂપે બહુ જ શોચનીય બાબત ગણાય. પરંતુ એ ભૂલ અમલી રાજકારણની દૃષ્ટિએ પણ ખૂબ હાનિકારક છે કેમ કે પ્રત્યાઘાતી યુદ્ધો સિવાય બીજાં કોઈ યુદ્ધ શક્ય જ નથી એવો દાવો કરવામાં આવતો હોવાથી એ ભૂલ "નિઃશસ્ત્રીકરણ"ના બેહૂદા પ્રચારને જન્મ આપે છે. વળી એ ભૂલ રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે ઉદાસીનતાના એથીયે વધારે હાસ્યાસ્પદ અને તદ્દન પ્રત્યાઘાતી વલણને પણ જન્મ આપે છે. અને "મહાન" યુરોપિયન રાષ્ટ્રોના સભ્યો, અર્થાત્ મોટી સંખ્યામાં નાની અને સાંસ્થાનિક પ્રજાઓનું ઉત્પીડન કરતાં રાષ્ટ્રોના સભ્યો, જ્યારે બનાવટી-વૈજ્ઞાનિક

ભાવ ધારણ કરીને એમ જાહેર કરે કે "હવે કોઈ જાતનાં રાષ્ટ્રીય યુદ્ધો શક્ય જ નથી" ત્યારે તો એવું વલણ અંધરાષ્ટ્રવાદ બની જાય છે! સામ્રાજ્યવાદી સત્તાઓની **વિરુદ્ધનાં** રાષ્ટ્રીય યુદ્ધો શક્ય અને સંભાવ્ય છે એટલું જ નહિ, એવાં યુદ્ધો અનિવાર્ય, **પ્રગતિશીલ** અને **ક્રાંતિકારી છે, જોકે** એવાં યુદ્ધોની **સફળતા** માટે ઉત્પીડિત દેશોની અંદર જનતાની ભારે જબ્બર સંખ્યાનો સંયુક્ત પ્રયાસ જરૂરી છે (હિંદુસ્તાન અને ચીનના અમારા ઉદાહરણના સંબંધમાં કરોડો લોકોનો સંયુક્ત પ્રયાસ), અથવા આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિઓનો **વિશેષ રૂપે** અનુકૂળ સંયોગ જરૂરી છે (અર્થાત્, પરિશ્રાંતિ, યુદ્ધ, પરસ્પર દુશ્મનાવટો, ઈત્યાદિ કારણોને લીધે નિશ્ચેષ્ટ બની ગયેલી સામ્રાજ્યવાદી સત્તાઓ દખલગીરી ન કરી શકે એવી હકીકત), અથવા એવા રાષ્ટ્રીય યુદ્ધની **સાથે સાથે જ** મોટી સત્તાઓમાંના કોઈ એક દેશમાં મૂડીવાદી વર્ગની વિરુદ્ધ સર્વહારા વર્ગનો વિદ્રોહ જરૂરી છે (આ છેલ્લી શક્યતા સર્વહારા વર્ગના વિજય માટે સૌથી વધારે ઈચ્છનીય અને અનુકૂળ શક્યતા તરીકે પ્રથમ સ્થાન ધરાવે છે).

પરંતુ જનિયસની ઉપર રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે ઉદાસીનતા ધરાવવાનો આરોપ મૂકવામાં અન્યાય થશે. ગમે તેમ પણ તેણે એવો વિચાર વ્યક્ત કર્યો છે કે સામાજિક-લોકશાહીવાદી પાર્લમેન્ટરી જૂથે કરેલાં પાપોમાં એક પાપ એ પણ છે કે કેમેરૂનમાં ત્યાંનાં વતની એક આગેવાનને "દેશદ્રોહ"ના આરોપ હેઠળ મોતની સજા કરવામાં આવી ત્યારે તે ચુપ રહ્યું હતું (સ્પષ્ટ છે કે એ આગેવાને યુદ્ધની વિરુદ્ધ વિદ્રોહનું સંગઠન કરવાનો પ્રયત્ન કર્યો હતો). જુનિયસ અન્યત્ર વિશેષ રૂપે એ વાત ઉપર ભાર મૂકે છે (સજજનો લેગિનો, લેન્ચો, અને હજુ પણ "સામાજિક-લોકશાહીવાદીઓ" તરીકે લેખાતા બીજા લફંગાઓના લાભાર્થે) કે સાંસ્થાનિક પ્રજાઓને બીજાં બધાં રાષ્ટ્રોની સાથે સાથે રાષ્ટ્રો તરીકે જ ગણવી જોઈએ. જુનિયસ સાફ રૂપે અને ચોખ્ખા શબ્દોમાં જણાવે છે: "પ્રત્યેક રાષ્ટ્રના સ્વાધીનતાના અને આઝાદીના અધિકારને અને પોતાના ભાવિ ઉપર પ્રભુત્વ ધરાવવાના અધિકારને સમાજવાદ માન્ય કરે છે"; "આઝાદ, સ્વાધીન, અને સમાન રાષ્ટ્રપદના અધિકારને આંતરરાષ્ટ્રીય સમાજવાદ માન્ય કરે છે, પરંતુ કેવળ સમાજવાદ જ એવાં રાષ્ટ્રોનું સર્જન કરી શકે અને કેવળ સમાજવાદ જ રાષ્ટ્રોના આત્મનિર્ણયને સિદ્ધ કરી શકે." જુનિયસ યોગ્ય જ કથન કરે છે કે "અને બીજાં બધાં સમાજવાદી સૂત્રોની જેમ જ આ સમાજવાદી સૂત્ર પણ વર્તમાન વ્યવસ્થાને ઉચિત ઠરાવવાની નહિ પરંતુ આગળ ધપવાનો માર્ગ નિર્દેશિત કરવાની

અને સર્વહારા વર્ગની રૂપાંતરની સક્રિય ક્રાંતિકારી નીતિમાં તેને ઉત્તેજન આપવાની કામગીરી બજાવે છે" (પૃષ્ઠ ૭૭—૭૮). સમાજવાદ હેઠળ પણ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો ઈનકાર કરનારા અમુક ડચ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ હાલ અંગીકાર કરેલ સંકુચિત મનોવૃત્તિ અને માર્ક્સવાદની વિકૃતિનો બધા જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓ ભોગ બની ગયા છે એમ માની લેવું એ ખરેખર એક ભારે ગંભીર ભૂલ ગણાશે. પરંતુ **આ** ભૂલનાં **વિશિષ્ટ** ડચ-પોલીશ મૂળિયાંની ચર્ચા અમે અન્યત્ર કરીશું.

૧૯૧૬ના જુલાઈમાં લિખિત
૧૯૧૬ના ઑક્ટોબરમાં સ્બોર્નિક
'સોત્સિઆલ-દેમોક્રાત' નં. ૧માં પ્રકાશિત
હસ્તાક્ષર: ન. લેનિન

ગ્રંથ ૩૦
પૃ. ૪—૧૦

## આત્મનિર્ણય વિશેની ચર્ચાનો નિષ્કર્ષ

(અવતરણો)

### ૬. વર્તમાન સવાલની બાબતમાં સંસ્થાનોની સરખામણી "યુરોપ"ની સાથે થઈ શકે ખરી?

અમારી થિસિસોમાં કહેવામાં આવ્યું છે કે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રોનો આત્મનિર્ણય, વહીવટી અધિકારીઓની જનતા દ્વારા ચૂંટણી, લોકશાહીવાદી પ્રજાસત્તાક, વગેરે જેટલી જ "અસાધ્ય" સંસ્થાનોની તત્કાળ મુક્તિની માંગ છે (એટલે કે તે અનેક ક્રાંતિઓ વગર અસાધ્ય છે અને સમાજવાદ વગર સ્થાયી બની શકે નહિ)—અને વધારામાં એમ પણ કહેવામાં આવ્યું છે કે સંસ્થાનોની મુક્તિની માંગમાં "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સ્વીકાર"થી વધારે કશું જ નથી.

પોલિશ કોમરેડોએ આમાંથી એક પણ દલીલનો જવાબ આપ્યો નથી. તેમણે "યુરોપ" અને સંસ્થાનો વચ્ચે ફરક બતાવવાની કોશિશ કરી છે. યુરોપના સંબંધમાં તેઓ થઈ ચૂકેલી ઈજાફતોને રદ કરવાની માંગને તજી દઈને અસંગત ઈજાફતવાદીઓ બની જાય છે. સંસ્થાનોના સંબંધમાં તેઓ બિનશરતી માંગ ઉઠાવે છે: "સંસ્થાનોમાંથી બહાર નીકળો!"

રશિયન સમાજવાદીઓએ આવી માંગ આગળ ધરવી જોઈએ: "તુર્કેસ્તાન, ખીવા, બુખારા, વગેરેમાંથી બહાર નીકળો". પરંતુ એવો દાવો કરવામાં આવે છે કે તેઓ જો પોલેંડ, ફિન્લેંડ, ઉક્રાઈના, વગેરે માટે એવી જ પાર્થક્યની આઝાદીની માંગ કરે તો તેઓ "તરંગવિહાર", "અવૈજ્ઞાનિક લાગણીવેડા", વગેરે જેટલા નીચે સરકી પડશે. બ્રિટિશ સમાજવાદીઓએ આવી માંગ ઉઠાવવી જ જોઈએ: "આફ્રિકા, હિંદુસ્તાન, ઓસ્ટ્રેલિયામાંથી બહાર નીકળો" પણ આયર્લેંડમાંથી નહિ. આટલી સચોટ રીતે ખોટા વરતાઈ આવતા ફરકને કયા સૈદ્ધાંતિક આધારો સાચો ઠરાવી શકે? આ સવાલને ટાળવાનું શક્ય નથી.

આત્મનિર્ણયનો વિરોધ કરનારાઓનો મુખ્ય "આધાર" છે તેની "અસાધ્યતા". "આર્થિક અને રાજકીય કેંદ્રીકરણ"ના ઉલ્લેખમાં એનો એ જ વિચાર જરાક જુદી અર્થછાયા સાથે વ્યક્ત થયો છે.

સાફ છે કે સંસ્થાનો કબજે થવાની સાથે સાથે કેંદ્રીકરણ **પણ** થાય છે. સંસ્થાનો અને યુરોપિયન પ્રજાઓ, ઓછામાં ઓછું મોટા ભાગની યુરોપિયન પ્રજાઓ, વચ્ચે પહેલાં એક જાતનો આર્થિક ફરક હતો, સંસ્થાનો **પણ્યોના** વિનિમયમાં ખેંચાઈ ગયાં હતાં પરંતુ મૂડીવાદી **ઉત્પાદનમાં** નહિ. સામ્રાજ્યવાદે એમાં પરિવર્તન આણ્યું. સામ્રાજ્યવાદ એટલે બીજી બાબતોની સાથે સાથે **મૂડીની** નિકાસ. સંસ્થાનોમાં મૂડીવાદી ઉત્પાદનની સ્થાપના નિત્ય વધતા જતા વેગે થઈ રહી છે. સંસ્થાનોને યુરોપિયન ધિરાણ મૂડીના અવલંબનથી વિચ્છિન્ન કરી શકાય એમ નથી. લશ્કરી દૃષ્ટિએ તેમ જ વિસ્તરણની દૃષ્ટિએ સંસ્થાનોને અલગ કરવાનું સામાન્ય નિયમ મુજબ કેવળ સમાજવાદમાં જ શક્ય છે, મૂડીવાદી સમાજમાં એ કેવળ અપવાદ તરીકે અથવા સાંસ્થાનિક અને શાસક બન્ને દેશોમાં ક્રાંતિઓ અને વિદ્રોહોની એક આખી હારમાળાના મૂલ્યે જ શક્ય છે.

મોટા ભાગનાં યુરોપિયન પરાધીન રાષ્ટ્રો સંસ્થાનો કરતાં મૂડીવાદી રીતે અધિક વિકસિત છે (જોકે બધાં નહિ: અપવાદો છે આલ્બેનિયનો અને રશિયામાં ઘણી બિનરશિયન પ્રજાઓ). પરંતુ બરાબર એ જ હકીકત રાષ્ટ્રીય ઉત્પીડન અને ઈજાફતોની સામે વધારે પ્રતીકાર ઊભો કરે છે! ચોક્કસ રૂપે એ જ કારણે મૂડીવાદનો વિકાસ સંસ્થાનો કરતાં યુરોપમાં પાર્થક્યની પરિસ્થિતિ સમેત કોઈ પણ જાતની રાજકીય પરિસ્થિતિમાં **અધિક સુનિશ્ચિત** છે... સંસ્થાનોની વાત કરતાં પોલિશ કોમરેડો કહે છે કે (૧,૪) "ઉત્પાદક બળોનો સ્વતંત્ર રીતે વિકાસ કરવાનું કર્તવ્ય ત્યાં મૂડીવાદની સામે હજી ખડું છે..." યુરોપમાં આ બાબત વધારે ધ્યાન ખેંચે છે: હિંદુસ્તાન, તુર્કેસ્તાન, ઈજિપ્ત અને બીજા સીધાસાદા સાંસ્થાનિક દેશો કરતાં પોલેંડ, ફિન્લેંડ, ઉક્રાઈના, અને આલસેસમાં મૂડીવાદ ઉત્પાદક બળોને નિસ્સંદેહ વધારે જુસ્સાથી, વેગે, અને સ્વતંત્ર રીતે વિકસાવી રહ્યો છે. પણ્ય-ઉત્પાદક સમાજમાં સ્વતંત્ર વિકાસ અથવા કોઈ પણ જાતનો વિકાસ મૂડી વગર શક્ય નથી. યુરોપનાં પરાધીન રાષ્ટ્રો **પોતાની** જ મૂડી ધરાવે છે અને અત્યંત વિવિધ શરતોએ મૂડી મેળવવાના સહેલા ઉપાયો પણ ધરાવે છે. સંસ્થાનો પાસે ખુદ **પોતાની** મૂડી છે જ નહિ અથવા લગભગ નથી, અને ધિરાણ મૂડીની પ્રબળતા રહે ત્યાં સુધી તેઓ રાજકીય પરાધીનતા સિવાય બીજી કોઈ શરતો પર મૂડી મેળવી શકે નહિ. તો પછી આ બધી હકીકતોની સામે સંસ્થાનોને તત્કાળ અને બિનશરતે મુક્ત કરવાની માંગનું શું મહત્ત્વ છે? વાત શું સાફ નથી કે સ્રૂવેઓ, લેન્ચો, તથા કુનોવો અને કમનસીબે તેમને પગલે પગલે ચાલતા પોલીશ કોમરેડોએ "તરંગી" શબ્દનો ઉપયોગ જેવા અર્થમાં કર્યો છે એવા

કુત્સિત, વિકૃત-"માર્ક્સવાદી" અર્થમાં એ માંગ વધારે "તરંગી" છે? અહીં "તરંગવિહાર"નો હકીકતમાં જે અર્થ કરવ.માં આવ્યો છે એ તેના સાધારણ, હંમેશ મુજબના અર્થથી વિચલિત છે, અને એટલે ક્રાંતિકારી હોય એ બધું એવો અર્થ છે. પરંતુ રાષ્ટ્રીય આંદોલનો સમેત **સર્વ** પ્રકારનાં ક્રાંતિકારી આંદોલનો સંસ્થાનો કરતાં યુરોપમાં વધારે શક્ય છે, વધારે સાધ્ય છે, વધારે મક્કમ છે, વધારે જાગ્રત છે, અને પરાજિત કરવાં વધારે મુશ્કેલ છે.

પોલિશ કોમરેડો કહે છે કે (૧,૩) "સંસ્થાનોની ન્યૂનવિકસિત પ્રજાઓને સમાજવાદ તેમની ઉપર **શાસન કર્યા વગર નિ:સ્વાર્થ સાંસ્કૃતિક સહાય** આપી શકશે. બિલકુલ સાચી વાત. પરંતુ સમાજવાદની સ્થાપના કરનાર કોઈ મોટું રાષ્ટ્ર, કોઈ મોટું રાજ્ય, કોઈ નાના ઉત્પીડિત યુરોપિયન રાષ્ટ્રને "નિ:સ્વાર્થ સાંસ્કૃતિક સહાય" વડે નહિ આકર્ષી શકે એમ ધારી લેવા માટે કયા આધારો મોજૂદ છે? પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ સંસ્થાનોને **"બક્ષેલી"** પાર્થક્યની આઝાદી જ યુરોપનાં નાનાં પણ સુસંસ્કૃત અને રાજકીય દૃષ્ટિએ **હિતાગ્રહી** રાષ્ટ્રોને વિશાળ સમાજવાદી રાજ્યો સાથે જોડાઈ જવા આકર્ષશે કારણ કે સમાજવાદી અમલમાં વિશાળ રાજ્યનો અર્થ થશે હર દિન આટલા કલાક **ઓછું** કામ અને રોજ આટલું વધારે **વેતન**. કામગાર જનતાના સમુદાયો જેમ જેમ પોતાને મૂડીવાદી ધૂંસરીથી મુક્ત કરતા જશે તેમ તેમ એ "સાંસ્કૃતિક સહાય"ને ખાતર વિશાળ ઉન્નત સમાજવાદી રાષ્ટ્રો સાથેના જોડાણ અને સંયોજનની દિશામાં અદમ્ય રીતે **ખેંચાતા જશે,** શરત એટલી કે દીર્ઘકાળથી ઉત્પીડિત રાષ્ટ્રોની સ્વમાનની ખૂબ વિકસિત લોકશાહીવાદી લાગણી ગઈકાલના ઉત્પીડકો દુભાવે નહિ અને એ ઉત્પીડિત રાષ્ટ્રોને રાજ્યના સંઘટન સમેત તથા "તેમના પોતાના" રાજ્યના સંઘટનના અનુભવ સમેત પ્રત્યેક બાબતમાં સમાનતા આપવામાં આવે. મૂડીવાદી સમાજમાં એ "અનુભવ"નો અર્થ થાય છે યુદ્ધ, અલગતા, એકાકિતા, અને વિશેષાધિકાર ધરાવતાં નાનકડાં રાષ્ટ્રોનો (હોલૅંડ, સ્વિટ્ઝર્લૅન્ડ) સંકુચિત અહંભાવ. સમાજવાદી અમલમાં કામગાર લોકો પોતે જ કેવળ ઉપરોક્ત શુદ્ધ આર્થિક હેતુઓને કારણે ક્યાંય પણ એકાકિતાને મંજૂર નહિ જ કરે અને રાજકીય રૂપોની અનેકવિધતા, રાજ્યથી પાર્થક્યની આઝાદી, તથા રાજ્યના સંઘટનનો અનુભવ—જ્યાં સુધી રાજ્યનો તેનાં સર્વ રૂપોમાં વિલય ન થઈ જાય ત્યાં સુધી—એ બધું સમૃદ્ધ સુસંસ્કૃત જીવનનો આધાર બની રહેશે અને રાષ્ટ્રો વચ્ચે સ્વેચ્છાએ સુમેળ તથા સંયોજનની અધિક વેગીલી પ્રક્રિયાની ગેરંટી પૂરી પાડશે.

સંસ્થાનોને એક વિશિષ્ટ પ્રકાર બનાવી દઈને અને તેમને યુરોપની સામે સરખામણીમાં ખડાં કરીને પોલિશ કોમરેડો એવા આંતરવિરોધ સમક્ષ પહોંચી જાય છે જે તેમની આખી ભ્રાંતિજનક દલીલને તત્કાળ પરાજિત કરી દે છે.

## ૯. એંગેલ્સે કાઉત્સ્કીને લખેલો પત્ર

કાઉત્સ્કી જ્યારે હજુ માર્ક્સવાદી હતો ત્યારે તેણે લખેલી 'સમાજવાદ અને સાંસ્થાનિક રાજકારણ' નામની પુસ્તિકામાં (બર્લિન, ૧૯૦૭) એંગેલ્સે તેને લખેલો ૧૮૮૨ના સપ્ટેંબરની બારમી તારીખનો પત્ર કાઉત્સ્કીએ પ્રકાશિત કર્યો છે. ચર્ચા હેઠળના સવાલના સંબંધમાં એંગેલ્સનો એ પત્ર અત્યંત રસપ્રદ છે. પત્રનો મુખ્ય હિસ્સો નીચે મુજબ છે:

"...મારા અભિપ્રાયમાં અસલી સંસ્થાનો, અર્થાત્ જ્યાં યુરોપિયન વસતિ વસી ગઈ છે એવા દેશો—કેનેડા, કેપ, ઓસ્ટ્રેલિયા—બધા સ્વાધીન બની જશે; બીજી તરફ, જે દેશોમાં મૂળ દેશી વસતિ વસે છે અને જેને સીધા ગુલામ બનાવી દેવામાં આવ્યા છે—હિંદુસ્તાન, અલ્જિરિયા, અને ડચ, પોર્ટુગીઝ, તથા સ્પેનિશ માલિકીનાં સંસ્થાનો—એ દેશોને હાલ પૂરતા સર્વહારા વર્ગે પોતાના હાથમાં લઈ લેવા જોઈએ અને તેમને શક્ય એટલી ઝડપથી સ્વાધીનતા તરફ દોરી જવા જોઈએ. આ પ્રક્રિયા કેવી રીતે વિકસિત થશે એ કહેવાનું મુશ્કેલ છે. હિંદુસ્તાન કદાચ, ખરેખર એ વાતનો ખૂબ સંભવ છે, ક્રાંતિ કરશે અને પોતાને મુક્ત કરવાની પ્રક્રિયામાં પડેલો સર્વહારા વર્ગ કોઈ જાતનાં સાંસ્થાનિક યુદ્ધો લડી શકે નહિ એટલે એ ક્રાંતિને પોતાનો ક્રમ પોતાની મેળે જ પૂરો કરી લેવા દેવો પડશે; જાતજાતની વિનાશલીલાઓ વગર એ ક્રમ બેશક પૂરો નહિ જ થાય પરંતુ એવી પરિસ્થિતિ બધી ક્રાંતિઓમાં અનિવાર્ય હોય છે. બીજાં સ્થળોમાં પણ, અર્થાત્ અલ્જિરિયા અને ઈજિપ્તમાં પણ, કદાચ એમ જ બને અને **આપણે માટે** એ નિશ્ચિત રૂપે ઉત્તમ વાત ગણાશે. આપણે સ્વદેશમાં ઘણું કરવાનું રહેશે. એક વાર યુરોપ અને ઉત્તર અમેરિકા પુનઃસંગઠિત થઈ જાય એટલે એવી પ્રચંડ તાકાત અને એવું ઉદાહરણ ઉપસ્થિત થઈ જશે કે અર્ધ-સભ્ય દેશો પોતાની મેળે જ તેમને પગલે પગલે અનુસરશે, એટલું તો આર્થિક જરૂરિયાતો જ કરી નાખશે. પરંતુ એ દેશો પણ બીજા

દેશોની જેમ સમાજવાદી સંઘટના સુધી પહોંચી જાય તે પહેલાં તેમને કેવા સામાજિક અને રાજકીય તબક્કાઓમાંથી ગુજરવું પડશે તેને વિશે તો હું માનું છું કે આજે આપણે ફક્ત તરંગી અટકળો જ આગળ ધરી શકીએ. માત્ર એક જ વાત ચોક્કસ છે: **વિજયી સર્વહારા વર્ગ કોઈ પણ વિદેશી રાષ્ટ્રની ઉપર પરાણે કોઈ પણ જાતની ન્યામતો લાદવાનું કામ, એમ કરીને પોતાના જ વિજયના પાયા ખોદી નાખ્યા વગર, ન જ કરી શકે.** વિવિધ પ્રકારનાં સંરક્ષણાત્મક યુદ્ધો આથી બેશક કોઈ પણ રીતે બકાત નથી જ રહેતાં..."

એંગેલ્સ એવી ધારણા મુદ્દલ નથી કરી લેતા કે માત્ર "આર્થિક પ્રક્રિયા" જ બધી મુશ્કેલીઓને આપમેળે એકદમ દૂર કરી દેશે. આર્થિક ક્રાંતિ **બધી** પ્રજાઓને સમાજવાદ માટે **જહેમત કરવાનું** ઉત્તેજન પૂરું પાડશે, પરંતુ સાથે સાથે ક્રાંતિઓ — સમાજવાદી રાજ્યની વિરુદ્ધ — અને યુદ્ધો શક્ય છે. રાજકારણ અનિવાર્ય રૂપે પોતાને અર્થકારણને અનુકળ બનાવશે જ, પરંતુ તત્કાળ અને સરળ રીતે નહિ, સાદી રીતે નહિ, પ્રત્યક્ષ રીતે નહિ. એંગેલ્સ માત્ર એક જ પૂર્ણ રૂપે આંતરરાષ્ટ્રવાદી સિદ્ધાંતનો "ચોક્કસ" તરીકે ઉલ્લેખ કરે છે અને તેને **બધાં** "વિદેશી રાષ્ટ્રો"ને, અર્થાત્ કેવળ સાંસ્થાનિક રાષ્ટ્રોને જ નહિ, લાગુ કરે છે: તેમની ઉપર પરાણે ન્યામતો લાદવાનો અર્થ થશે કે સર્વહારા વર્ગના વિજયના પાયા ખોદી નાખવા.

સર્વહારા વર્ગ ફક્ત એ હકીકતને જ કારણે પુનિત અને ભૂલો તથા કમજોરીઓથી મુક્ત નહિ બની જાય કે તેણે સામાજિક ક્રાંતિ કરી છે. પરંતુ શક્ય ભૂલો (અને સ્વાર્થી હિત — બીજાઓની પીઠ ઉપર સવાર થઈ જવાના પ્રયાસો) અનિવાર્ય રૂપે તેને આ તથ્ય સમજવામાં મદદ કરશે.

અમે બધા ઝિમ્મરવાલ્ડ ઉદ્દામો એ જ પ્રતીતિ ધરાવીએ છીએ કે જે, દાખલા તરીકે, કાઉત્સ્કી ૧૯૧૪માં અંધરાષ્ટ્રવાદના સમર્થન માટે માર્ક્સવાદને છોડીને નાસી જતા પહેલાં ધરાવતો હતો, અર્થાત્ એ પ્રતીતિ કે સમાજવાદી ક્રાંતિ **ખૂબ નજીકના** ભવિષ્યમાં — કાઉત્સ્કીએ પોતે એક વાર વ્યક્ત કરેલું તેમ "કોઈ પણ દિવસે" — સાવ શક્ય છે. રાષ્ટ્રીય ખટરાગો બહુ જલદી અદૃશ્ય નહિ થઈ જાય: ઉત્પીડક રાષ્ટ્ર પ્રત્યેનો ઉત્પીડિત રાષ્ટ્રનો ધિક્કાર — અને પૂર્ણ રૂપે વાજબી ધિક્કાર — થોડો સમય **ચાલુ રહેશે**, કેવળ સમાજવાદના વિજય **પછી** જ અને રાષ્ટ્રો વચ્ચે પૂરા લોકશાહીવાદી સંબંધોની અંતિમ રૂપે સ્થાપના થઈ ગયા **પછી** જ એ ધિક્કારની લાગણી લુપ્ત થશે. જો આપણે સમાજવાદને વફાદાર રહેવા માગતા હોઈએ તો આપણે અત્યારે પણ લોકસમુદાયોને

આંતરરાષ્ટ્રવાદની ભાવનાની તાલીમ આપવી જ જોઈએ, અને ઉત્પીડક રાષ્ટ્રોની અંદર એ કામ ઉત્પીડિત રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીની હિમાયત કર્યા વગર અશક્ય છે.

## ૧૦. ૧૯૧૬નો આઈરિશ વિદ્રોહ[61]

અમારી થિસિસો આઈરિશ વિદ્રોહ ફાટી નીકળ્યો તે પહેલાં લખાઈ ગઈ હતી. એ વિદ્રોહ આપણા સૈદ્ધાંતિક વિચારોની કસોટી માટેની સામગ્રીની કામગીરી બજાવશે.

આત્મનિર્ણયના વિરોધીઓના વિચારો એવા નિષ્કર્ષ ઉપર લઈ જાય છે કે સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત નાનાં રાષ્ટ્રોનું પ્રાણબળ ક્યારનું હરાઈ ચૂક્યું છે, એવાં રાષ્ટ્રો સામ્રાજ્યવાદની વિરુદ્ધ કોઈ જાતની ભૂમિકા ભજવી શકે એમ નથી, અને તેમની શુદ્ધ રાષ્ટ્રીય આકાંક્ષાઓના સમર્થનમાંથી કશું જ ફળ નહિ નીકળે, વગેરે. ૧૯૧૪—૧૯૧૬ના સામ્રાજ્યવાદી યુદ્ધે એવી **હકીકતો પૂરી પાડી છે** જે એવા નિષ્કર્ષોનું ખંડન કરે છે.

પશ્ચિમ યુરોપનાં રાષ્ટ્રો માટે અને સમગ્ર રૂપે સામ્રાજ્યવાદ માટે યુદ્ધ કટોકટીના યુગ તરીકે સાબિત થયું છે. દરેક કટોકટી રૂઢ પ્રથાઓને ફગાવી દે છે, બાહ્ય આવરણોને ફાડી નાખે છે, કાલગ્રસ્તને સાફ કરી નાખે છે, અને અંદર સમાયેલ ઝરણાં તેમ જ બળોને ખુલ્લાં કરે છે. ઉત્પીડિત રાષ્ટ્રોના આંદોલનની દૃષ્ટિએ તેણે શું ખુલ્લું કર્યું છે? સંસ્થાનોમાં વિદ્રોહના શ્રેણીબંધ પ્રયાસો થયા છે જેને લશ્કરી સેન્સરશિપ વડે છુપાવી રાખવાની બનતી બધી કોશિશ ઉત્પીડક રાષ્ટ્રોએ બેશક કરી છે. છતાં પણ એ વાત જાણીતી છે કે સિંગાપોરમાં બ્રિટિશરોએ પોતાના હિંદુસ્તાની સિપાહીઓમાં ફાટી નીકળેલા બળવાને પાશવી રીતે દબાવી દીધો છે; ફ્રેંચ અન્નામ (જુઓ 'નાશે સ્લોવો') અને જર્મન કેમેરૂનમાં (જુઓ 'જુનિયસની પુસ્તિકા') વિદ્રોહના પ્રયાસો થયા છે; યુરોપમાં એક તરફ આયર્લેંડમાં વિદોહ થયો છે જેને ફરજિયાત ભરતી આયર્લેંડમાં લાગુ કરવાની હિંમત ન ધરાવતા "આઝાદી ચાહક" અંગ્રેજોએ હત્યાકાંડ વડે દબાવી દીધો છે, અને બીજી તરફ ઑસ્ટ્રિયન સરકારે ઝેક વિધાનસભાના સભ્યોને "રાજદ્રોહ" બદલ મોતની સજાઓ કરી છે તથા આખી ને આખી ઝેક રેજિમેન્ટોને એ જ "ગુના" બદલ ગોળીએ ઉડાવી દીધી છે.

આ યાદી કોઈ રીતે પૂરી યાદી બેશક નથી જ છતાં પણ તે એટલું તો સાબિત કરે જ છે કે સામ્રાજ્યવાદની કટોકટીના **કારણે** સંસ્થાનોમાં અને યુરોપમાં **બન્ને** સ્થળોએ રાષ્ટ્રીય વિદ્રોહની જ્વાળાઓ ભડકી ઊઠી અને જુલમી ધમકીઓ અને દમનનાં પગલાં છતાં રાષ્ટ્રીય હમદર્દી તથા ખટરાગની લાગણીઓ વ્યક્ત થઈ છે. અને એમ એવે વખતે બન્યું કે જ્યારે સામ્રાજ્યવાદની કટોકટી પોતાના વિકાસની અંતિમ કક્ષાએ હજુ નહોતી પહોંચી: સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની તાકાતના પાયા હજુ નહોતા ખોદાઈ ગયા ("કમરતોડ" યુદ્ધ કદાચ એવું પરિણામ લાવી શકે ખરું, પરંતુ એમ હજુ બન્યું નથી) અને સામ્રાજ્યવાદી દેશોમાં સર્વહારા વર્ગીય આંદોલનો હજુ ખૂબ કમજોર હતાં. યુદ્ધ જ્યારે શક્તિને તદ્દન ક્ષીણ કરી નાખશે ત્યારે અથવા ૧૯૦૫માં ઝારશાહીની બાબતમાં બન્યું હતું તેમ ઓછામાં ઓછા એક રાજ્યમાં સર્વહારા વર્ગીય પ્રહારોના પરિણામે મૂડીદાર વર્ગની તાકાત હચમચી જશે ત્યારે શું થશે?

કેટલાક ઉદ્દામવાદીઓ સહિત ઝિમ્મરવાલ્ડવાદીઓના મુખપત્ર «*Berner Tagwacht*»માં ૧૯૧૬ના મે મહિનાની ૯મી તારીખે આઈરિશ વિદ્રોહ વિશે 'તેમનું ગીત પૂરું થયું' નામનો એક લેખ કા. રા. પ્રથમાક્ષરોની સહી સાથે છપાયો છે. એ લેખમાં આઈરિશ વિદ્રોહનું વર્ણન "રાજ્યપલટાના કાવતરા"થી કંઈ વધારે નહિ કે કંઈ ઓછું નહિ એવું કરવામાં આવ્યું છે કેમ કે લેખકની દલીલ મુજબ "આઈરિશ સવાલ જમીનનો સવાલ હતો", સુધારાઓના પરિણામે કિસાનોનાં મન શાંત થઈ ગયાં હતાં, અને રાષ્ટ્રવાદી આંદોલન કેવળ "શુદ્ધ રૂપે શહેરી, નિમ્ન-મૂડીવાદી આંદોલન રહ્યું હતું જે સનસનાટી પેદા કરવા છતાં ખાસ વધારે સામાજિક ટેકો નહોતું ધરાવતું."

એ વાતમાં કશું આશ્ચર્ય નથી કે આ અતિવિકૃત મતાગ્રહી અને પાંડિત્યદંભી અભિપ્રાય રશિયન રાષ્ટ્રીય-લિબરલ કેડેટ મિસ્ટર કુલિશેરના વિચારો જોડે મળતો આવે છે ('રેચ', અંક ૧૦૨, ૧૫ એપ્રિલ, ૧૯૧૬). તેણે પણ આઈરિશ વિદ્રોહને "ડબલિનનું રાજ્યપલટાનું કાવતરું" ગણાવતું લેબલ એ વિદ્રોહની ઉપર લગાવી દીધું છે.

એવી આશા રાખીએ કે "આત્મનિર્ણય"નો ઇનકાર કરીને અને નાનાં રાષ્ટ્રોનાં રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે તુચ્છકારનું વર્તન રાખીને પોતે કેવા કળણમાં ડૂબી જઈ રહ્યા છે એ વાત ન સમજી શકનારા ઘણા કોમરેડોની આંખો સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના પ્રતિનિધિ અને સામાજિક-લોકશાહીવાદી વચ્ચે અભિપ્રાયનો આવો "આકસ્મિક" જોગ જોઈને એ સૂક્તિ અનુસાર

ઊઘડી જશે કે "ક્યારેક કોઈ અનિષ્ટનું પણ શુભ પરિણામ આવી શકે!"

વિપ્લવના પ્રયાસે જ્યારે કાવતરાખોરોની અથવા મૂઢ ચસકેલોની ટોળકી સિવાય બીજું કશું પ્રકાશમાં ન આણ્યું હોય અને લોકસમુદાયોમાં જરા પણ હમદર્દી ન જગાવી હોય ત્યારે જ "રાજ્યપલટાનું કાવતરું" શબ્દનો વૈજ્ઞાનિક અર્થમાં ઉપયોગ થઈ શકે. વિવિધ કક્ષાઓ અને વર્ગ-હિતોનાં જોડાણોમાંથી પસાર થયેલું સદીઓ પુરાણું આઈરિશ રાષ્ટ્રીય આંદોલન બીજી બાબતોની સાથે સાથે અમેરિકામાં ભરાયેલી અને આઈરિશ સ્વાધીનતાની માંગ ઉઠાવનારી આમ આઈરિશ નેશનલ કોંગ્રેસમાં વ્યક્ત થયું («*Vorwärts*», ૨૦ માર્ચ, ૧૯૧૬). આમ આંદોલન, દેખાવો, અખબારોનું દમન, વગેરેના લાંબા ગાળા પછી શહેરી નિમ્ન-મૂડીવાદી વર્ગના એક વિભાગે **અને કામદારોના એક વિભાગે** રસ્તાઓ ઉપર ચલાવેલી લડાઈઓમાં પણ એ આંદોલન વ્યક્ત થયું. **એવા** વિદ્રોહને "રાજ્યપલટાનું કાવતરું" ગણાવનાર કોઈ પણ માણસ કાં તો કટ્ટર પ્રત્યાઘાતી હોય અથવા સામાજિક ક્રાંતિને જીવંત ઘટના તરીકે સમજવા તદ્દન અશક્ત મતાગ્રહી હોય.

એમ ધારી લેવું કે યુરોપમાં અને સંસ્થાનોમાં નાનાં રાષ્ટ્રોના વિદ્રોહ વગર, **પોતાના સમગ્ર પૂર્વગ્રહો સહિત** નિમ્ન-મૂડીવાદી વર્ગના એક વિભાગના ક્રાંતિકારી ઉછાળાઓ વગર, રાજકીય દૃષ્ટિએ બિનજાગ્રત સર્વહારા તથા અર્ધ-સર્વહારા લોકસમુદાયોના જમીનદારી ઉત્પીડન વિરુદ્ધના, ચર્ચ વિરુદ્ધના, રાજાશાહી વિરુદ્ધના, રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધના, ઈત્યાદિ પ્રકારોના આંદોલન વગર સામાજિક ક્રાંતિ **કલ્પનીય છે**—એ બધું ધારી લેવું એટલે **સામાજિક ક્રાંતિને નકારી કાઢવી**. એટલે એક લશ્કર ક્યાંક ખડું થઈ જઈને જાહેર કરે કે "અમે સમાજવાદની તરફેણમાં છીએ", અને બીજું લશ્કર બીજે ક્યાંક ખડું થઈ જઈને જાહેર કરે કે "અમે સામ્રાજ્યવાદની તરફેણમાં છીએ" અને એ હશે સામાજિક ક્રાંતિ! કેવળ આવો હાસ્યાસ્પદ પાંડિત્યદંભી અભિપ્રાય ધરાવનારા લોકો જ આઈરિશ વિદ્રોહને "રાજ્યપલટાનું કાવતરું" કહીને તેની બદનામી કરી શકે.

"શુદ્ધ" સામાજિક ક્રાંતિની અપેક્ષા રાખનારો કોઈ પણ માણસ તેને નજરે જોવા **કદી** જીવતો રહેશે જ નહિ. એવો માણસ ક્રાંતિ ખરેખર શું છે તે સમજ્યા વગર જ ક્રાંતિના નામનો ઢોંગી જપ જપ્યે રાખે છે.

૧૯૦૫ની રશિયન ક્રાંતિ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ હતી. એ ક્રાંતિ લડતોની એવી હારમાળાની બનેલી હતી જેમાં વસતિના **બધા** અસંતુષ્ટ વર્ગો, જૂથો, અને તત્ત્વોએ ભાગ લીધો. કઢંગામાં કઢંગા પૂર્વગ્રહોના રંગે રંગાયેલા તથા સંઘર્ષનાં વધારેમાં વધારે **અસ્પષ્ટ** તેમ જ અત્યંત તરંગી લક્ષ્યોનો આગ્રહ ધરાવનારા લોકસમુદાયો તેમાં સામેલ હતા, જાપાનના પૈસા ખાતાં નાનકડાં જૂથો તેમાં સામેલ હતાં, સટ્ટાખોરો અને લેભાગુઓ તેમાં સામેલ હતા, વગેરે વગેરે. પરંતુ **વસ્તુગત રૂપે** આમ આંદોલન ઝારશાહીની પીઠ ભાંગી રહ્યું હતું અને લોકશાહીનો માર્ગ તૈયાર કરી રહ્યું હતું; એ કારણે જ વર્ગજાગ્રત કામદારોએ તેની આગેવાની કરી.

યુરોપમાં સમાજવાદી ક્રાંતિ બધાં અને દરેક પ્રકારનાં ઉત્પીડિત અને અસંતુષ્ટ તત્ત્વોના લોકસંઘર્ષના ઉછાળા સિવાય બીજું કશું **ન હોઈ શકે**. નિમ્ન-મૂડીવાદી વર્ગના અને પછાત કામદારોના હિસ્સા તેમાં અનિવાર્ય રૂપે ભાગ લેશે જ—એવી સામેલગીરી વગર **લોકવ્યાપી** સંઘર્ષ **અશક્ય** છે, તેના વગર **કોઈ** ક્રાંતિ શક્ય નથી—અને એટલા જ અનિવાર્ય રૂપે તેઓ પોતાના પૂર્વગ્રહોને, પોતાના પ્રત્યાઘાતી તરંગોને, પોતાની કમજોરીઓને, અને પોતાની ગલતીઓને આંદોલનની અંદર લઈ આવશે. પરંતુ **વસ્તુગત રૂપે** તેઓ **મૂડીની** ઉપર હુમલો કરશે, અને ક્રાંતિની મોખરાની વર્ગજાગ્રત હરોળ, અગ્રગામી સર્વહારા વર્ગ, એવા અનેકવિધ તથા વિસંવાદી તેમ જ પચરંગી તથા બાહ્ય રૂપે તૂટક દેખાતા લોકસંઘર્ષના એ વસ્તુગત તથ્યને વ્યક્ત કરીને તેને એકતાબદ્ધ કરી શકશે તથા તેનું સંચાલન કરી શકશે, સત્તા કબજે કરી લઈ શકશે, બેંકો કબજે કરી લઈ શકશે, સૌનો ધિક્કાર પામેલાં (જોકે જુદાં જુદાં કારણોસર!) ટ્રસ્ટોની મિલકત જપ્ત કરી લઈ શકશે, અને સરમુખત્યારીનાં બીજાં કદમો ઉઠાવી શકશે. એ બધી કામગીરીઓનો સમગ્ર રૂપમાં અર્થ થશે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનો અને સમાજવાદના વિજયનો, પરંતુ એ સમાજવાદ મૂડીવાદી કીટથી પોતાને તત્કાળ તો કોઈ રીતે "શુદ્ધ" નહિ જ કરી નાખી શકે.

પોલિશ થિસિસોમાં (૧,૪) આપણને વાંચવા મળે છે કે સામાજિક-લોકશાહીવાદે "**યુરોપમાં ક્રાંતિકારી કટોકટીને તીવ્ર બનાવવા માટે** યુરોપિયન સામ્રાજ્યવાદ વિરુદ્ધના તરુણ સાંસ્થાનિક મૂડીદાર વર્ગના સંઘર્ષનો ઉપયોગ કરવો જ જોઈએ." (શબ્દો પર ભાર લેખકોએ મૂકેલો છે.)

આ સંબંધમાં યુરોપની સંસ્થાનો જોડે સરખામણી કરવાનું સૌથી વધારે વર્જિત છે એ વાત શું સાફ નથી? **યુરોપમાં** ઉત્પીડિત રાષ્ટ્રોનો સંઘર્ષ, છેક

વિપ્લવ અને રસ્તા ઉપરની લડાઈઓ સુધી પહોંચી જવાની શક્તિ ધરાવતો સંઘર્ષ, અને લશ્કરની લોખંડી શિસ્તને તેમ જ લશ્કરી કાનૂનને તોડી નાખવાની શક્તિ ધરાવતો સંઘર્ષ "યુરોપમાં ક્રાંતિકારી કટોકટીને" કોઈ ખૂબ દૂર આવેલા સંસ્થાનના ઘણા વધારે વિકસિત વિદ્રોહ કરતાં અસીમ પ્રમાણમાં વધારે "તીવ્ર બનાવશે". અંગ્રેજ સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની તાકાત ઉપર આયર્લૅંડના વિદ્રોહે લગાવેલો ફટકો એશિયા અથવા આફ્રિકામાં એટલા જ જોરથી લગાવવામાં આવતા ફટકાથી રાજકીય દૃષ્ટિએ સો ગણું વધારે મહત્ત્વ ધરાવે છે.

ફ્રેંચ અંધરાષ્ટ્રવાદી અખબારોએ તાજેતરમાં ખબર છાપી છે કે 'મુક્ત બેલ્જિયમ' નામના ગેરકાનૂની અખબારનો ૮૦મો અંક બેલ્જિયમમાં પ્રકાશિત થયો છે. ફ્રેંચ અંધરાષ્ટ્રવાદી અખબારો બેશક વારંવાર જઠાણાં છાપે છે પણ આ એક ખબર સાચી હોય એમ લાગે છે. યુદ્ધનાં બે વરસ દરમિયાન અંધરાષ્ટ્રવાદી અને કાઉત્સ્કીપંથી જર્મન સામાજિક-લોકશાહીવાદ પોતાનાં આઝાદ અખબારો સ્થાપવામાં નાકામયાબ નીવડયો છે અને લશ્કરી સેન્સરશિપની ધૂંસરીને તેણે દીનતાથી સહન કરી લીધી છે (માત્ર ઉદ્દામ ક્રાંતિકારી તત્ત્વોએ સેન્સરશિપ હોવા છતાં પુસ્તિકાઓ તથા ઘોષણાપત્રો પ્રકાશિત કરેલ છે અને એ હકીકત તેમને ગૌરવ અપાવે છે)—જ્યારે એક ઉત્પીડિત રાષ્ટ્રે ક્રાંતિકારી વિરોધના મુખપત્રની સ્થાપના કરીને બેજોડ વિકરાળતા ધરાવતા લશ્કરી ઉત્પીડનનો જવાબ વાળ્યો છે! ઈતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે કે સામ્રાજ્યવાદ વિરુદ્ધના સંઘર્ષમાં **સ્વતંત્ર** ઘટક તરીકે શક્તિહીન નાનાં રાષ્ટ્રો એક જોશપ્રેરક તત્ત્વની ભૂમિકા ભજવીને, એક જીવાણુની ભૂમિકા ભજવીને, **સાચી** સામ્રાજ્યવાદવિરોધી તાકાતને, સમાજવાદી સર્વહારા વર્ગને, મેદાનમાં આવવામાં મદદ કરે છે.

વર્તમાન યુદ્ધમાં લશ્કરી આગેવાનો દુશ્મનની છાવણીની અંદર ચાલતાં બધાં રાષ્ટ્રીય અને ક્રાંતિકારી આંદોલનોનો ઉપયોગ કરવા માટે બનતી બધી કોશિશ કરી રહ્યા છે: જર્મનો આઈરિશ વિદ્રોહનો ઉપયોગ કરે છે, ફ્રેંચો ઝેક આંદોલનનો ઉપયોગ કરે છે, વગેરે. તેમની પોતાની દૃષ્ટિએ તેઓ સાવ ખરું આચરણ કરી રહ્યા છે. દુશ્મનની જરા સરખી કમજોરીનો પણ લાભ ન ઉઠાવી લેવામાં આવે અને ઉભી થતી પ્રત્યેક તકને ઝડપી ન લેવામાં આવે તો ગંભીર યુદ્ધ પ્રત્યે ગંભીર વલણ જાળવ્યું ન ગણાય; વળી કોઈ દારૂગોળો ક્યાં અને કેવી ઉગ્રતાથી "ધડાકો" કરશે એ બાબત અગાઉથી જાણવાનું અશક્ય હોવાથી ઉપરોક્ત હકીકતનું મહત્ત્વ વધી જાય છે. સર્વહારા વર્ગના સમાજવાદ માટેના મહાન મુક્તિયુદ્ધમાં દરેકે દરેક સામ્રાજ્યવાદી કમનસીબી વિરુદ્ધના **પ્રત્યેક** પ્રજાકીય

આંદોલનનો ઉપયોગ કટોકટીને તીવ્ર અને વિસ્તૃત બનાવવા માટે કરતાં આપણને ન આવડે તો આપણે બહુ કાચા ક્રાંતિકારીઓ ગણાઈએ. એક તરફ જો આપણે એવી જાહેરાતનું હજાર હજાર સૂરોમાં પુનરાવર્તન કરીએ કે આપણે સમગ્ર રાષ્ટ્રીય ઉત્પીડનના "વિરોધી" છીએ, અને બીજી તરફ જો આપણે એક રાષ્ટ્રના ઉત્પીડકોની વિરુદ્ધ એ ઉત્પીડિત રાષ્ટ્રના અમુક વર્ગોના અત્યંત ગતિશીલ અને સમજદાર વિભાગના વીરતાભર્યા વિદ્રોહને "રાજ્યપલટાના કાવતરા" તરીકે વર્ણવીએ તો આપણે ચોક્કસ કાઉત્સ્કીપંથીઓ જેવી જ મૂઢતાભરી કક્ષામાં સરી પડીએ.

સર્વહારા વર્ગના યુરોપિયન વિદ્રોહને પરિપક્વ થવાનો વખત હજુ નહોતો મળ્યો એવી કવેળાએ આઈરિશ લોકો વિદ્રોહમાં ખડા થયા એ તેમનું દુર્ભાગ્ય છે. મૂડીવાદનું સંઘટન એટલી સુસંગત રીતે નથી થયું કે વિદ્રોહના વિભિન્ન ઉદ્‌ગમો પલટા અને પરાજયો વગર તત્કાળ પોતાની મેળે જ સંમિલિત થઈ જાય. બીજી તરફ, વિદ્રોહો જુદે જુદે વખતે તથા જુદી જુદી જગ્યાએ ફાટી નીકળે છે અને વિભિન્ન પ્રકારના હોય છે એ હકીકત પોતે જ સામાન્ય આંદોલનના વિશાળ વ્યાપની અને તેની ગહનતાની ખાતરી ઊભી કરે છે; પરંતુ કવેળાનાં, અલગ અલગ, છટાંછવાયાં, અને પરિણામે અસફળ ક્રાંતિકારી આંદોલનોમાંથી જ લોકસમુદાયો અનુભવ મેળવે છે, જ્ઞાન હાંસલ કરે છે, તાકાત એકત્રિત કરે છે, તથા પોતાના સાચા નેતાઓને, સમાજવાદી સર્વહારાઓને, ઓળખી કાઢે છે; અને ૧૯૦૫માં અમુક હડતાલો, સ્થાનિક તથા રાષ્ટ્રીય નિદર્શનો, લશ્કરની અંદરના બળવાઓ, કિસાનોના વિદ્રોહો, વગેરેએ જેમ સામાન્ય હલ્લાનો માર્ગ તૈયાર કર્યો હતો તેમ લોકસમુદાયો એ રીતે સામાન્ય હલ્લાનો માર્ગ તૈયાર કરે છે.

| | |
|---|---|
| ૧૯૧૬ના જુલાઈમાં લિખિત | ગ્રંથ ૩૦, |
| ૧૯૧૬ના ઓક્ટોબરમાં લેખસંગ્રહ | પૃ. ૩૪—૩૭, |
| 'સોત્સિઆલ-દેમોક્રાત'ના પ્રથમ અંકમાં પ્રકાશિત | ૫૦—૫૭ |
| હસ્તાક્ષર: ન. લેનિન | |

## માર્ક્સવાદની વિકૃતિ અને "સામ્રાજ્યવાદી અર્થવાદ"

(અવતરણ)

### ૬. પી. કીયેવ્સ્કી દ્વારા ઉઠાવવામાં આવેલા અને વિકૃત કરવામાં આવેલા બીજા રાજનૈતિક સવાલો

અમારી થિસિસોમાં અમે જણાવ્યું છે કે સંસ્થાનોની મુક્તિનો અર્થ છે રાષ્ટ્રોનો આત્મનિર્ણય. યુરોપવાસીઓ ઘણી વાર ભૂલી જાય છે કે સંસ્થાનોની પ્રજાઓ **પણ** રાષ્ટ્રો છે, પરંતુ એવી "વિસ્મરણવૃત્તિ"ને સહન કરી લેવી એ અંધરાષ્ટ્રવાદને સહન કરી લેવા બરાબર છે.

પી. કીયેવ્સ્કી "વાંધો ઉઠાવે છે":

> શુદ્ધ પ્રકારનાં સંસ્થાનોમાં "શબ્દના ઉચિત અર્થમાં સર્વહારા વર્ગ છે જ **નહિ**" (પ્રકરણ બીજું, §૮ના અંતમાં). "તો પછી 'આત્મનિર્ણય'નું સૂત્ર કોને ઉદ્દેશીને વપરાયું છે? સાંસ્થાનિક મૂડીદાર વર્ગને માટે? ખેડૂતો માટે? કિસાનો માટે? બેશક નહિ જ. **સમાજવાદીઓ** (ભાર કીયેવ્સ્કીએ મૂક્યો છે) માટે સંસ્થાનોના આત્મનિર્ણયની માંગ ઉઠાવવી એ બેહદગી છે કેમ કે જે દેશોમાં કામદારો હોય જ નહિ એવા દેશો માટે કામદારોની પાર્ટીનાં સૂત્રો આગળ ધરવાં એ સામાન્ય રૂપે બેહૂદગી છે."

પી. કીયેવ્સ્કીનો રોષ અને અમારા વિચારને "બેહૂદગી" ગણાવીને તેણે કરેલી તેની નિંદા છતાં અમે એવો મત રજૂ કરવાની હિંમત કરીએ છીએ કે તેની દલીલો ભૂલભરેલી છે. મરહૂમ અને બિનવિલાપિત "અર્થવાદીઓ"[62] એમ માનતા કે "કામદારોની પાર્ટીનાં સૂત્રો" **ફક્ત** કામદારો માટે જ જાહેર કરવામાં આવે છે.* ના, એ સૂત્રો તો કામ કરતી સમગ્ર વસતિ માટે, સમગ્ર

---

*એ. મર્તીનોવ અને કંપનીએ ૧૮૯૯–૧૯૦૧માં જે લખ્યું હતું તેને પી. કીયેવ્સ્કી ફરી વાર વાંચી જાય તો સારું. "પોતાની" દલીલોમાંની ઘણી તેને તેમાં જોવા મળશે.

જનતા માટે, જાહેર કરવામાં આવે છે. અમારા કાર્યક્રમનો લોકશાહીવાદી વિભાગ —તેના "સામાન્ય રૂપ"ના મહત્ત્વ વિશે કીયેવ્સ્કીએ મુદ્દલ વિચાર કર્યો નથી— આખી જનતાને ઉદ્દેશીને ઘડવામાં આવ્યો છે અને એટલે જ તેમાં અમે "જનતા"નો ઉલ્લેખ કર્યો છે.*

અમે કહ્યું છે કે સાંસ્થાનિક તથા અર્ધસાંસ્થાનિક રાષ્ટ્રો એક અબજ લોકોને આવરી લે છે, અને પી. કીયેવ્સ્કીએ એ નક્કર હકીકતના નિવેદનને રદિયો આપવાની તકલીફ લીધી નથી. એ એક અબજમાંથી ૭૦ કરોડથી અધિક લોકો (ચીન, હિંદુસ્તાન, ઈરાન, ઈજિપ્ત) એવા દેશોમાં વસે છે જ્યાં કામદારો છે. પરંતુ જે દેશોમાં કામદારો નથી, ફક્ત ગુલામમાલિકો અને ગુલામો વગેરે છે, એવા સાંસ્થાનિક દેશોની બાબતમાં પણ "આત્મનિર્ણય"ની માંગ ઉઠાવવી એ પ્રત્યેક માર્ક્સવાદી માટે બેહદગી હોવાની વાત તો **દૂર રહી**, પ્રત્યેક માર્ક્સવાદી માટે એમ કરવું **ફરજિયાત** છે. અને એ બાબત ઉપર જરાક વિચાર કરે તો કીયેવ્સ્કી કદાચ એ વાતને સમજી જશે, અને એ પણ સમજી જશે કે "આત્મનિર્ણય"ને હંમેશાં **બે** રાષ્ટ્રો "માટે" રજૂ કરવામાં આવે છે: ઉત્પીડિત રાષ્ટ્ર અને **ઉત્પીડન કરતું** રાષ્ટ્ર.

કીયેવ્સ્કીએ ઉઠાવેલા "વાંધા"માંનો એક બીજો વાંધો:

> "એ કારણે, સંસ્થાનોની બાબતમાં આપણે નકારાત્મક સૂત્ર પૂરતા મર્યાદિત રહીએ, અર્થાત્ એટલા પૂરતા મર્યાદિત રહીએ કે સમાજવાદીઓ પોતાની સરકારો સમક્ષ આવી માંગ પેશ કરે — 'સંસ્થાનોમાંથી બહાર નીકળો!' મૂડીવાદી સમાજરચનામાં અસાધ્ય એવી એ માંગ સામ્રાજ્યવાદની વિરુદ્ધના સંઘર્ષને અધિક તીવ્ર બનાવવાનું કામ કરે છે પરંતુ વિકાસના વહેણની વિરુદ્ધ નથી જતી, કેમ કે સમાજવાદી સમાજમાં સંસ્થાનો નહિ હોય."

---

* "રાષ્ટ્રોના આત્મનિર્ણય"ના કેટલાક વિચિત્ર વિરોધીઓ અમારા વિચારોને એવી દલીલ વડે રદિયો આપવાની કોશિશ કરે છે કે "રાષ્ટ્રો" વર્ગોમાં વિભાજિત છે. એવા વિકૃત માર્ક્સવાદીઓને અમારો રાબેતા મુજબનો જવાબ એ છે કે અમારા કાર્યક્રમનો લોકશાહીવાદી વિભાગ "જનતા દ્વારા રાજવહીવટ"ની વાત કરે છે.

રાજનૈતિક સૂત્રોના સૈદ્ધાંતિક અંતરાર્થો વિશે જરાક જેટલો પણ વિચાર કરવાની લેખકની અશક્તિ કે આનાકાની તદ્દન વિસ્મયકારક છે! આપણે શું એમ માની લેવું કે સૈદ્ધાંતિક રીતે ચોક્કસ રાજનૈતિક શબ્દને બદલે પ્રચારવાક્યનો ઉપયોગ કરવાથી વાતમાં પરિવર્તન આવી જાય છે? "સંસ્થાનોમાંથી બહાર નીકળો" એમ કહેવું એ સૈદ્ધાંતિક પૃથક્કરણને ટાળવા બરાબર અને પ્રચારવાક્યોની પાછળ છુપાવા બરાબર છે! આપણી પાર્ટીના પ્રત્યેક પ્રચારકાર્યકરને ઉક્રાઈના, પોલૅંડ, ફિનલૅંડ, વગેરેનો ઉલ્લેખ કરતી વખતે ઝારશાહી સરકારની (તેની "પોતાની સરકાર"ની) સામે "ફિનલૅંડમાંથી બહાર નીકળો, વગેરે" માંગો ઉઠાવવાનો પૂરેપૂરો અધિકાર છે. પરંતુ બુદ્ધિશાળી પ્રચારકાર્યકરને સમજાઈ જશે કે સંઘર્ષને અધિક તીવ્ર બનાવવાના એકમાત્ર "હેતુ" માટે આપણે ન તો વિધાનાત્મક સૂત્રો આગળ ધરવાં જોઈએ કે ન નકારાત્મક સૂત્રો આગળ ધરવાં જોઈએ. ફક્ત અલેક્સિન્સ્કીના પ્રકારના માણસો જ એવો દુરાગ્રહ રાખી શકે કે "યમદત દૂમામાંથી બહાર નીકળી જાઓ" એ "નકારાત્મક" સૂત્ર કોઈ એક દૂષણની વિરુદ્ધના સંઘર્ષને **અધિક તીવ્ર બનાવવાની** ઈચ્છાથી ખરું સાબિત થાય છે.

સંઘર્ષનું તીવ્રીકરણ એ તો આત્મલક્ષી આદમીઓનું ખાલીખમ વાક્ય છે. તેઓ માર્ક્સવાદની એ આવશ્યકતાને ભૂલી જાય છે કે પ્રત્યેક સૂત્રને **આર્થિક** વાસ્તવિકતાઓના, **રાજનૈતિક** પરિસ્થિતિના, અને સૂત્રના **રાજનૈતિક** રહસ્યના ચોક્કસ પૃથક્કરણ દ્વારા સાચું ઠરાવવામાં આવે. એ વાતને તેમનાં માથામાં ઘુસાડવી એ ક્ષોભજનક કામ છે, પરંતુ એ બાબતમાં શું થઈ શકે?

સૈદ્ધાંતિક સવાલની સૈદ્ધાંતિક ચર્ચાને પ્રચારાત્મક બૂમબરાડા પાડીને વચ્ચેથી જ કાપી નાખવાની અલેક્સિન્સ્કીવાળી ટેવથી આપણે વાકેફ છીએ. એ ખરાબ ટેવ છે. "સંસ્થાનોમાંથી બહાર નીકળો" એ સૂત્ર એક અને ફક્ત એક જ આર્થિક તથા રાજનૈતિક અંતરાર્થ ધરાવે છે: સાંસ્થાનિક રાજ્યો માટે અલગ થઈ જવાની આઝાદી, જુદું રાજ્ય સ્થાપવાની આઝાદી! પી. કીયેવ્સ્કી માને છે તેમ, જો સામ્રાજ્યવાદના **સામાન્ય** નિયમો રાષ્ટ્રોના આત્મનિર્ણયને અવરોધતા હોય અને તેને તરંગ, ભ્રમણા, વગેરે બનાવી દેતા હોય તો પછી વિચાર કરવા માટે થંભ્યા વગર દુનિયાના **અધિકતમ** દેશોની બાબતમાં એ સામાન્ય નિયમોમાં અપવાદ કેવી રીતે ઊભો કરી શકાય? દેખીતું જ છે કે પી. કીયેવ્સ્કીનો "સિદ્ધાંત" સિદ્ધાંતની વિકૃતિ છે.

પણ્ય ઉત્પાદન અને મૂડીવાદ તથા નાણાકીય મૂડીવાદના જોડનારા તાણાવાણા સાંસ્થાનિક દેશોની વ્યાપક બહુસંખ્યાના દેશોમાં અસ્તિત્વ ધરાવે છે. એટલે, જેને લેન્ચ, કુનોવ, અને બાકીનાઓએ **પણ** "રદિયો" આપ્યો છે એવી "સંસ્થાનોમાંથી બહાર નીકળો" એ માંગ જો પણ્ય ઉત્પાદનના, મૂડીવાદ અને સામ્રાજયવાદના, **દૃષ્ટિબિંદથી** "અવૈજ્ઞાનિક" અને "તરંગી" હોય તો આપણે સામ્રાજયવાદી દેશો સમક્ષ, તેઓની સરકારો સમક્ષ, એ માંગનો તકાદો કેવી રીતે કરી શકીએ?

લેખકની દલીલોમાં **વિચારનો** પડછાયો સરખો પણ નથી!

તેણે એ હકીકત પરત્વે મુદ્દલ વિચાર નથી કર્યો કે સંસ્થાનોની મુક્તિ "અસાધ્ય" **ફક્ત** એક જ અર્થમાં છે—"ક્રાંતિની હારમાળા સિવાય અસાધ્ય" હોવાના અર્થમાં એ અસાધ્ય છે. તેણે એ હકીકત ઉપર મુદ્દલ વિચાર નથી કર્યો કે યુરોપમાં સમાજવાદી ક્રાંતિ જોડે **સંયોજનમાં** એ માંગ સાધ્ય છે. તેણે એ હકીકત ઉપર મુદ્દલ વિચાર નથી કર્યો કે "સમાજવાદી સમાજમાં" સંસ્થાનો નહિ હોય **એટલું જ નહિ,** તેમાં **સામાન્ય રૂપે** કોઈ પણ પ્રકારનાં પરાધીન રાષ્ટ્રો નહિ હોય. તેણે એ હકીકત ઉપર મુદ્દલ વિચાર નથી કર્યો કે જે સવાલ ચર્ચા હેઠળ છે તેના સંબંધમાં રશિયાની પોલૅંડ કે તુર્કસ્તાન ઉપરની "માલિકી", વચ્ચે મુદ્દલ આર્થિક કે રાજનૈતિક તફાવત **નથી**. તેણે એ હકીકત ઉપર મુદ્દલ વિચાર નથી કર્યો કે "સમાજવાદી સમાજ" **ફક્ત** એક જ અર્થમાં, સંસ્થાનોને અલગ થઈ જવાનો મુક્ત **અધિકાર** આપવાના અર્થમાં, "સંસ્થાનોમાંથી બહાર નીકળી જવા" ઇચ્છશે, પરંતુ તેમને **અલગ થઈ જવાની ભલામણ** કરવાના અર્થમાં નક્કી નહિ જ ઇચ્છે.

અલગ થવાનો અધિકાર અને અલગ થવાની ભલામણ વચ્ચે એવો ભેદ પડવા માટે પી. કીયેવ્સ્કી અમને "બાજીગરો" કહીને અમારી નિંદા કરે છે, અને એ ફેંસલાને કામદારોની નજરમાં "વૈજ્ઞાનિક રીતે પુષ્ટ કરવા" માટે તે લખે છે:

> "કોઈ કામદાર પ્રચારકાર્યકરને પૂછે કે 'સામોસ્તીઈનોસ્ત' (ઉક્રાઈના માટે રાજકીય સ્વાધીનતા) પ્રત્યે સર્વહારા વર્ગે કેવું વલણ રાખવું જોઈએ, અને તેને જવાબ મળે કે સમાજવાદીઓ અલગ થવાના અધિકાર માટે કામ કરે છે ખરા પરંતુ તેમનો પ્રચાર ઉક્રાઈનાના અલગ થવાની વિરુદ્ધ છે, તો એ કામદારે શું ધારવું?"

હું માનું છું કે એ સવાલનો હું સારી પેઠે ચોક્કસ જવાબ આપી શકું એમ છું. આ રહ્યો મારો જવાબ: પ્રત્યેક સમજદાર કામદાર **ધારશે** કે કીયેવ્સ્કીમાં **વિચાર કરવાની શક્તિ નથી.**

પ્રત્યેક સમજદાર કામદાર "ધારશે": આ કીયેવ્સ્કી છે તે આપણને કામદારોને "સંસ્થાનોમાંથી બહાર નીકળો" એમ ઘાંટા પાડવાનું કહે છે. બીજા શબ્દોમાં, આપણે રશિયન કામદારોએ આપણી સરકાર સામે એવી માંગ ઉઠાવવી જોઈએ કે તે મોંગોલિયામાંથી, તુર્કસ્તાનમાંથી, ઈરાનમાંથી બહાર નીકળી જાય; અંગ્રેજ કામદારોએ માંગ ઉઠાવવી જોઈએ કે અંગ્રેજ સરકાર ઇજિપ્ત, હિંદુસ્તાન, ઈરાન, વગેરે દેશોમાંથી બહાર નીકળી જાય. પરંતુ તેનો શું એવો અર્થ થાય ખરો કે આપણે સર્વહારાઓ આપણને ઈજિપ્તના કામદારો અને ખેડૂતોથી તેમ જ મોંગોલિયાના, તુર્કસ્તાનના, અને હિંદુસ્તાનના કામદારો તથા કિસાનોથી અળગા કરી દેવા **ઇચ્છીએ છીએ**? તેનો શું એવો અર્થ થાય ખરો કે સંસ્થાનોના મહેનતકશ લોકસમુદાયોને **આપણે** વર્ગજાગૃત યુરોપિયન સર્વહારા વર્ગથી "અલગ" થઈ જવાની સલાહ આપીએ? મુદ્દલ નહિ જ. હંમેશની જેમ આજે પણ અમે **બધા જ** ઉત્પીડિત દેશોના કામદારો, કિસાનો, તથા ગુલામો જોડે ઉન્નત દેશોના વર્ગજાગૃત કામદારોના નિકટતમ સહચાર તથા એકીકરણનું સમર્થન કરીએ છીએ અને કરતા રહીશું. સંસ્થાનો સહિત બધા જ ઉત્પીડિત દેશોમાં બધા ઉત્પીડિત વર્ગોને અમે હંમેશાં અમારાથી અલગ **ન** થવાની પણ અમારી સાથે નિકટતમ સંબંધો સ્થાપવાની તથા અમારી જોડે એક થઈ જવાની સલાહ આપી છે અને આપતા રહીશું.

અમે અમારી સરકારો સામે માંગ ઉઠાવીએ છીએ કે તેઓ સંસ્થાનોને છોડીને હઠી જાય, અથવા આંદોલનાત્મક બૂમબરાડાને બદલે તેને ચોક્કસ રાજનૈતિક પરિભાષામાં વ્યક્ત કરીએ તો — તેઓ સંસ્થાનોને અલગ થવાની પૂર્ણ **આઝાદી આપે, આત્મનિર્ણયનો સાચો અધિકાર** આપે, અને અમે પોતે સત્તા કબજે કરી લઈએ કે તરત જ એ અધિકારને નક્કી લાગુ કરીશું જ તથા એ આઝાદી નક્કી આપીશું જ. હાલ અસ્તિત્વ ધરાવતી સરકારો સામે અમે આ માંગ ઉઠાવીએ છીએ, અને અમે સરકાર બનીશું ત્યારે એમ **કરીશું જ**, અલગ થવાની "ભલામણ કરવા" માટે નહિ પરંતુ એથી ઊલટું રાષ્ટ્રોના **લોકશાહીવાદી** મેળમિલાપ તથા એકીકરણને સરળ તથા વેગવાન બનાવવા માટે. મોંગોલિયનો જોડે, ઈરાનીઓ જોડે, હિંદુસ્તાનીઓ જોડે, ઈજિપ્શયનો જોડે મેળમિલાપ અને એકીકરણ ઉત્તેજવા માટે અને દરેકેદરેક પ્રયાસ કરી

છૂટીશું. અમે માનીએ છીએ કે એમ કરવું એ અમારી ફરજ છે અને **અમારા હિતમાં** છે, કેમ કે તે સિવાય યુરોપમાં સમાજવાદ **સુનિશ્ચિત નહિ** બને. અમારા કરતાં વધારે પછાત અને ઉત્પીડિત એ રાષ્ટ્રોને, પોલેંડના સામાજિક-લોકશાહીવાદીઓની સુખદ અભિવ્યક્તિનો ઉપયોગ કરીએ તો, "નિ:સ્વાર્થ સાંસ્કૃતિક સહાયતા" પૂરી પાડવાની અમે કોશિશ કરીશું. બીજા શબ્દોમાં, અમે તેમને યંત્રસામગ્રીનો ઉપયોગ કરવાની, શ્રમને હળવો કરવાની, લોકશાહીની, સમાજવાદની, કક્ષા સુધી પહોંચવામાં મદદ કરીશું.

મોંગોલિયનો, ઈરાનીઓ, ઈજિપ્શ્યનો, અને એક પણ અપવાદ સિવાય બીજાં **બધાં** ઉત્પીડિત તથા અસમાન રાષ્ટ્રો માટે અમે અલગ થવાની આઝાદીની માંગ ઉઠાવીએ છીએ, પરંતુ તે એટલા માટે નહિ કે **અમે પાર્થક્યની તરફેણમાં** છીએ, પણ **ફક્ત** એટલા માટે કે અમે બળજબરીના જોડાણથી ભિન્ન એવા **મુક્ત** અને **મરજિયાત** એકીકરણનું સમર્થન કરીએ છીએ. એ જ **એકમાત્ર** કારણ છે!

અને એ સંબંધમાં, મોંગોલિયન કે ઈજિપ્શ્યન કિસાનો અને કામદારો તથા તેમનાં પોલેંડવાસી કે ફિનલેંડવાસી પ્રતિરૂપોમાં અમારા અભિપ્રાયમાં કેવળ **એટલો** જ ફેર છે કે પોલેંડ તથા ફિનલેંડના કિસાનો તથા કામદારો રશિયનો કરતાં અધિક વિકાસ પામેલા છે, રાજનૈતિક રીતે અધિક અનુભવી છે, આર્થિક રીતે અધિક તૈયારીયુક્ત છે, વગેરે; અને એ કારણે પોતાની જનતાઓને તેઓ ઘણું કરીને બહુ **જલદી** એ વાતની પ્રતીતિ કરાવી આપશે કે રશિયનોની જલ્લાદની ભૂમિકાને લીધે રશિયનો પ્રત્યે તેઓ હાલ જે વાજબી તિરસ્કાર ધરાવે છે એ તિરસ્કારને **સમાજવાદી** કામદારો તથા સમાજવાદી રશિયા સુધી વિસ્તારવામાં ડહાપણ નથી. તેઓ પોતાની જનતાઓને એ વાતની પ્રતીતિ કરાવી આપશે કે આર્થિક હિતાવહતા અને આંતરરાષ્ટ્રવાદી તથા લોકશાહીવાદી સહજબુદ્ધિ તેમ જ સભાનતાનો તકાજો છે કે વધારેમાં વધારે જલદી બધાં રાષ્ટ્રોનો મેળમિલાપ સાધવામાં આવે અને તેમનું સમાજવાદી સમાજમાં એકીકરણ કરવામાં આવે. પોલેંડવાસીઓ તથા ફિનલેંડવાસીઓ ઉચ્ચ રીતે સુસંસ્કૃત લોકો છે એટલે તેઓ ઘણું કરીને બહુ જલદી એ વલણની સચ્ચાઈ સમજી જશે, અને એટલે સમાજવાદના વિજય પછી પોલેંડ તથા ફિનલેંડનું સંભવિત પાર્થક્ય ફક્ત ટૂંકા ગાળાનું જ હશે. અતુલનીય રીતે ઓછા સુસંસ્કૃત ઈજિપ્શ્યન ખેડૂતો, મોંગોલિયનો, અને ઈરાનીઓ કદાચ લાંબા ગાળા માટે અલગ થઈ જાય, પરંતુ

ઉપર નિર્દેશિત નિ:સ્વાર્થ સાંસ્કૃતિક સહાયતા આપીને અમે એ ગાળાને ટૂંકો કરવાની કોશિશ કરીશું.

પોલેંડવાસીઓ અને મોંગોલિયનો તરફના અમારા વલણમાં બીજો કોઈ ફેર **નથી**, અને હોઈ શકે પણ નહિ. પાર્થક્યની આઝાદીના અમારા પ્રચારની અને **અમે** જ્યારે સરકાર બનીએ ત્યારે એ આઝાદીને અમલમાં આણવાના અમારા દૃઢ નિર્ણયની તથા રાષ્ટ્રોના મેળમિલાપ તેમ જ એકીકરણના અમારા પ્રચારની વચ્ચે કોઈ જાતનો "વિસંવાદ" **નથી**. પ્રત્યેક સમજદાર કામદાર અને પ્રત્યેક સાચો સમાજવાદી તથા આંતરરાષ્ટ્રવાદી પી. કીયેવ્સ્કી સાથેના અમારા વિવાદ વિશે એમ જ "ધારશે" તેની અમે ખાતરી અનુભવીએ છીએ.*

કીયેવ્સ્કીની પાયાની શંકાનો તાંતણો આખા લેખમાં ગૂંથાયેલો છે: વિકાસનું વહેણ રાષ્ટ્રોના **એકીકરણની** દિશામાં છે એ વાતને ધ્યાનમાં લેતાં, રાષ્ટ્રોની **અલગ થવાની** આઝાદીની હિમાયત શા માટે કરવી અને આપણે સત્તાસ્થાને આવીએ ત્યારે તેને અમલમાં શા માટે આણવી? અમારો જવાબ છે — જે કારણસર અમે સર્વહારા વર્ગની સરમુખત્યારીની હિમાયત કરીએ છીએ અને સત્તાસ્થાને આવીશું

---

* દેખીતું છે કે કેટલાક જર્મન અને ડચ માર્ક્સવાદીઓએ આગાળ ધરેલા "સંસ્થાનોમાંથી બહાર નીકળો" સૂત્રના સૈદ્ધાંતિક અંતરાર્થ તથા સૂચિતાર્થોને લક્ષમાં લીધા વગર અને રશિયાનાં વિશેષ લક્ષણોને પણ ધ્યાનમાં લીધા વગર કીયેવ્સ્કીએ એ સૂત્રનું ફક્ત **રટણ જ કર્યું છે**. ડચ કે જર્મન માર્ક્સવાદી માટે પોતાને "સંસ્થાનોમાંથી બહાર નીકળો" એ સૂત્ર પૂરતા મર્યાદિત રાખવાનું અમુક હદ સુધી ક્ષમ્ય છે, કેમ કે અધિકતમ **પશ્ચિમ** યુરોપીય દેશોની બાબતમાં રાષ્ટ્રીય ઉત્પીડનનું **લાક્ષણિક** રૂપ સંસ્થાનોના ઉત્પીડનનું છે, અને પશ્ચિમ યુરોપીય દેશો માટે "સંસ્થાન" શબ્દ જ વિશેષ રૂપે સ્પષ્ટ, તાદૃશ્ય અને પ્રાણભૂત અર્થ ધરાવે છે.

પરંતુ રશિયાનું શું? તેની વિશિષ્ટતા બરાબર એ હકીકતમાં જ છે કે **"આપણાં"** "સંસ્થાનો" અને "આપણાં" ઉત્પીડિત રાષ્ટ્રો વચ્ચેનો તફાવત સ્પષ્ટ નથી, નક્કર નથી, અને પ્રાણભૂત રીતે અનુભવાતો નથી!

ધારો કે કોઈ માર્ક્સવાદી જર્મન ભાષામાં લખતો હોય તો તેને માટે રશિયાની **આ** વિશિષ્ટતા વિશે નજરચૂક કરવાનું કદાચ ક્ષમ્ય ગણાય; પરંતુ કીયેવ્સ્કી માટે એ અક્ષમ્ય છે. રશિયાની બાબતમાં ઉત્પીડિત રાષ્ટ્રો અને સંસ્થાનો વચ્ચે કોઈ ગંભીર તફાવત શોધી કાઢવાની કોશિશમાં રહેલી ઉઘાડી બેહૂદગી કેવળ **પુનરાવર્તન કરવા** ન માગતા પણ **વિચાર કરવા** ઇચ્છતા રશિયન સમાજવાદીને વિશેષ રૂપે સાફ દેખાઈ આવશે.

15*

ત્યારે તેને અમલમાં મૂકીશું એ જ કારણસર, જોકે વિકાસનું પૂરું વહેણ સમાજના એક ભાગના તેના બીજા ભાગ ઉપર જોરજુલમના વર્ચસ્વની નાબૂદીની દિશામાં છે. સરમુખત્યારી એટલે સમાજના એક ભાગનું તેના બાકીના ભાગો ઉપર વર્ચસ્વ, અને વધુમાં, એ વર્ચસ્વ સીધેસીધું જોરજુલમ ઉપર આધારિત હોય છે. સર્વહારા વર્ગની સરમુખત્યારી, એકમાત્ર સુસંગત રીતે ક્રાંતિકારી વર્ગની સરમુખત્યારી, મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવા માટે અને મૂડીદાર વર્ગના પ્રતિક્રાંતિના પ્રયત્નોને મારી હઠાવવા માટે જરૂરી છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીનો સવાલ બીજા બધા સવાલોથી એટલું ચડિયાતું મહત્ત્વ ધરાવે છે કે જે કોઈ માણસ એવી સરમુખત્યારીની આવશ્યકતાનો ઇનકાર કરે અથવા તેને ફક્ત શબ્દોમાં જ માન્ય કરે એ માણસ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય ન બની શકે. પરંતુ એ વાતનો ઇનકાર ન કરી શકાય કે છટાછવાયા કિસ્સાઓમાં અપવાદ રૂપે, દાખલા તરીકે પાડોશના મોટા દેશમાં સમાજવાદી ક્રાંતિ સિદ્ધ થઈ ગયા પછી કોઈ નાનકડા દેશમાં જો મૂડીદાર વર્ગને ખાતરી થઈ જાય કે પ્રતિકાર કરવો નિરર્થક છે અને તે પોતાનો જાન બચાવવાનું પસંદ કરે તો, મૂડીદાર વર્ગ શાંતિમય રીતે સત્તા શરણે કરી દે એ **શક્ય** છે. બેશક, એ ઘણું વધારે સંભવિત છે કે નાનાં રાજ્યોમાં પણ આંતરવિગ્રહ વગર સમાજવાદ સિદ્ધ **નહિ** થાય, અને એ કારણસર આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદનો **એકમાત્ર** કાર્યક્રમ આંતરવિગ્રહની ધારણા કરી લેવાનો જ હોવો જોઈએ, જોકે હિંસા બેશક અમારા આદર્શોથી વિપરીત છે. **આવશ્યક** ફેરફારો સાથે એ જ વાત રાષ્ટ્રોને પણ લાગુ પડે છે. અમે તેમના એકીકરણની તરફેણમાં છીએ, પરંતુ જોરજુલમના એકીકરણમાંથી, ઈજાફતમાંથી, મરજિયાત એકીકરણમાં સંક્રમણ હવે પાર્થક્યની આઝાદી વગર ન જ થઈ શકે. આર્થિક ઉપાદાનના પ્રાધાન્યનો અમે સ્વીકાર કરીએ છીએ—અને તે તદ્દન યોગ્ય જ છે—પરંતુ તેનો કીયેવ્સ્કીની ઢબે અર્થ તારવવો એ માર્ક્સવાદને વિકૃત બનાવી દેવા બરાબર છે. આધુનિક સામ્રાજ્યવાદનાં ટ્રસ્ટો અને તેની બૅંકો દરેક ઠેકાણે વિકસિત મૂડીવાદનાં અંગો રૂપે અનિવાર્ય હોવાં છતાં દેશે દેશે ભિન્ન ભિન્ન નક્કર પાસાં ધરાવે છે. ઉન્નત સામ્રાજ્યવાદી દેશોનાં—અમેરિકા, ઇંગ્લૅંડ, ફ્રાંસ, જર્મની—રાજકીય રૂપોમાં સારતત્ત્વોની સમરૂપતા હોવા છતાં એથીયે વધારે મોટા તફાવતો છે. માનવજાતિ આજના સામ્રાજ્યવાદમાંથી આવતીકાલની સમાજવાદી ક્રાંતિ સુધીનો પંથ કાપશે તેમાં પણ એ જ વિવિધતા વ્યક્ત થશે. બધાં રાષ્ટ્રો સમાજવાદ સુધી પહોંચશે જ—એ તો અનિવાર્ય છે—પરંતુ સૌ એમ બરાબર એક જ રીતે નહિ કરે;

લોકશાહીના કોઈ રૂપમાં, સર્વહારા વર્ગની સરમુખત્યારીના કોઈ પ્રકારમાં, સામાજિક જીવનનાં વિવિધ અંગોમાં થતાં સમાજવાદી રૂપાંતરોની ભિન્ન ભિન્ન ગતિઓમાં, પ્રત્યેક પોતાનું જ એવું કંઈક પ્રદાન કરશે. "ઐતિહાસિક ભૌતિકવાદના નામે" ભવિષ્યના **આ** પાસાને વૈવિધ્યહીન ભૂખરા રંગે ચીતરવા કરતાં સૈદ્ધાંતિક દૃષ્ટિએ વધારે પ્રારંભિક દશાનું કે વ્યવહારની દૃષ્ટિએ વધારે હાસ્યાસ્પદ બીજું કશું ન હોઈ શકે. પરિણામ સુઝ્દાલ પ્રકારના લપેડાથી[63] જરાય વધારે સારું નહિ આવે. અને વાસ્તવિકતા એમ બતાવી આપે કે સમાજવાદી સર્વહારા વર્ગના પ્રથમ વિજય **પહેલાં** હાલ ઉત્પીડિત રાષ્ટ્રોનો ફક્ત ૧/૫૦૦ ભાગ મુક્તિ હાંસલ કરશે તથા અલગ થઈ જશે તોપણ, અને સમાજવાદી સર્વહારા વર્ગના આખી દુનિયામાં આખરી વિજય **પહેલાં** પણ (અર્થાત્ સમાજવાદી ક્રાંતિની સમગ્ર ચડતીપડતી દરમિયાન) ઉત્પીડિત રાષ્ટ્રોનો ફક્ત ૧/૫૦૦ ભાગ બહુ ટૂંકા સમય માટે અલગ થઈ જશે તોપણ—એમ બન્ને **તોપણ** ઉત્પીડક રાષ્ટ્રોના જે સમાજવાદીઓ **બધાં** જ ઉત્પીડિત રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીને માન્ય ન કરે તથા તેની હિમાયત ન કરે તેમને પોતાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓમાં દાખલ થવા ન દેવાની સલાહ કામદારોને અત્યારથી જ આપવામાં અમે સૈદ્ધાંતિક તેમ જ વ્યાવહારિક રાજનૈતિક બન્ને દૃષ્ટિકોણથી સાચા ગણાઈશું. હકીકત એ છે કે લોકશાહીનાં વિવિધ **રૂપોને**, સમાજવાદ તરફના સંક્રમણનાં વિવિધ **રૂપોને**, પોતાનું આગવું કંઈક પ્રદાન કરવા કાજે વાસ્તવમાં કેટલાં રાષ્ટ્રોને અલગ થવાની જરૂર પડશે એ અમે જાણતા નથી અને જાણી શકીએ પણ નહિ. પાર્થક્યની આઝાદીનો અત્યારે નિષેધ કરવો એ સૈદ્ધાંતિક રીતે આદિથી અંત સુધી ખોટું છે અને વ્યવહારમાં એ ઉત્પીડક રાષ્ટ્રોના અંધરાષ્ટ્રવાદીઓના પગ ચાટવા બરાબર છે—એ અમે જાણીએ છીએ, જોઈએ છીએ, અને દરરોજ અનુભવીએ છીએ.

૧૯૧૬ના ઑગસ્ટ—ઑક્ટોબર
દરમિયાન લિખિત
સામયિક 'ઝ્વેઝ્દા'ના અંક
પહેલા અને બીજામાં ૧૯૨૪માં
પહેલી વાર પ્રકાશિત
હસ્તાક્ષર: વ્લા. લેનિન

ગ્રંથ ૩૦
પૃ. ૧૧૬—૧૨૩

## બોરીસ સુવારિનને ખુલ્લો પત્ર

(અવતરણ)

સુવારિને કહે છે કે તે "હકીકતોને માર્ક્સવાદી દૃષ્ટિએ તપાસી જોવા" માગે છે.

પરંતુ માર્ક્સવાદી દૃષ્ટિએ તો "દેશાભિમાનાભાવ" જેવી સામાન્ય અને અમૂર્ત વ્યાખ્યાઓ તદ્દન મૂલ્ય વગરની છે. પિતૃભૂમિ, રાષ્ટ્ર—આ ઐતિહાસિક પ્રકારો છે. લોકશાહીના રક્ષણ માટે અથવા રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ લડવામાં આવતાં યુદ્ધોનો હું મુદ્દલ વિરોધ નથી કરતો, કે નથી મને એવાં યુદ્ધો અથવા એવા વિપ્લવોના સંબંધમાં "પિતૃભૂમિનું રક્ષણ" જેવા શબ્દોની બીક. સમાજવાદીઓ હંમેશાં ઉત્પીડિતોનો જ પક્ષ લે છે અને એટલે લોકશાહીવાદી અથવા ઉત્પીડનની વિરુદ્ધના સમાજવાદી સંઘર્ષનું ધ્યેય ધરાવતાં યુદ્ધોનો વિરોધ કરી શકે જ નહિ. એટલે ૧૭૯૩નાં યુદ્ધો, પ્રત્યાઘાતી યુરોપિયન રાજશાહીઓની વિરુદ્ધનાં ફ્રાંસનાં યુદ્ધો, અથવા ગેરિબાલ્ડી યુદ્ધો, વગેરે યુદ્ધોની ન્યાયસંગતતાનો ઈનકાર કરવો એ બેહૂદી વાત ગણાશે... અને પોતાના ઉત્પીડકોની વિરુદ્ધનાં ઉત્પીડિત રાષ્ટ્રોનાં યુદ્ધોની, આપણા જમાનામાં ફાટી નીકળે એ યુદ્ધોની—દાખલા તરીકે ઈંગ્લૅંડની વિરુદ્ધનો આઈરિશ વિપ્લવ, ફ્રાંસની વિરુદ્ધ મોરોક્કોનો વિપ્લવ, રશિયાની વિરુદ્ધ ઉક્રાઈનાનો વિપ્લવ, વગેરેની ન્યાયસંગતતાને માન્ય ન કરવી એ પણ એટલી જ બેહૂદી વાત ગણાશે...

માર્ક્સવાદી દૃષ્ટિકોણ એ વાત આવશ્યક બનાવે છે કે પ્રત્યેક અલગ અલગ દાખલામાં યુદ્ધના રાજકીય અંતરાર્થને સ્પષ્ટ કરવામાં આવે.

પરંતુ યુદ્ધના રાજકીય અંતરાર્થને કઈ બાબત સ્પષ્ટ કરે છે?

પ્રત્યેક યુદ્ધ રાજકારણનું સાતત્ય જ હોય છે. વર્તમાન યુદ્ધમાં કેવા પ્રકારનું રાજકારણ ચાલુ રાખવામાં આવી રહ્યું છે? એ રાજકારણ શું સર્વહારા વર્ગનું છે કે જે ૧૮૭૧થી ૧૯૧૪ સુધી ફ્રાંસ, ઈંગ્લૅંડ, અને જર્મનીમાં સમાજવાદ તથા લોકશાહીનો એકમાત્ર નિરૂપક હતો? કે પછી એ સામ્રાજ્યવાદી રાજકારણ

છે, પ્રત્યાઘાતી ક્ષયગ્રસ્ત અને મરણોન્મુખ મૂડીવાદી વર્ગ દ્વારા સાંસ્થાનિક લૂંટફાટ અને નબળાં રાષ્ટ્રોના ઉત્પીડનનું રાજકારણ છે?

સવાલને કેવળ સ્પષ્ટ અને સાચી રીતે રજૂ કરવાની જ જરૂર છે અને આપણને પૂર્ણ રૂપે સ્પષ્ટ જવાબ મળી જાય છે: વર્તમાન યુદ્ધ સામ્રાજ્યવાદી યુદ્ધ છે; એ તો પોતાની ગુલામોરૂપી મિલકતની બાબતમાં લડાઈટંટા કરતા અને ગુલામીને નિરંતર કાયમ રાખવાને ઉત્સુક ગુલામમાલિકોનું યુદ્ધ છે. એ તો જૂલ ગેદે જેનો ૧૮૯૯માં ઉલ્લેખ કરીને પોતાના જ તરફથી થનારા ભાવિ દ્રોહને અગાઉથી વખોડી કાઢ્યો હતો એ 'મૂડીવાદી લૂંટફાટ" જ છે. એ વખતે ગેદે કહેલું:

"બીજાં યુદ્ધો પણ છે... એવાં યુદ્ધો દરરોજ ઊભાં થાય છે, એ બજારો મેળવવા માટેનાં યુદ્ધો છે. એ પ્રકારનું યુદ્ધ અદૃશ્ય થઈ જતું નથી પરંતુ ઊલટાનું કાયમી બની જવાની સારી શક્યતા ધરાવે છે . એ યુદ્ધ મૂડીવાદી યુદ્ધ છે. તે મુખ્યત્વે બધા દેશોના મૂડીદારો વચ્ચેનું નફાઓ તથા વિશ્વબજાર ઉપરના કબજા માટેનું યુદ્ધ છે અને આપણા લોહીના મૂલ્યે લડવામાં આવે છે. હવે જરા કલ્પના તો કરો કે લૂંટ ચલાવવા ખાતર કરવામાં આવતી એ પરસ્પર કત્લેઆમનું સંચાલન યુરોપના પ્રત્યેક મૂડીવાદી દેશમાં એક સમાજવાદી કરે છે! કલ્પના તો કરો કે એક ફ્રેંચ મિલેરાં ઉપરાંત એક અંગ્રેજ મિલેરાં, એક ઇટાલિયન મિલેરાં, તથા એક જર્મન મિલેરાં સર્વહારાઓને આ મૂડીવાદી લૂંટફાટમાં અટવાવી દેવા માટે અને તેમને એકબીજાની સામે લડતા કરી દેવા માટે પ્રવૃત્ત બને છે! હું તમને પૂછું છું, સાથીઓ, કે તો પછી આંતરરાષ્ટ્રીય ઐક્યમાંથી શું બાકી રહેશે? જે દિવસે મિલેરાંઓ સામાન્ય ઘટનાનું રૂપ ધારણ કરી લેશે તે દિવસે આપણે આપણા સમગ્ર આંતરરાષ્ટ્રવાદને "અલવિદા" કહી દઈને રાષ્ટ્રવાદીઓ બની જવું પડશે, અને એ માટે ન તમે કદી તૈયાર થશો કે ન હું કદી તૈયાર થઈશ." (જૂલ ગેદે, «*En Garde!*», પેરિસ, ૧૯૧૧, પૃષ્ઠ ૧૭૫-૭૬.)

એ વાત સાચી નથી કે આ ૧૯૧૪-૧૭ના યુદ્ધને ફ્રાંસ આઝાદી, રાષ્ટ્રીય સ્વતંત્રતા, લોકશાહી, વગેરે માટે લડી રહ્યું છે... એ તો લડી રહ્યું છે પોતાનાં સંસ્થાનોને જાળવી રાખવા માટે અને બ્રિટન પોતાનાં સંસ્થાનો જાળવી

રાખી શકે એટલા માટે, મૂડીવાદી કાનૂનની દૃષ્ટિએ જે સંસ્થાનો ઉપર જર્મનીનો ઘણો વધારે અધિકાર ગણાય એવાં સંસ્થાનોની ઉપર બ્રિટનનો કબજો કાયમ રાખવા માટે. એ તો લડી રહ્યું છે રશિયાને કૉન્સ્ટંટિનોપલ ભેટ કરવા માટે, વગેરે વગેરે... એટલે આ યુદ્ધ લોકશાહી અને ક્રાંતિકારી ફ્રાંસ દ્વારા લડવામાં નથી આવી રહ્યું, ૧૭૯૨ના ફ્રાંસ દ્વારા લડવામાં નથી આવી રહ્યું, કે પછી નથી એ લડવામાં આવી રહ્યું ૧૮૪૮ના ફ્રાંસ દ્વારા અથવા કોમ્યુનના ફ્રાંસ દ્વારા. આ યુદ્ધ તો મૂડીવાદી ફ્રાંસ દ્વારા લડવામાં આવી રહ્યું છે, પ્રત્યાઘાતી ફ્રાંસ દ્વારા લડવામાં આવી રહ્યું છે, એવી ઝારશાહીના, "વિશ્વ-વ્યાજખોર"ના, (આ અભિવ્યક્તિ મારી નથી, એ તો *«L' Humanité»* અખબારમાં લેખો લખતા લીઝિસની છે) મળતિયા અને દોસ્ત દ્વારા લડવામાં આવી રહ્યું છે કે જે પોતાની લૂંટનું રક્ષણ કરી રહી છે, સંસ્થાનો ધરાવવાના પોતાના "પુનિત અધિકાર"નું રક્ષણ કરી રહી છે, નબળાં અને ગરીબ રાષ્ટ્રોને ધીરવામાં આવેલી અબજોની રકમોની સહાય વડે આખી દુનિયાનું શોષણ કરવાની પોતાની "આઝાદી"નું રક્ષણ કરી રહી છે.

મને એમ કહેતા નહિ કે ક્રાંતિકારી અને પ્રત્યાઘાતી યુદ્ધોને અલગ તારવવાનું મુશ્કેલ હોય છે. ઉપર નિર્દેશિત વૈજ્ઞાનિક કસોટી ઉપરાંત બધા સમજી શકે એવી વ્યાવહારિક કસોટી પણ હું નિર્દેશિત કરું એમ તમે ઇચ્છો છો?

તો આ રહી એવી કસોટી: ગણનાપાત્ર પ્રમાણના પ્રત્યેક યુદ્ધની તૈયારી અગાઉથી કરવામાં આવતી હોય છે. જ્યારે ક્રાંતિકારી યુદ્ધની તૈયારી થઈ રહી હોય ત્યારે લોકશાહીવાદીઓ તથા સમાજવાદીઓને **અગાઉથી જ એમ જણાવી દેવામાં બીક નથી લાગતી** કે એવા યુદ્ધમાં પોતે "પિતૃભૂમિના રક્ષણ"ની તરફેણ કરે છે. પરંતુ તેના મુકાબલામાં જ્યારે પ્રત્યાઘાતી યુદ્ધની તૈયારી ચાલતી હોય ત્યારે કોઈ પણ સમાજવાદી **અગાઉથી**, અર્થાત્ યુદ્ધની ઘોષણા થતાં પહેલાં, એમ જણાવવાનું **સાહસ નહિ જ કરે** કે એવાં યુદ્ધોમાં પોતે "પિતૃભૂમિના રક્ષણ"ની તરફેણ કરશે.

૧૮૪૮ અને ૧૮૫૯માં જર્મન પ્રજાને રશિયાની વિરુદ્ધ લડવા માટે ઉત્તેજિત કરવામાં માર્ક્સ અને એંગેલ્સને બીક નહોતી લાગી.

**તેની સરખામણીમાં જે યુદ્ધને પરિપક્વ થતું સમાજવાદીઓ જોઈ શકતા હતા અને જે ૧૯૧૪માં ફાટી નીકળ્યું તેમાં "પિતૃભૂમિના રક્ષણ"ની વાત કરવાનું સાહસ સમાજવાદીઓએ ૧૯૧૨ની પોતાની બાઝેલ કોંગ્રેસમાં[64] નહોતું કર્યું.**

અમારી પાર્ટીને ખુલ્લંખુલ્લા એમ જાહેર કરતાં બીક નથી લાગતી કે એવાં યુદ્ધો અથવા એવા વિદ્રોહો પ્રત્યે પોતે હમદર્દી ધરાવશે કે જે બ્રિટનની વિરુદ્ધ આયર્લૅન્ડ, ફ્રાંસની વિરુદ્ધ મોરોક્કો અને અલ્જિરિયા તથા ટ્યુનિસિયા, ઇટાલીની વિરુદ્ધ ટ્રિપોલી, રશિયાની વિરુદ્ધ ઉક્રાઈના અને ઈરાન તથા ચીન કદાચ શરૂ કરે, વગેરે.

પરંતુ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનું શું? અને "મધ્યમપંથીઓ"[65]નું શું? ધારો કે જાપાન અને અમેરિકાની વચ્ચે યુદ્ધ થાય, અનેક વરસોથી જેની તૈયારી થઈ રહી છે અને જે ફાટી નીકળે તો અનેકાનેક લોકોની જિંદગી જોખમમાં મૂકી દે એમ છે એવું જાપાન અને અમેરિકા વચ્ચેનું યુદ્ધ થાય તો એવા પ્રસંગે તેઓ ખુલ્લી રીતે અને સત્તાવાર રીતે એમ જાહેર કરવાની હિંમત કરશે ખરા કે પોતે "પિતૃભૂમિના રક્ષણ"ની તરફેણ કરે છે અને કરશે? હું તેમને પડકાર કરું છું કે તેઓ એમ કરે! હું શરત લગાવવા તૈયાર છું કે તેઓ એમ નહિ જ કરે કેમ કે તેઓ બહુ જ સારી રીતે જાણે છે કે એવું નિવેદન કરવાથી પોતે કામદારોની નજરમાં ઉપહાસને પાત્ર બની જશે, ઠેકડીનો ભોગ બનશે, અને સમાજવાદી પાર્ટીઓમાંથી બહાર ફેંકાઈ જશે. એટલે જ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ અને "મધ્યમપંથીઓ" કોઈ પણ ખુલ્લું નિવેદન કરવાની વાતને ટાળશે અને મરડાવાનું, જઠું બોલવાનું, તથા સવાલને ગૂંચવી નાખવાનું ચાલુ રાખશે અને ૧૯૧૫ની ફ્રેંચ પાર્ટી કોંગ્રેસના નીચે મુજબના ઠરાવ જેવા જાતજાતના વાક્છળોમાં શરણ ગોતશે: "આક્રમણનો ભોગ બનેલા દેશને પોતાનું રક્ષણ કરવાનો હક છે."

જાણે કેમ સવાલ આવો ન હોય કે **યુદ્ધનાં કારણો શું છે, યુદ્ધનાં લક્ષ્યો શું છે, કયા વર્ગો યુદ્ધ લડી રહ્યા છે**, પણ સવાલ આવો હોય કે **હુમલો કરવામાં પહેલ કોણે કરેલી**. દાખલા તરીકે, ૧૭૯૬માં જ્યારે ફ્રેંચ ક્રાંતિકારી સૈન્યોએ આઇરિશ જનતા જોડે ભાઈચારાનું વર્તન કરવાનું શરૂ કરેલું એ વખતે ઇંગ્લેંડના "પિતૃભૂમિના રક્ષણ"ના અધિકારને કોઈ સમજદાર સમાજવાદી માન્ય કરે એવી કલ્પના પણ થઈ શકે ખરી? અને તોયે ઇંગ્લેંડની ઉપર હુમલો તો ફ્રેંચોએ જ કરેલો અને તેઓ આયર્લૅન્ડમાં ઊતરી આવવાની વસ્તુતઃ તૈયારી કરી રહ્યા હતા. અને ભવિષ્યમાં રશિયા તથા ઇંગ્લેંડને જર્મની પાઠ ભણાવી દે ત્યાર પછી એ બન્નેની ઉપર હિંદુસ્તાન, ચીન, અને એશિયાનાં બીજાં ક્રાંતિકારી રાષ્ટ્રોની જોડે મળીને ઈરાન હુમલો કરે અને એ રીતે એ બધાં રાષ્ટ્રો પોતાનાં જ ૧૭૮૯

તથા ૧૭૯૩નાં વર્ષો ખડાં કરે તો એવે વખતે રશિયા અને ઇંગ્લેંડના "પિતૃભૂમિના રક્ષણ"ના અધિકારને આપણે માન્ય કરી શકીએ ખરા?

અમે તોલ્સ્તોયના વિચારોના સહભાગી છીએ એવા ખરેખર હાસ્યાસ્પદ આક્ષેપનો મારો જવાબ એ છે. અમારી પાર્ટીએ તોલ્સ્તોયના મતને અને તેના શાંતિવાદને, બન્નેને નકારી કાઢ્યા છે, અને જાહેર કર્યું છે કે સમાજવાદીઓએ વર્તમાન યુદ્ધને સર્વહારા વર્ગના મૂડીવાદ વર્ગ સામેના, સમાજવાદ માટેના, યુદ્ધમાં પલટાવી નાખવાની કોશિશ કરવી જોઈએ.

તમે જો વાંધો ઉઠાવશો કે આ તરંગી છે તો હું જવાબ આપીશ કે ફ્રાંસ, ઇંગ્લેંડ, વગેરેનો મૂડીવાદી વર્ગ એવો અભિપ્રાય સ્પષ્ટ રૂપે નથી ધરાવતો. ક્રાંતિનો એકધારો ઉદય અને તેના ઝડપી આગમનને તેણે અનુભવી અને અગાઉથી પારખી ન લીધાં હોત તો "શાંતિવાદીઓને" કારાવાસમાં ગોંધી દેવાની અથવા ફરજિયાત લશ્કરમાં ભરતી કરી દેવાની હદ સુધીની હલકટ અને હાસ્યજનક ભૂમિકા તેણે ન ભજવી હોત.

૧૯૧૬ના ડિસેંબરના ઉત્તરાર્ધમાં ફ્રેંચ ભાષામાં લિખિત
પહેલી વાર ૧૯૧૮ના જાન્યુઆરીની ૨૭મી તારીખે
«*La Verité*» ના ૪૮મા અંકમાં (સંક્ષિપ્ત રૂપમાં)
પ્રકાશિત
રશિયન ભાષામાં પૂર્ણ વાચના પહેલી વાર ૧૯૨૯માં
'પ્રોલેતાસ્કાંયા રેવોલુત્સિયા' સામયિકના
૭મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૩૦
પૃ. ૨૬૨—૨૬૫

## ૧૯૦૫ની ક્રાંતિ વિશે વ્યાખ્યાન

(અવતરણ)

ભૌગોલિક દૃષ્ટિએ, આર્થિક દૃષ્ટિએ, અને ઐતિહાસિક દૃષ્ટિએ રશિયા કેવળ યુરોપનો જ નહિ પરંતુ એશિયાનોયે એક ભાગ છે. અને એટલે જ આપણે જોઈએ છીએ કે રશિયન ક્રાંતિની સિદ્ધિ યુરોપના મોટામાં મોટા તથા અધિકતમ પછાત દેશની નિદ્રાવસ્થામાંથી આખરે જાગૃતિ અને ક્રાંતિકારી સર્વહારા વર્ગનું નેતૃત્વ ધરાવતી ક્રાંતિકારી પ્રજાના સર્જન પૂરતી જ સીમિત નથી.

રશિયન ક્રાંતિની સિદ્ધિ એટલા પૂરતી જ સીમિત નથી. રશિયન ક્રાંતિએ સમગ્ર એશિયામાં ગતિનો સંચાર કરી દીધો છે. તુર્કી, ઈરાન, અને ચીનની ક્રાંતિઓ સાબિત કરી આપે છે કે ૧૯૦૫ના પ્રબળ વિપ્લવે ઊંડી અસરો ઉત્પન્ન કરી છે, અને **કોટાનકોટિ** લોકોના આંદોલનમાં વ્યક્ત થતો તેનો પ્રભાવ કદી મિટાવી શકાય એમ નથી.

૧૯૧૭ના જાન્યુઆરીની ૯(૨૨)મી
તારીખ પહેલાં જર્મન ભાષામાં લિખિત
૧૯૨૫ના જાન્યુઆરીની ૨૨મી તારીખે
'પ્રાવદા'ના ૮મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૩૦
પૃ. ૩૨૬

## કારખાનાં અને રેજિમેન્ટોમાં ચૂંટાયેલી સોવિયેતના સભ્યોને આદેશ

(૧) આપણો પ્રતિનિધિ વર્તમાન ધાડપાડુ સામ્રાજ્યવાદી યુદ્ધનો બિનશરતી વિરોધી હોવો જોઈએ. આ યુદ્ધ સઘળા દેશોના—રશિયા, જર્મની, બ્રિટન, વગેરે—મૂડીવાદીઓ નફાઓ માટે, અને નબળાં રાષ્ટ્રોને ગુલામીમાં જકડી લેવા માટે, લડી રહ્યા છે.

(૨) રશિયન રાષ્ટ્રની આગેવાની મૂડીવાદી સરકારના હાથમાં રહે ત્યાં સુધી, ધાડપાડુ યુદ્ધ લડતી એ સરકારને મુદ્દલ મદદ ન જ કરવી જોઈએ, એક કોપેકની પણ નહિ!

(૩) માજી ઝાર નિકોલાઈએ બ્રિટન, ફ્રાંસ, વગેરેના મૂડીવાદીઓ જોડે કરેલી ગુપ્ત ધાડપાડુ સંધિઓના (ઈરાનને ગુલામ બનાવવા સંબંધી, તુર્કી તથા ઑસ્ટ્રિયાના ભાગલા પાડવા સંબંધી, વગેરે) તત્કાળ પ્રકાશનની હિમાયત આપણા પ્રતિનિધિએ કરવી જોઈએ.

(૪) આપણા પ્રતિનિધિએ આ બધી સંધિઓને તત્કાળ રદ કરવાની હિમાયત કરવી જોઈએ. રશિયન પ્રજા, કામદારો અને કિસાનો, કોઈ પણ રાષ્ટ્રનું પીડન કરવા માગતા નથી અને કરશે નહિ; તેઓ એક પણ બિનરશિયન રાષ્ટ્રને જોરજુલમથી રશિયાની સરહદોમાં ગોંધી રાખવા માગતા નથી અને રાખશે નહિ. સઘળી પ્રજાઓને આઝાદી, સઘળી પ્રજાઓના કામદારો અને કિસાનોની બંધુભાવી સંયુતિ!

(૫) આપણા પ્રતિનિધિએ એવું ધોરણ લેવું જોઈએ કે રશિયન સરકાર, લડાઈમાં સંડોવાયેલા **સઘળા** દેશોને, **વિના કોઈ અપવાદ સઘળી** પીડિત અથવા અલ્પાધિકારી પ્રજાઓની આઝાદીના આધારે, અસંદિગ્ધ રીતે અને મુદ્દલ વિલંબ વગર, સુલેહની શરતોની ખુલ્લી, તત્કાળ, તથા બિનશરતી ઓફર કરે.

આનો અર્થ એવો થાય છે કે રશિયનો, પોલૅંડ, કુર્લૅંડ, ઉક્રાઈના, ફિન્લૅંડ, આર્મેનિયા, કે બીજા કોઈ રાષ્ટ્રને જોરજુલમથી કબજામાં નહિ રાખે. રશિયનો

સઘળાં રાષ્ટ્રોને બંધુભાવી જોડાણની ઓફર કરે છે, અને સીધા કે આડકતરા જુલમથી કોઈ કાળે નહિ પરંતુ પ્રત્યેક અલગ પ્રજાની મરજિયાત મંજૂરીના આધારે સહિયારા રાજ્યની સ્થાપનાની દરખાસ્ત કરે છે. રશિયનો એવી સુલેહની શરતો મુજબ ગેલિસિયા, આર્મેનિયા તથા ઈરાનમાંથી પોતાનાં લશ્કરો તત્કાળ પાછાં ખેંચી લેવાનું, અને એ રાષ્ટ્રોને તેમ જ વિના અપવાદ બીજાં **સઘળાં** રાષ્ટ્રોને અલગ રાજ્ય તરીકે રહેવા સંબંધી અથવા પોતાની મરજી પડે તેની સાથે જોડાણ કરવા સંબંધી મુક્ત નિર્ણય લેવા દેવાનું માથે લે છે.

આવી સુલેહની શરતો અનુસાર જર્મનીએ યુદ્ધની શરૂઆતથી કબજે કરી લીધેલા **સઘળા** પ્રદેશો વિના અપવાદ તજી દેવા જોઈએ એટલું જ નહિ, પરંતુ તેણે બળજબરીથી જર્મનીની સરહદોમાં ગોંધી રાખેલી પ્રજાઓને પણ મુક્ત કરી જ દેવી જોઈએ, દાખલા તરીકે ડેનિશ (શ્લેસ્વીગ), ફ્રેંચ (આલ્સેસ અને લોરેનનો હિસ્સો), પોલીશ (પોઝનાન), વગેરે. જર્મનીએ તત્કાળ અને રશિયાની સાથે સાથે, પોતે કબજે કરી લીધેલા સઘળા પ્રદેશોમાંથી તેમ જ ઉપર ઉલ્લેખિત સઘળા પ્રદેશોમાંથી પોતાનાં લશ્કરો પાછાં ખેંચી લેવાનું, અને દરેક રાષ્ટ્રને અલગ રાજ્ય તરીકે રહેવા સંબંધી અથવા **પોતાની મરજી પડે તેની સાથે** જોડાણ કરવા સંબંધી મુક્ત નિર્ણય પ્રજાકીય ચૂંટણી મારફત લેવા દેવાનું માથે લેવું જોઈએ. જર્મનીએ પોતાનાં સઘળાં સંસ્થાનો બિનશરતે અને અસંદિગ્ધ રીતે તજી દેવાં જોઈએ, કેમ કે સંસ્થાનો પીડિત પ્રજાઓ છે.

આવી સુલેહની શરતો અનુસાર બ્રિટને યુદ્ધની શરૂઆતથી કેવળ બીજાઓ પાસેથી કબજે કરી લીધેલા પ્રદેશો (આફ્રિકામાં જર્મન સંસ્થાનો, વગેરે; તુર્કીના પ્રદેશો, મેસોપોટેમિયા, વગેરે) જ નહિ પરંતુ **તેનાં પોતાનાં સઘળાં સંસ્થાનો** પણ તત્કાળ અને બિનશરતે તજી દેવાં જોઈએ. રશિયા અને જર્મનીની જેમ બ્રિટને પણ પોતે કબજે કરી લીધેલા સઘળા પ્રદેશોમાંથી, પોતાનાં સઘળાં સંસ્થાનોમાંથી, તથા આયર્લેંડમાંથી પણ, પોતાનાં લશ્કરો તત્કાળ પાછાં ખેંચી લેવાં જોઈએ, અને દરેક રાષ્ટ્રને મુક્ત મતદાનથી નક્કી કરવા દેવું જોઈએ કે તે અલગ રાજ્ય તરીકે રહેવા માગે છે કે પોતાની મરજી પડે તેની સાથે જોડાણ કરવા માગે છે.

અને એમ જ આગળ: યુદ્ધમાં સંડોવાયેલા સઘળા દેશોને, વિના અપવાદ, આ સ્પષ્ટ નિરૂપિત શરતોએ તત્કાળ સુલેહ કરવાની ઓફર મળવી જોઈએ. **સઘળા** દેશોના મૂડીવાદીઓ **ખુદ પોતે** કબજે કરી લીધેલા પ્રદેશોને પકડમાં રાખે

છે તેમ જ દુશ્મને કબજે કરી લીધેલા **"તેના પોતાના"** પ્રદેશો આંચકી લેવા માટે યુદ્ધ લડે છે અને "ઈજાફતો વગર સુલેહ"ના વચન વડે પ્રજાઓ સાથે જે છેતરપિંડી કરે છે તે હવે બંધ થઈ જવી જોઈએ.

(૬) આપણા પ્રતિનિધિએ એવી **કોઈ** સરકારને મુદ્લ ટેકો ન આપવો જોઈએ, અથવા કોઈ લોનની તરફેણમાં મત ન આપવો જોઈએ, અથવા જનતાના પૈસાનો એક કોપેક પણ ન જ આપવો જોઈએ, કે જે સઘળાં રાષ્ટ્રોને તાત્કાલિક સુલેહ માટે આ શરતોની ઓફર તત્કાળ કરવાની તેમ જ સૌની જાણ માટે આ ઓફરને **બે દિવસની** અંદર પ્રકાશિત કરવાની જવાબદારી ગંભીરતાથી ન લઈ લે.

(૭)...*

૭(૨૦) મે, ૧૯૨૦ પહેલાં લિખિત
પહેલી વાર ૧૯૨૫માં લેનિન લેખસંગ્રહના
ચોથા ગ્રંથમાં પ્રકાશિત

ગ્રંથ ૩૨
પૃ. ૪૦—૪૨

*હસ્તપ્રતનું લખાણ અહીંયાં અટકી જાય છે.—સં.

## વિદેશનીતિનાં રહસ્યો

કેવા દુ:ખની વાત છે કે રાજનીતિના ઇતિહાસને અથવા મૂડીવાદી અખબારોના તંત્રી લેખોને લોકસમુદાયો વાંચી શકતા નથી. અને એથીયે વધારે મોટા દુ:ખની વાત — જોકે આ બાબતમાં દુ:ખ શબ્દ બહુ જ નબળો છે — તો એ છે કે મુત્સદ્દીગીરીના ઇતિહાસની અમુક હકીકતો વિશે તેમ જ "મહાન મુત્સદ્દી માનસો"નાં કથનો વિશે સમાજવાદી-ક્રાંતિકારી તથા સામાજિક-લોકશાહીવાદી મેન્શેવિક પ્રધાનો ખૂબ સારી રીતે માહિતગાર હોવા છતાં એ બન્ને બાબતો વિશે તેઓ આવું ઠાવકું મૌન સેવે છે.

"તુર્કીના ટુકડા કરી નાખવાની અને ઑસ્ટ્રિયા-હંગેરીના ભાગલા પાડી નાખવાની" વાતને તજી દેવા ઇંગ્લૅંડ સાવ તૈયાર છે એવી મતલબનો 'બિર્ઝેવિયે વેદોમોસ્તી'માં છપાયેલો અહેવાલ વિશ્વાસપાત્ર છે એવો દાવો કરીને 'રેચ'[66] એ અહેવાલ ટાંકે છે. બીજા શબ્દોમાં કહીએ તો પહેલાંની સંધિઓમાં આપવામાં આવેલાં વચનો અનુસારની ઇજાફતો રશિયાને કરવા ન મળે એ વાત ઇંગ્લૅંડ તત્પરતાથી કબૂલ કરી લે છે (કૉન્સ્ટંટિનોપલ, આર્મેનિયા, ગેલિસિયા). એ અર્થમાં — અને માત્ર એ અર્થમાં જ — સંધિઓમાં ફેરફાર કરવા ઇંગ્લૅંડ તૈયાર છે.

અને 'રેચ' રીસે ભરાઈને ઊભરો કાઢે છે:

> "તો નવા સૂત્રના વિજયનું આ પ્રથમ પરિણામ છે" (ઇજાફતો અને દંડ વગર સુલેહનું સૂત્ર). "કરારોમાં ઘણું કરીને સુધારાવધારા કરવામાં આવશે: આપણે નહિ પરંતુ આપણાં મિત્રરાજ્યોએ એ દિશામાં 'તૈયારીનાં કદમો' ઉઠાવવાનું શરૂ પણ કરી દીધું છે. પરંતુ એ સુધારાવધારા બધાં મિત્રરાજ્યોનાં મુખ્ય લક્ષ્યોના એકસરખા" (વાહ! વાહ!) "ત્યાગમાં નહિ પરિણામે પણ દક્ષિણ-પૂર્વ યુરોપને લગતાં"

(ઓસ્ટ્રિયા અને તુર્કીને લગતાં, અર્થાત્, આર્મેનિયા, કૉન્સ્ટંટિનોપલ અને ગેલિસિયાની ઉપર કબજો જમાવી લેવાની બાબતને લગતાં) લક્ષ્યોના એકપક્ષીય" (કમાલ વાત નથી?)" ત્યાગમાં અને બીજા વિસ્તારોમાં તથા સંસ્થાનોમાં આપણે નહિ પણ આપણાં મિત્રરાજ્યોએ નિર્ધારિત કરેલાં લક્ષ્યોના હિતમાં પરિણમશે.

"ખાસ કરીને અખબારોમાં એવું સૂચન કરતા અહેવાલો છપાયા છે કે આપણાં મિત્રરાજ્યો એશિયા માઈનોરમાં પોતાનાં લક્ષ્યોને કદાચ તજી દે. એ વાત સાચી છે કે કામદારો અને સૈનિકોની સોવિયેતમાં આલ્બર્ટ થોમસે કરેલાં કહેવાતાં અને મોસ્કોનાં અખબારોમાં છપાયેલાં એવી મતલબનાં નિવેદનોની કોઈ સત્તાવાર પુષ્ટિ હજુ સુધી કરવામાં નથી આવી. પરંતુ ઇંગ્લૅંડને લાગેવળગે છે ત્યાં સુધી એવા કોઈ પગલાની અપેક્ષા રાખવી મુશ્કેલ ગણાય. ઇંગ્લૅંડ તો સાચો જ દૃષ્ટિકોણ ધરાવે છે કે તમારે જે કંઈ હાંસલ કરવું હોય તેની ઉપર પહેલેથી જ કબજો જમાવી દેવો જોઈએ" (વાહ! વાહ!) "અને તેનાં પ્રાણભૂત હિતો માટે" (વાંચો: તેના મૂડીદારો માટે) "મહત્ત્વ ધરાવતાં મેસોપોટેમિયા તથા પેલેસ્ટાઇનના ભાગો ઉપર કબજો જમાવી દેવાનું તેનાં સૈન્યોએ શરૂ પણ કરી દીધું છે. આવા સંજોગોમાં, આ વિસ્તારમાં **બીજાં** (ભાર 'રેચ' અખબારે મૂક્યો છે) મિત્રરાજ્યોનાં પ્રાણભૂત હિતોની સિદ્ધિ અર્થે લડવાનો ઇંગ્લૅંડનો ઇનકાર પણ બેશક એ જ રીતે એકપક્ષીય તથા માત્ર તેને એકને જ લાભકારક કૃત્ય ગણાશે."

સાચેસાચ, મિલ્યુકોવ અથવા જે કોઈએ આ લીટીઓ લખી હોય તે નિખાલસતા માટે... સ્મારકની સ્થાપનાને પાત્ર છે. સાબાશ, 'રેચ'ના સ્પષ્ટવક્તા મુત્સદ્દીઓ! (અને એ લોકો સ્પષ્ટવક્તા કેમ બની ગયા છે? એટલા માટે કે મિલ્યુકોવને તેના પ્રધાનપદથી વંચિત કરી દેવા બદલ તેઓ રોષે ભરાયા છે.)...

ઉપર ટાંકેલા ફકરામાં સમાયેલ દરેક બાબતની સત્યતા મુત્સદ્દીગીરીના **અને વિદેશી નાણાંરોકાણોના તાજેતરના ઈતિહાસે** સાબિત કરી દીધી છે. કોઈ પણ પ્રસંગમાં ઇંગ્લૅંડ પેલેસ્ટાઇન અને મેસોપોટેમિયા ઉપરનો પોતાનો કબજો (ઇજારો) નહિ જ તજે, જોકે રશિયનોને ગેલિસિયા, કૉન્સ્ટંટિનોપલ, આર્મેનિયા, વગેરે હડપ કરવા ન દઈને સજા કરવા (રશિયન-જર્મન મોરચા

ઉપર "હકીકતી યુદ્ધવિરામ" બદલ) તે તૈયાર છે. 'રેચ'માં આવેલાં નિવેદનોનો સીધી અને સાદી બિનમુત્સદ્દી ભાષામાં એ જ અર્થ છે.

અને 'રેચ' જેના વતી બોલે છે એ રશિયન મૂડીદારો પોતાના ગુસ્સાને ભાગ્યે જ દબાવી રાખી શકે એમ છે. ક્રોધાવેશ અને ઝનૂનની હાલતમાં આવી જઈને તેઓ વિદેશનીતિનાં રહસ્યો ઓકી રહ્યા છે અને અંગ્રેજ મૂડીદારોને તોછડા શબ્દો સંભળાવી રહ્યા છે: તમે જે કરી રહ્યા છો એ "એકતરફી" છે, તમારા "લાભ"માં છે, અને **બીજાઓના** ગેરલાભમાં છે.

સાથીઓ, કામદારો અને સૈનિકો! સુમાહિતગાર મુત્સદ્દીઓ અને ભૂતપૂર્વ પ્રધાનો તરફથી આવતાં 'રેચ'નાં આ અત્યંત નિખાલસ અને અત્યંત સાચાં નિવેદનોને ધ્યાનમાં લો, માત્ર રશિયન મૂડીદારો જ નહિ પરંતુ અંગ્રેજ મૂડીદારો પણ યુદ્ધમાં જે લક્ષ્યોને અનુસરી રહ્યા છે એ **સાચાં લક્ષ્યોના** આ ઉત્તમ પરદાફાશને ધ્યાનમાં લો.

રશિયન સૈનિકો! મેસોપોટેમિયા અને પેલેસ્ટાઇન ઉપર કબજો જમાવવામાં અંગ્રેજોને મદદ કરવા ખાતર તમે લડવા માગો છો? લ્વોવ, ચેર્નોવ, તેરેશ્ચેન્કો, ત્સેરેતેલી, રશિયન સરકારને તમે ટેકો આપવા માગો છો? મૂડીદારોનાં હિતોથી બંધાયેલી અને 'રેચે' ભસી કાઢેલાં સાચાં તથ્યો ખુલ્લી રીતે જણાવતાં **ડરતી** સરકારને તમે ટેકો આપવા માગો છો?

'પ્રાવદા', અંક ૫૩, <br>૨૩(૧૦) મે, ૧૯૧૭

ગ્રંથ ૩૨ <br>પૃ. ૫૫—૫૭

# યુદ્ધ અને ક્રાંતિ

## (અવતરણ)

યુદ્ધની ફિલસૂફી અને ઇતિહાસ વિશે અધિકતમ ખ્યાતનામ લેખકોમાં સ્થાન ધરાવતા કલાઉઝેવિત્ઝની ઉક્તિ આપણે સૌ જાણીએ છીએ: "યુદ્ધ એટલે નીતિનું અન્ય ઉપાયો વડે સાતત્ય." નેપોલિયનનાં યુદ્ધોના ગાળા પછી થોડા સમયે યુદ્ધોના ઇતિહાસની સમીક્ષા કરનારા અને તેમાંથી દાર્શનિક બોધપાઠો તારવનારા લેખક પાસેથી આ ઉક્તિ આવી છે. જેના બુનિયાદી ખયાલોથી હવે પ્રત્યેક વિચારશીલ માણસ નિસ્સંદેહ સુપરિચિત છે એવા આ લેખકે લગભગ એંશી વરસ પહેલાં, બિનવાકેફ સાધારણ માણસના યુદ્ધ સંબંધી એવા ખયાલને પડકાર્યો કે યુદ્ધ તો સંબંધિત સરકારો અને વર્ગોની નીતિઓથી અળગી બાબત છે, શાંતિનો ભંગ કરતા સાદા હુમલાની અને એ રીતે શાંતિનો ભંગ થયા પછી ફરી શાંતિ સ્થાપવાની બાબત છે, જાણે એમ કહેવા જેવી બાબત છે કે "તેમની વચ્ચે ઝઘડો થયો, અને પછી તેમણે પતાવટ કરી લીધી." આ ખયાલ તદ્દન બિનવાકેફગીરીનો છે, કોડીબંધ વરસો પહેલાં તેનું ખંડન થઈ ચૂક્યું છે અને યુદ્ધોના કોઈ પણ ઐતિહાસિક યુગનું થોડુંઘણું ચીવટભર્યું પૃથક્કરણ તેનું ખંડન કરી નાખે છે.

યુદ્ધ એટલે નીતિનું અન્ય ઉપાયો વડે સાતત્ય. સઘળાં યુદ્ધો તેમને પેદા કરનારી રાજકીય પદ્ધતિઓથી અવિભાજ્ય હોય છે. અમુક રાજ્યે, એ રાજ્યની અંદર અમુક વર્ગે, જે નીતિ લાંબા કાળ સુધી અપનાવી હોય તેને એ વર્ગ યુદ્ધ દરમિયાન અનિવાર્ય રૂપે ચાલુ રાખે છે, માત્ર કૃત્યનું રૂપ જ પરિવર્તન પામે છે.

યુદ્ધ એટલે નીતિનું અન્ય ઉપાયો વડે સાતત્ય. અઢારમી સદીના અંતમાં જ્યારે ફ્રાંસના ક્રાંતિકારી નગરજનો અને ક્રાંતિકારી કિસાનોએ ક્રાંતિકારી ઉપાયો વડે રાજાશાહીને ઉથલાવી પાડી અને લોકશાહી પ્રજાસત્તાકની સ્થાપના કરી—

જ્યારે તેમણે ક્રાંતિકારી ઢબે પોતાની રાજશાહીનું, અને પોતાના જમીનદારોનું પણ, કાસળ કાઢી નાખ્યું—ત્યારે ક્રાંતિકારી વર્ગની એ નીતિ બાકીના સમગ્ર આપખુદશાહી, ઝારશાહી, શહેનશાહી અને અર્ધસામંતી યુરોપના પાયા ચોક્કસ રૂપે હચમચાવી નાખવાની જ હતી. અને વિજયી ક્રાંતિકારી વર્ગની એ નીતિના અનિવાર્ય સાતત્ય રૂપે એવાં યુદ્ધો થયાં જેમાં યુરોપનાં સઘળાં રાજશાહીવાદી રાષ્ટ્રો તેમની પ્રખ્યાત એકસંપી રચીને ક્રાંતિકારી ફ્રાંસની સામે પ્રતિક્રાંતિકારી જંગ લડવા કતારબંધ ખડાં થઈ ગયાં. ફ્રાંસની ક્રાંતિકારી જનતાએ સદીઓ દરમિયાન કદી નહોતી દાખવી એટલી વ્યાપક ક્રાંતિકારી સ્ફૂર્તિ જેવી રીતે પહેલી જ વાર એ વખતે દાખવી તેવી જ રીતે અઢારમી સદીના અંતમાં યુદ્ધ દરમિયાન તેણે એવી જ પ્રચંડ સર્જનાત્મકતા બતાવીને પોતાની સમગ્ર વ્યૂહ પદ્ધતિને નવો ઘાટ આપ્યો, જંગના સઘળા પુરાણા નિયમો તથા પરંપરાઓનો ત્યાગ કર્યો, પુરાણી સેનાને સ્થાને નવી ક્રાંતિકારી લોકસેનાની રચના કરી, અને જંગની નવી રીતોનું સર્જન કર્યું. મારા અભિપ્રાયમાં આ ઉદાહરણ એ દૃષ્ટિએ નોંધપાત્ર છે કે પ્રત્યેક પ્રકારનું યુદ્ધ અને પ્રત્યેક દેશની, યુદ્ધ પહેલાં શાસન કરનારા તથા પોતાનાં લક્ષ્યોને કહેવાતા "શાંતિમય" ઉપાયો વડે સિદ્ધ કરનારા પ્રત્યેક વર્ગની, પુરોગામી નીતિ વચ્ચેના આ ઘનિષ્ઠ આર્થિક તથા ઐતિહાસિક સંબંધને ન સમજતા પછાત લોકસમુદાયોના કૂપમંડૂકિયા પૂર્વગ્રહો તથા અજ્ઞાનતાને પોષવાની કામગીરી બજાવતી વેળા, મૂડીવાદી પત્રકારો હવે જેને હંમેશાં ભૂલી જાય છે એ બાબતોને તે આપણી સમક્ષ સ્પષ્ટ રૂપે પ્રદર્શિત કરે છે. કહેવાતા "શાંતિમય" ઉપાયો એ કારણસર કે, દાખલા તરીકે, સંસ્થાનોમાં "શાંતિમય" શાસન કાયમ રાખવા માટે જરૂરી પાશવી જુલમને શાંતિમય ભાગ્યે જ કહી શકાય.

યુરોપમાં શાંતિ રહી, પરંતુ તેનું કારણ એ હતું કે સંસ્થાનોમાં કરોડો ઈન્સાનો ઉપર યુરોપીય રાષ્ટ્રોનું વર્ચસ્વ કેવળ એવાં સતત, અવિરત, અંતહીન યુદ્ધો મારફત જ કાયમ રાખવામાં આવતું હતું જેને આપણે યુરોપવાસીઓ યુદ્ધો જરાય ગણતા જ નથી કેમ કે તેઓ ઘણી ઘણી વાર યુદ્ધો જોડે નહિ પરંતુ બિનહથિયાર પ્રજાઓની પાશવી કતલો, એકસામટી સંહારલીલા, જોડે સામ્ય ધરાવતાં હોય છે. મુદ્દો એ છે કે વર્તમાન યુદ્ધ શાને માટે લડાઈ રહ્યું છે તે જાણવું હોય તો આપણે સૌપ્રથમ યુરોપીય સત્તાઓની નીતિનું સમગ્ર રૂપમાં પરીક્ષણ કરી લેવું જોઈએ. સામાજિક ઘટનાઓના સંદર્ભથી જેને સહેલાઈથી અળગો પાડી શકાય અને જે નિર્માલ્ય હોય છે એવો આ કે તે દાખલો, આ

કે તે ખાસ કિસ્સો, આપણે ધ્યાનમાં ન જ લેવો જોઈએ, કેમ કે એથી ઊલટો દાખલો પણ એટલી જ સહેલાઈથી ટાંકી શકાય. યુરોપિયન રાજ્યોના આર્થિક અને રાજકીય આંતરસંબંધો સહિત તેમની સમગ્ર પદ્ધતિની પૂરી નીતિનું પરીક્ષણ આપણે કરવું જોઈએ, તો જ આપણે સમજી શકીએ કે વર્તમાન યુદ્ધ કેવી રીતે એ પદ્ધતિમાંથી જ એકધારો અને અનિવાર્ય ઉદ્ભવ પામ્યું છે.

વર્તમાન યુદ્ધ જે ઐતિહાસિક અર્થ ધરાવતું નથી તેને તેમાં જોવાના પ્રયાસો, ખાસ કરીને મૂડીવાદી અખબારોમાં—પછી તેઓ રાજશાહીનું સમર્થન કરતા હોય કે પ્રજાસત્તાકનું—થતા એવા પ્રયાસો, આપણે સતત જોઈએ છીએ. દાખલા તરીકે, ફ્રાંસના આ યુદ્ધને ૧૭૯૨ની મહાન ફ્રેંચ ક્રાંતિનાં યુદ્ધોના સાતત્ય તથા પ્રતિરૂપ તરીકે પેશ કરવાની તરકીબ, ફ્રેંચ પ્રજાસત્તાકમાં, બીજી કોઈ તરકીબ કરતાં વધારે વાર અજમાવવામાં આવે છે. ફ્રેંચ લોકસમુદાયો જોડે, ફ્રેંચ કામદારો તેમ જ સઘળા દેશોના કામદારો જોડે, છેતરપિંડી કરવાના ઉદ્દેશે, એ બીજા યુગની "દુર્બોધ શબ્દાવલિ" અને તેના કેટલાક સૂત્રોને આપણા યુગમાં લાગુ કરવાની, અથવા હાલ પણ પ્રજાસત્તાકીય ફ્રાંસ રાજશાહીની સામે પોતાની મુક્તિનું રક્ષણ કરતું હોય એવી રીતે બાબતોને પેશ કરવાના પ્રયાસની, તરકીબ સૌથી વધારે વ્યાપક છે. ધ્યાન બહાર રહી ગયેલી એક "ગૌણ" હકીકત એ છે કે ત્યારે, ૧૭૯૨માં, ફ્રાંસમાં યુદ્ધ કરનાર હતો ક્રાંતિકારી વર્ગ, જેણે પોતાનો ક્રાંતિકારી સંઘર્ષ ચાલુ રાખવાના એકલ અને એકમાત્ર ઉદ્દેશે, ફ્રેંચ રાજશાહીને તદ્દન ખતમ કરી નાખવામાં તેમ જ સંયુક્ત રાજશાહી યુરોપની સામે ખડા થવામાં, અજોડ ક્રાંતિ કરી બતાવી હતી અને બેનમૂન પરાક્રમ દાખવ્યું હતું.

ફ્રાંસમાં યુદ્ધ એવા ક્રાંતિકારી વર્ગની નીતિનું સાતત્ય હતું કે જેણે ક્રાંતિ કરી હતી, પ્રજાસત્તાક હાંસલ કર્યું હતું, ફ્રેંચ મૂડીદારો તથા જમીનદારો સાથે અપૂર્વ જોમથી હિસાબ પતાવ્યો હતો, અને જે એ નીતિના સાતત્ય રૂપે સંયુક્ત રાજશાહી યુરોપની સામે ક્રાંતિકારી જંગ લડી રહ્યો હતો.

વર્તમાન સમયે આપણી સમક્ષ બે ટોળકીઓ છે, મૂડીવાદી સત્તાઓનાં બે જૂથ છે. આપણી સમક્ષ આખી દુનિયાની સૌથી મોટી સત્તાઓ—બ્રિટન, ફ્રાંસ, અમેરિકા અને જર્મની—છે, જે દુનિયામાં સરસાઈ હાંસલ કરવાનું, નાનાં રાષ્ટ્રોને ગુલામ બનાવવાનું, તથા આખી દુનિયાને પોતાની જાળમાં જકડી લેનારી શરાફી મૂડીમાંથી ત્રણ ગણા અને દસ ગણા નફા પેદા કરવાનું લક્ષ્ય ધરાવતી અવિરત ચડસાચડસીની નીતિ દાયકાઓથી ચુસ્તપણે ચલાવતી રહી છે.

બ્રિટન અને જર્મનીની નીતિઓનો વાસ્તવિક અર્થ એવો છે. આ હકીકત ઉપર હું ભાર મૂકું છું. આ હકીકત ઉપર ગમે એટલો ભાર પણ ઓછો જ પડે, કેમ કે આને ભૂલી જઈએ તો આપણે કદી નહિ સમજીએ કે આ યુદ્ધ શાને માટે લડાઈ રહ્યું છે, અને પછી આપણાં મનમાં જડી વાતો ઠસાવવાની કોશિશ કરનારા કોઈ મૂડીવાદી પ્રચારકનો સહેલો શિકાર બની જઈશું.

મૂડીવાદી રાક્ષસોનાં બે જૂથોની—પોતપોતાના સંગાથીઓને લઈને એકબીજાની સામે મેદાને પડેલા બ્રિટન અને જર્મનીની—વસ્તુગત નીતિઓનો, તેમણે યુદ્ધ પહેલાં દાયકાઓ સુધી ચલાવી રાખેલી નીતિઓનો, સમગ્ર રૂપમાં અભ્યાસ કરવો જોઈએ અને તેમને પૂરેપૂરી સમજી લેવી જોઈએ. એમ નહિ કરીએ તો આપણે વૈજ્ઞાનિક સમાજવાદની તેમ જ સામાન્ય રૂપે સમગ્ર સામાજિક વિજ્ઞાનની તાત્ત્વિક આવશ્યકતાની અવગણના કરીશું એટલું જ નહિ પરંતુ એ ઉપરાંત વર્તમાન યુદ્ધ વિશે કશું જ નહિ સમજી શકીએ. આપણે પેલા કપટી મિલ્યુકોવના હાથનું રમકડું બની જઈશું કે જે, દરેક ઠેકાણે વિના અપવાદ અજમાવવામાં આવતી રીતો વડે, એક રાષ્ટ્રની વિરુદ્ધ બીજા રાષ્ટ્રમાં અંધરાષ્ટ્રાભિમાન તેમ જ ધિક્કારની લાગણી ઉશ્કેરી રહ્યો છે. લગભગ ૮૦ વરસો પહેલાં ક્લાઉઝેવિત્ઝે આ રીતોનો ઉલ્લેખ એ જ વિચારોની ઠેકડી ઉડાવતી વેળા કર્યો હતો જે આજે પણ કેટલાક લોકો ધરાવે છે, અર્થાત્ કે રાષ્ટ્રો શાંતિથી રહેતાં હતાં અને પછી તેમણે લડવાનું શરૂ કરી દીધું. જાણે કેમ એ સાચું હોય! અમુક રાજ્યની, રાજ્યોની અમુક પદ્ધતિની, અમુક વર્ગોની પુરોગામી નીતિ જોડે યુદ્ધના સંબંધને ધ્યાનમાં લીધા વગર યુદ્ધનો ખુલાસો કેવી રીતે આપી શકાય? હું ફરી વાર કહું છું: આ બુનિયાદી મુદ્દો છે અને તે વારંવાર ધ્યાન બહાર રહી જાય છે. તેને ન સમજીએ તો યુદ્ધ સંબંધી સઘળી ચર્ચાઓનો નેવું ટકા ભાગ નરી હુંસાતુસી, એટલો બધો શબ્દાડંબર, બની જાય છે. અમે કહીએ છીએ: બન્ને યુદ્ધારૂઢ જૂથોએ દાયકાઓના ગાળા દરમિયાન અપનાવેલી નીતિઓનો અભ્યાસ—આકસ્મિક બાબતોથી તેમ જ આડેધડ ઉદાહરણો ટાંકવાથી બચવા માટે—તમે ન કર્યો હોય, આ યુદ્ધ પુરોગામી નીતિઓ જોડે શો સંબંધ ધરાવે છે એ તમે ન બતાવ્યું હોય, તો તમે નથી સમજતા કે આ યુદ્ધ આખું શાને માટે લડાઈ રહ્યું છે.

એ નીતિઓ આપણને ફક્ત એક વાત બતાવે છે—દુનિયાનાં બે અધિકતમ મહાકાય તંત્રો, મૂડીવાદી અર્થતંત્રો, વચ્ચે સતત ચાલતી આર્થિક ચડસાચડસી. એક તરફ આપણી સમક્ષ બ્રિટન છે, પૃથ્વીના મોટા ભાગ ઉપર માલિકી ધરાવતો

દેશ છે સંપત્તિની બાબતમાં પ્રથમ સ્થાન ધરાવતો દેશ છે. એ સંપત્તિ તેણે પોતાના કામદારોની મહેનત વડે બહુ નહિ પરંતુ અસંખ્ય સંસ્થાનોના શોષણ વડે, પોતાની બૅંકોના વ્યાપક સામર્થ્ય વડે પેદા કરી છે. એ બૅંકો બીજી બધી બૅંકોને મોખરે કોઈ ચાર કે પાંચ મહા-બૅંકોના સાવ નાનકડા જૂથ રૂપે વિકસી છે અને અબજો રૂબલની લેવડદેવડનું કામકાજ કરે છે, અને એ કામકાજ સંભાળવાની રીત વિશે અતિશયોક્તિ વગર કહી શકાય કે આખી દુનિયામાં એ મૂડીએ જેની ઉપર પોતાનો ભારે પંજો ફેલાવ્યો ન હોય એવો જમીનનો એક પણ ટુકડો ક્યાંય નથી, બ્રિટિશ મૂડીએ હજારો તાણાવાણાની જાળમાં જકડી ન લીધો હોય એવો જમીનનો એક પણ ટુકડો ક્યાંય નથી. સદીપલટાના સમય સુધીમાં આ મૂડી વૃદ્ધિ પામીને એવાં પરિમાણો ધરાવતી થઈ ગઈ કે તેની પ્રવૃત્તિઓ અલગ અલગ રાજ્યોની સરહદોની પાર દૂર દૂર સુધી ફેલાઈ ગઈ અને તેણે કલ્પનાતીત દોલત ધરાવતી મહાકાય બૅંકોના એક જૂથની રચના કરી. બૅંકોનું આ ટચૂકડું જૂથ પેદા કરીને તેણે પોતાની અબજોની દોલતની જાળમાં આખી દુનિયાને જકડી લીધી છે. આ છે બ્રિટનની આર્થિક નીતિનું તારણ ને તાત્પર્ય, અને ફ્રાંસની આર્થિક નીતિનું પણ, જેને વિશે યુદ્ધથી કેટલાંય વરસો પહેલાં ખુદ ફ્રેંચ લેખકોએ—હાલ જેની ઉપર માજી-સમાજવાદીઓનો કબજો છે એ «*L' Humanité*» અખબારમાં લખનારાઓ (હકીકતમાં જાણીતા નાણાકીય લેખક લીઝિસ જેટલા મહત્ત્વના માણસ) સમેત—લખ્યું હતું: " "ફ્રાંસ નાણાકીય રાજાશાહી છે, ફ્રાંસ નાણાકીય અલ્પતંત્ર છે, ફ્રાંસ દુનિયાનો નાણાવટી છે."

બીજી તરફ, આ મુખ્યત્વે ઍંગ્લો-ફ્રેંચ જૂથની સામે મૂડીદારોનું એક બીજું જથ જોવા મળે છે જે એથીયે વધારે લાલચુ, એથીયે વધારે ધાડપાડુ જૂથ છે. તે મૂડીવાદી મિજબાનીમાં પહોંચ્યું ત્યારે બધી જગ્યાઓ ભરાઈ ગઈ હતી. પરંતુ તેણે સંઘર્ષમાં મૂડીવાદી ઉત્પાદનના વિકાસની નવી પદ્ધતિઓ, બહેતર ટેકનિકો, અને ચડિયાતું સંઘટન દાખલ કર્યાં. તેના પરિણામે પુરાણો મૂડીવાદ, મુક્ત હરીફાઈના યુગનો મૂડીવાદ, મહાકાય ટ્રસ્ટો, સિન્ડિકેટો અને કાર્ટેલોના મૂડીવાદમાં પલટાઈ ગયો. આ જૂથે રાજ્ય-નિયંત્રિત મૂડીવાદી ઉત્પાદનનાં પ્રારંભિક કદમો અમલમાં મૂકીને રાજ્યની પ્રચંડ સત્તાને મૂડીવાદના પ્રચંડ સામર્થ્ય જોડે એક જ તંત્રમાં સાંકળી લીધી અને કરોડો ઇન્સાનોને રાજ્ય મૂડીવાદના એક જ સંઘટનની અંદર સમાવી લીધા. આ છે કેટલાય દાયકાઓને આવરી લેતો આર્થિક ઇતિહાસ, મુત્સદ્દીગીરીનો ઇતિહાસ. તેનાથી કોઈ છટકી શકે નહિ. યુદ્ધની સમસ્યાના ખરા ઉકેલની દિશામાં એ જ એકમાત્ર

માર્ગસ્તંભ છે, એ આપણને એવા નિષ્કર્ષ પર લઈ જાય છે કે વર્તમાન યુદ્ધ પણ તેમાં આખડી પડેલા વર્ગોની, બે મહાપ્રબળ રાક્ષસોની, નીતિઓનું પરિણામ છે. તેમણે યુદ્ધથી લાંબા વખત પહેલાં આખી દુનિયાના સઘળા દેશોને નાણાકીય શોષણની જાળમાં જકડી લીધા હતા અને આર્થિક દૃષ્ટિએ પૃથ્વીના ભાગલા આપસમાં પાડી લીધા હતા.

પુરાણું વિભાજન એ હકીકત ઉપર આધારિત હતું કે બ્રિટને પોતાના ભૂતપૂર્વ હરીફોને કેટલીય સદીઓ દરમિયાન પાયમાલ કરી નાખ્યા હતા. એક પુરાણું હરીફ હોલેંડ હતું જેણે આખી દુનિયા ઉપર વર્ચસ્વ ધરાવ્યું હતું. બીજું પુરાણું હરીફ ફ્રાંસ હતું જે શ્રેષ્ઠતા હાંસલ કરવા માટે લગભગ એક સૈકા સુધી લડયું હતું. શ્રેણીબંધ લાંબાં યુદ્ધો પછી બ્રિટન પોતાના આર્થિક સામર્થ્યને કારણે, પોતાની વેપારી મૂડીના કારણે, આખી દુનિયામાં નિર્બાધ આણ વરતાવી શક્યું હતું. ૧૮૭૧માં એક નવા ધાડપાડુએ દેખા દીધી, એક નવી મૂડીવાદી સત્તાનો ઉદય થયો. તે બ્રિટન કરતાં અતુલ્ય અધિક વેગે વિકાસ પામી. આ બુનિયાદી હકીકત છે. આ નિર્વિવાદ હકીકતનો—જર્મનીના અધિક વેગીલા વિકાસની હકીકતનો—સ્વીકાર ન કરતું હોય એવું આર્થિક ઇતિહાસનું એક પણ પુસ્તક તમને નહિ મળે. જર્મનીમાં મૂડીવાદનો આ ઝડપી વિકાસ એક તરુણ જોરાવર ધાડપાડુનો વિકાસ હતો. તેણે યુરોપીય સત્તાઓની જમાતમાં આવીને કહ્યું: "તમે હોલેંડને પાયમાલ કરી નાખ્યું છે, તમે ફ્રાંસને પરાજિત કર્યું છે, તમે અરધી દુનિયાને ભરખી ગયા છો—હવે ભલા થઈને અમને અમારો વાજબી ભાગ આપો." "વાજબી ભાગ"નો શો અર્થ થાય? મૂડીવાદી દુનિયામાં, બેંકોની દુનિયામાં, તેને નિર્ધારિત કેવી રીતે કરવો? તેમાં સામર્થ્ય બેંકોની સંખ્યા વડે નિર્ધારિત થાય છે. તેમાં સામર્થ્ય અમેરિકી કરોડપતિઓના એક વાજિંત્રે વર્ણવેલી રીત મૂજબ થાય છે. તેણે લાક્ષણિક અમેરિકી નિખાલસતા અને લાક્ષણિક અમેરિકી તુચ્છકારના ભાવે જાહેર કર્યું કે "યુરોપમાં જંગ દુનિયાના વર્ચસ્વ માટે ખેલાઈ રહ્યો છે. દુનિયામાં વર્ચસ્વ જમાવવા માટે બે ચીજો જરૂરી છે: ડોલરો અને બેંકો. અમારી પાસે ડોલરો છે, અમે બેંકોની રચના કરીશું અને દુનિયામાં વર્ચસ્વ જમાવીશું." આ નિવેદન અમેરિકી કરોડપતિઓના એક અગ્રિમ અખબારે કર્યું હતું. મારે કહેવું જ જોઈએ કે બડાઈખોર અમેરિકી કરોડપતિના આ નિવેદનમાં મૂડીવાદી લબાડોના હજારો લેખો કરતાં હજાર ગણું વધારે સત્ય છે. તેઓ એમ સાબિત કરવાની કોશિશ કરે છે કે આ યુદ્ધ રાષ્ટ્રીય હિતો માટે, રાષ્ટ્રીય સવાલો વિશે, લડાઈ રહ્યાં છે, અને તેઓ તદ્દન એવાં જ

ઉઘાડાં નરાતાળ જઠાણાં લખે છે જે ઈતિહાસની તદ્દન અવગણના કરે છે અને જર્મન શિકારી જનાવરે બેલ્જિયમ ઉપર કરેલા હુમલા જેવો પૃથક દાખલો ટાંકે છે. દાખલો નિસ્સંદેહ વાસ્તવિક છે. ધાડપાડુઓના આ જૂથે બેલ્જિયમ ઉપર પાશવી ઝનૂનથી હુમલો જરૂર કર્યો હતો, પરંતુ બીજા જથે બીજી રીતો વડે જે ગઈ કાલે કર્યું હતું અને બીજાં રાષ્ટ્રોના સંબંધમાં આજે કરી રહ્યું છે, એ જ તેણે કર્યું છે.

આપણે ઈજાફતો વિશે દલીલ કરીએ—અને વર્તમાન યુદ્ધમાં પરિણમેલા આર્થિક તથા ડિપ્લોમેટિક સંબંધોના ઈતિહાસ તરીકે જે સવાલ તમને ટૂંકમાં સમજાવવાની હું કોશિશ કરી રહ્યો છું તેની સાથે આ બાબત સંબંધ ધરાવે છે—આપણે ઈજાફતો વિશે દલીલ કરીએ ત્યારે હંમેશાં ભૂલી જઈએ છીએ કે યુદ્ધ સામાન્ય રૂપે તેમને માટે જ, જીતેલા પ્રદેશોના ભાગ પાડવા માટે, અથવા વધારે પ્રચલિત રીતે કહીએ તો, બે લૂટારુ ટોળકીઓ વચ્ચે લૂંટેલા માલની વહેંચણી માટે, લડાય છે. આપણે ઈજાફતો વિશે દલીલ કરીએ ત્યારે આપણને વારંવાર એવી રીતો જોવા મળે છે જે વૈજ્ઞાનિક દૃષ્ટિએ આલોચના સામે ટકી શકતી નથી અને જાહેર પત્રકારત્વની રીતો તરીકે ઈરાદાપૂર્વકનું તરકટ હોય છે. જર્મનીએ કરેલી ઈજાફતોનો અર્થ કોઈ રશિયન અંધરાષ્ટ્રાભિમાની અથવા સામાજિક-અંધરાષ્ટ્રાભિમાનીને પૂછશો એટલે તે તમને ઉત્કૃષ્ટ ખુલાસો આપશે કે એ બાબતને તે પૂરેપૂરી સમજે છે. પરંતુ ઈજાફત સંબંધી એમને સૌને—જર્મની, બ્રિટન, અને રશિયાને—લાગુ થાય એવી વ્યાખ્યા આપવાની વિનંતિનો તે કદી જવાબ નહિ આપે. એવી વ્યાખ્યા તે કદી નહિ આપે! અને 'રેચ' અખબારે (સિદ્ધાંત પરથી આપણે અમલ પર આવીએ) 'પ્રાવદા'નો ઉપહાસ કરતાં કહ્યું કે "આ 'પ્રાવદા'પંથીઓ કુર્લેંડના કિસ્સાને ઈજાફત ગણે છે! એવા લોકોની જોડે વાત કેવી રીતે થઈ શકે!" અને અમે જવાબ આપ્યો કે "તમે અમને ઈજાફતની એવી વ્યાખ્યા આપો જે જર્મનો, અંગ્રેજો તથા રશિયનોને લાગુ થઈ શકે, અને અમે આટલું ઉમેરીએ છીએ કે કાં તો તમે આ સવાલને ટાળીને છટકી જાઓ અથવા અમે તમને તત્કાળ ઉઘાડા પાડીશું"—ત્યારે 'રેચ' અખબારે ચુપકી પકડી લીધી. અમે એવું મંતવ્ય ધરાવીએ છીએ કે, પિતૃભૂમિનું રક્ષણ કરવું જોઈએ એટલું જ કહેતા સામાન્ય રૂપે સૌ અંધરાષ્ટ્રાભિમાનીઓના, અથવા સામાજિક-અંધરાષ્ટ્રાભિમાનીઓના, એક પણ અખબારે ઈજાફત સંબંધી જર્મની તથા રશિયા બેઉને લાગુ થાય એવી, કોઈ પણ પક્ષને લાગુ થાય એવી, વ્યાખ્યા કદી આપી જ નથી. તે એમ કરી શકતું નથી તેનું સાદું કારણ એ છે કે આ

યુદ્ધ ઈજાફતોની, અર્થાત્ ફતેહની, યુદ્ધમાં સંડોવાયેલાં બન્ને જૂથો તરફથી લૂંટની, નીતિનું સાતત્ય છે. સ્વાભાવિક છે કે આ બે લૂંટારામાંથી કટાર પહેલાં કોણે ખેંચી કાઢી એ બાબત આપણે માટે ગૌણ મહત્ત્વની છે. આ બન્ને જૂથોએ દાયકાઓ દરમિયાન નૌકાદળ અને લશ્કરો સંબંધી કરેલા ખરચાઓનો ઈતિહાસ લો, મોટા યુદ્ધ પહેલાં તેમણે લડેલી નાનકડી લડાઈઓનો ઈતિહાસ લો— "નાનકડી" એટલા માટે કે તેમાં થોડાક જ યુરોપવાસીઓની હત્યા થઈ હતી પરંતુ તેમની ગુલામીમાં જકડાયેલાં રાષ્ટ્રોના, તેમની દૃષ્ટિએ રાષ્ટ્રો કોઈ રીતે ગણી જ ન શકાય (એ એશિયનો અને આફ્રિકનોને રાષ્ટ્રો કોઈ કાળે ન જ કહેવાય!) એવાં રાષ્ટ્રોનાં, લાખો ઇન્સાનો મોતના ખપ્પરમાં હોમાઈ ગયા હતા. આ રાષ્ટ્રોની વિરુદ્ધ લડવામાં આવેલાં યુદ્ધો બિનહથિયાર એવા લોકોની વિરુદ્ધ યુદ્ધો હતાં, જેમને ગોળીએ ઉડાવી દઈ શકાય, મશીનગનો વડે વીંધી નાખી શકાય. તેને યુદ્ધો કહી શકાય ખરાં? ચોકસાઈથી કહીએ તો એ કોઈ રીતે યુદ્ધો નહોતાં જ, તેને યાદ રાખવાનીયે જરૂર નથી. લોકસમુદાયો સાથે કરવામાં આવતા આ ઘોર કપટ પ્રત્યે તેમનું વલણ એવું છે.

વર્તમાન યુદ્ધ ફતેહની, આખેઆખી પ્રજાઓને ગોળીએ ઉડાવી દેવાની, જર્મનો તથા બ્રિટિશરોએ આફ્રિકામાં તેમ જ બ્રિટિશરો તથા રશિયનોએ ઈરાનમાં કરેલા અકલ્પનીય અત્યાચારોની નીતિનું સાતત્ય છે. એ કહેવું મુશ્કેલ છે કે સૌથી વધારે અત્યાચારો કોણે કરેલા. જર્મન મૂડીદારો તેમને આ કારણસર જ પોતાના દુશ્મનો ગણતા હતા. તેમણે કહ્યું કે વાહ, તમે દોલતમંદ છો એટલે તમે જોરાવર છો, એમ કે? પણ અમે વધારે જોરાવર છીએ એટલે અમે પણ લૂંટ ચલાવવાનો એ જ "પવિત્ર" અધિકાર ધરાવીએ છીએ. યુદ્ધના પુરોગામી કેટલાય દાયકાઓ દરમિયાન બ્રિટિશ અને જર્મન ધિરાણ મૂડીના ખરા ઈતિહાસનો અર્થ એવો છે. રૂસી-જર્મન, રૂસી-બ્રિટિશ અને જર્મન-બ્રિટિશ સંબંધોના ઈતિહાસનો અર્થ એવો છે. યુદ્ધ શાને માટે લડાઈ રહ્યું છે એ સમજવાની ચાવી આપણને તેમાં મળે છે. એટલે જ યુદ્ધના કારણ વિશે પ્રચલિત વાત નરી બેઈમાની અને તરકટ છે. ધિરાણ મૂડીના ઈતિહાસને, પુનર્વિભાજનના સવાલ અંગે આ યુદ્ધ કેવી રીતે ધૂંધવાઈ રહ્યું હતું તેના ઈતિહાસને, ભૂલી જઈને તેઓ બાબતને આવી રીતે પેશ કરે છે: બે રાષ્ટ્રો શાંતિથી રહેતાં હતાં, પછી એકે બીજાની ઉપર હુમલો કર્યો અને બીજાએ તેનો સામનો કર્યો. સમગ્ર વિજ્ઞાનને, સઘળી બેંકોને વિસારે પાડી દઈને પ્રજાઓને હાથમાં હથિયારો ઉઠાવવાનું કહેવામાં આવે છે, રાજકારણ વિશે કશું જ ન જાણતા કિસાનોને પણ એમ જ કહેવામાં

આવે છે. તેમણે તો ફક્ત લડીને સામનો કરવાનો છે! આ રીતની દલીલ પછી તર્કસંગત કદમ રૂપે બધાં અખબારોને બંધ કરી દેવાં જોઈએ, તમામ પુસ્તકોને બાળી નાખવાં જોઈએ, અને અખબારોમાં ઈજાફતોના ઉલ્લેખની સદંતર મનાઈ ફરમાવી દેવી જોઈએ. ઈજાફતો સંબંધી આવા ખયાલને એ રીતે ખરો ઠરાવી શકાય. તેઓ ઈજાફતો વિશે સત્ય જણાવી શકતા નથી કેમ કે રશિયા, બ્રિટન અને જર્મનીનો સમગ્ર ઈતિહાસ ઈજાફતો સંબંધી સતત, બેરહમ અને ખૂનખાર યુદ્ધનો ઈતિહાસ રહ્યો છે. અહીંયાં રશિયામાં જેને માટે સંઘર્ષ ચાલતો હતો એ માંગો ભારતમાં ઉઠાવવાની હિંમત કરનારા રાજકીય અપરાધીઓને ચાબખા ફટકારવાની સજા કરનારા લિબરલોએ ઈરાન અને આફ્રિકામાં બેરહમ યુદ્ધો ચલાવ્યાં હતાં. ફ્રેંચ સાંસ્થાનિક સૈન્યોએ પણ પ્રજાઓની ઉપર જુલમ કર્યો હતો. એ છે પૂર્વ-ઈતિહાસ, અપૂર્વ લૂંટનો ખરો ઈતિહાસ! આ વર્ગોની નીતિ આવી છે, અને વર્તમાન યુદ્ધ તેનું જ સાતત્ય છે. એટલે જ, ઈજાફતોના સવાલ વિશે તેઓ આપણા જેવો જવાબ નથી આપી શકતા—આપણે કહીએ છીએ કે કોઈ પણ રાષ્ટ્ર પોતાની બહુસંખ્યાની મરજિયાત પસંદગીથી નહિ પરંતુ કોઈ રાજા કે સરકારના નિર્ણય મુજબ બીજા રાષ્ટ્ર સાથે જોડાયેલું હોય તો તે પરાધીન રાષ્ટ્ર છે. ઈજાફતનો ત્યાગ કરવો એટલે દરેક રાષ્ટ્રને અલગ રાજ્ય સ્થાપવાનો અથવા પોતાની મરજી પડે તેની સાથે જોડાણ સાધવાનો અધિકાર આપવો. જરા પણ વર્ગજાગૃતિ ધરાવતા દરેક કામદારને તદ્દન સ્પષ્ટ રૂપે સમજાય એવી વાત છે.

'પ્રાવદા'ના અંક ૯૩માં,
૧૯૨૯ના એપ્રિલની ૨૩મી તારીખે,
પહેલી વાર પ્રકાશિત

ગ્રંથ ૩૨
પૃ. ૭૮–૮૭

## પારકા દોષ દેખાય, પોતાના પરખાય નહિ

અલ્જિરિયાએ એ લોકોને નાસીપાસ કરી દીધા. આપણા પ્રધાનપદાં ભોગવતા "સમાજવાદી-ક્રાંતિકારીઓ" "ઈજાફતો વગર સુલેહ" (અર્થાત્ પરદેશી વિસ્તારો ઉપર કબજો કરી લીધા વગર) વિશેની પોતાની વાતો વડે જાહેર પ્રજાને — અને પોતાની જાતને — છેતરવામાં બહુ સારી રીતે સફળ થઈ ગયા હતા, પરંતુ હવે... અલ્જિરિયાએ તેમને નાસીપાસ કરી દીધા છે. જે અખબારમાં કેરેન્સ્કી અને ચેર્નોવ એ બે "સમાજવાદી-ક્રાંતિકારી" પ્રધાનો લેખો લખે છે એ 'દેલો નરોદા'[67] અખબાર અલ્જિરિયા વિશે સંપેલાં રાજ્યોની સરકારોના ત્રણ પ્રધાનોનાં (એ જ લગભગ સમાજવાદી છાવણીના સભ્યો) નિવેદનો છાપવા જેટલું બિનસાવચેત બની ગયું. કેરેન્સ્કી અને ચેર્નોવ અખબારનું એ પગલું કેટલું ભયંકર બિનસાવચેત પગલું હતું એ નીચેની વાત ઉપરથી જોઈ શકાશે.

ઇંગ્લૅંડ, ફ્રાંસ, અને બેલ્જિયમના ત્રણ મિત્રરાજ્ય પ્રધાનોએ — સર્વશ્રી હેન્ડરસન, થોમસ, અને વેન્દરવેલ્દેએ — જાહેર કર્યું કે તેઓ "ઈજાફતો" નથી ઈચ્છતા પણ કેવળ "પ્રદેશોની આઝાદી" જ ઈચ્છે છે. કેરેન્સ્કી અને ચેર્નોવ અખબારે એ નિવેદનને સાચી રીતે જ "મૂડીવાદી વર્ગના પાળેલા સમાજવાદીઓ" દ્વારા "બાજીગરી" તરીકે વર્ણવ્યું, અને તેમની ઉપર નીચે મુજબની રોષભરી તથા કટાક્ષયુક્ત નિંદાની ઝડી વરસાવી:

"'એ સાચું કે તેઓ' (ત્રણ પ્રધાનો) 'પ્રદેશોની આઝાદીની માગણી વસતિની ઈચ્છા અનુસાર' જ કરે છે. બહુ સારી વાત છે! પરંતુ એવા પ્રસંગમાં આપણે માગણી કરવી જોઈએ કે તેઓ અને આપણે સુસંગત રહીએ અને એક તરફ આયર્લૅંડ તથા ફિન્લૅંડની તેમ જ બીજી તરફ અલ્જિરિયા તથા સિયામની 'આઝાદી'ને માન્ય કરીએ. અલ્જિરિયાને

'આત્મનિર્ણય'નો અધિકાર આપવા બાબત સમજો કે સમાજવાદી આલ્બર્ટ થોમસનો અભિપ્રાય સાંભળવાનું અત્યંત રસપ્રદ સાબિત થશે."

ખરેખર, આર્મેનિયા અને ગેલિસિયા તેમ જ ઉક્રાઈના અને તુર્કસ્તાનને "આત્મનિર્ણય"નો અધિકાર આપવા બાબત કેરેન્સ્કી, ત્સેરેતેલી, ચેર્નોવ, અને સ્કોબેલેવનો પણ "અભિપ્રાય સાંભળવાનું અત્યંત રસપ્રદ સાબિત થશે".

આયર્લૅંડ અને અલ્જિરિયાનું ઉદાહરણ આપીને તમે, રશિયન સરકારના નરોદવાદી અને મેન્શેવિક પ્રધાનો, તમારા પોતાના વલણ અને વર્તનમાં સમાયેલ સમગ્ર કપટ અને ઠગબાજીને ઉઘાડાં પાડી દો છો. તમે એ વાત સ્પષ્ટ કરી છે કે "ઈજાફતો"નો અર્થ કેવળ **આ યુદ્ધમાં** જ કબજે કરી લેવામાં આવતા પ્રદેશો જેવો **ન** તારવી **શકાય**. બીજા શબ્દોમાં કહીએ તો તમે તમારી જાતને અને 'પેત્રોગ્રાદ સોવિયેતના ઈઝવેસ્તિયા'[68]ને ઉઘાડું પાડી દીધું છે. એ અખબારે થોડા દિવસ પહેલાં જ ગર્વભરી અજ્ઞાનતાથી જાહેર કરેલું કે ઈજાફતનો ઉલ્લેખ વર્તમાન યુદ્ધમાં કબજે કરી લેવામાં આવેલા પ્રદેશો વિશે જ છે. પરંતુ કોણ નથી જાણતું કે આયર્લૅંડ અને અલ્જિરિયાની ઉપર તો યુદ્ધ ફાટી નીકળતાં પહેલાં દાયકાઓ અને સદીઓ પૂર્વે કબજો કરી લેવામાં આવ્યો હતો?

'દેલો નરોદા'એ અત્યંત બિનસાવચેતીનું પ્રદર્શન કર્યું: ઈજાફત જેવા ખૂબ મહત્ત્વના અને પાયાના સવાલની બાબતમાં પોતાના અને મેન્શેવિકો તથા 'ઈઝવેસ્તિયા'ના નિતાંત ગૂંચવાડાને તેણે ઉઘાડો પાડી દીધો.

પરંતુ વાત એટલેથી પૂરી થતી નથી. તમે હેન્ડરસનને આયર્લૅંડ વિશે પડકારો છો અને આલ્બર્ટ થોમસને અલ્જિરિયા વિશે પડકારો છો; ઈજાફત વિશેના "હાલ સત્તાસ્થાને બેઠેલા ફ્રેંચ **મૂડીવાદી વર્ગ**"ના અને ફ્રેંચ **જનતાના** વિચારો વચ્ચે તમે સરખામણી કરો છો; હેન્ડરસન અને આલ્બર્ટ થોમસને તમે "મૂડીવાદી વર્ગના પાળેલા સમાજવાદીઓ" કહો છો—પરંતુ તમારા પોતાના વિશે શું?

કેરેન્સ્કી, ત્સેરેતેલી, ચેર્નોવ, સ્કોબેલેવ, તમે પોતે કોણ છો? તમે લોકો શું "મૂડીવાદી વર્ગના પાળેલા સમાજવાદીઓ" નથી? "હાલ સત્તાસ્થાને બેઠેલા રશિયન **મૂડીવાદી વર્ગ**"ની સરકાર સમક્ષ તમે **રશિયન** આયર્લૅંડ અને **રશિયન** અલ્જિરિયાનો સવાલ, અર્થાત્ તુર્કસ્તાન, આર્મેનિયા, ઉક્રાઈના, ફિન્લૅંડ, વગેરેનો સવાલ, રજ કર્યો છે? એ સવાલ તમે ક્યારે ઉઠાવ્યો છે? આ બાબત વિશે તમે રશિયન "જનતા"ને કેમ કંઈ કહેતા નથી? આયર્લૅંડ અને અલ્જિરિયાના જ પ્રકારની **બધી રશિયન** ઈજાફતોના સવાલને ચોક્કસ રૂપે,

સ્પષ્ટ રૂપે, અને અસંદિગ્ધ રૂપે **ઉઠાવ્યા વગર** જ, સોવિયેતમાં, સરકારમાં, અને જનતાની સમક્ષ "ઈજાફતો વગરની" સુલેહ વિશે મોટા મોટા શબ્દો ભરેલાં ભાષણો ઠોકવાની **રશિયન** નરોદવાદીઓ તથા મેન્શેવિકોની રીતને તમે "બાજીગરી" તરીકે ધુતકારી કેમ નથી કાઢતા?

રશિયન નરોદવાદી અને મેન્શેવિક પ્રધાનો નાઉમેદ ગોટાળામાં સપડાઈ ગયા છે, વીતતો જતો પ્રત્યેક દિવસ તેમને વધારે ને વધારે ઉઘાડા પાડે છે.

તેમની ટેવ મુજબની "આખરી" દલીલ આવી છે: આપણે ક્રાંતિના જમાનામાંથી પસાર થઈ રહ્યા છીએ. પરંતુ એ દલીલ તો શરૂથી આખર સુધી જૂઠી છે. આપણી ક્રાંતિ **અત્યાર સુધીમાં** તો ફ્રાંસ અને ઈંગ્લેંડની જેમ માત્ર **મૂડીવાદી વર્ગને** જ સત્તા પર લાવી છે, અને ફ્રાંસ અને ઈંગ્લેંડની જેમ "મૂડીવાદી વર્ગના પાળેલા સમાજવાદીઓ" તો "બિનહાનિકર લઘુમતી" તરીકે જ હયાત છે. આપણી ક્રાંતિ આવતીકાલે કેવી પરિસ્થિતિનું સર્જન કરશે—રાજશાહીને પાછી લાવશે, મૂડીવાદી વર્ગને મજબૂત બનાવશે, કે પછી સત્તાને વધારે અગ્રગામી વર્ગોના હાથમાં પહોંચાડી દેશે—એ નથી આપણે જાણતા કે નથી બીજું કોઈ જાણતું. એટલે સામાન્ય રૂપમાં "ક્રાંતિ"નું બહાનું કાઢવું એ જનતા જોડે અને પોતાની જાતની જોડે ભારેમાં ભારે છળ કરવા બરાબર છે.

હવે જૂઠાણાંની જાળમાં ફસાઈ ગયેલા નરોદવાદીઓ અને મેન્શેવિકો માટે ઈજાફતોનો સવાલ એક સરસ કસોટી છે. તેઓ પ્લેખાનોવ, હેન્ડરસન, શાઈદેમાન અને કંપની **જેટલા જ** ગૂંચવાઈ ગયા છે; તેમનામાં ફેર માત્ર **શબ્દો પૂરતો જ** છે કેમ કે **વાસ્તવમાં** સમાજવાદને તો એ બધાએ એકસરખી રીતે જ તજી દીધો છે.

'પ્રાવદા', અંક ૭૦,<br>૧૪(૧) જૂન, ૧૯૧૭

ગ્રંથ ૩૨<br>પૃ. ૨૫૦—૨૫૨.

## રશિયન ક્રાંતિની વિદેશનીતિ

વિદેશનીતિને ગૃહનીતિથી અળગી પાડવા કરતાં વધારે ભૂલભરેલું અને હાનિકારક બીજું કશું જ ન હોઈ શકે. એવી પૃથકતાનો તો વિચાર જ ભયાનક રૂપે ખોટો છે અને યુદ્ધના દિવસોમાં તો વિશેષ રૂપે. છતાં એ વિચારને પ્રેરિત કરવા અને પોષવા માટે મૂડીવાદી વર્ગ શક્ય અને અશક્ય બધું જ કરી રહ્યો છે. ગૃહનીતિ કરતાં વિદેશનીતિના સવાલો અંગે લોકસમુદાયોનું અજ્ઞાન અતુલનીય રૂપે અધિક છે. આઝાદમાં આઝાદ મૂડીવાદી દેશોમાં પણ, અધિકતમ લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાં પણ, મુત્સદ્દીગીરીના વ્યવહારનું રહસ્ય પુનિત રૂપે જાળવી રાખવામાં આવે છે.

વિદેશનીતિના "મામલાઓ"ના સંબંધમાં લોકસમુદાયોની જોડે ખેલવામાં આવતા છળકપટને એક સરસ કલા બનાવી દેવામાં આવી છે અને આપણી ક્રાંતિ એ રોગથી ગંભીર રીતે પીડાય છે. લાખો નકલોના ફેલાવા ધરાવતા મૂડીવાદી અખબારોએ છળકપટના ઝેરનો બહોળા વિસ્તારમાં પ્રસાર કર્યો છે.

વર્તમાન જમાનાની વિદેશનીતિના પાયાના સવાલને મૂડીવાદી વાસ્તવિકતા આ રીતે પ્રસ્તુત કરે છે—સામ્રાજ્યવાદી લૂંટારાઓનાં બે અનહદ મોટાં અને અનહદ જોરાવર જૂથોમાંથી એકનો પક્ષ તમારે લેવો જ પડશે. મૂડીવાદી વર્ગ માટે સવાલ એ રૂપમાં પ્રસ્તુત છે. અને ઉલ્લેખ કર્યા વગર સમજી શકાય એમ છે કે પુરાણા મૂડીવાદી ખયાલો તથા પૂર્વગ્રહોને જાળવી રાખતા નિમ્ન-મૂડીવાદી વર્ગ માટે પણ સવાલ એ જ રૂપમાં પ્રસ્તુત છે.

જેની વિચારક્રિયા મૂડીવાદી સંબંધોની સીમાઓને પાર કરી જ ન શકતી હોય એવી કોઈ પણ વ્યક્તિ એ વાત ન જ સમજી શકે કે કામદાર વર્ગ જો વર્ગજાગ્રત હોય તો તે સામ્રાજ્યવાદી લૂંટારાઓના **એક પણ** જૂથનો **પક્ષ** ન જ લઈ શકે. એથી ઊલટું, કોઈ કામદાર એ વાત ન જ સમજી શકે કે બધા

દેશોના મૂડીદારોની વિરુદ્ધની બધા દેશોના કામદારોની બંધુભાવી એકસંપીને વફાદાર રહેલા સમાજવાદીઓની ઉપર જર્મનોની જોડે અલગ સુલેહ કરી લેવાની ખાએશ ધરાવવાનો અથવા એવા ઉદ્દેશને આગળ ધપાવનારાં કદમો ઉઠાવવાનો આક્ષેપ શા માટે મૂકવામાં આવે છે. મૂડીદારો વચ્ચેની કોઈ પણ અલગ સુલેહને એ સમાજવાદીઓ (બોલ્શેવિકો સહિત) કોઈ પણ સંજોગોમાં કબૂલ નહિ જ કરે. ન તો જર્મન મૂડીદારો જોડે અલગ સુલેહ કે ન અંગ્રેજ-ફ્રેંચ મૂડીદારો જોડે ગઠબંધન—એ છે વર્ગજાગ્રત સર્વહારા વર્ગની વિદેશનીતિનો આધાર.

"ઇંગ્લેંડ અને ફ્રાંસ" સાથેના સંબંધો તૂટી જવાની બીકે એ કાર્યક્રમનો વિરોધ કરતા આપણા મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ હકીકતમાં તો મૂડીવાદી વિદેશનીતિના કાર્યક્રમને અમલમાં મૂકી રહ્યા છે. એ સાચું કે "સંધિઓમાં સુધારાવધારા", "ઇજાફતો વગર સુલેહ" વગેરે જેવાં અલંકારયુક્ત પરંતુ બિનઅસરકારક વાક્યોના શણગાર વડે તેઓ તેને સુશોભિત કરવાની કોશિશ કરે છે. એ બધી કલ્યાણમય કામનાઓ પોકળ વાણીવિલાસ જ રહેવાને સરજાયેલી છે કેમ કે **મૂડીવાદી** વાસ્તવિકતા સવાલને ચોખ્ખે ચોખ્ખી રીતે આમ જ પ્રસ્તુત કરે છે: કાં તો એ જૂથોમાંના એક જૂથના સામ્રાજ્યવાદીઓનું શરણ સ્વીકારી લો અથવા પ્રત્યેક જાતના સામ્રાજ્યવાદની વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષનો ઝંડો ઉઠાવો.

એવા સંઘર્ષ માટે આપણે સાથીદારો ધરાવીએ છીએ ખરા? હા, યુરોપના ઉત્પીડિત વર્ગો, મુખ્યત્વે સર્વહારા વર્ગ; સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત પ્રજાઓ, મુખ્યત્વે એશિયામાં આપણા પાડોશીઓ.

પોતાને "ક્રાંતિકારી લોકશાહીવાદીઓ" કહેવડાવતા મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ હકીકતમાં પ્રતિક્રાંતિકારી અને લોકશાહીવાદ-વિરોધી વિદેશનીતિને અનુસરી રહ્યા છે. તેઓ જો ક્રાંતિકારીઓ હોત તો રશિયાના કામદારો અને કિસાનોને તેઓ સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત બધાં રાષ્ટ્રોને મોખરે અને બધા ઉત્પીડિત વર્ગોને મોખરે આગેકૂચ કરવા ઉત્તેજિત કરત.

ભયભીત કૂપમંડૂકો વાંધો ઉઠાવે છે: "પરંતુ એમ કરીએ તો તો બીજા બધા દેશોના મૂડીદારો રશિયાની વિરુદ્ધ એક થઈ જાય." એ અશક્ય નથી. કોઈ પણ **"ક્રાંતિકારી"** લોકશાહીવાદીને ક્રાંતિકારી યુદ્ધ અગાઉથી જ તજી દેવાનો મુદ્દલ અધિકાર નથી. પરંતુ એવા યુદ્ધની વાસ્તવિક સંભાવના મોટી નથી. બ્રિટિશ અને જર્મન સામ્રાજ્યવાદીઓ ક્રાંતિકારી રશિયાની વિરુદ્ધ "એકતા નહિ સાધી" શકે. ૧૯૦૫માં જ જે ક્રાંતિ તુર્કી, ઈરાન, અને ચીનની

ક્રાંતિઓ માટે કારણભૂત બની ગઈ હતી એ રશિયન ક્રાંતિએ જો સાચેસાચ જ આપખુદશાહોની વિરુદ્ધ, ખાનોની વિરુદ્ધ, જર્મનોને તુર્કીમાંથી હાંકી કાઢવા માટે અને બ્રિટિશરોને તુર્કી, ઈરાન, હિંદુસ્તાન, મિસર, વગેરે દેશોમાંથી હાંકી કાઢવા માટે સાંસ્થાનિક અને અર્ધસાંસ્થાનિક દેશોના કામદારો અને કિસાનોની ખરેખરી ક્રાંતિકારી એકસંપી રચવાનું શરૂ કરી દીધું હોત તો તેણે જર્મન અને બ્રિટિશ સામ્રાજ્યવાદીઓને બહુ જ મુશ્કેલ સ્થિતિમાં મૂકી દીધા હોત.

પોતે કરેલા ક્રાંતિના દ્રોહને વાજબી ઠરાવવા માટે ફ્રેંચ અને રશિયન બન્ને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓને ૧૭૯૩નો ઉલ્લેખ કરવાનું ગમે છે. પરંતુ એ હકીકત વિશે મુદ્દલ જ વિચાર નથી કરવામાં આવતો કે રશિયામાં **ખરેખરું** "ક્રાંતિકારી" લોકશાહીવાદી આંદોલન ઉત્પીડિત અને પછાત પ્રજાઓના સંબંધમાં ૧૭૯૩ની **વૃત્તિથી** કદમ ઉઠાવી શકે અને તેણે એવી **વૃત્તિથી** કદમ ઉઠાવવું પણ જોઈએ.

સામ્રાજ્યવાદીઓ જોડે "એકસંપી", એટલે કે તેમની ઉપર નામોશીભર્યું અવલંબન—એવી છે મૂડીદારોની અને નિમ્ન-મૂડીવાદી વર્ગની વિદેશનીતિ. તમામ અને કોઈ પણ સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ ઉન્નત દેશોના ક્રાંતિકારીઓની જોડે અને બધી ઉત્પીડિત પ્રજાઓની જોડે એકસંપી—એવી છે સર્વહારા વર્ગની વિદેશનીતિ.

'પ્રાવદા', અંક ૮૧, ગ્રંથ ૩૨
૨૭(૧૪) જૂન, ૧૯૧૭ પૃ. ૩૩૫—૩૩૭

## કામદારો અને સૈનિકોના પ્રતિનિધિઓની સોવિયેતોની દ્વિતીય અખિલ રશિયન કોંગ્રેસમાં સુલેહ સંબંધી અહેવાલ

આપણા સમયમાં સુલેહનો સવાલ એક સળગતો અને પીડાકારી સવાલ છે. એ વિષય પરત્વે ઘણું કહેવામાં તથા લખવામાં આવ્યું છે અને તમે બધાએ તેની ચર્ચામાં નિસ્સંદેહ ઘણો સમય ગાળ્યો છે. એટલે મને રજા આપો કે તમે ચૂંટેલી સરકાર દ્વારા કરવામાં આવનારી જાહેરાત હું તમને વાંચી સંભળાવું.

### સુલેહ સંબંધી ડિક્રી

ઑક્ટોબરની ૨૪—૨૫ તારીખની ક્રાંતિએ સર્જેલી અને કામદારો, સૈનિકો, તથા કિસાનોના પ્રતિનિધિઓ ઉપર આધારિત સરકાર યુદ્ધ લડતી બધી પ્રજાઓ તથા તેમની સરકારોને ઈન્સાફી અને લોકશાહીવાદી સુલેહ માટેની વાટાઘાટો તત્કાળ શરૂ કરી દેવાની હાકલ કરે છે.

યુદ્ધમાં સંડોવાયેલા બધા દેશોમાં વસતા યુદ્ધથી પરિશ્રાંત, સંતપ્ત, અને પાયમાલ થઈ ગયેલા કામદારો તથા મહેનતકશ વર્ગોની બહુસંખ્યા જેને માટે તલસી રહી છે એ ઈન્સાફી અથવા લોકશાહીવાદી સુલેહ, ઝારની રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી ત્યારથી જ રશિયન કામદારો અને કિસાનો જેની અધિકતમ નિશ્ચિત રૂપે અને દૃઢાગ્રહપૂર્વક માગણી કરતા રહ્યા છે એ સુલેહ— એવી સુલેહનો ઉલ્લેખ કરતી વેળા સરકારનું તાત્પર્ય ઈજાફતો વગરની (અર્થાત્, વિદેશી વિસ્તારો ઉપર કબજો કરી લીધા વગર, વિદેશી રાષ્ટ્રોને બળજબરીથી પોતાના દેશમાં સામેલ કરી દીધા વગર) અને નુકસાની બદલના દંડ વગરની સુલેહ છે.

રશિયાની સરકાર દરખાસ્ત કરે છે કે યુદ્ધ લડતાં બધાં રાષ્ટ્રો તત્કાળ એવી સુલેહ કરી લે, અને બધા દેશો તથા બધાં રાષ્ટ્રોના લોકપ્રતિનિધિઓની અધિકૃત વિધાનસભાઓ એવી સુલેહની બધી શરતોને અંતિમ બહાલી આપે, ત્યાં સુધી

સઘળાં મક્કમ પગલાં જરા પણ વિલંબ વગર તત્કાળ ઉઠાવવાની તત્પરતા રશિયન સરકાર વ્યક્ત કરે છે.

સામાન્ય રૂપે લોકશાહીવાદીઓ દ્વારા અને વિશેષ રૂપે મહેનતકશ વર્ગો દ્વારા સમજવામાં આવતા ઈન્સાફના ખયાલ અનુસાર ઈજાફતોનો અથવા પરદેશી વિસ્તારો ઉપર કબજો જમાવવાનો અર્થ સરકાર નીચે મુજબ ગણે છે: નાના અથવા નબળા રાષ્ટ્રને એવા રાષ્ટ્રની ચોક્કસ, સ્પષ્ટ, અને સ્વેચ્છાએ વ્યક્ત કરવામાં આવેલી કબૂલાત અથવા ઈચ્છા વગર કોઈ મોટા અથવા જોરાવર રાજ્યમાં સામેલ કરી દેવાનું પ્રત્યેક પગલું, પછી બળજબરીથી સામેલ કરી દેવાનું એવું પગલું ભલે ગમે ત્યારે ભરવામાં આવ્યું હોય, બળજબરીથી કોઈ રાજ્યની સીમાઓ સાથે જોડી દેવામાં આવેલા અથવા બળજબરીથી કોઈ રાજ્યની સીમાઓની અંદર ગોંધી રાખવામાં આવેલા રાષ્ટ્રના વિકાસ અથવા પછાતપણાની કક્ષા પણ ભલે ગમે તેવી હોય, અને છેલ્લે, એવું રાષ્ટ્ર ભલે યુરોપમાં આવેલું હોય કે દૂર દરિયાપારના દેશોમાં આવેલું હોય.

કોઈ પણ રાષ્ટ્રે વ્યક્ત કરેલી ઈચ્છા વિરુદ્ધ—પછી એવી ઈચ્છા ભલે અખબારોમાં વ્યક્ત થઈ હોય, જાહેર સભાઓમાં વ્યક્ત થઈ હોય, પાર્ટીઓના નિર્ણયોમાં વ્યક્ત થઈ હોય, અથવા રાષ્ટ્રીય ઉત્પીડન સામેના વિરોધો અને વિદ્રોહોમાં વ્યક્ત થઈ હોય—તેને બળજબરીથી કોઈ એક રાષ્ટ્રની સીમાઓની અંદર ગોંધી રાખવામાં આવે અને તેને પોતાના રાજ્યપદનાં રૂપો મુક્ત મતદાન દ્વારા, સામેલ કરનારા અથવા સામાન્ય રૂપે વધારે જોરાવર રાષ્ટ્રનાં સૈન્યોને પૂરેપૂરાં હઠાવી લીધા પછી અને જરાસરખું પણ દબાણ લાવ્યા વગર થયેલા મતદાન દ્વારા, નિર્ધારિત કરવાનો અધિકાર ન આપવામાં આવે તો સામેલ કરી લેવાનું એ કૃત્ય ઈજાફત છે, અર્થાત્ જબરજસ્તીનો કબજો અને જુલમ છે.

જોરાવર અને સમૃદ્ધ રાષ્ટ્રોની વચ્ચે તેમણે જીતી લીધેલી નબળી પ્રજાઓનું વિભાજન કેવી રીતે કરવું એ સવાલના ફેંસલા ખાતર આ યુદ્ધને ચાલુ રાખવું તેને રશિયાની સરકાર માનવતાની વિરુદ્ધનો મોટામાં મોટો ગુનો ગણે છે, અને એક પણ અપવાદ વગર બધી પ્રજાઓ માટે એકસરખી ઈન્સાફી ઉપરોક્ત શરતોના આધારે આ યુદ્ધને બંધ કરવા માટે સુલેહની શરતો ઉપર તત્કાળ સહી કરવાના પોતાના નિર્ધારની ગંભીરતાપૂર્વક જાહેરાત કરે છે.

સાથે સાથે જ આ સરકાર જાહેર કરે છે કે સુલેહની ઉપરોક્ત શરતોને પોતે અલ્ટીમેટમ નથી ગણતી; બીજા શબ્દોમાં કહીએ તો સુલેહની બીજી કોઈ શરતો ઉપર વિચાર કરવા આ સરકાર તૈયાર છે, પરંતુ ફક્ત એટલો આગ્રહ રાખે છે

કે યુદ્ધ લડતાં રાષ્ટ્રોમાંથી કોઈ પણ રાષ્ટ્ર પોતાની શરતો શક્ય એટલી જલદી પ્રસ્તુત કરે અને એ શરતો તદ્દન સાફ હોય તથા કોઈ પણ જાતની અસ્પષ્ટતા અને ગુપ્તતાથી પૂર્ણ રૂપે મુક્ત હોય.

ગુપ્ત મુત્સદ્દીગીરીને આ સરકાર નાબૂદ કરી નાખે છે અને બધી વાટાઘાટોને સાવ ખુલ્લી રીતે સમગ્ર જનતાની નજર સામે ચલાવવાનો પોતાનો દૃઢ ઇરાદો જાહેર કરે છે. ૧૯૧૭ના ફેબ્રુઆરીથી ઑક્ટોબરની ૨૫મી તારીખ દરમિયાન જમીનદારો અને મૂડીદારોની સરકારે બહાલ કરેલી અથવા પોતે કરેલી ગુપ્ત સંધિઓને પૂર્ણ રૂપમાં પ્રકાશિત કરવાની આ સરકાર તત્કાળ શરૂઆત કરી દેશે. એ ગુપ્ત સંધિઓમાં મોટે ભાગે રશિયન જમીનદારો અને મૂડીદારો માટે લાભો અને વિશેષાધિકારો હાંસલ કરવાનું તથા રશિયનોએ હડપ કરી લીધેલા પ્રદેશોની ઉપર કબજો કાયમ રાખવાનું અથવા કબજા તળેના પ્રદેશોને વિસ્તારવાનું લક્ષ્ય ધરાવતી બાબતો હતી. એવી દરેકે દરેક બાબતને આ સરકાર તત્કાળ અને તદ્દન રદબાતલ ઘોષિત કરે છે.

બધા દેશોની સરકારો તથા પ્રજાઓને સુલેહ માટેની ખુલ્લી વાટાઘાટો તત્કાળ શરૂ કરી દેવાનું આમંત્રણ આપતી વેળા આ સરકાર પોતાના તરફથી એ વાટાઘાટોને લેખિત રીતે, તાર દ્વારા, અને વિવિધ દેશોના પ્રતિનિધિઓની વાતચીતો દ્વારા અથવા એવા પ્રતિનિધિઓના સંમેલન દ્વારા, એમ બન્ને રીતે ચલાવવાની પોતાની તત્પરતા વ્યક્ત કરે છે. એવી વાટાઘાટોને સરળ બનાવવા અર્થે આ સરકાર તટસ્થ દેશોમાં પોતાના કુલ મુખત્યાર પ્રતિનિધિઓ નિયુક્ત કરી રહી છે.

યુદ્ધ લડતા બધા દેશોની સરકારો અને પ્રજાઓને આ સરકાર તત્કાળ પરસ્પર યુદ્ધવિરામ કરી લેવાનું આમંત્રણ આપે છે અને પોતાના તરફથી એ વાત ઇચ્છનીય ગણે છે કે એવો યુદ્ધવિરામ ત્રણ મહિનાથી ઓછા સમયનો ન હોવો જોઈએ, અર્થાત્ યુદ્ધમાં સંડોવાયેલ અથવા મજબૂરીથી ભાગ લેનાર બધી પ્રજાઓ તથા રાષ્ટ્રોના સંબંધમાં એક પણ અપવાદ વગર સૌના પ્રતિનિધિઓની સામેલગીરી સાથે સુલેહની વાટાઘાટો પરિપૂર્ણ કરવા અને સુલેહની શરતોની અંતિમ બહાલી માટે બધા દેશોના પ્રજાકીય પ્રતનિધિઓની અધિકૃત પરિષદો ભરવા માટે પૂરતા સમયનો હોવો જોઈએ.

યુદ્ધ લડતા બધા દેશોની સરકારો તથા પ્રજાઓ સમક્ષ આ દરખાસ્ત રજૂ કરતી વેળા રશિયાની કામચલાઉ કામદાર-કિસાન સરકાર માનવજાતનાં ત્રણ અધિકતમ ઉન્નત રાષ્ટ્રો તથા વર્તમાન યુદ્ધમાં ભાગ લેનાર મોટામાં મોટાં

રાજ્યોના, અર્થાત્ ઇંગ્લેંડ, ફ્રાંસ, અને જર્મનીના વર્ગજાગ્રત કામદારોને પણ વિશેષ રૂપે અપીલ કરે છે. એ દેશોના કામદારોએ પ્રગતિ અને સમાજવાદના ધ્યેયમાં મોટામાં મોટા ફાળા આપ્યા છે. ઇંગ્લેંડમાં ચાર્ટિસ્ટ આંદોલન,[69] ફ્રેંચ સર્વહારા વર્ગે કરેલી ઐતિહાસિક મહત્ત્વની અનેક ક્રાંતિઓ, અને છેલ્લે જર્મનીમાં સમાજવાદ-વિરોધી કાનૂનની[70] સામે વીરતાભર્યો સંઘર્ષ તથા આખી દુનિયાના કામદારો માટે નમૂનાની કામગીરી બજાવતું આમ સર્વહારા વર્ગીય સંગઠનોના સર્જનનું દીર્ઘકાલીન, સતત, અને શિસ્તબદ્ધ કાર્ય—એવાં મહાન ઉદાહરણો તેમણે પૂરાં પાડયાં છે. સર્વહારા વર્ગીય વીરતા અને ઐતિહાસિક સર્જનાત્મક કાર્યનાં એ બધાં ઉદાહરણો એ બાબતની બાંયધરી છે કે ઉપરોક્ત દેશોના કામદારો યુદ્ધની ભયાનકતાઓ અને પરિણામોથી માનવજાતને બચાવવાની પોતાની ફરજને સમજશે અને સુલેહના ધ્યેયને તથા સાથે સાથે જ બધા પ્રકારની ગુલામી અને બધા પ્રકારના શોષણથી વસતિના મહેનતકશ અને શોષિત સમુદાયોની મુક્તિના ધ્યેયને સફળતાપૂર્વક પૂરું કરવામાં એ કામદારો આપણને પોતાની સર્વાંગી, નિર્ણયાત્મક, તથા સર્વોચ્ચ રૂપે જોશીલી પ્રવૃત્તિ વડે સહાય કરશે.

---

ઑક્ટોબરની ૨૪—૨૫ તારીખની ક્રાંતિએ સર્જેલી અને કામદારો, સૈનિકો, તથા કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતો ઉપર આધાર રાખતી સરકારે સુલેહ માટેની વાટાઘાટો તત્કાળ શરૂ કરી જ દેવી જોઈએ. આપણી અપીલ સરકારો અને પ્રજાઓ બન્નેને ઉદ્દેશીને થવી જોઈએ. આપણે સરકારોની અવગણના ન કરી શકીએ કેમ કે એથી સુલેહ કરવાની શક્યતામાં વિલંબ થશે અને જનતાની સરકાર એવો વિલંબ ન જ કરી શકે; પરંતુ સાથે સાથે જ પ્રજાઓને અપીલ ન કરવાનો પણ આપણને અધિકાર નથી જ. દરેક ઠેકાણે સરકારો અને પ્રજાઓ વચ્ચે મતભેદ છે અને એટલે યુદ્ધ અને શાંતિના સવાલોમાં વચ્ચે પડવામાં આપણે પ્રજાઓને મદદ કરવી જ જોઈએ. ઇજાફતો વગરની અને નુકસાનીના દંડ વગરની સુલેહના આપણા આખા કાર્યક્રમની સ્વીકૃતિનો આપણે બેશક આગ્રહ રાખીશું જ. એ બાબતમાં આપણે પીછેહઠ નહિ જ કરીએ; પરંતુ આપણા દુશ્મનોને આપણે એમ કહેવાની શક્યતાથી વંચિત કરી જ દેવા જોઈએ કે તેમની શરતો આપણી શરતોથી ભિન્ન હોઈને આપણી

જોડે વાટાઘાટો શરૂ કરવાનું વ્યર્થ છે. ના, એવી સાનુકૂળ સ્થિતિથી આપણે તેમને વંચિત રાખવા જ જોઈએ અને આપણી શરતોને અલ્ટીમેટમના રૂપમાં પ્રસ્તુત ન જ કરવી જોઈએ. એટલે જ એવો મુદ્દો સામેલ કરવામાં આવ્યો છે કે અમે સુલેહની બધી શરતો અને બધી દરખાસ્તો ઉપર વિચારણા કરીશું. અમે તેની ઉપર વિચારણા કરીશું પરંતુ તેનો એવો અર્થ જરૂરી નથી જ કે અમે તેને સ્વીકારી લઈશું. અમે તેને વિચારણા માટે બંધારણસભા સમક્ષ પેશ કરીશું અને કેવી છૂટછાટો મૂકી શકાય તથા કેવી છૂટછાટો ન જ મૂકી શકાય એ બાબતનો નિર્ણય કરવાની સત્તા બંધારણસભાને હસ્તક રહેશે. અમે એવી સરકારો દ્વારા કરવામાં આવતા છળકપટનો મુકાબલો કરી રહ્યા છીએ કે જે શાંતિ અને ઈન્સાફની પોકળ વાતો કરે છે પણ હકીકતમાં ઈજાફતી અને લૂંટફાટિયાં યુદ્ધો લડે છે. કોઈ પણ સરકાર પોતાના મનમાં હોય એટલું બધું વ્યક્ત નહિ જ કરે. પરંતુ આપણે તો ગુપ્ત મુત્સદ્દીગીરીનો વિરોધ કરીએ છીએ અને સમગ્ર જનતાની નજર સામે ખુલ્લું વર્તન કરીશું. મુશ્કેલીઓની સામે આપણે આપણી આંખો કદી બંધ નથી કરી દીધી અને અત્યારે પણ કરતા નથી. લડવાનો ઈનકાર કરીને યુદ્ધનો અંત ન આણી શકાય, માત્ર એક જ પક્ષ યુદ્ધનો અંત ન જ આણી શકે. આપણે ત્રણ મહિના માટે યુદ્ધવિરામની દરખાસ્ત કરી રહ્યા છીએ પરંતુ એથી ટૂંકા ગાળાને નકારી નહિ કાઢીએ જેથી પરિશ્રાંત લશ્કર મુક્ત શ્વાસ લઈ શકે, પછી મુક્ત શ્વાસનો એ વખત ભલે સાવ થોડોક જ હોય, વળી એ ઉપરાંત બધા સભ્ય દેશોમાં શરતોની ચર્ચા માટે જાહેર સભાઓ પણ ભરાવી જ જોઈએ.

તત્કાળ યુદ્ધવિરામની દરખાસ્ત કરીને આપણે એ દેશોના વર્ગજાગ્રત કામદારોને, જેમણે સર્વહારા વર્ગીય આંદોલનના વિકાસ માટે ઘણું બધું કર્યું છે તેમને, અપીલ કરીએ છીએ, આપણે ચાર્ટિસ્ટ આંદોલનના દેશ ઈંગ્લૅંડના કામદારોને, વારંવારના વિદ્રોહોમાં પોતાની વર્ગજાગ્રતિની તાકાત પ્રદર્શિત કરી ચૂકેલા ફ્રેંચ કામદારોને, અને સમાજવાદ-વિરોધી કાનૂનની સામે લડત ચલાવનારા તથા પ્રબળ સંગઠનોનું સર્જન કરનારા જર્મન કામદારોને અપીલ કરીએ છીએ.

૧૪મી માર્ચના જાહેરનામામાં આપણે બેંકરોને ઉથલાવી પાડવાની હાકલ કરેલી, પરંતુ આપણા પોતાના બેંકરોને ઉથલાવી પાડવાની વાત તો દૂર રહી, આપણે તેમની સાથે ગઠબંધનમાં જોડાયા હતા. હવે આપણે બેંકરોની સરકારને ઉથલાવી પાડી છે.

સરકારો અને મૂડીવાદી વર્ગ પોતાનાં બળોને એકત્રિત કરવાની અને કામદારો તથા કિસાનોની ક્રાંતિને લોહીની નદીમાં ડુબાવી દેવાની પૂરેપૂરી કોશિશ કરશે. પરંતુ યુદ્ધનાં ત્રણ વરસોએ લોકસમુદાયોને સારો પાઠ ભણાવ્યો છે, દાખલા તરીકે બીજા દેશોમાં સોવિયેત આંદોલન અને જર્મન નૌકાદળમાં ઊઠેલું બંડ[71] કે જેને જલ્લાદ વિલ્હેલ્મના જંકરોએ કચડી નાખ્યું હતું. છેલ્લે આપણે યાદ રાખવું જોઈએ કે આપણે આફ્રિકાનાં જંગલોમાં નથી વસતા પણ યુરોપમાં વસીએ છીએ જ્યાં ખબર ઝડપથી ફેલાઈ શકે છે.

કામદારોનું આંદોલન વિજયને વરશે જ અને શાંતિ તથા સમાજવાદનો માર્ગ તૈયાર કરશે. **(તાળીઓનો ગડગડાટ.)**

૧૯૧૭ના નવેંબરની
૧૦મી (ઓક્ટોબરની ૨૮મી)
તારીખે 'પ્રાવદા'ના ૧૭૧મા અંકમાં
અને 'ઇઝવેસ્તિયા'ના ૨૦૯મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૩૫
પૃ. ૧૩—૧૭

## રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની આઠમી કોંગ્રેસમાં પાર્ટીના કાર્યક્રમ સંબંધી અહેવાલ

૧૯ માર્ચ, ૧૯૧૭

(અવતરણ)

**રાષ્ટ્રીય સવાલના** સંબંધમાં પણ મારે એ જ વાત કહેવાની છે. કોમરેડ બુખારિન માટે તો એ બાબતમાં પણ ચિંતનના જનકના સ્થાને ઇચ્છા બિરાજમાન છે. તેનું કહેવું છે કે આપણે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને માન્ય ન કરી શકીએ કેમ કે રાષ્ટ્રમાં તો સર્વહારા વર્ગ તેમ જ મૂડીવાદી વર્ગ બેઉનો સમાવેશ થતો હોય છે. અને આપણે સર્વહારાઓએ શું ઘૃણિત મૂડીવાદી વર્ગના આત્મનિર્ણયના અધિકારને માન્ય કરવો? એ તો તદ્દન અસંગત વાત છે. મને માફ કરજો, પણ હકીકતમાં અસ્તિત્વ ધરાવતી હાલત જોડે તે સુસંગત છે; તેને હઠાવી દો એટલે બાકી રહેશે નર્યો તરંગ. તમે રાષ્ટ્રોની અંદર થઈ રહેલી વિભેદનની પ્રક્રિયાનો ઉલ્લેખ કરો છો, મૂડીવાદી વર્ગથી સર્વહારા વર્ગના અલગ થઈ જવાની પ્રક્રિયાનો ઉલ્લેખ કરો છો. પરંતુ આપણે જોઈ લઈએ કે એ વિભેદનનો વિકાસ કેવી રીતે થશે.

દાખલા તરીકે આપણે ઉન્નત મૂડીવાદી દેશના નમૂના જેવા જર્મનીને લઈએ કે જે મૂડીવાદના સંગઠનના સંબંધમાં, નાણાકીય મૂડીવાદના સંગઠનમાં, અમેરિકાથી ચડિયાતું સ્થાન ધરાવતું હતું. અનેક બાબતોમાં — ટેકનિકલ વિકાસ, ઉત્પાદન અને રાજકીય પાસું — તે ઊતરતું સ્થાન ધરાવતું હતું પરંતુ નાણાકીય મૂડીવાદના સંગઠનની બાબતમાં તથા ઇજારાશાહી મૂડીવાદમાંથી રાજ્ય ઇજારાશાહી મૂડીવાદમાં રૂપાંતરની બાબતમાં જર્મની અમેરિકાથી ચડિયાતું સ્થાન ધરાવતું હતું. એમ લાગે ખરું કે તે આદર્શની કામગીરી બજાવી શકે. પરંતુ ત્યાં શું બની રહ્યું છે? જર્મન સર્વહારા વર્ગ મૂડીવાદી વર્ગથી જુદો પડી ગયો છે ખરો? ના. કામદારોની બહુસંખ્યા શાઇદેમાનોની વિરુદ્ધ હોવાના અહેવાલો માત્ર થોડાંક મોટાં શહેરોમાંથી જ આવ્યા છે. અને એમ કેવી રીતે બન્યું? સ્પાર્ટાકસવાદીઓ અને દરેક વાતનો ગરબડગોટાળો બનાવી દેતા તથા સોવિયેતોની પદ્ધતિને બંધારણસભા જોડે પરણાવી દેવા માગતા ત્રણ વાર શાપિત જર્મન

મેન્શેવિક-સ્વતંત્રોની[72] એકસંપી મારફત! જર્મનીમાં એમ બની રહ્યું છે, અને એ વાતને ધ્યાનમાં રાખો કે જર્મની તો ઉન્નત દેશ છે!

કોમરેડ બુખારિન કહે છે: "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની આપણને જરૂર જ શી છે?" ન્યૂનતમ કાર્યક્રમને જતો કરવાની અને અધિકતમ કાર્યક્રમને[73] જ રાખવાની તેની દરખાસ્તનો ૧૯૧૭ના ઉનાળામાં વિરોધ કરતી વેળા મેં જે કહેલું તેનું જ હું પુનરાવર્તન કરીશ. એ વખતે મેં વળતો જવાબ આપેલો: "વનમાંથી બહાર નીકળી જઈએ નહિ ત્યાં સુધી રાડારાડી ન કરવી." આપણે સત્તા જીતી લઈશું અને ત્યાર પછી પણ થોડોક વખત વીતી જશે ત્યારે આપણે એમ કરીશું. આપણે સત્તા જીતી લીધી છે, આપણે થોડોક સમય પણ વીતી જવા દીધો છે, અને હવે હું એમ કરવા તૈયાર છું. આપણે સમાજવાદી નિર્માણમાં પૂર્ણ રૂપે ઝંપલાવ્યું છે, આપણને ભયમાં મૂકી દેતા પ્રથમ હુમલાને આપણે મારી હઠાવ્યો છે — અને હવે એ કદમ ઉચિત છે. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને પણ એ જ વાત લાગુ થાય છે. કોમરેડ બુખારિન કહે છે: "હું તો માત્ર મહેનતકશ વર્ગોના જ આત્મનિર્ણયના અધિકારને માન્ય કરવા માગું છું." તેનો અર્થ તો એ થયો કે તમે એક એવી વાતને માન્ય કરવા માગો છો જે રશિયા સિવાય બીજા એક પણ દેશમાં સિદ્ધ થઈ નથી. એ તો હાસ્યાસ્પદ વાત છે.

ફિન્લૅંડ તરફ જુઓ — એ લોકશાહી દેશ છે અને આપણા કરતાં અધિક વિકસિત તથા અધિક સુસંસ્કૃત છે. ફિન્લૅંડમાં સર્વહારા વર્ગના અલગ પડવાની પ્રક્રિયા, તેના વિભેદનની પ્રક્રિયા, વિચિત્ર રીતે ચાલી રહી છે, આપણે ત્યાં બન્યું હતું તેનાથી ઘણી વધારે પીડાકારી રીતે ચાલી રહી છે. ફિન્લૅંડવાસીઓ જર્મનીની સરમુખત્યારીનો અનુભવ કરી ચૂક્યા છે અને હાલ તેઓ મિત્રસત્તાઓની સરમુખત્યારીનો અનુભવ કરી રહ્યા છે. પરંતુ ફિન્લૅંડમાં વિભેદનની પ્રક્રિયા એ હકીકતને કારણે સરળ બની ગઈ છે કે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને આપણે માન્ય કર્યો છે. મને એ દૃશ્ય બહુ સારી રીતે યાદ છે કે જ્યારે સ્મોલ્નીમાં એ કાનૂનની નકલ ફિન્નિશ મૂડીવાદી વર્ગના જલ્લાદની ભૂમિકા ભજવનારા પ્રતિનિધિ સ્વિનહુવુદને[74] — નામનો અર્થ છે "ડુક્કરનું માથું" — આપવાનું કામ મારે ભાગે આવ્યું હતું. તેણે મિલનસાર ભાવે મારી જોડે હાથ મેળવ્યો અને અમે એકબીજાનું અભિવાદન કર્યું. આખો પ્રસંગ અરુચિકર હતો. પરંતુ એ કામ તો કરવું જ પડે એમ હતું કારણ કે એ વખતે મૂડીવાદી વર્ગ એવો આક્ષેપ મૂકીને જનતાની સાથે છળકપટ કરી રહ્યો હતો, મહેનતકશ લોકસમુદાયોની જોડે છળકપટ કરી રહ્યો હતો, કે

મોસ્કોવાળાઓ, અંધરાષ્ટ્રવાદીઓ, રશિયનો ફિન્લૅંડના લોકોને ગૂંગળાવી મારવા માગે છે. એ કામ તો કરવું જ પડે એમ હતું.

અને ગઈકાલે બાશ્કિર પ્રજાસત્તાકના સંબંધમાં એમ જ કરવાનું જરૂરી નહોતું શું? જ્યારે કોમરેડ બુખારિને એમ કહ્યું કે "એ અધિકારને આપણે અમુક દાખલાઓમાં માન્ય કરી શકીએ" ત્યારે મેં તો લખી પણ લીધેલું કે તેણે યાદીમાં હોટેનટોટ, બુશમૅન, અને ઇન્ડિયન જેવી આદિમ પ્રજાઓનો સમાવેશ કર્યો છે. કાન માંડીને ગણતરી સાંભળતાં મને વિચાર આવ્યો કે બાશ્કિર લોકો જેવી સાવ નજીવી બાબતનું કોમરેડ બુખારિનને વિસ્મરણ કેવી રીતે થઈ ગયું હશે! રશિયામાં બુશમૅન લોકો તો છે જ નહિ, કે હોટેનટોટોને સ્વાયત્ત પ્રજાસત્તાકની માગણી કરતા પણ મેં ક્યારેય નથી સાંભળ્યા, પરંતુ બાશ્કિર લોકો, કિરગિઝ લોકો, અને બીજી અનેક પ્રજાઓ તો રશિયામાં છે જ, અને તેમને માન્યતા આપવાનો ઇનકાર આપણે ન જ કરી શકીએ.

અગાઉના રશિયન સામ્રાજ્યની સીમાઓની અંદર વસતી પ્રજાઓમાંથી એક પણ પ્રજાને માન્યતા આપવાનો ઇનકાર આપણે ન જ કરી શકીએ. આપણે એવી ધારણા રાખીએ કે બાશ્કિર લોકો આપણી મદદ વડે શોષકોને ઉથલાવી પાડશે. પરંતુ એ તો ક્રાંતિ પૂર્ણ રૂપે વિકસિત થઈ જાય ત્યારે જ શક્ય છે. અને એ કામ સાવચેતીપૂર્વક કરવું જોઈએ જેથી સર્વહારા વર્ગના વિભેદનની જે પ્રક્રિયાને આપણે આવેગ આપવાનો છે તે દખલને કારણે અવરોધાઈ ન જાય. તો પછી આજ પર્યંત પોતાના મુલ્લામોલવીઓની શેહ તળે દબાયેલી કિરગિઝ, ઉઝબેક, તાજિક, અને તુર્કમેન જેવી પ્રજાઓના સંબંધમાં આપણે શું કરી શકીએ? અહીં રશિયામાં વસતિને પાદરીઓનો લાંબો અનુભવ હતો એટલે તેમને ઉથલાવી પાડવામાં વસતિએ આપણને મદદ કરી. પરંતુ સિવિલ મૅરેજને લગતી ડિક્રી કેટલી ધીરે ધીરે મૂળ પકડી રહી છે એ તો તમે જાણો જ છો. આપણે એ પ્રજાઓ પાસે જઈને એમ કહી શકીએ ખરા કે "અમે તમારા શોષકોને ઉથલાવી પાડીશું"? ના. કારણ કે તેઓ પૂરી રીતે પોતાના મુલ્લામોલવીઓની ચુંગાલમાં છે. આપણે તો અમુક ચોક્કસ રાષ્ટ્ર વિકસિત થાય ત્યાં સુધી, મૂડીવાદી તત્ત્વથી સર્વહારા વર્ગનું અનિવાર્ય વિભેદન થાય ત્યાં સુધી, રાહ જોવાની છે.

કોમરેડ બુખારિન રાહ જોવા તૈયાર નથી. તેની ઉપર અધીરાઈનું ભૂત સવાર થઈ ગયું છે. "આપણે રાહ શા માટે જોઈએ? આપણે પોતે જ મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડ્યો છે, સોવિયેત સરકાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારી

ઘોષિત કરી છે, ત્યાર પછી આપણે એવી રીતે શા માટે વર્તીએ?" આ શબ્દો જુસ્સાદાર અપીલ જેવી અસર ધરાવે છે, તેમાં આપણા પંથનો નિર્દેશ સમાયેલો છે, પરંતુ આપણા કાર્યક્રમમાં જો આપણે ફક્ત એટલી જ ઘોષણા કરીએ તો પછી એ કાર્યક્રમ ન રહે પણ ઘોષણા જ બની જાય. આપણે ભલે સોવિયેત સરકાર, સર્વહારા વર્ગની સરમુખત્યારી, અને મૂડીવાદી વર્ગ પ્રત્યેનો આપણો ઘોર ધિક્કાર—મૂડીવાદી વર્ગ એથી હજાર ગણા વધારે ધિક્કારને લાયક છે—ઘોષિત કરીએ પરંતુ કાર્યક્રમમાં તો આપણે જે વસ્તુત: અસ્તિત્વમાં હોય તેને જ અધિકતમ ચોકસાઈપૂર્વક પ્રસ્તુત કરવું જોઈએ. તો જ આપણો કાર્યક્રમ નિર્વિવાદ બને.

આપણું દૃષ્ટિબિંદુ ચોક્કસ રૂપે વર્ગ-દૃષ્ટિબિંદુ છે. આપણે કાર્યક્રમમાં જે વ્યક્ત કર્યું છે એ તો આપણે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર વિશે સામાન્ય રૂપે જ્યારે લખેલું ત્યાર પછી વસ્તુત: બનેલા બનાવોને માન્યતા આપે છે. એ વખતે સર્વહારા વર્ગીય પ્રજાસત્તાકો હજુ અસ્તિત્વમાં નહોતાં આવ્યાં. એ જ્યારે અસ્તિત્વમાં આવ્યાં ત્યારે જ અને કેવળ એ અસ્તિત્વમાં આવ્યાં ત્યારે જ આપણે અહીં જે લખ્યું છે તે અંકિત કરી શક્યા: "**સોવિયેત પ્રકાર** અનુસાર સંગઠિત રાજ્યોનું સમવાયતંત્ર." સોવિયેત પ્રકારે રશિયામાં અસ્તિત્વ ધરાવતી સોવિયેતોનું રૂપ હજુ નથી લીધું, પરંતુ સોવિયેત પ્રકાર આંતરરાષ્ટ્રીય બની ગયો છે. અને આપણે બસ એટલું જ કહી શકીએ એમ છીએ. તેથી આગળ જવું, એક કદમ પણ આગળ જવું, એક તસુ જેટલુંયે આગળ જવું, એ ખોટું ગણાશે અને એટલે કાર્યક્રમ માટે અનુચિત ગણાશે.

આપણે કહીએ છીએ કે અમુક ચોક્કસ રાષ્ટ્ર મધ્યકાલીનતામાંથી મૂડીવાદી લોકશાહીમાં અને મૂડીવાદી લોકશાહીમાંથી સર્વહારા વર્ગીય લોકશાહીમાં પોતાના વિકાસમાં જે કક્ષાએ પહોંચ્યું હોય તેને ધ્યાનમાં લેવી જ જોઈએ. એ વાત તદ્દન સાચી છે. બધાં જ રાષ્ટ્રોને આત્મનિર્ણયનો અધિકાર છે—હોટેનટોટ અથવા બુશમેન લોકોનો વિશેષ રૂપે ઉલ્લેખ કરવાની મુદ્દલ જરૂર નથી. પૃથ્વીની વસતિની વ્યાપક બહુસંખ્યાને, ઘણું કરીને નેવું ટકા કે કદાચ પંચાણું ટકા વસતિને, એ વર્ણન આવરી લે છે કેમ કે બધા જ દેશો કાં તો મધ્યકાલીનતામાંથી મૂડીવાદી લોકશાહીમાં અથવા મૂડીવાદી લોકશાહીમાંથી સર્વહારા વર્ગીય લોકશાહીમાં વિકાસ પામી રહ્યા છે. એ તો તદ્દન અનિવાર્ય ક્રમ છે. વધારે કહી શકાય નહિ કારણ કે એ ગલત ગણાશે, કારણ કે એ વસ્તુત: અસ્તિત્વ ધરાવતી હાલત નહિ હોય. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો અસ્વીકાર કરવો

અને તેને ઠેકાણે મહેનતકશોના આત્મનિર્ણયની વાત મૂકી દેવી એ તદ્દન ગલત ગણાશે કારણ કે એવો અભિગમ મુશ્કેલીઓને ગણતરીમાં નથી લેતો, રાષ્ટ્રોની અંદર થઈ રહેલા વિભેદનના વાંકાચૂકા ક્રમને ગણતરીમાં નથી લેતો. જર્મનીમાં એ ક્રમ આ દેશની જેમ અમુક બાબતોમાં વધારે ઝડપી અને બીજી બાબતોમાં વધારે ધીમી તથા વધારે ખૂનખાર રીતે નથી ચાલી રહ્યો. સોવિયેતોનો બંધારણસભા જોડે સમન્વય કરવા જેવા મહાવિકૃત ખયાલનો આપણા દેશમાં એક પણ પાર્ટીએ સ્વીકાર ન કર્યો. અને તોપણ આપણે આ રાષ્ટ્રોની જોડાજોડ તો રહેવાનું જ છે. શાઈદેમાનો ક્યારના કહી રહ્યા છે કે આપણે જર્મનીને જીતી લેવા માગીએ છીએ. એ તો બેશક હાસ્યાસ્પદ વાત છે, બકવાદ જ છે. પરંતુ મૂડીવાદી વર્ગ પોતાનાં જ હિતો ધરાવે છે અને તેની પાસે પોતાનાં જ અખબારો છે જે કોટાનકોટિ નકલોમાં ઘાંટા પાડીને એ વાત આખી દુનિયામાં સંભળાવી રહ્યાં છે; અને વિલ્સન પોતાના જ હિતમાં તેનું સમર્થન કરી રહ્યો છે. એ અખબારો જાહેર કરે છે કે બોલ્શેવિકો પાસે મોટં લશ્કર છે અને જર્મનીને જીતી લઈને તેઓ પોતાના બોલ્શેવિઝમને ત્યાં ઠોકી બેસાડવા માગે છે. જર્મનીના ઉત્તમ ઈન્સાનોએ—સ્પાર્ટાકસવાદીઓએ—આપણને કહ્યું છે કે જર્મન કામદારોને કોમ્યુનિસ્ટોની વિરુદ્ધ ઉશ્કેરવામાં આવી રહ્યા છે. કામદારોને કહેવામાં આવી રહ્યું છે કે જોઈ લો, બોલ્શેવિકોના દેશમાં હાલત કેટલી ખરાબ છે! ખરેખર, આપણે એમ તો કહી શકીએ એમ નથી જ કે હાલત બહુ સારી છે. અને એટલે જર્મનીમાં આપણા દુશ્મનો લોકસમુદાયોને એવી દલીલ વડે પ્રભાવિત કરે છે કે જર્મનીમાં સર્વહારા વર્ગીય ક્રાંતિનું પરિણામ પણ રશિયાની જેમ જ ગેરવ્યવસ્થામાં આવશે. આપણી ગેરવ્યવસ્થા એક લંબાયેલી બીમારી છે. આપણી સર્વહારા વર્ગીય સરમુખત્યારીની સ્થાપના કરવામાં આપણને ભયંકર મુશ્કેલીઓનો સામનો કરવો પડી રહ્યો છે. મૂડીવાદી વર્ગ અથવા નિમ્ન-મૂડીવાદી વર્ગ કે પછી જર્મન કામદારોનો એક ભાગ પણ જ્યાં સુધી એવા હાઉની અસર હેઠળ રહેશે કે “બોલ્શેવિકો તો પોતાની પદ્ધતિને આપણી ઉપર જોરજુલમથી લાદવા માગે છે” ત્યાં સુધી “મહેનતકશોના આત્મનિર્ણય”ની ફોર્મ્યુલાથી કશો જ ફાયદો નહિ થાય. આપણું વર્તન એવું હોવું જોઈએ જેથી જર્મન સામાજિક-દેશદ્રોહીઓ એમ ન કહી શકે કે બોલ્શેવિકો પોતાની સર્વદેશીય પદ્ધતિને પરાણે લાદવાની કોશિશ કરી રહ્યા છે અને તેને લાલ સેનાની બેયોનેટોની ઉપર બર્લિનમાં લાવી શકાય એમ છે. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સિદ્ધાંતને નકારી કાઢવામાં આવે તો કદાચ એમ જ બને.

આપણા કાર્યક્રમમાં મહેનતકશોના આત્મનિર્ણયની વાત ન જ હોવી જોઈએ કેમ કે એવો ઉલ્લેખ ગલત ગણાશે. કાર્યક્રમમાં તો જે વસ્તુત: અસ્તિત્વમાં હોય તેનો જ ઉલ્લેખ હોવો જોઈએ. કેમ કે રાષ્ટ્રો મધ્યકાલીનતામાંથી મૂડીવાદી લોકશાહીના અને મૂડીવાદી લોકશાહીમાંથી સર્વહારા વર્ગીય લોકશાહીના માર્ગ પર જુદી જુદી કક્ષાએ સ્થિત છે એટલે આપણા કાર્યક્રમની આ થિસિસ તદ્દન સાચી છે. આપણા દેશે એ દિશામાં ઘણાબધા વાંકાચૂકા વળાંકો લીધા. પ્રત્યેક રાષ્ટ્રને આત્મનિર્ણયનો અધિકાર મળવો જ જોઈએ. એથી મહેનતકશોનો આત્મનિર્ણય વધારે સરળ બની જશે. ફિન્લૅંડમાં સર્વહારા વર્ગના મૂડીવાદી વર્ગથી અલગ થવાની પ્રક્રિયા નોંધપાત્ર રૂપે સ્પષ્ટ, જોરદાર, અને ગહન છે. ગમે તેમ પણ ત્યાંની હાલત આપણે ત્યાંની હાલતની જેમ નહિ વિકસે. આપણે જો એમ જાહેર કરીએ કે આપણે કોઈ ફિન્નિશ રાષ્ટ્રને માન્ય નથી કરતા પણ માત્ર મહેનતકશ લોકસમુદાયોને જ માન્ય કરીએ છીએ તો એ તો નર્યો બકવાદ જ ગણાશે. જે વસ્તુત: અસ્તિત્વમાં છે તેને માન્ય કરવાનો આપણે ઇનકાર ન જ કરી શકીએ, તેને માન્ય કરવાની તે પોતે જ આપણને ફરજ પાડશે. સર્વહારા વર્ગ અને મૂડીવાદી વર્ગ વચ્ચેનું સીમાંકન જુદા જુદા દેશોમાં જે તે દેશોની વિશિષ્ટ રીતો અનુસાર ચાલી રહ્યું છે. આ સંબંધમાં આપણે અધિકતમ સાવચેતીથી કદમ ઉઠાવવું જોઈએ. વિવિધ રાષ્ટ્રોના સંબંધમાં આપણે વિશેષ રૂપે સાવચેત રહેવું જોઈએ કેમ કે કોઈ રાષ્ટ્રમાં વિશ્વાસના અભાવથી બદતર બીજું કશું નથી. પોલૅંડમાં સર્વહારા વર્ગનો આત્મનિર્ણય અમલમાં આવી રહ્યો છે. કામદારોના પ્રતિનિધિઓની વૉરસો સોવિયેતના સંયોજનના છેલ્લામાં છેલ્લા આંકડા આ મુજબ છે: પોલિશ સામાજિક-દેશદ્રોહીઓ — ૩૩૩, કૉમ્યુનિસ્ટો — ૨૯૭. આ આંકડા બતાવે છે કે આપણા ક્રાંતિકારી કેલેન્ડર અનુસાર ત્યાં ઑક્ટોબર હવે બહુ દૂર નથી. ત્યાં હાલ ૧૯૧૭ના ઑગસ્ટ કે સપ્ટેંબરની આસપાસનો સમય છે. પરંતુ પહેલી વાત તો એ કે બધા દેશોએ બોલ્શેવિક ક્રાંતિકારી કેલેન્ડર અનુસાર જ જીવવાનું છે એવો આદેશ આપતી કોઈ ડિક્રી હજુ સુધી ઘોષિત કરવામાં નથી આવી, અને એવી ડિક્રી ઘોષિત થઈ પણ હોત તો કોઈ તેનું પાલન ન જ કરત. અને બીજી વાત એ કે હાલ એવી પરિસ્થિતિ અસ્તિત્વમાં છે જેમાં આપણા કામદારો કરતાં વધારે અગ્રગામી અને વધારે સુજાણ પોલીશ કામદારોની બહુસંખ્યા સામાજિક-સંરક્ષણવાદના, સામાજિક-દેશભક્તિના, દૃષ્ટિકોણમાં સહભાગી છે. આપણે રાહ જોવી જ પડે એમ છે. અહીં આપણે મહેનતકશ જનતાના આત્મનિર્ણયની વાત કરી શકીએ એમ નથી.

આ વિભેદનને આવેગ આપવા માટે આપણે પ્રચાર ચલાવવો જ જોઈએ. આપણે હાલ એમ જ કરી રહ્યા છીએ, પરંતુ એ વાતમાં શંકાની છાયા સરખી નથી જ કે પોલીશ રાષ્ટ્રના આમનિર્ણયને અત્યારે જ માન્ય કર્યા સિવાય આપણને ચાલે તેમ નથી. એ વાત તો સાફ છે. પોલેંડમાં સર્વહારા વર્ગીય આંદોલન આપણા જેવો જ ક્રમ અપનાવીને સર્વહારા વર્ગની સરમુખત્યારીની દિશામાં જઈ રહ્યું છે પરંતુ રશિયાની જે રીત હતી એની એ જ રીતે નહિ. જેમણે હંમેશાં પોલેંડવાસીઓનું ઉત્પીડન કર્યું છે એ રશિયનો વિશેનાં, મોસ્કોવાસીઓ વિશેનાં, એવાં નિવેદનો વડે પોલેંડમાં કામદારોને ધમકાવવામાં આવે છે કે રશિયનો પોતાના રશિયન અંધરાષ્ટ્રવાદને સામ્યવાદી પાટિયા હેઠળ પોલેંડમાં વિસ્તારવા માગે છે. સામ્યવાદને બળજબરીથી લાદી શકાય નહિ. પોલીશ કોમ્યુનિસ્ટોમાંના ઉત્તમ કોમરેડોમાંથી એકને જ્યારે મેં એમ કહ્યું કે "તમે એ જુદી રીતે કરશો" ત્યારે તેણે આવો જવાબ આપ્યો: "ના, અમે એનું એ જ કરીશું, પરંતુ તમારા કરતાં બહેતર કરીશું." એવી દલીલમાં વાંધો લેવા જેવું મારી પાસે મુદ્દલ કશું હતું જ નહિ. એક સાધારણ આકાંક્ષા—આપણા કરતાં બહેતર સોવિયેત સત્તાનું સર્જન કરવાની આકાંક્ષા—પૂરી કરવાની તક આપણે તેમને આપવી જ જોઈએ. ત્યાં હાલત વિશિષ્ટ કહી શકાય એવી રીતે વિકસી રહી છે એ હકીકત સ્વીકારી લીધા વગર આપણે રહી શકીએ નહિ, અને આપણે ન જ કહી શકીએ કે "રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર મુર્દાબાદ! અમે તો આત્મનિર્ણયનો અધિકાર માત્ર મહેનતકશ જનતાને જ આપીએ છીએ!" એવો આત્મનિર્ણય ખૂબ જટિલ અને કઠિત રીતે અમલી બને છે. એ માત્ર રશિયામાં જ અસ્તિત્વમાં છે અને બીજા દેશોમાં વિકાસની પ્રત્યેક કક્ષાની પૂર્વધારણા કરતી વેળા આપણે મોસ્કોથી કોઈ જાતનું ફરમાન જારી ન જ કરવું જોઈએ. આ દરખાસ્ત સિદ્ધાંતની દૃષ્ટિએ અસ્વીકાર્ય છે તેનું એ જ કારણ છે.

૧૯૧૯ના માર્ચની
૨૧મી અને ૨૨મી
તારીખે, 'ઈઝવેસ્તિયા'ના
૬૧મા અંકમાં અને
'પ્રાવદા'ના ૬૨મા અંકમાં
પ્રકાશિત

ગ્રંથ ૩૮
પૃ. ૧૫૬—૧૬૨

## અફઘાનિસ્તાનના અમીર અમાનુલ્લાહ ખાનને પત્ર

રશિયન જનતાને અભિવાદન પાઠવતા અને આપ નામદારના ગાદીનશીન થવાની જાહેરાત કરતા, અફઘાનિસ્તાનના એક આઝાદ અને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેના પ્રથમ સંદેશાના ઉત્તરમાં પરદેશી ઉત્પીડનની વિરુદ્ધ પોતાની આઝાદીનું વીરતાથી રક્ષણ કરતી સ્વતંત્ર અફઘાન પ્રજાને રશિયાની કામદાર-કિસાન સરકારના તેમ જ રશિયાની સમગ્ર જનતાના અભિવાદન અમે ઉત્સુકતાથી પાઠવીએ છીએ. ૧૯૧૯ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે આપ ગાદીનશીન થયા એ સંબંધમાં હું આપ નામદારને મુબારકબાદ આપવા ઈચ્છું છું.

રશિયન પ્રજાસત્તાકમાં સમાવિષ્ટ બધાં રાષ્ટ્રોને કામદાર-કિસાન સરકારે ખરેખરી સમાનતા અને સ્વતંત્રતા બક્ષી છે અને પોતાની જાહેરાતો અનુસાર શોષકોની વિરુદ્ધ સમગ્ર મહેનતકશોની એકતાના આંતરરાષ્ટ્રવાદી સિદ્ધાંતને દૃઢ રીતે આપનાવ્યો છે.

રશિયન ઉદાહરણને અનુસરવાની અફઘાન પ્રજાની ખ્વાએશ અફઘાન રાજ્યની તાકાત તથા સ્વતંત્રતાની ઉત્તમ ગેરંટી બની રહે!

રશિયન પ્રજાની જોડે ગાઢ સંબંધો બાંધવાના આપ નામદારના ઈરાદાનું અમે સ્વાગત કરીએ છીએ અને મોસ્કોમાં સત્તાવાર પ્રતિનિધિ નિયુક્ત કરવાની આપને વિનંતિ કરીએ છીએ. અમારા તરફથી કામદાર-કિસાન સરકારના પ્રતિનિધિને કાબુલ મોકલવા અમે તૈયાર છીએ અને આપ નામદારને વિનંતિ કરીએ છીએ કે સંબંધિત અધિકારીઓને આપ અમારા પ્રતિનિધિની સફર સરળ બનાવવાનો આદેશ આપો. આપણાં બેઉ મહાન રાષ્ટ્રોની વચ્ચે સ્થાયી ડિપ્લોમેટિક સંબંધોની સ્થાપના બન્ને રાષ્ટ્રોની આઝાદીની ઉપર કોઈ પણ પરદેશી ધાડપાડુ તાકાતોની તરાપની વિરુદ્ધ પરસ્પર સહાયની બહોળી તકો પ્રસ્તુત કરશે.

અફઘાન પ્રજાને અભિવાદનનો આ પ્રથમ સંદેશો સંબોધતાં હું ઊંડો આનંદ અનુભવું છું અને આપની પ્રજાના દોસ્તોના ભાવભર્યાં અભિવાદનો સ્વીકારવાની આપ નામદારને વિનંતિ કરું છું.

**લેનિન**

અધ્યક્ષ, લોક-કમિસાર મંડળ, રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાક

મોસ્કો, ૨૭ મે, ૧૯૧૯

૧૯૧૯ના મે માસની ૨૭મી તારીખે લિખિત તુર્કસ્તાન પ્રજાસત્તાકના 'ઇઝવેસ્તિયા'ના ૧૨૧મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૫૦
પૃ. ૩૮૫—૩૮૬

## એક અમેરિકન સંવાદદાતાએ પૂછેલા પ્રશ્નોના ઉત્તરો

(અવતરણ)

૨. અમારું સોવિયેત પ્રજાસત્તાક જે જાતની પ્રવૃત્તિ ખુદ રશિયાની અંદરની જ સંખ્યાબંધ મુસ્લિમ તથા અન્ય બિનરશિયન પ્રજાઓની વચ્ચે કરે છે એવી જ પ્રવૃત્તિ તે અફઘાનિસ્તાન, હિંદુસ્તાન, તથા રશિયાની બહારના અન્ય મુસ્લિમ દેશોમાં પણ કરે છે. દાખલા તરીકે રશિયાની અંદર જ એક સ્વાયત્ત પ્રજાસત્તાકની સ્થાપના કરવામાં બાશ્કિરિયાની જનતાને અમે મદદ કરી છે, પ્રત્યેક પ્રજાના સ્વતંત્ર અને મુક્ત વિકાસમાં સહાય કરવા માટે અને દરેક પ્રજાની મૂળ ભાષામાં સાહિત્યની વૃદ્ધિ તથા પ્રસારમાં સહાય કરવા માટે અમે બનતું બધું કરી રહ્યા છીએ. અમારા સોવિયેત બંધારણનાં ભાષાંતરો કરીને અમે તેને આમજનતામાં પ્રસારિત કરી રહ્યા છીએ. એ બંધારણ દુનિયાના સાંસ્થાનિક, પરાધીન, ઉત્પીડિત, અને અસમાન રાષ્ટ્રોના એક અબજથી વધારે લોકોને મૂડીવાદી-"લોકશાહી" દેશોનાં "પશ્ચિમ-યુરોપિયન" અથવા અમેરિકન પ્રકારનાં બંધારણો કરતાં વધારે આકર્ષક લાગવાનું દુર્ભાગ્ય ધરાવે છે કેમ કે એ બંધારણો જમીન અને મૂડીની ખાનગી મિલકતને મક્કમ બનાવવાનો ઉદ્દેશ ધરાવે છે, અર્થાત્ મુઠ્ઠીભર "સભ્ય" મૂડીદારોને પોતાના જ દેશોમાં કામદારોના ઉત્પીડનને તથા એશિયા, આફ્રિકા, વગેરેનાં સંસ્થાનોમાં કરોડો લોકોના ઉત્પીડનને તીવ્ર બનાવવામાં એ બંધારણો મદદ કરે છે.

'પ્રાવદા', અંક ૧૬૨,
૨૫ જુલાઈ, ૧૯૧૯

ગ્રંથ ૩૯,
પૃ. ૧૧૪.

## તુર્કસ્તાનના કોમ્યુનિસ્ટોને

સાથીઓ, લોક-કમિસાર મંડળ તથા સંરક્ષણ સમિતિના અધ્યક્ષ તરીકે નહિ પરંતુ પાર્ટીના એક સભ્ય તરીકે તમારી સમક્ષ બોલવાની મને રજા આપો.

એમ કહેવામાં મુદ્દલ અતિશયોક્તિ નથી કે તુર્કસ્તાનની પ્રજાઓ જોડે ઉચિત સંબંધો સ્થાપવાની બાબત રશિયન સમાજવાદી સમવાયી સોવિયેત પ્રજાસત્તાક માટે અત્યારે અનહદ, યુગવર્તી, મહત્ત્વ ધરાવે છે.

હાલ પર્યંત નબળાં અને ઉત્પીડિત રહેલાં રાષ્ટ્રો પ્રત્યેનું સોવિયેત કામદાર-કિસાન પ્રજાસત્તાકનું વલણ સમગ્ર એશિયા માટે અને દુનિયાનાં બધાં જ સંસ્થાનો માટે, અબજો લોકો માટે, ખૂબ જ વાસ્તવિક મહત્ત્વ ધરાવે છે.

હું તમને ખરા દિલથી અનુરોધ કરું છું કે તમે આ સવાલ ઉપર બારીકમાં બારીક ધ્યાન આપો અને તુર્કસ્તાનની પ્રજાઓ સાથેના બિરાદરીભર્યા સંબંધોનો અસરકારક દાખલો બેસાડવાની તથા આપણાં કૃત્યો વડે તેમને બતાવી આપવાની પૂરી જહેમત કરો કે રશિયન સામ્રાજ્યવાદની પ્રત્યેક નિશાનીને મૂળમાંથી મિટાવી દેવાની તેમ જ બ્રિટિશ સામ્રાજ્યવાદની સરદારી હેઠળના વિશ્વ-સામ્રાજ્યવાદની વિરુદ્ધ કટ્ટર સંઘર્ષ ચલાવવાની આપણી ઝંખના ખરા દિલની છે. આપણા તુર્કસ્તાન કમિશનમાં[75] તમારે ઊંડામાં ઊંડો વિશ્વાસ બતાવવો જોઈએ અને સોવિયેતોની અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિએ ચોક્કસ રૂપે એ જ વૃત્તિથી ઘડેલા એ કમિશનના બધા જ આદેશોનું કડક પાલન કરવું જોઈએ.

આ પત્રનો તમારું વલણ વ્યક્ત કરતો ઉત્તર મેળવતાં હું અધિકાધિક ખુશીની લાગણી અનુભવીશ.

સામ્યવાદી અભિવાદનો સાથે,

**વ્લા. ઉલ્યાનોવ (લેનિન)**

'સર્વહારા યુગની પ્રથમ સદીના આરંભનાં બે વર્ષ', 'તુર્કસ્તાની સામ્યવાદી', 'તુર્કસ્તાની પ્રજાસત્તાકોની સોવિયેતોની કેંદ્રીય સમિતિનું ઈઝવેસ્તિયા', અને 'લાલ મોરચો'માં પ્રકાશિત, ૭—૧૦ નવેંબર, ૧૯૧૯

ગ્રંથ ૩૯,
પૃ. ૩૦૪.

# પૂર્વની પ્રજાઓનાં કોમ્યુનિસ્ટ સંગઠનોની બીજી અખિલ રશિયન કોંગ્રેસમાં પ્રવચન

## ૨૨ નવેંબર, ૧૯૧૯

સાથીઓ, પૂર્વની મુસ્લિમ સંસ્થાઓનું પ્રતિનિધિત્વ કરતા કોમ્યુનિસ્ટોની આ કોંગ્રેસનું અભિવાદન કરવાની અને રશિયામાં તથા સામાન્ય રૂપે આખી દુનિયામાં હવે જે પરિસ્થિતિ વિકસિત થઈ છે તેને વિશે બે શબ્દો કહેવાની તક મળતાં મને ખૂબ ખુશી થાય છે. મારા પ્રવચનનો વિષય છે હાલના સમયની બાબતોનો, અને મને લાગે છે કે એ સવાલનું સૌથી વધારે અગત્યનું અંગ છે પૂર્વની પ્રજાઓનું સામ્રાજ્યવાદ પ્રત્યેનું વલણ તથા એ પ્રજાઓની અંદરનું ક્રાંતિકારી આંદોલન. એ તો સ્વયંસ્પષ્ટ વાત છે કે પૂર્વની પ્રજાઓનું એ ક્રાંતિકારી આંદોલન હવે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ આપણા સોવિયેત પ્રજાસત્તાકના ક્રાંતિકારી સંઘર્ષના સીધા સંગાથમાં જ અસરકારક રીતે વિકસી શકે એમ છે, સફળ પરિસમાપ્તિ પામી શકે એમ છે. ઘણા સંજોગોને લીધે — જેમાં રશિયાના પછાતપણાનો તથા અસીમ વિસ્તારનો તેમ જ એ હકીકતનો સમાવેશ થાય છે કે યુરોપ અને એશિયાની વચ્ચે, પશ્ચિમ તથા પૂર્વની વચ્ચે, તે સરહદ વિસ્તાર છે — સામ્રાજ્યવાદની વિરુદ્ધના વિશ્વ સંઘર્ષનો આખો ભાર સહેવાની, તેમાં અગ્રેસર બનવાની, જવાબદારી અમારે શિરે આવી છે — અને અમે એ વાતને મહાન ગૌરવની બાબત ગણીએ છીએ. પરિણામે, તાત્કાલિક ભવિષ્યના વિકાસનો આખો ક્રમ આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ હજુ વધારે વ્યાપક અને વધારે જહેમતભર્યા સંઘર્ષની આગાહી કરે છે અને તે સામ્રાજ્યવાદની — જર્મની, ફ્રાંસ, બ્રિટન, અને અમેરિકાની — સંયુક્ત તાકાતોની વિરુદ્ધ સોવિયેત પ્રજાસત્તાકના સંઘર્ષની જોડે અનિવાર્ય રૂપે સંકળાયેલો હશે.

બાબતના લશ્કરી પાસાના સંબંધમાં તો તમે જાણો જ છો કે બધા મોરચાઓ ઉપર પરિસ્થિતિ કેવી રીતે આપણી તરફેણમાં ઘાટ લઈ રહી છે. એ સવાલની હું વિગતવાર છણાવટ નહિ કરું; હું માત્ર એટલું જ કહીશ કે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદે આપણી ઉપર લાદેલા આંતરવિગ્રહે આ બે વરસ

દરમિયાન રશિયન સમાજવાદી સમવાયી સોવિયેત પ્રજાસત્તાકની ઉપર અગણિત હાડમારીઓ વરસાવી છે, કિસાનો તથા કામદારોની ઉપર એવો અસહ્ય બોજો લાદી દીધો છે કે તેઓ એ ભાર તળે ખડા નહિ રહી શકે એમ ઘણી વાર લાગેલું. પરંતુ સાથે સાથે જ, જંગની પાશવી હિંસાને કારણે, જંગલી જનાવરો બની ગયેલા અને સમાજવાદી ક્રાંતિ પૂર્વે પણ આપણને લૂંટી રહ્યા હતા તે આપણા કહેવાતા "મિત્રરાજ્યો"ના નિર્દય પાશવી હલ્લાને કારણે, આ જંગે ચમત્કાર કર્યો અને યુદ્ધથી થાકી ગયેલા તથા બીજું યુદ્ધ સહન કરવાની હાલતમાં ન લાગતા લોકોને એવા યોદ્ધાઓમાં પલટાવી નાખ્યા કે જે બે વરસ સુધી મક્કમતાથી યુદ્ધમાં લડયા એટલું જ નહિ પરંતુ હવે તેનો વિજયી અંત પણ આણી રહ્યા છે. અત્યારે આપણે કોલ્ચાક, યુદેનિચ, અને દેનીકિનની વિરુદ્ધ જે વિજયો મેળવી રહ્યા છીએ તે પોતાની મુક્તિનો જંગ ખેલવા માટે ઊઠીને ખડા થઈ ગયેલા દેશો તથા રાષ્ટ્રોની વિરુદ્ધ વિશ્વ સામ્રાજ્યવાદના સંઘર્ષના ઈતિહાસમાં એક નવા તબક્કાના આરંભને સૂચિત કરે છે. આ સંબંધમાં, આપણા આંતરવિગ્રહનાં બે વરસોએ, લાંબા કાળ પૂર્વે ઈતિહાસ દ્વારા કરવામાં આવેલા નિરીક્ષણને પૂર્ણ રૂપે સાબિત કરી દીધું છે કે યુદ્ધના સ્વરૂપનો અને તેની સફળતાનો આધાર સૌથી વધારે તો યુદ્ધે ચડતા દેશના આંતરિક શાસન ઉપર હોય છે, યુદ્ધ તો અમુક ચોક્કસ દેશ દ્વારા યુદ્ધ પહેલાં અનુસરવામાં આવતી આંતરિક નીતિનું પ્રતિબિંબ હોય છે. યુદ્ધના સંચાલનમાં એ બધું અનિવાર્ય રૂપે પ્રતિબિંબિત થાય જ છે.

કયા વર્ગે યુદ્ધ પોકાર્યું છે અથવા કયો વર્ગ યુદ્ધ લડવાનું ચાલુ રાખી રહ્યો છે એ ખૂબ મહત્ત્વનો સવાલ છે. રશિયા જેવા પછાત દેશમાં, સામ્રાજ્યવાદી યુદ્ધનાં ચાર વરસ દરમિયાન થાકીને લોથપોથ થઈ ગયેલા દેશમાં, અકલ્પનીય અને અજોડ હાડમારીઓ તથા મુશ્કેલીઓનાં બે વરસ દરમિયાન યુદ્ધ ચાલુ રાખવા માટે પૂરતા પ્રમાણમાં દૃઢનિશ્ચયી લોકો મળી શક્યા એ ઘટના માત્ર એ હકીકતને જ આભારી છે કે આપણો આંતરવિગ્રહ પોતાને મુક્ત કરી ચૂકેલા કામદારો અને કિસાનો લડી રહ્યા છે, અને તે મૂડીદારોના સકંજામાંથી પોતાના દેશના તેમ જ આખી દુનિયાના મહેનતકશોની મુક્તિના રાજકીય સંઘર્ષને જ આગળ ચલાવી રહ્યો છે.

આ બાબત આંતરવિગ્રહના ઈતિહાસમાં કોલ્ચાકના દાખલામાં ખૂબ સચોટ રીતે સ્પષ્ટ થઈ ગઈ છે. કોલ્ચાક એક એવો દુશ્મન હતો કે જેને દુનિયાની સૌથી જોરાવર બધી સત્તાઓની મદદ મળી હતી, તેની પાસે એવી રેલવે લાઈનો

હતી કે જેનું રક્ષણ લગભગ એક લાખ પરદેશી સિપાહીઓ કરતા હતા. તેમાં વિશ્વ સામ્રાજયવાદીઓના ઉત્તમ સૈન્યોનો સમાવેશ થતો હતો, દાખલા તરીકે સામ્રાજયવાદી યુદ્ધમાં લડવા માટે તૈયાર કરવામાં આવેલાં પરંતુ તેમાં લગભગ મુદ્દલ હિસ્સો ન લેવાને કારણે બહુ ઓછી ખુવારીનો ભોગ બનેલાં જાપાની સૈન્યો. કોલ્ચાકને સાઈબિરિયાના કિસાનોનો ટેકો હતો. તેઓ સૌથી વધારે સમૃદ્ધ કિસાનો છે, તેમણે ખેતગુલામીને કદી જોઈજાણી નથી, અને એટલે તેઓ સ્વાભાવિક રીતે જ સામ્યવાદથી સૌ કરતાં વધારે દૂર છે. એમ લાગેલું કે કોલ્ચાકની તાકાત અજેય છે કારણ કે તેનાં સૈન્યો આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદનાં અગ્રિમ દળો હતાં. જાપાની તથા ઝેકોસ્લોવાક સૈન્યો અને બીજાં ઘણાં સામ્રાજયવાદી રાષ્ટ્રોનાં સૈન્યો આજ દિવસ સુધી સાઈબિરિયામાં લડી રહ્યાં છે. છતાં પણ, કુદરતી સંપત્તિના વિસ્તૃત ભંડારો ધરાવતા સાઈબિરિયાની ઉપર કોલ્ચાકના શાસનના જેને આરંભમાં બીજી ઈન્ટરનેશનલની સમાજવાદી પાર્ટીઓનું સમર્થન મળ્યું હતું અને જેને બંધારણસભા સમિતિની[76] આડશ ઊભી કરીને મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓએ સહાય કરી હતી, અને એટલે જે એ પરિસ્થિતિમાં સાધારણ માણસના તથા ઈતિહાસના સાધારણ ક્રમના દૃષ્ટિબિંદુથી દૃઢ અને અજેય દેખાતો હતો એવા કોલ્ચાકના શાસનના, એક વરસથી વધારે અનુભવે—એ અનુભવે વસ્તુત: નીચેની હકીકત જાહેર કરી દીધી, અર્થાત્ એ હકીકત કે કોલ્ચાક જેમ જેમ રશિયાના હાર્દ તરફ આગળ વધતો ગયો તેમ તેમ તે વધારે કમજોર બનતો ગયો અને હવે આપણે કોલ્ચાકની ઉપર સોવિયેત રશિયાના પૂર્ણ વિજયને નિહાળી રહ્યા છીએ. અહીં આપણને એ હકીકતની નિ:શંક અમલી સાબિતી જોવા મળે છે કે મૂડીદારોની ધૂંસરીથી મુક્ત થઈ ગયેલા કામદારો અને કિસાનોનાં સંયુક્ત બળો ખરેખરા ચમત્કારો સરજી શકે છે. અહીં આપણને એ વાતની અમલી સાબિતી જોવા મળે છે કે ક્રાંતિકારી યુદ્ધ જયારે ઉત્પીડિત મહેનતકશ લોકસમુદાયોને સાચેસાચ આકર્ષિત કરે અને તેમનામાં ઉત્સુકતા ઉત્પન્ન કરે, પોતે શોષકોની વિરુદ્ધ લડી રહ્યા છે એવી સભાનતા જયારે તે તેમનામાં સંચારિત કરે ત્યારે એવું ક્રાંતિકારી યુદ્ધ ચમત્કારોનું સર્જન કરવાની સમર્થતા અને શક્તિને અમલમાં લાવે છે.

હું માનું છું કે લાલ સેનાએ જે કંઈ સિદ્ધ કર્યું છે તે, તેનો સંઘર્ષ અને તેના વિજયનો ઈતિહાસ, પૂર્વની બધી પ્રજાઓ માટે પ્રચંડ અને યુગવર્તી મહત્ત્વ ધરાવશે. પૂર્વની પ્રજાઓને તે બતાવી આપશે કે પોતે ભલે નબળી હોય અને યુદ્ધની કળાની તથા ટેકનોલોજીની બધી અજાયબીઓનો સંઘર્ષમાં ઉપયોગ કરતા

યુરોપિયન ઉત્પીડકોની તાકાત ભલે અજેય લાગતી હોય તોપણ ઉત્પીડિત પ્રજાઓએ પોકારેલું ક્રાંતિકારી યુદ્ધ જો કરોડો મહેનતકશો તથા શોષિતોને જગાવી દેવામાં સાચેસાચ સફળ થાય તો તે પોતાની અંદર એવી શક્યતાઓ અને એવા ચમત્કારો છુપાવી રાખતું હોય છે કે પૂર્વની પ્રજાઓની મુક્તિ હવે આંતરરાષ્ટ્રીય ક્રાંતિની સંભાવનાઓના અર્થમાં પૂર્ણ રૂપે શક્ય બની જાય છે એટલું જ નહિ પરંતુ એશિયામાં સીધા લશ્કરી અનુભવના અર્થમાં, સાઈબિરિયામાં સીધા લશ્કરી અનુભવના અર્થમાં, પણ પૂર્ણ રૂપે શક્ય બની જાય છે, બધા બળવાન સામ્રાજ્યવાદી દેશોની સશસ્ત્ર ચડાઈનો ભોગ બનનારા સોવિયેત પ્રજાસત્તાકના અનુભવના અર્થમાં પણ પૂર્ણ રૂપે શક્ય બની જાય છે.

એ ઉપરાંત, રશિયામાં આંતરવિગ્રહના અનુભવે આપણને અને બધા દેશોના કોમ્યુનિસ્ટોને બતાવી આપ્યું છે કે આંતરવિગ્રહની કસોટી દરમિયાન ક્રાંતિકારી જોમના વિકાસની સાથે સાથે એક પ્રબળ આંતરિક તાકાત પણ ઘડાય છે. કોઈ પણ રાષ્ટ્રનાં સમગ્ર આર્થિક અને સંગઠનાત્મક બળોની યુદ્ધ એક કસોટી છે. જેમને ભૂખ અને ટાઢની હાડમારીઓ સહન કરવી પડે છે એ કામદારો અને કિસાનો માટે યુદ્ધ અમર્યાદ રૂપે કપરું રહ્યું હોવા છતાં અંતિમ પૃથક્કરણમાં આ બે વરસના અનુભવના આધારે એમ કહેવું જ જોઈએ કે આપણે જીતી રહ્યા છીએ અને જીતવાનું ચાલુ રાખીશું કારણ કે આપણે રણભૂમિની પાછળ એક દળ ધરાવીએ છીએ, એક તાકાતવાન દળ ધરાવીએ છીએ, કિસાનો અને કામદારો સજ્જડ એકતાથી જોડાયેલા તેમ જ મજબૂત છે, અને પ્રત્યેક ભારે ફટકાનો વળતો જવાબ તાકાત અને આર્થિક સામર્થ્યના વધારે સારા સંયોજન વડે આપે છે. અને કેવળ એ હકીકતે જ કોલ્ચાક, યુદેનિચ, તથા દુનિયાની સૌથી વધારે જોરાવર સત્તાઓ જેવા તેમના સાથીઓની ઉપરના વિજયો શક્ય બનાવ્યા. ગત બે વરસોએ એક તરફ તો બતાવી આપ્યું છે કે ક્રાંતિકારી યુદ્ધને વિકસાવી શકાય છે. અને બીજી તરફ એ બતાવી આપ્યું છે કે ક્રાંતિના ગઢને એકદમ નષ્ટ કરી નાખવાનું, આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ યુદ્ધ જાહેર કરવાની ઉદ્ધતાઈ કરનારા કામદારો અને કિસાનોના પ્રજાસત્તાકને એકદમ નષ્ટ કરી નાખવાનું, લક્ષ્ય ધરાવતી પરદેશી ચડાઈના પ્રબળ પ્રભાવ હેઠળ સોવિયેત શાસન વધારે ને વધારે મજબૂત બને છે. રશિયાના કામદારો અને કિસાનોને ખતમ કરી નાખવાને બદલે પરદેશી હુમલાખોરોએ તો કેવળ તેમને પોલાદી બનાવ્યા છે, તેમને પાણીદાર બનાવ્યા છે.

વર્તમાન સમયનો એ જ મુખ્ય બોધપાઠ છે, એ જ મુખ્ય મર્મ છે.

આપણી ધરતી ઉપર છેલ્લા બચેલા દુશ્મન દેનીકિનની ઉપર આપણે નિર્ણાયક વિજયો મેળવવાની અણિ પર છીએ. આપણે તાકાતવાન હોવાનો અનુભવ કરીએ છીએ અને હજાર વાર એ વાતનું પુનરાવર્તન કરી શકીએ કે પ્રજાસત્તાકમાં પરિસ્થિતિ વધારે સ્થાયી થઈ ગઈ છે અને દેનીકિન સામેના યુદ્ધમાંથી આપણે વધારે તાકાતવાન બનીને તથા સમાજવાદી તંત્રના નિર્માણના કર્તવ્ય માટે વધારે તૈયાર બનીને બહાર આવીશું, એમ કહેવામાં આપણે ભૂલ નથી કરતા. આંતરવિગ્રહ દરમિયાન તેના નિર્માણમાં આપણે અતિ ઓછો સમય અને અતિ ઓછી શક્તિ લગાવી શક્યા છીએ પરંતુ હવે આપણે મુક્ત પંથ ઉપર કદમ માંડી રહ્યા હોઈને નિ:શંક સંપૂર્ણપણે એ કામમાં લાગી જઈ શકીશું.

પશ્ચિમ યુરોપમાં આપણે સામ્રાજ્યવાદનું વિઘટન જોઈ રહ્યા છીએ. તમે તો જાણો જ છો કે એક વરસ પહેલાં જર્મન સમાજવાદીઓને પણ એમ લાગેલું — અને હાલતને ન સમજતા સમાજવાદીઓની બહુસંખ્યાને પણ ખરેખર એમ જ લાગેલું -- કે જે ચાલી રહેલ છે એ તો બે વિશ્વ સામ્રાજ્યવાદી જથોનો સંઘર્ષ છે, અને તેમણે એવી માન્યતા અખત્યાર કરેલી કે એ સંઘર્ષ જ સમગ્ર ઈતિહાસ બની રહે છે અને બીજું કશું પેદા કરી શકે એવું કોઈ બળ અસ્તિત્વમાં છે જ નહિ. તેમને એમ લાગેલું કે પ્રબળ વિશ્વ લૂંટારાઓનાં જૂથોમાંથી એકને પક્ષે ભળી જવા સિવાય સમાજવાદીઓ પાસે પણ બીજો કોઈ ઉપાય નથી જ. ૧૯૧૮ના ઓકટોબરના અંત વખતે એમ લાગેલું. પરંતુ આપણે જોઈએ છીએ કે ત્યાર પછી વીતેલા એક વરસ દરમિયાન વિશ્વનો ઈતિહાસ અજોડ ઘટનાઓમાંથી પસાર થયો છે, વ્યાપક અને ગહન ઘટનાઓમાંથી પસાર થયો છે, અને એ ઘટનાઓએ એવા અનેક સમાજવાદીઓની આંખો ઉઘાડી નાખી છે કે જે સામ્રાજ્યવાદી યુદ્ધ દરમિયાન દેશભક્તો બની ગયા હતા અને એવા બહાના હેઠળ પોતાના વર્તનને વાજબી ઠરાવી રહ્યા હતા કે તેમને દુશ્મનનો સામનો કરવાનો હતો. બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્યવાદીઓ સાથેના પોતાના જોડાણને તેમણે એવા આધારે વાજબી ઠરાવેલું કે ધારણા અનુસાર એ સામ્રાજ્યવાદીઓ જર્મન સામ્રાજ્યવાદથી મુક્તિ લાવી રહ્યા હતા. જુઓ કે એ યુદ્ધે કેટલી બધી ભ્રમણાઓને છિન્નભિન્ન કરી નાખી છે! આપણે જર્મન સામ્રાજ્યવાદનો સડો જોઈ રહ્યા છીએ. એ સડો એવો છે કે જે માત્ર પ્રજાસત્તાકીય ક્રાંતિ જ નહિ પરંતુ સમાજવાદી ક્રાંતિમાં પણ પરિણમ્યો છે. તમે તો જાણો જ છો કે જર્મનીમાં વર્ગસંઘર્ષ વળી વધારે તીવ્ર બની ગયો છે અને આંતરવિગ્રહ વધારે ને વધારે નજીક આવી રહ્યો છે — જેમણે પ્રજાસત્તાકીય રંગ ધારણ કરી લીધો

છે પરંતુ જે હજુ પણ સામ્રાજ્યવાદના પ્રતિનિધિઓ જ રહે છે એવા જર્મન સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ જર્મન સર્વહારા વર્ગનો જંગ વધારે ને વધારે નજીક આવી રહ્યો છે.

સૌ એ વાત જાણે છે કે પશ્ચિમ યુરોપમાં ક્રાંતિ કૂદકે ને ભૂસકે પરિપક્વ થઈ રહી છે, અને અમેરિકા તથા બ્રિટનમાં પણ, સંસ્કૃતિ અને સભ્યતાના એ દેખાતા નિરૂપકો તથા જર્મનોના વિજેતાઓની બાબતમાં પણ, જર્મન સામ્રાજ્યવાદીઓની બાબતમાં પણ, એમ જ બની રહ્યું છે. અને છતાં જ્યારે વર્સેલ્સની સુલેહ[77] થઈ ત્યારે સૌએ જોયું કે જર્મન લૂંટારાઓએ આપણે માથે ઠોકી બેસાડેલી બ્રેસ્ત-લિતોવ્સ્કની સુલેહ[78] કરતાં એ સુલેહ સેંકડો ગણી વધારે લૂંટારી સુલેહ છે, અને વર્સેલ્સની સુલેહ એ ભાગ્યહીન વિજેતા દેશોના મૂડીદારો તથા સામ્રાજ્યવાદીઓએ પોતાની જ ઉપર મારેલો શક્ય એટલો ભારેમાં ભારે ફટકો છે. વર્સેલ્સની સુલેહે બરાબર વિજેતા રાષ્ટ્રોની જ આંખો ઉઘાડી નાખી છે અને બતાવી આપ્યું છે કે આપણી સામે જે દેખાય છે એ સંસ્કૃતિ અને સભ્યતાના નિરૂપકો નથી, આપણી સમક્ષ જે દેખાય છે એ બ્રિટન અને ફ્રાંસની બાબતમાં કદાચ લોકશાહીવાદી રાજ્યો છે ખરાં પરંતુ એ સામ્રાજ્યવાદી લૂંટારાઓ દ્વારા શાસિત રાજ્યો છે. લૂંટારાઓ વચ્ચેનો આંતરિક સંઘર્ષ જેટલી ઝડપથી વિકસી રહ્યો છે એ ઉપરથી આપણે એવી જાણકારીની ખુશી માણી શકીએ કે વર્સેલ્સની સુલેહ ઉલ્લાસમાં આવી ગયેલા સામ્રાજ્યવાદીઓનો કેવળ દેખાતો વિજય જ છે, પરંતુ વાસ્તવમાં તો તે સમગ્ર સામ્રાજ્યવાદી દુનિયાની નાદારીને જ સુચિત કરે છે અને યુદ્ધ દરમિયાન જે સમાજવાદીઓ સડી રહેલા સામ્રાજ્યવાદના પ્રતિનિધિઓની જોડે ભળી ગયા હતા તથા જંગ લડતા લૂંટારાઓનાં જૂથોમાંથી એક જૂથનો જેમણે બચાવ કર્યો હતો એ સમાજવાદીઓના સંગાથમાંથી મહેનતકશ લોકસમુદાયોની નિશ્ચયાત્મક પીછેહઠને જ સૂચિત કરે છે. મહેનતકશોની આંખો ઊઘડી ગઈ છે કારણ કે વર્સેલ્સની સુલેહ લૂંટારી સુલેહ છે અને તેણે બતાવી આપ્યું છે કે ફ્રાંસ અને બ્રિટન જર્મનીની વિરુદ્ધ હકીકતમાં તો સંસ્થાનો ઉપરની પોતાની સત્તાને મજબૂત બનાવવા ખાતર અને પોતાના સામ્રાજ્યવાદી સામર્થ્યમાં વૃદ્ધિ કરવા ખાતર જ લડી રહ્યાં હતાં. જેમ વખત વીતતો જાય છે તેમ એ આંતરિક સંઘર્ષ વધારે વિસ્તૃત બનતો જાય છે. આજે મેં લંડનથી આવેલો ૨૧મી નવેંબરનો એક વાયરલેસ સંદેશો જોયો જેમાં અમેરિકન પત્રકારોએ — જેમની બાબતમાં ક્રાંતિકારીઓ પ્રત્યે હમદર્દી ધરાવવાનો સંદેહ પણ ન આણી શકાય એવા

માણસોએ — કહ્યું છે કે ફ્રાંસમાં અમેરિકનો પ્રત્યે ધિક્કારનો એક અપૂર્વ ઉછાળો જોવા મળે છે કારણ કે અમેરિકનો વર્સેલ્સની સુલેહને બહાલી આપવાનો ઈનકાર કરી રહ્યા છે.

બ્રિટન અને ફ્રાંસ વિજેતાઓ છે ખરા પરંતુ તેઓ પોતાનાં ગળાં સુધી અમેરિકાના કરજમાં ડૂબેલાં છે, અને અમેરિકાએ નક્કી કર્યું છે કે ફ્રાંસ અને બ્રિટન ભલે પોતાને ગમે એટલા વિજેતા ગણે પરંતુ દૂધને વલોવીને મલાઈ તો પોતે જ લઈ લેવાનું છે અને યુદ્ધ દરમિયાન આપેલી સહાય બદલ પોતે પઠાણી વ્યાજ વસૂલ કરવાનું જ છે; અને એ બાબતની ગૅરંટી પૂરી પાડશે અમેરિકન નૌકાદળ, જેનું નિર્માણ હાલ થઈ રહ્યું છે અને જે સાઈઝની બાબતમાં બ્રિટિશ નૌકાદળને આંબી જઈ રહ્યું છે. અને લૂંટફાટનો ભૂખ્યો અમેરિકન સામ્રાજ્યવાદ કેટલું નિર્લજ્જ વર્તન કરી રહ્યો છે એ વાત આ હકીકત ઉપરથી જોઈ શકાય છે કે અમેરિકન દલાલો ધોળી ચામડીવાળા ગુલામોની, સ્ત્રીઓની અને બાળાઓની, ખરીદી કરી રહ્યા છે અને દેહવિક્રય કરાવવાના ઉદ્દેશે તેમને અમેરિકા રવાના કરી રહ્યા છે. વિચાર તો કરો — મુક્ત અને સુસંસ્કૃત અમેરિકા વેશ્યાઘરો માટે ધોળી ચામડીવાળી ગુલામડીઓ પૂરી પાડે છે! પોલૅંડ અને બેલ્જિયમમાં અમેરિકન દલાલો જોડે ઘર્ષણો થઈ રહ્યાં છે. સમહિત જૂથની મદદ લેનાર પ્રત્યેક નાના દેશમાં જે વ્યાપક પાયા ઉપર બની રહ્યું છે તેનું આ તો માત્ર એક નાનકડું દૃષ્ટાંત જ છે. દાખલા તરીકે પોલૅંડને લો. પોલૅંડ બડાઈ હાંકે છે કે પોતે હવે એક સ્વતંત્ર સત્તા છે પરંતુ અમેરિકન દલાલો અને નફાખોરો ત્યાં જઈને પોલૅંડની બધી સંપત્તિ ખરીદી લઈ રહ્યા છે. અમેરિકન દલાલો પોલૅંડને ખરીદી લઈ રહ્યા છે. અમેરિકનોનાં ખીસાંમાં ન જઈ પડેલ હોય એવી એક પણ મિલ, એવું એક પણ કારખાનું, કે ઉદ્યોગની એક પણ શાખા હવે ત્યાં બચેલ નથી. અમેરિકનો એટલા બધા બેશરમ થઈ ગયા છે કે તેઓ પેલા "મહાન અને મુક્ત વિજેતા"ને, ફ્રાંસને, ગુલામ બનાવવાનું શરૂ કરી રહ્યા છે. અગાઉ ફ્રાંસ વ્યાજખોરોનો દેશ હતો પણ હવે અમેરિકાના કરજમાં સાવ ડૂબી ગયેલો છે કારણ કે તેણે પોતાની આર્થિક તાકાત ગુમાવી દીધી છે અને તેની પાસે પોતાનું અનાજ અથવા પોતાના કોલસા પૂરતા પ્રમાણમાં નથી અને તે પોતાની ભૌતિક સાધનસામગ્રીને મોટા પાયા ઉપર વિકસાવી શકે એમ નથી. પરંતુ અમેરિકા એ વાતને વળગી રહ્યું છે કે ખંડણી તો મુદ્દલ આનાકાની વગર અને પૂરેપૂરી ભરપાઈ થવી જ જોઈએ. એમ વધારે ને વધારે પ્રમાણમાં સ્પષ્ટ બનતું જાય છે કે ફ્રાંસ, બ્રિટન, તથા અન્ય જોરાવર દેશો આર્થિક દૃષ્ટિએ

દેવાળિયા બની ગયા છે. ફ્રેંચ ચૂંટણીઓમાં ધર્મરક્ષકોએ વર્ચસ્વ મેળવ્યું છે. જર્મનીની વિરુદ્ધ આઝાદી અને લોકશાહીના ધારી લેવામાં આવેલા રક્ષણમાં પોતાની બધી તાકાત લગાવી દેવા માટે ભોળવવામાં આવેલી ફ્રેંચ જનતાને હવે બદલામાં મળેલ છે અમર્યાદિત કરજ, લૂંટારા અમેરિકન સામ્રાજ્યવાદીઓ દ્વારા કરાતો ઉપહાસ, અને લટકામાં અત્યંત જંગલી પ્રત્યાઘાતના પ્રતિનિધિઓની બનેલી ધર્મના રખેવાળોની બહુમતી.

આખી દુનિયામાં પરિસ્થિતિ અપરિમિત રૂપે અધિક જટિલ બની ગઈ છે. આંતરરાષ્ટ્રીય મૂડીના પેલા ખાંધિયા કોલ્ચાક અને દેનીકિન ઉપરનો આપણો વિજય એક મોટો વિજય છે જ; પરંતુ એટલો દેખીતો ન હોવા છતાં એથી ઘણો વધારે મોટો વિજય તો આપણે આંતરરાષ્ટ્રીય પાયા ઉપર મેળવી રહ્યા છીએ એ વિજય છે. આપણી વિરુદ્ધ પોતાનાં સૈન્યો ન મોકલી શકતા સામ્રાજ્યવાદના આંતરિક સડામાં એ વિજય સમાયેલો છે. સમહિત જૂથે એ અજમાવી જોયું પરંતુ એથી કંઈ જ વળ્યું નહિ કારણ કે તેમના સૈનિકો જ્યારે આપણા સૈનિકોના સંપર્કમાં આવે છે અને તેમની ભાષાઓમાં અનુદિત આપણા રશિયન સોવિયેત બંધારણથી પરિચિત થાય છે ત્યારે એ સૈનિકો આપણી વિરુદ્ધ લડવાની બાબતમાં હતોત્સાહ થઈ જાય છે. સડેલા ગંધાતા સમાજવાદના આગેવાનોના પ્રભાવ છતાં, આપણું બંધારણ મહેનતકશ લોકસમુદાયોની હમદર્દી અચૂક હાંસલ કરી લે છે. "સોવિયેત" શબ્દનો અર્થ હવે બધા સમજે છે અને સોવિયેત બંધારણનો અનુવાદ બીજી ભાષાઓમાં થઈ ગયો છે તથા પ્રત્યેક કામદાર તેનાથી પરિચિત છે. પ્રત્યેક કામદાર જાણે છે કે એ મહેનતકશોનું બંધારણ છે, આંતરરાષ્ટ્રીય મૂડીની ઉપર વિજય હાંસલ કરવાની હાકલ કરતા મહેનતકશોની રાજકીય પદ્ધતિનું બંધારણ છે, એ બંધારણ તો આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદીઓ પાસેથી ઝૂંટવી લેવામાં આવેલી એક જીત છે. આપણે એક વાર કોઈ સામ્રાજ્યવાદી દેશના સૈનિકોને આપણા પક્ષે ખેંચી લઈએ, એ દેશને તેના પોતાના સૈનિકોથી વંચિત કરી દઈએ, તેને સોવિયેત રશિયાની વિરુદ્ધ જંગમાં એ સૈનિકો ઝીંકવાની શક્યતાથી વંચિત કરી દઈએ, એટલે આપણો આ વિજય પ્રત્યેક સામ્રાજ્યવાદી દેશની ઉપર પોતાના પ્રત્યાઘાતો પાડે છે.

એ લોકોએ બીજા દેશોનાં—ફિન્લૅંડ, પોલૅંડ, લેતવિયા—લશ્કરો વડે લડવાની કોશિશ કરી પણ કંઈ વળ્યું નહિ. થોડાંક અઠવાડિયાં પહેલાં પાર્લમેન્ટની આમસભામાં બોલતાં બ્રિટિશ પ્રધાન ચર્ચિલે શેખી મારેલી—અને તેનો તારનાં દોરડાં મારફત આખી દુનિયામાં પ્રસાર કરવામાં આવેલો— કે

સોવિયેત રશિયાની વિરુદ્ધ ચૌદ દેશોની કૂચનું સંયોજન કરવામાં આવ્યું છે અને તેના પરિણામે નવા વરસ પહેલાં રશિયાની ઉપર વિજય હાંસલ કરી લેવાશે. અને એ વાત સાચી છે કે ઘણાં રાષ્ટ્રોએ એ કૂચમાં ભાગ લીધો હતો — ફિન્લૅંડ, ઉક્રાઈના, પોલૅંડ, જ્યોર્જિયા, ઝેકોસ્લોવાકિયા, જાપાન, ફ્રાંસ, બ્રિટન, જર્મની. પરંતુ તેનો અંત કેવો આવ્યો એ તો આપણે જાણીએ જ છીએ! આપણે જાણીએ છીએ કે એસ્તોનિયનોએ યુદેનિચનાં લશ્કરોને અદ્ધર લટકતાં રાખી દીધાં; અને હવે અખબારોમાં ભીષણ વાદવિવાદ ચાલી રહ્યો છે કેમ કે એસ્તોનિયનો તેને મદદ નથી કરવા માગતા, અને ફિન્લૅંડના મૂડીવાદી વર્ગની ભારે મરજી હોવા છતાં ફિન્લૅંડે પણ યુદેનિચને મદદ કરી નથી. એ રીતે, આપણી ઉપર હલ્લો બોલાવવાનો બીજો પ્રયાસ પણ પહેલા પ્રયાસની જેમ જ નિષ્ફળ ગયો છે. પહેલો તબક્કો હતો સમહિત જૂથનાં પોતાનાં લશ્કરી ટૅકનિકના બધા નિયમો અનુસાર સુસજ્જિત લશ્કરો મોકલવાનો, અને એથી તેમને એમ લાગેલું કે એ લશ્કરો સોવિયેત પ્રજાસત્તાકને પરાજિત કરી દેશે. એ લશ્કરો કોકેસસ, આર્ખાન્ગેલ્સ્ક, અને ક્રિમિયા છોડીને તો ક્યારનાં ભાગી ગયાં છે; ઝેકોસ્લોવાક લશ્કરો સાઈબિરિયામાં પડયાં છે તેમ એ લશ્કરો હજુ મુર્માન્સ્કમાં પડયાં છે ખરાં, પરંતુ એ તો ચોતરફથી ઘેરાયેલા ટાપુઓની જેમ ત્યાં પડયાં છે. સમહિત જથનો પોતાનાં લશ્કરો વડે આપણને પરાજિત કરવાનો પ્રથમ પ્રયાસ આપણા વિજયમાં પરિણમ્યો છે. બીજો પ્રયાસ હતો આપણાં પાડોશી અને નાણાકીય દૃષ્ટિએ પૂર્ણ રૂપે સમહિત જૂથની ઉપર અવલંબિત રાષ્ટ્રોને આપણી વિરુદ્ધ ઝીંકવાનો અને સમાજવાદના ગઢ તરીકે આપણને નષ્ટ કરી નાખવા માટે એ રાષ્ટ્રોને ઉત્તોજિત કરવાનો. પરંતુ એ પ્રયાસ પણ નિષ્ફળતામાં પરિણમ્યો: એ વાત ઉઘાડી પડી ગઈ કે એ નાના દેશોમાંથી એક પણ દેશ એવું યુદ્ધ લડવાની શક્તિ ધરાવતો નથી. એ ઉપરાંત, સમહિત જૂથના દેશો પ્રત્યેના ધિક્કારની લાગણીએ દરેક નાના દેશમાં ઊંડાં મૂળ પકડી લીધાં છે. યુદેનિચે ક્રાસ્નોયે સેલો ઉપર કબજો કરી લીધો હતો ત્યારે પેત્રોગ્રાદની ઉપર કબજો કરી લેવા માટે ફિન્લૅંડ આગળ ન વધ્યું તેનું કારણ એ હતું કે તેને આનાકાની થઈ તથા એ વાત સમજાઈ ગઈ કે પોતે સોવિયેત રશિયાની જોડાજોડ તો સ્વતંત્ર રૂપે હયાત રહી શકશે પણ સમહિત જૂથની જોડે ચેનથી જીવતું નહિ જ રહી શકે. બધાં નાનાં રાષ્ટ્રોને એમ લાગ્યું છે. જ્યાં અંધરાષ્ટ્રવાદ અતિવ્યાપક છે પરંતુ પોતાની શોષણક્રિયાને વિસ્તારી રહેલા સમહિત જૂથ પ્રત્યે ધિક્કારની લાગણી પ્રવર્તે છે એવા ફિન્લૅંડ, લિથુઆનિયા, એસ્તોનિયા, પોલૅંડ, વગેરે

દેશોએ એવી જ લાગણી અનુભવી છે. અને હવે ઘટનાઓના ક્રમનું ચોક્કસ મૂલ્યાંકન કરતાં આપણે મુદ્દલ અતિશયોક્તિ વગર એમ કહી શકીએ કે સોવિયેત પ્રજાસત્તાકની વિરુદ્ધ આંતરરાષ્ટ્રીય યુદ્ધનો માત્ર પહેલો જ નહિ પરંતુ બીજો તબક્કો પણ નિષ્ફળ ગયો છે. આપણે માટે હવે ફક્ત એટલું જ કરવાનું બાકી છે કે આપણે દેનીકિનનાં લશ્કરોને પરાજિત કરી દઈએ, અને એ લશ્કરો અર્ધપરાજિત તો થઈ પણ ચૂક્યાં છે.

મારા પ્રવચનમાં મેં જેનો સંક્ષિપ્ત સારાંશ આપ્યો છે એ વર્તમાન રશિયન અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ આવી છે. પૂર્વની પ્રજાઓના સંબંધમાં જે પરિસ્થિતિ આકાર ધારણ કરી રહી છે તેને વિશે અંતમાં થોડુંક કહેવાની મને રજા આપો. તમે બધા પૂર્વની વિવિધ પ્રજાઓની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ અને કોમ્યુનિસ્ટ સંગઠનોના પ્રતિનિધિઓ છો. મારે એમ કહેવું જ પડે કે રશિયન બોલ્શેવિકો જો પુરાણા સામ્રાજ્યવાદમાં ભંગાણ પાડવામાં અને ક્રાંતિના નવા પંથોને ઝળહળિત કરવાના અત્યંત કઠિન પરંતુ અત્યંત ઉમદા કર્તવ્યને હાથમાં લેવામાં સફળ થયા હોય તો તમારી સમક્ષ, પૂર્વના મહેનતકશ લોકસમુદાયોના પ્રતિનિધિઓની સમક્ષ, એથીયે વધારે મહાન અને એથીયે વધારે નૂતન કર્તવ્ય ખડું છે. એ વાત તો હવે તદ્દન સ્પષ્ટ બની રહી છે કે આખી દુનિયાની ઉપર તોળાઈ રહેલી સમાજવાદી ક્રાંતિ કંઈ પ્રત્યેક દેશના સર્વહારા વર્ગનો કેવળ તેના પોતાના મૂડીવાદી વર્ગ ઉપરનો જ વિજય નહિ હોય. એમ તો ક્રાંતિઓ સરળતાથી અને ઝડપથી થાય તો જ બની શકે. આપણે જાણીએ છીએ કે સામ્રાજ્યવાદીઓ એમ નહિ જ થવા દે, પ્રત્યેક દેશે પોતાના આંતરિક બોલ્શે-વિઝમની વિરુદ્ધ હથિયાર સજ્યાં છે અને તેનો એકમાત્ર મનસૂબો દેશની અંદરના બોલ્શેવિઝમને પરાજિત કરી દેવાનો છે. એટલે જ, પ્રત્યેક દેશમાં આંતરવિગ્રહના ભણકારા વાગી રહ્યા છે જેમાં પુરાણા બાંધછોડિયા સમાજવાદીઓ મૂડીવાદી વર્ગને પક્ષે જોડાયેલા છે. પરિણામે, સમાજવાદી ક્રાંતિ એકમાત્ર રૂપે, મુખ્ય રૂપે, પ્રત્યેક દેશના સર્વહારાઓનો તેમના પોતાના મૂડીવાદી વર્ગની વિરુદ્ધનો સંઘર્ષ નહિ હોય—ના, એ તો હશે સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત બધાં સંસ્થાનો અને બધા દેશોનો, બધા પરાધીન દેશોનો, આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ સંઘર્ષ. ગત વર્ષના માર્ચમાં આપણે અપનાવેલા આપણી પાર્ટીના કાર્યક્રમમાં વિશ્વ સામાજિક ક્રાંતિના સ્વરૂપને નિરૂપિત કરતાં આપણે કહ્યું છે કે બધા ઉન્નત દેશોમાં સામ્રાજ્યવાદીઓ અને શોષકોની વિરુદ્ધ મહેનતકશોના આંતરવિગ્રહનો આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધનાં રાષ્ટ્રીય

યુદ્ધો સાથે સમન્વય શરૂ થઈ રહ્યો છે. ક્રાંતિના ક્રમે એ વાત સાબિત કરી દીધી છે અને જેમ જેમ સમય વીતતો જશે તેમ તેમ એ વાત વધારે ને વધારે સાબિત થતી જશે. પૂર્વમાં પણ એમ જ બનશે.

આપણે જાણીએ છીએ કે પૂર્વના પ્રજાકીય સમુદાયો સ્વતંત્ર ભૂમિકા ભજવનારાઓ તરીકે ખડા થશે, એક નવા જીવનના ઘડવૈયાઓ તરીકે ખડા થશે, કારણ કે પૂર્વના કરોડો લોકો એવાં પરાધીન અને ગુલામ રાષ્ટ્રોના લોકો છે જે અત્યાર સુધી આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદી નીતિનાં લક્ષ્યો રહ્યાં છે અને જે મૂડીવાદી સંસ્કૃતિ અને સભ્યતા માટે ફક્ત ખાતર રૂપે જ હયાત રહ્યાં છે. અને આપણે બહુ સારી રીતે જાણીએ છીએ કે જ્યારે તેઓ સંસ્થાનોના વહીવટ માટે આદેશો વહેંચવાની વાતો કરે છે ત્યારે તેમનો ઉદ્દેશ લૂંટફાટ અને ધાડમાર માટેના આદેશો વહેંચવાનો જ હોય છે—દુનિયાની વસતિના એક નજીવા હિસ્સાને પૃથ્વીની વસતિની બહુસંખ્યાનું શોષણ કરવાનો અધિકાર આપી દેવાનો જ હોય છે. સ્વતંત્ર ક્રાંતિકારી પરિબળનું પ્રતિનિધિત્વ ન કરી શકવાને કારણે પહેલાં ઐતિહાસિક પ્રગતિની કક્ષાથી તદ્દન બહાર રહી ગયેલી એ બહુસંખ્યાએ, આપણે જાણીએ છીએ તેમ, વીસમી સદીના આરંભમાં એવી નિષ્ક્રિય ભૂમિકા ભજવવાનું બંધ કરી દીધું છે. આપણે જાણીએ છીએ કે ૧૯૦૫ને પગલે પગલે તુર્કી, ઈરાન, અને ચીનમાં ક્રાંતિઓ થયેલી અને હિંદુસ્તાનમાં ક્રાંતિકારી આંદોલન વિકાસ પામ્યું છે. સામ્રાજ્યવાદી યુદ્ધે પણ એ જ રીતે ક્રાંતિકારી આંદોલનની વૃદ્ધિમાં ફાળો આપ્યો છે કારણ કે યુરોપિયન સામ્રાજ્યવાદીઓને પોતાના સંઘર્ષમાં આખી ને આખી સાંસ્થાનિક રેજિમેન્ટો લગાવી દેવી પડી હતી. સામ્રાજ્યવાદી યુદ્ધે પૂર્વને પણ જગાવી દીધું અને તેની પ્રજાઓને આંતરરાષ્ટ્રીય નીતિમાં ખેંચી. ફ્રાંસ અને બ્રિટને સાંસ્થાનિક પ્રજાઓને હથિયારો સજાવ્યાં અને લશ્કરી ટેકનિક તથા અદ્યતન મશીનોથી પરિચિત થવામાં તેમને મદદ કરી. એ જ્ઞાનનો તેઓ સામ્રાજ્યવાદી ચોરોની વિરુદ્ધ ઉપયોગ કરશે. સમકાલીન ક્રાંતિમાં પૂર્વની જાગૃતિના સમયને પગલે પગલે એક એવો સમય આવી રહ્યો છે જેમાં પૂર્વની બધી પ્રજાઓ આખી દુનિયાના ભાવિના નિર્ધારણમાં હિસ્સો લેશે જેથી પોતે માત્ર બીજાઓની દોલતમંદીનું સાધન જ ન બની રહે. અમલી પ્રવૃત્તિની આવશ્યકતા વિશે, સમગ્ર માનવજાતના ભાવિને આકાર આપવામાં પ્રત્યેક રાષ્ટ્ર ભાગ લે તેવી આવશ્યકતા વિશે, પૂર્વની પ્રજાઓ સભાન બની રહી છે.

એટલે જ હું એમ માનું છું કે વિશ્વક્રાંતિના વિકાસના ઈતિહાસમાં—

આરંભના આધારે મૂલ્યાંકન કરતાં જે અનેક વરસો સુધી ચાલશે અને ઘણી જહેમત માગી લેશે — ક્રાંતિકારી સંઘર્ષમાં, ક્રાંતિકારી આંદોલનમાં, તમારે બહુ મોટી ભૂમિકા ભજવવી પડશે અને આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદની વિરુદ્ધના સંઘર્ષમાં તમારા સંઘર્ષને સમ્મિલિત કરી દેવો પડશે. આંતરરાષ્ટ્રીય ક્રાંતિમાં તમારી સામેલગીરી તમારી સમક્ષ જટિલ અને મુશ્કેલ કર્તવ્ય ખડું કરશે જેની સિદ્ધિ તમારી સહિયારી સફળતાના પાયાની કામગીરી બજાવશે કારણ કે અહીં જનતાની બહુસંખ્યા પહેલી જ વાર સળવળીને સ્વતંત્ર ગતિશીલતા ધારણ કરી રહી છે અને આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદને ઉથલાવી પાડવાના સંઘર્ષમાં એક સક્રિય બળ બની રહેશે.

પૂર્વની પ્રજાઓમાંથી મોટા ભાગની પ્રજાઓ યુરોપના સૌથી પછાત દેશ કરતાં — રશિયા કરતાં — બદતર હાલતમાં છે. પરંતુ સામંતશાહી અવશેષો તથા મૂડીવાદની વિરુદ્ધ અમારા સંઘર્ષમાં રશિયાના કિસાનો અને કામદારોની એકતા સાધવામાં અમે સફળ નીવડયા: અને અમારો સંઘર્ષ આટલી સરળતાથી આગળ ધપ્યો કારણ કે કિસાનો અને કામદારો મૂડીવાદ અને સામંતશાહીની વિરુદ્ધ એકતાબદ્ધ થઈ ગયા. અહીં પૂર્વની પ્રજાઓ સાથેનો સંપર્ક વિશેષ રૂપે મહત્ત્વનો છે કારણ કે પૂર્વની મોટા ભાગની પ્રજાઓ મહેનતકશ લોકસમુદાયોના લાક્ષણિક પ્રતિનિધિઓ સમી છે — મૂડીવાદી મિલો અને કારખાનાંની અનુભવશાળામાંથી ગુજરેલા કામદારો નહિ પણ મધ્યકાલીન ઉત્પીડનનો ભોગ બનેલા મહેનતકશ શોષિત કિસાન સમુદાયોના લાક્ષણિક પ્રતિનિધિઓ સમી છે. રશિયન ક્રાંતિ એ વાતનું ઉદાહરણ છે કે મૂડીવાદને પરાજિત કરી દીધા પછી અને કિસાન મહેનતકશોના વ્યાપક રૂપે ફેલાયેલા સમુદાયોની જોડે એકતા સાધી લીધા પછી સર્વહારાઓએ મધ્યકાલીન ઉત્પીડનની વિરુદ્ધ કેવી રીતે વિજયી સંઘર્ષ કર્યો. હવે આપણા સોવિયેત પ્રજાસત્તાકે પોતાની આસપાસ પૂર્વની બધી જાગી રહેલી પ્રજાઓનું જૂથ રચવાનું છે અને તેમની સાથે મળીને આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદની વિરુદ્ધ સંઘર્ષ લડવાનો છે.

અહીં તમારી સમક્ષ એવું કર્તવ્ય ખડું થયું છે જે અત્યાર સુધી દુનિયામાં કોઈ પણ ઠેકાણે કોમ્યુનિસ્ટોની સમક્ષ ઉપસ્થિત નહોતું થયું: સામ્યવાદના સામાન્ય સિદ્ધાંત અને અમલ ઉપર આધાર રાખીને તમારે યુરોપિયન દેશોમાં અસ્તિત્વ ન ધરાવતી હોય એવી વિશિષ્ટ પરિસ્થિતિઓને અનુકૂળ બની જવાનું છે અને એ સિદ્ધાંત તથા અમલને એવી પરિસ્થિતિઓમાં લાગુ કરવાના છે જ્યાં વસતિનો ખૂબ મોટો ભાગ કિસાનોનો બનેલો છે અને કર્તવ્ય મૂડીવાદની વિરુદ્ધ નહિ પણ

મધ્યકાલીન અવશેષોની વિરુદ્ધ સંઘર્ષ લડવાનું છે. એ કર્તવ્ય કઠિન અને અનન્ય પરંતુ ખૂબ ઉપકારી છે કારણ કે એ લોકસમુદાયો એવા સંઘર્ષમાં ખેંચાઈ રહ્યા છે જેમાં અત્યાર સુધી તેમણે મુદ્દલ ભાગ લીધો નથી, અને બીજી તરફ એ કારણસર કે પૂર્વમાં કોમ્યુનિસ્ટ યુનિટોનું સંગઠન તમને ત્રીજી ઇન્ટરનેશનલની જોડે નિકટતમ સંપર્ક રાખવાની તક આપે છે. જેમની હાલત ઘણા દાખલાઓમાં મધ્યકાલીન છે એવા પૂર્વના મહેનતકશ અને શોષિત લોકસમુદાયોની સાથે દુનિયાના સૌથી મોખરાના સર્વહારાઓની એવી જોડીદારીનાં વિશિષ્ટ રૂપો તમારે શોધી કાઢવાં જ જોઈએ. અમે અમારા દેશમાં નાના પાયા ઉપર એ સિદ્ધ કર્યું છે જે તમે મોટા દેશોમાં મોટા પાયા ઉપર સિદ્ધ કરશો. અને હું આશા રાખું છું કે એ બીજું કર્તવ્ય તમે સફળતાપૂર્વક પૂરું કરશો. તમે જેના પ્રતિનિધિઓ તરીકે અહીં ઉપસ્થિત છો એ પૂર્વનાં કોમ્યુનિસ્ટ સંગઠનોને લીધે તમે અગ્રગામી સર્વહારા વર્ગની જોડે સંપર્ક ધરાવો છો. તમારું કર્તવ્ય એ છે કે દરેક દેશમાં જનતા સમજી શકે એવી ભાષામાં સામ્યવાદી પ્રચાર ચાલુ રાખવામાં આવે એ બાબતની તકેદારી તમે રાખતા રહો.

એ તો સ્વયંસ્પષ્ટ વાત છે કે અંતિમ વિજય તો દુનિયાના બધા ઉન્નત દેશોના સર્વહારા વર્ગ દ્વારા જ મેળવી શકાય, અને અમે રશિયનો એ કામ શરૂ કરી રહ્યા છીએ જેને બ્રિટિશ, ફ્રેંચ, કે જર્મન સર્વહારા વર્ગ પૂરું કરીને તેની ઉપર મહોર મારશે. પરંતુ અમે જોઈ શકીએ છીએ કે બધી ઉત્પીડિત સાંસ્થાનિક પ્રજાઓના, અને સૌપ્રથમ તો પૂર્વની પ્રજાઓના, મહેનતકશ લોકસમુદાયોની મદદ વગર તેઓ વિજયી નહિ જ થાય. આપણે એ વાત સમજી લેવી જોઈએ કે સામ્યવાદમાં સંક્રમણ માત્ર એકલી આગલી હરોળ સિદ્ધ ન જ કરી શકે. કર્તવ્ય છે મહેનતકશ લોકસમુદાયો ગમે તેવી કક્ષાએ હોય તેની પરવા કર્યા વગર એ લોકસમુદાયોને ક્રાંતિકારી પ્રવૃત્તિ માટે તથા સ્વતંત્ર કદમ અને સંગઠન માટે જાગ્રત કરવાનું; અધિક ઉન્નત દેશોના કોમ્યુનિસ્ટો માટે પ્રસ્તુત થયેલા સાચા સામ્યવાદી સિદ્ધાંતનું ભાષાંતર દરેક પ્રજાની ભાષામાં કરવાનું; તત્કાળ કરવાનાં અમલી કર્તવ્યોને પૂરાં કરવાનું, અને સહિયારા સંઘર્ષમાં બીજા દેશોના સર્વહારાઓની જોડે ભળી જવાનું.

આવી છે સમસ્યાઓ જેનો ઉકેલ તમને કોઈ સામ્યવાદી પુસ્તકમાં નહિ મળે પણ રશિયાએ જેની શરૂઆત કરી દીધી છે એ સહિયારા સંઘર્ષમાં મળશે. તમારે એ સમસ્યાઓ હાથમાં લેવી પડશે અને તમારા પોતાના સ્વતંત્ર અનુભવ દ્વારા ઉકેલવી પડશે. તેમાં તમને એક તરફ તો બીજા દેશોના બધા મહેનતકશોની

આગલી હરોળ સાથેની ગાઢ એકસંપી દ્વારા સહાય મળશે, અને બીજી તરફ તમે જેનું અહીં પ્રતિનિધિત્વ કરી રહ્યા છો એ પૂર્વની પ્રજાઓ પ્રત્યેનો ખરો અભિગમ શોધી કાઢવાની શક્તિ દ્વારા સહાય મળશે. મૂડીવાદી રાષ્ટ્રવાદ એ પ્રજાઓમાં જાગ્રત થઈ રહ્યો છે, જાગ્રત થયા વગર રહે એમ નથી, અને પોતાની ઐતિહાસિક ન્યાયસંગતતા ધરાવે છે, તેને તમારે આધાર બનાવવો પડશે. સાથે સાથે જ, તમારે દરેક દેશના મહેનતકશ અને શોષિત લોકસમુદાયો સુધી પહોંચી જવું જ જોઈએ અને તેઓ સમજી શકે એવી ભાષામાં તેમને કહેવું જ જોઈએ કે તમારી મુક્તિની એકમાત્ર આશા આંતરરાષ્ટ્રીય ક્રાંતિના વિજયમાં જ સમાયેલી છે, પૂર્વની મહેનતકશ અને શોષિત પ્રજાઓના સઘળા કરોડો લોકોનો એકમાત્ર સાથીદાર આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ છે.

તમારી સમક્ષ ઉપસ્થિત અનહદ મોટું કર્તવ્ય આવું છે અને ક્રાંતિકારી યુગ તથા ક્રાંતિકારી આંદોલનની વૃદ્ધિને—જેને વિશે શંકાને સ્થાન જ નથી—કારણે એ કર્તવ્ય પૂર્વનાં સામ્યવાદી સંગઠનોના સંયુક્ત પ્રયાસો વડે સફળતાપૂર્વક સિદ્ધ થશે તથા આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની ઉપર સંપૂર્ણ વિજયનો યશ પ્રાપ્ત કરશે.

રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની
કેંદ્રીય સમિતિનું 'ઇઝવેસ્તિયા',
અંક ૯, ૨૦ ડિસેંબર, ૧૯૧૯

ગ્રંથ ૩૯
પૃ. ૩૧૮—૩૩૧

## અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિના સાતમા સંમેલનના પ્રથમ અધિવેશનમાં અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિ તથા લોક-કમિસાર મંડળની પ્રવૃત્તિઓ સંબંધી અહેવાલ

૨ ફેબ્રુઆરી, ૧૯૨૦

(અવતરણ)

આપણે તત્કાળ પોલીશ લોકશાહીવાદીઓને અપીલ કરીને સાચી હાલત સમજાવવી જોઈએ. આપણે સારી રીતે જાણીએ છીએ કે આપણી આ રીત એવા અર્થમાં સૌથી વધારે અસરકારક છે કે તે આપણા દુશ્મનની હરોળોનું વિઘટન કરવાની વૃત્તિ ધરાવે છે. અને અંતમાં આ રીત જ આપણને એ રાહ પર લઈ જશે જેની આપણને જરૂર છે અને જેની ઉપર તે બધા દેશોની કામગાર વસતિને લઈ ગઈ છે. આ નીતિએ એક ચોક્કસ આરંભ કરી દેવો જ જોઈએ—પછી એ ભલે ગમે એટલું મુશ્કેલ પુરવાર થાય—અને એક વાર આરંભ થઈ જાય એટલે બાબતને આપણે પરિપૂર્ણતાએ પહોંચાડી દઈશું.

મારે કહેવું જ જોઈએ કે બીજા બધા દેશોના સંબંધમાં આપણે એ જ નીતિ અનુસરી રહ્યા છીએ. આપણે જ્યોર્જિયા અને અઝરબૈજાનને દેનીકિનની વિરુદ્ધ કરાર કરવાનું આમંત્રણ આપ્યું. બીજા દેશોના મામલામાં બિનદખલગીરીની દલીલ કરીને તેમણે ઈનકાર કર્યો. આપણે જોઈશું કે જ્યોર્જિયા અને આઝરબૈજાનના કામદારો અને કિસાનો એ સંબંધમાં કેવું વલણ અખત્યાર કરે છે.

પશ્ચિમી રાષ્ટ્રોના સંબંધમાં આ નીતિ રશિયાનાં રાષ્ટ્રોની જોડે કામ લેતી વેળાની નીતિ કરતાંયે વધારે સાવચેતીની રહી છે. તેમાં એક તરફ લેતવિયા, એસ્તોનિયા, અને પોલેંડ જેવા દેશો સંડોવાયા હતા અને બીજી તરફ પૂર્વના કેટલાય દેશો સંડોવાયા હતા જેમના વિકાસની કક્ષા દુનિયાની વસતિના મોટા ભાગની વસતિ ધરાવતા સાંસ્થાનિક દેશોની વ્યાપક બહુસંખ્યાના વિકાસની કક્ષા જેવી જ છે. તેમને ઈંગ્લેંડે દબાવી રાખ્યા છે જે સાંસ્થાનિક ગુલામોને પોતાની પકડમાં રાખી રહ્યું છે. પશ્ચિમ યુરોપિયન દેશોના સંબંધમાં જો આપણી નીતિ સાવચેતીની

નીતિ રહી હોય—એ દેશોને પોતાના કેરેન્સ્કી કાળમાંથી[79] બહાર નીકળી આવતાં થોડો વખત લાગશે—તો પૂર્વમાં આપણી નીતિ એથી પણ વધારે સાવચેતીની અને ધીરજની હોવી જ જોઈએ કેમ કે ત્યાં આપણે એવાં રાષ્ટ્રો જોડે કામ લેવાનું છે જે ઘણાં વધારે પછાત છે, ધાર્મિક ઝનૂનની ઉત્પીડક અસર તળે છે, રશિયન પ્રજા પ્રત્યે વધારે અવિશ્વાસની લાગણીથી ભરેલાં છે, અને મૂડીવાદી નીતિ તથા ઝારશાહી સરકારના સામ્રાજ્યવાદ દ્વારા, રશિયાની વર્ચસ્વી રાષ્ટ્ર તરીકેની નીતિ દ્વારા, દાયકાઓ અને સદીઓથી ઉત્પીડિત રહ્યાં છે.

આપણે બાશ્કિરિયન પ્રજાસત્તાકને સ્વાયત્તતા બક્ષી છે. આપણે સ્વાયત્ત તાતાર પ્રજાસત્તાકની સ્થાપના કરવી જ જોઈએ. અને પૂર્વની બધી પ્રજાઓના સંબંધમાં આપણે એ નીતિ જ ચાલુ રાખવી જોઈએ તથા આપણને પોતાને ઉદ્દેશીને આમ કહેવું જોઈએ: સામ્રાજ્યવાદની વિરુદ્ધ લડી રહેલા આપણે સામ્રાજ્યવાદી સત્તાઓના જબરજસ્ત મોરચાના મુકાબલાની હાલતમાં એવી એકસંપીનું પ્રતિનિધિત્વ કરીએ છીએ કે જેમાં ગાઢ લશ્કરી એકતા આવશ્યક છે. એ એકતામાં ભંગાણ પાડવાના કોઈ પણ પ્રયત્નને તદ્દન વર્જ્ય ગણવો જોઈએ, આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધના સંઘર્ષનો દ્રોહ ગણવો જોઈએ. પરંતુ આ નીતિને અમલમાં મૂકવામાં આપણે હજુ વધારે સાવચેત રહેવું જ જોઈએ. યુરોપિયન દેશોને જો કેરેન્સ્કી કાળમાંથી પસાર થવાનું હોય તો વિકાસની એથી નીચી કક્ષાએ રહેલા દેશોમાં તો અવિશ્વાસનાં તત્ત્વો ઘણાં વધારે છે અને તેમને પ્રભાવિત કરવામાં વધારે વખત લાગશે. એ દેશોની સ્વાધીનતા અને સ્વતંત્રતાનું આપણે સમર્થન કરીએ છીએ. આપણે એ દેશોના મહેનતકશ લોકસમુદાયોને અપીલ કરીએ છીએ, આપણે કહીએ છીએ: લશ્કરી દળોની એકતા અત્યાવશ્યક છે, એ એકતાથી કોઈ જાતનું વિચલન વર્જ્ય છે.

અમને વિશ્વાસ છે કે ગાઢ મિત્રતાની આપણી નીતિના સંબંધમાં આપણે પદ્ધતિસર આગળ વધીશું તો પૂર્વની પ્રજાઓ સાથેના આપણા સંબંધોમાં આપણે અત્યાર સુધી મેળવેલી સફળતા કરતાં વધારે મોટી સફળતા હાંસલ કરીશું. અને આપણી અત્યાર સુધીની સફળતા મોટી તો છે જ. જે કારણે આપણે માટે એક નાના પશ્ચિમી રાજ્યની જોડે શાંતિ-સંધિ કરવાનું શક્ય બનાવ્યું એ જ કારણસર સોવિયેત પ્રજાસત્તાક પૂર્વની પ્રજાઓમાં પ્રચંડ લોકપ્રિયતા ધરાવે છે, અર્થાત્ એ જ કારણસર કે આપણામાં તેઓ સામ્રાજ્યવાદની વિરુદ્ધ અડગ લડવૈયાને જુએ છે. આપણું એક જ પ્રજાસત્તાક એવું છે કે જે સામ્રાજ્યવાદની વિરુદ્ધ

લડી રહ્યું છે અને પ્રત્યેક પરિસ્થિતિનો ઉપયોગ કરી લેવાની શક્તિ ધરાવે છે, કેવળ તાકાતનો ઉપયોગ કરીને જ નહિ પરંતુ બળના ઉપયોગનો ત્યાગ કરીને પણ વિજય હાંસલ કરવાની શક્તિ ધરાવે છે.

સંક્ષિપ્ત અહેવાલો
૧૯૨૦ના ફેબ્રુઆરીની ૩જી
તારીખે 'પ્રાવદા'ના ૨૩મા
અંકમાં અને 'ઇઝવેસ્તિયા'ના
૨૩મા અંકમાં પ્રકાશિત
પૂર્ણ વાચના પહેલી વાર
'સંગૃહીત કૃતિઓ'ની ચોથી
(રશિયન) આવૃત્તિના ૩૦મા
ગ્રંથમાં પ્રકાશિત

ગ્રંથ ૪૦
પૃ. ૯૭–૯૯

## ‘યુનિવર્સલ સર્વિસ’ના બર્લિન ખાતેના ખબરપત્રી કાર્લ વિગાન્દે પૂછેલા પ્રશ્નોના ઉત્તરોમાંથી

૨. એશિયામાં આપણી યોજનાઓ શી છે?

યુરોપમાં છે એ જ: બધી પ્રજાઓ જોડે શાંતિમય સહઅસ્તિત્વ; નવા જીવનમાં—શોષણ વિનાના, જમીનમાલિકો વિનાના, મૂડીદારો વિનાના, વેપારીઓ વિનાના—જીવનમાં જાગૃત થતાં સૌ રાષ્ટ્રોના કામદારો અને કિસાનો જોડે સહઅસ્તિત્વ. ૧૯૧૪—૧૯૧૮ના યુદ્ધે, અંગ્રેજ-ફ્રેંચ (અને રશિયન) જૂથના મૂડીદારોએ દુનિયાના ભાગલા પાડવા માટે જર્મન-ઑસ્ટ્રિયન મૂડીદાર જૂથની વિરુદ્ધ લડેલા યુદ્ધે, એશિયાને જાગૃત કરી દીધું છે અને બીજે બધે ઠેકાણે કર્યું છે તેમ ત્યાં પણ આઝાદીની, શાંતિમય શ્રમની, અને સંભવિત ભાવિ યુદ્ધો વિરુદ્ધની ભાવનાને મજબૂત કરી છે.

૧૯૨૦ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે
«*New York Evening Journal*» ના
અંક ૧૨૬૭૧માં પ્રકાશિત

રશિયન ભાષામાં પહેલી વાર
૧૯૫૦ના એપ્રિલ માસની
૨૨મી તારીખે ‘પ્રાવદા’ના
અંક ૧૧૨માં પ્રકાશિત

ગ્રંથ ૪૦
પૃ. ૧૪૫

## મહેનતકશ કઝ્ઝાકોની પ્રથમ અખિલ રશિયન કોંગ્રેસમાં રજૂ કરેલો અહેવાલ

### ૧ માર્ચ, ૧૯૨૦

(અવતરણ)

રશિયાની વિરુદ્ધ સત્તાઓની જેહાદ નિષ્ફળ ગઈ ત્યારે તેમણે બીજું હથિયાર અજમાવ્યું. એવી બાબતોનો સેંકડો વરસોનો અનુભવ ધરાવતો તેમનો મૂડીવાદી વર્ગ તેના પોતાના બિનવિશ્વાસપાત્ર હથિયારને બદલે બીજું હથિયાર ધારણ કરી શક્યો. રશિયાને કચડી નાખવા માટે અને રશિયાનું ગળું દબાવી દેવા માટે તેણે પહેલાં તેના પોતાના સૈનિકોનો ઉપયોગ કરેલો: હવે તે સરહદી રાજ્યોની સહાય વડે રશિયાનું ગળું દબાવી દેવાની કોશિશ કરી રહ્યો છે.

ઝારશાહી સરકારે, જમીનદારો અને મૂડીદારોએ, એવાં સંખ્યાબંધ સરહદી રાષ્ટ્રોને રૂંધી નાખ્યાં—લેતવિયા, ફિન્લૅંડ, વગેરે. સદીઓના ઉત્પીડને ધિક્કારની કટુ લાગણી પેદા કરી. જ્યાં ભારે ખૂનરેજી ચલાવવામાં આવી હતી એવા એ રાષ્ટ્રોમાં "રશિયન" નામ જ એક ઘૃણાયુક્ત શબ્દમાં પલટાઈ ગયું. અને એટલે, પોતાનાં લશ્કરો વડે બોલ્શેવિકોને કચડી નાખવામાં નિષ્ફળ ગયેલું સમહિત જૂથ હવે નાનાં રાજ્યોની ઉપર મદાર રાખી રહ્યું છે: સોવિયેત રશિયાનું ગળું દબાવી દેવા માટે હવે આપણે એ નાનાં રાજ્યોનો ઉપયોગ કરવાની કોશિશ કરીએ!

નિકોલાઇ રોમાનોવ જેવી જ નીતિને અનુસરતો ચર્ચિલ લડવા માગે છે, અને તે પાર્લમેન્ટની તદ્દન અવગણના કરીને લડી રહ્યો છે. તેણે એવી બડાઈ હાંકી કે પોતે ચૌદ દેશોને મોખરે રશિયાની વિરુદ્ધ જંગમાં ઊતરશે—એ વાત ૧૯૧૯માં બનેલી—અને પેત્રોગ્રાદને સપ્ટેંબરમાં તથા મોસ્કોને ડિસેંબરમાં સર કરી લેવામાં આવશે. તેણે વધારે પડતી બડાઈ હાંકી. એ બધાં નાનાં રાષ્ટ્રોમાં રશિયાની વિરુદ્ધ તીવ્ર ઘૃણાની લાગણી ઉપર તેણે મદાર બાંધ્યો, પરંતુ તે ભૂલી ગયો કે યુદેનિચ, કોલ્ચાક, અને દેનીકિનનાં ધ્યેયો કેવાં છે એ વાત એ નાનાં રાજ્યો બહુ જ સારી રીતે જાણે છે. એક વખતે એમ લાગેલું કે તેમનો સંપૂર્ણ વિજય માત્ર થોડાંક અઠવાડિયાંની જ વાત છે. યુદેનિચના આક્રમણ દરમિયાન

તેનું લશ્કર પેત્રોગ્રાદની નજીક પહોંચી રહ્યું હતું ત્યારે સૌથી વધારે ધનવાન અંગ્રેજ અખબાર «*The Times*»માં એક મુખ્ય લેખ છપાયો હતો—મેં પોતે જ એ વાંચેલો—જેમાં ફિન્લૅંડને આજીજી કરીને, ફરમાન કરીને, અને તકાદો કરીને આમ કહેવામાં આવ્યું હતું: યુદેનિચને મદદ કરો, આખી દુનિયા તમારી ઉપર નજર માંડીને બેઠી છે; એમ કરીને તમે આખી દુનિયામાં આઝાદી, સભ્યતા, તથા સંસ્કૃતિને બચાવી લેશો— ગમે તેમ કરીને બોલ્શેવિકોની વિરુદ્ધ બહાર પડો. ઈંગ્લૅંડે ફિન્લૅંડને એમ કહેલું, એવા ઈંગ્લૅંડે કે જેના કરજમાં ફિન્લૅંડ ગળા સુધી ડૂબેલું છે અને બબડાટ કરવાની પણ હિંમત કરી શકે એમ નથી કારણ કે ઈંગ્લૅંડની મદદ વગર એક અઠવાડિયું ચાલે એટલીયે રોટી ફિન્લૅંડ પાસે નહિ હોય.

એ નાનાં રાજ્યોને બોલ્શેવિકોની વિરુદ્ધ લડવા મજબૂર કરવા માટે એ લોકોએ આવા પ્રકારના દબાણનો ઉપયોગ કર્યો. તેમના એ પ્રયાસો નિષ્ફળ ગયા કારણ કે બોલ્શેવિકોએ પોતાની શાંતિની નીતિના સંબંધમાં પોતાને ગંભીર સાબિત કરી દીધા છે. તેમની શાંતિની નીતિને તેમના વિરોધીઓ પણ બીજા બધા દેશોની શાંતિની નીતિ કરતાં વધારે નિખાલસ ગણે છે. તેનું એક કારણ એ પણ છે કે કેટલાય દેશોએ નીચે મુજબની ગણતરી અનુસાર વર્તન કર્યું છે: રશિયાએ આપણને ભૂતકાળમાં રૂંધી રાખેલા એ કારણે આપણે રશિયા પ્રત્યે ભલે ગમે એટલી ધૃણા ધરાવતા હોઈએ, પરંતુ આપણને એટલી ખબર તો છે જ કે આપણને રૂંધનારા બોલ્શેવિકો નહોતા પણ યુદેનિચ, કોલ્ચાક, અને દેનીકિન હતા. વ્હાઇટગાર્ડ ફિન્નિશ સરકારનો ભૂતપૂર્વ અધ્યક્ષ એ વાત ભૂલ્યો નથી કે ૧૯૧૭ના નવેંબરમાં મેં પોતે જ કેવી રીતે તેના હાથમાં એક દસ્તાવેજ મૂકેલો જેમાં મુદ્દલ આનાકાની વગર આપણે જાહેર કરેલું કે આપણે ફિન્લૅંડની સ્વતંત્રતાને બિનશરતી માન્યતા આપીએ છીએ.

એ વખતે તો એ કેવળ એક સાંકેતિક કદમ લાગેલું, એમ લાગેલું કે ફિન્નિશ કામદારોના વિદ્રોહ પછી એ ભુલાઈ જશે. ના, એવી વાતોને જ્યારે કોઈ ચોક્કસ પાર્ટીની સમગ્ર નીતિનું પીઠબળ હોય છે ત્યારે તે ભુલાતી નથી. અને ફિન્લૅંડની મૂડીવાદી સરકારે—એ સરકારે પણ આમ કહેલું: "આપણે આ બાબત વિશે વિચાર કરી જોઈએ: રશિયન ઝારશાહી ઉત્પીડનનાં દોઢસો વરસ દરમિયાન આપણે આખર બેચાર પાઠ તો શીખ્યા જ છીએ. આપણે બોલ્શેવિકોની વિરુદ્ધ બહાર પડીશું તો યુદેનિચ, કોલ્ચાક, અને દેનીકિનને સત્તા પર લાવવામાં મદદ કરીશું. અને એ લોકો કોણ છે? આપણે શું નથી જાણતા?

એ લોકો શું એના એ જ ઝારશાહી જનરલો નથી કે જેમણે ફિન્લૅંડ, લૅતવિયા, પોલૅંડ, તથા બીજાં ઘણાં રાષ્ટ્રોનાં ગળાં રૂંધેલાં? આપણા એ દુશ્મનોને બોલ્શેવિકોની વિરુદ્ધ લડવામાં શું આપણે મદદ કરવી? ના, આપણે વાટ જોઈશું."

સીધેસીધા ઈનકારમાં જવાબ આપવાની તેમની હિંમત ન પડી: તેઓ સમહિત જૂથની ઉપર અવલંબિત છે, આપણને સીધી સહાય આપવાનું પણ તેમણે મંજૂર ન કર્યું; તેમણે વાટ જોઈ, વિલંબ કર્યો, યાદીઓ અને પ્રતિનિધિમંડળો મોકલ્યાં, કમિશનો નિયુક્ત કર્યાં, ચર્ચાવિચારણામાં ભાગ લીધો, અને યુદેનિચ, કોલ્ચાક, તથા દેનીકિનને કચડી નાખવામાં આવ્યા ત્યાં સુધી તેઓ ચર્ચાવિચારણા કરતા રહ્યા. પરિણામે, સમહિત જથને પોતાની બીજી જેહાદમાં પણ પરાભવ મળ્યો. આપણે વિજયી બનીને આગળ આવ્યા.

એ બધાં નાનાં રાજ્યો જો આપણી વિરુદ્ધ બહાર પડયાં હોત—અને એ વાત યાદ રાખો કે તેમને લાખો ડૉલરો અને ઉત્તામ તોપો તથા બીજાં હથિયારો આપવામાં આવ્યાં હતાં, વળી તેમની પાસે યુદ્ધમાં ભાગ લઈ ચૂકેલા અનુભવી બ્રિટિશ સલાહકારો હતા—એ રાજ્યો આપણી વિરુદ્ધ જંગે ચડયાં હોત તો મુદ્દલ સંદેહ નથી કે આપણે પરાજય ભોગવવો પડયો હોત. એ વાત તો દરેકને સ્પષ્ટ સમજાઈ ગઈ છે. પરંતુ એ રાજ્યો આપણી વિરુદ્ધ બહાર ન પડયાં કારણ કે તેઓ સમજી ગયાં કે બોલ્શેવિકો બીજા કરતાં વધારે વિશ્વાસપાત્ર છે. બોલ્શેવિકો જ્યારે એમ કહે છે કે પ્રત્યેક રાષ્ટ્રની સ્વતંત્રતાને અમે માન્ય કરીએ છીએ, ઝારશાહી રશિયા બીજાં રાષ્ટ્રોના ઉત્પીડન ઉપર આધારિત હતું, અમે બોલ્શેવિકો એવી નીતિ જોડે કદી સહમત થયા નથી અને કદી થઈશું પણ નહિ, બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાના ઉદ્દેશે અમે કદી યુદ્ધો નહિ જ શરૂ કરીએ—બોલ્શેવિકો જ્યારે એમ કહે છે ત્યારે તેમની વાત માની લેવામાં આવે છે. આ હકીકત લૅતવિયા અથવા પોલૅંડના બોલ્શેવિકો પાસેથી નહિ પરંતુ પોલૅંડ, લૅતવિયા, ઉક્રાઈના, વગેરેના મૂડીવાદી વર્ગ પાસેથી આપણને જાણવા મળી છે.

આ હકીકત બોલ્શેવિક નીતિના આંતરરાષ્ટ્રીય મહત્ત્વની સાબિતી છે. તેની ચકાસણી રશિયાની ધરતી ઉપર નહિ પણ આંતરરાષ્ટ્રીય મેદાનમાં થઈ છે, કેવળ શબ્દો વડે જ નહિ પણ આગ અને તલવાર વડે થઈ છે. આખરી નિર્ણાયક લડાઈની કસોટીમાંથી એ નીતિ પાર ઊતરી છે. સામ્રાજ્યવાદીઓને ભાન આવ્યું કે તેમની પાસે પોતાનાં દળો છે જ નહિ, અને બોલ્શેવિઝમનું ગળું તો આંતરરાષ્ટ્રીય દળોને જંગમાં ઝીંકીને જ દબાવી દઈ શકાય એમ છે. અને એ બધાં આંતરરાષ્ટ્રીય દળોને હવે મારી હઠાવવામાં આવ્યાં છે.

સામ્રાજયવાદ શું છે? તમે જુઓ છો કે દોઢસો કરોડ માનવીઓ પોતાના સકંજામાં છે એ વાત જાણતી સૌથી દોલતમંદ સત્તાઓની એક ટોળકી આખી દુનિયાને રૂંધી રહી છે. એ સત્તાઓ તેમને રૂંધી રહી છે અને અંગ્રેજ સંસ્કૃતિ, ફ્રેંચ સંસ્કૃતિ, તથા અમેરિકન સભ્યતાનો અર્થ શું છે તેનો એ દોઢસો કરોડ માનવીઓને અનુભવ કરાવવામાં આવી રહ્યો છે. તેનો અર્થ આવો છે: જેને જેને જયાં જયાં લૂંટી શકો તેને તેને ત્યાં ત્યાં લૂંટી લો. અમેરિકન અબજપતિઓએ ફિન્લૅંડનો પોણો ભાગ તો ક્યારનો ખરીદી લીધો છે. આપણાં સરહદી રાજયોમાં તેમનાં લશ્કરોને તાલીમ આપવા માટે આવેલા અંગ્રેજ અને ફ્રેંચ અફસરોએ પરાજિત દેશમાં રશિયન ઉમરાવો દ્વારા કરવામાં આવતા તુમાખીભર્યા વર્તન જેવું વર્તન કર્યું છે. તેમણે આડેધડ અમર્યાદ સટ્ટાખોરી કરી છે. અને ફિન્લૅંડ, પોલૅંડ, તથા લેતવિયાના કામદારો ભૂખની આગમાં જેમ વધારે શેકાતા જાય છે તેમ અંગ્રેજ, અમેરિકન, તથા ફ્રેંચ અબજપતિઓની એ ટોળકી તથા તેના ખાંધિયાઓ તેમની ઉપર વધારે દબાણ આણે છે. અને આખી દુનિયામાં બધે એમ જ બની રહ્યું છે.

માત્ર એક રશિયન સમાજવાદી પ્રજાસત્તાકે જ ખરી મુક્તિના સંઘર્ષનો ઝંડો ઊંચો લહેરાવ્યો છે અને તે આખી દુનિયામાં હમદર્દી હાંસલ કરી રહ્યું છે. આ નાનાં રાજયો મારફત આપણે દુનિયાની બધી પ્રજાઓની હમદર્દી હાંસલ કરી છે અને એ બધાં રાજયોની વસતિ કોટાનકોટિ છે. વર્તમાન સમયે એ બધી પ્રજાઓ ઉત્પીડિત છે અને અંધકારમાં સબડે છે, તેઓ વસતિના સૌથી વધારે ન્યૂન-વિકસિત વિભાગનું પ્રતિનિધિત્વ કરે છે, પરંતુ યુદ્ધે હાલતનો વધારે સાફ ચિતાર પૂરો પાડયો છે. સામ્રાજયવાદી યુદ્ધે લોકોના અતિવિશાળ સમુદાયને આવરી લીધો હતો. જર્મનીની વિરુદ્ધ લડવા માટે ઈંગ્લૅંડ હિંદુસ્તાનથી રેજિમેન્ટો લઈ આવ્યું હતું. ફ્રાંસે એ જ ઉદ્દેશે લાખો હબસીઓને હથિયાર સજાવ્યાં હતાં. તેમની જાંનિસાર ટુકડીઓ રચવામાં આવતી અને સૌથી જોખમી જગ્યાઓએ મોકલવામાં આવતી. ત્યાં તેઓ મશીનગનો વડે ખડની જેમ વઢાઈ જતી. અને તેઓ પણ એકબે પાઠ શીખ્યા. ઝારશાહી જમાનામાં રશિયન સૈનિકોએ જેમ કહ્યું હતું કે આપણે જો મરવાનું જ હોય તો જમીનદારોની સામે લડતાં લડતાં મરીએ, તેવી જ રીતે એ સૈનિકોએ પણ કહ્યું કે અમારે જો મરવાનું જ હોય તો જર્મન મૂડીવાદી રુધિરશોષકો પાસેથી વધારેમાં વધારે ફાયદો ઉઠાવવામાં ફ્રેંચ રુધિરશોષકોને મદદ કરવા માટે નહિ પરંતુ જર્મન અને ફ્રેંચ બન્ને મૂડીદારોથી આઝાદી હાંસલ કરવા માટે અમે મોતને ભેટીશું. પ્રત્યેક

દેશમાં, જ્યાં ૩૦ કરોડ માનવીઓ બ્રિટનની ગુલામીમાં સબડે છે એ હિંદુસ્તાનમાં પણ, રાજકીય જાગૃતિ અને ક્રાંતિકારી આંદોલન પ્રતિદિન વૃદ્ધિ પામે છે. એ બધા લોકોની નજરો એક જ સિતારા ઉપર, સોવિયેત પ્રજાસત્તાકના સિતારા ઉપર, મંડાયેલી છે કેમ કે તેઓ જાણે છે કે સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધના સંઘર્ષમાં સોવિયેત પ્રજાસત્તાકે મહાનતમ બલિદાનો આપ્યાં છે અને વધારેમાં વધારે આકરી કસોટીઓમાંથી તે અણિશુદ્ધ પાર ઊતર્યું છે.

તો સમહિત જૂથ પોતાનો બીજો દાવ પણ હારી ગયું તેનો અર્થ આવો છે. તેનો અર્થ છે આંતરરાષ્ટ્રીય પાયા ઉપરનો વિજય. તેનો અર્થ એ છે કે દુનિયાની વસતિની ભારે મોટી બહુસંખ્યાએ આપણી શાંતિનીતિને બહાલ કરી છે. તેનો અર્થ એ છે કે બધા દેશોમાં આપણા દોસ્તોની સંખ્યા વૃદ્ધિ પામી રહી છે, ખરું કે એ સંખ્યા આપણે ઇચ્છીએ તેથી ઓછી ઝડપે વૃદ્ધિ પામી રહી છે, પરંતુ વૃદ્ધિ તો પામી જ રહી છે.

પૂર્ણ વાચના 'પ્રાવદા'ના ૪૭, ૪૮
અને ૪૯મા અંકોમાં, ૧૯૨૦ના માર્ચની
૨,૩ અને ૪થી તારીખે પ્રકાશિત
૧૯૨૦ના માર્ચની બીજી તારીખે
'ઇઝવેસ્તિયા'ના ૪૭મા અંકમાં
(સંક્ષિપ્ત રૂપમાં) પ્રકાશિત

ગ્રંથ ૪૦
પૃ. ૧૭૩—૧૭૭

## ગ્રિ. કો. આર્જોનિકીદ્ઝેને મોકલેલો તાર

૨ એપ્રિલ, ૧૯૨૦

ઓર્જોનિકીદ્ઝે,
ક્રાંતિકારી લશ્કરી સમિતિ, કોકેસિયન મોરચો

તમને ફરી વાર આગ્રહ કરું છું કે મુસ્લિમો પ્રત્યે, વિશેષ રૂપે દાગેસ્તાનમાં દાખલ થયા પછી, સાવચેતીનું વલણ અને અધિકતમ સદ્ભાવના દાખવજો. મુસ્લિમો, તેમની સ્વાયત્તતા, તેમની સ્વાધીનતા, વગેરે પ્રત્યે આપણી હમદર્દી પ્રદર્શિત કરવાની દિશામાં શક્ય એટલું બધું જ કરજો અને તે અધિકતમ ભારપૂર્વક કરજો. મને ચોકસાઈપૂર્વક અને વારંવાર માહિતગાર કરતા રહેજો.

પહેલી વાર ૧૯૪૨માં
'લેનિન લેખસંગ્રહ'ના ૩૪મા
ગ્રંથમાં સંક્ષિપ્ત રૂપમાં
પ્રકાશિત

ગ્રંથ ૫૧,
પૃ. ૧૭૫

## આઝરબૈજાનની સોવિયેત સમાજવાદી સરકારને મોકલેલો તાર

બાકુ

લોક-કમિસાર મંડળ સ્વતંત્ર આઝરબૈજાન પ્રજાસત્તાકના મહેનતકશ લોકસમુદાયોની મુક્તિનું સ્વાગત કરે છે અને પોતાનો એવો દૃઢ વિશ્વાસ વ્યક્ત કરે છે કે આઝરબૈજાનનું સ્વતંત્ર પ્રજાસત્તાક રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની જોડાજોડ પૂર્વનાં ઉત્પીડિત રાષ્ટ્રોના કટ્ટર દુશ્મન સામ્રાજ્યવાદની વિરુદ્ધ પોતાની આઝાદી અને સ્વતંત્રતાનું રક્ષણ કરશે.

આઝરબૈજાનનું સ્વતંત્ર સોવિયેત પ્રજાસત્તાક ઝિંદાબાદ!

આઝરબૈજાનના કામદારો અને કિસાનો ઝિંદાબાદ!

આઝરબૈજાન અને રશિયાના કામદારો અને કિસાનોની એકસંપી ઝિંદાબાદ!

**વ્લા. ઉલ્યાનોવ (લેનિન),**

અધ્યક્ષ

લોક-કમિસાર મંડળ

૫ મે, ૧૯૨૦
'કોમ્મુનીસ્ત' (બાકુ),
અંક ૭, ૯ મે, ૧૯૨૦

ગ્રંથ ૪૧,
પૃ. ૧૧૯

## હિંદુસ્તાની ક્રાંતિકારી મંડળને[80]

એ સાંભળીને મને ખુશી થઈ છે કે કામદારો અને કિસાનોના પ્રજાસત્તાકે ઘોષિત કરેલા આત્મનિર્ણયના સિદ્ધાંતને અને પરદેશી તેમ જ દેશી મૂડીદારો દ્વારા કરવામાં આવતા શોષણમાંથી ઉત્પીડિત રાષ્ટ્રોની મુક્તિના સિદ્ધાંતને આઝાદી માટે વીરતાભર્યો જંગ ખેલતા પ્રગતિશીલ હિંદુસ્તાનીઓમાં આવો અવિલંબ પ્રતિઘોષ સાંપડયો છે. હિંદુસ્તાની કામદાર અને કિસાનની જાગૃતિને રશિયાના મહેનતકશ લોકસમુદાયો અણઓસરતા ધ્યાનથી નીરખી રહ્યા છે. કામગાર જનતાનાં સંગઠન અને શિસ્ત તથા તેઓની ખંત અને વિશ્વના કામદારો જોડે તેઓનું ઐક્ય અંતિમ સફળતાની બાંયધરી પ્રસ્તુત કરે છે. મુસ્લિમ અને બિનમુસ્લિમ તત્ત્વોની ઘનિષ્ઠ મિત્રાચારીને અમે આવકારીએ છીએ. એ મિત્રાચારી પૂર્વના બધા જ મહેનતકશોમાં પ્રસરે એ જોવાની અમારી ખરા હૃદયની કામના છે. હિંદુસ્તાની, ચીનવાસી, કોરિયન, જાપાની, ઈરાની, તુર્કી, સૌ કામદારો અને કિસાનો હાથમાં હાથ મેળવશે અને સર્વસામાન્ય ધ્યેય માટે એકસાથે કૂચ કરશે ત્યારે જ — ફક્ત ત્યારે જ — શોષકો ઉપરનો નિર્ણાયક વિજય સુનિશ્ચિત બનશે. આઝાદ એશિયા ઝિંદાબાદ!

‘પ્રાવદા’ અંક ૧૦૮<br>અને ‘ઈઝવેસ્તિયા’ અંક ૧૦૮,<br>૨૦ મે, ૧૯૨૦

ગ્રંથ ૪૧,<br>પૃ. ૧૨૨

## રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો સંબંધી થિસિસોનો પ્રાથમિક ખરડો

(કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસ માટે)

કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસમાં ચર્ચા અર્થે રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો સંબંધી થિસિસોનો નીચે મુજબનો ખરડો પેશ કરતાં હું બધા સાથીઓને અને ખાસ કરીને આ ખૂબ જટિલ સમસ્યાઓમાંની એક યા બીજી વિશે નક્કર માહિતી ધરાવતા સાથીઓને વિનંતિ કરીશ કે તેઓ પોતાના અભિપ્રાયો, સુધારાઓ, વધારાઓ, અને નક્કર વિચારો, ખાસ કરીને નીચેના મુદ્દાઓ વિશે, **વધારેમાં વધારે સંક્ષિપ્ત રૂપમાં** મોકલે (**બે કે ત્રણ પાનાંથી વધારે નહિ**):

ઑસ્ટ્રિયન અનુભવ.
પોલીશ-યહૂદી અને ઉક્રાઈનિયન અનુભવ.
આલ્સેસ-લોરેન અને બેલ્જિયમ.
આયર્લૅંડ.
ડૅનિશ-જર્મન, ઇટાલો-ફ્રેંચ, અને ઇટાલો-સ્લાવ સંબંધો.
બાલ્કન અનુભવ.
પૂર્વની પ્રજાઓ.
પાન-ઇસ્લામ પ્રવૃત્તિની વિરુદ્ધ સંઘર્ષ.
કોકેસસમાં પ્રવર્તિત સંબંધો.
બાશ્કિર અને તાતાર પ્રજાસત્તાકો.
કિરગિઝિયા.
તુર્કસ્તાન—તેનો અનુભવ.
અમેરિકામાં હબસીઓ.

સંસ્થાનો.

ચીન — કોરિયા — જાપાન.

૫ જૂન, ૧૯૨૦

**ન. લેનિન**

૧. સામાન્ય રૂપે સમાનતા પ્રત્યેનું અને વિશેષ રૂપે રાષ્ટ્રીય સમાનતા પ્રત્યેનું અમૂર્ત કે ઔપચારિક વલણ મૂડીવાદી લોકશાહીની ખુદ તાસીરનું જ એક અંગ છે. સામાન્ય રૂપે બધી વ્યક્તિઓની સમાનતાના ઓઠા હેઠળ મૂડીવાદી લોકશાહી મિલકતદાર અને સર્વહારા વચ્ચેની, શોષક અને શોષિત વચ્ચેની, ઔપચારિક અથવા કાનૂની સમાનતા ઘોષિત કરે છે અને તે દ્વારા ઉત્પીડિત વર્ગોની જોડે ઘોર છળકપટ કરે છે. સમાનતાનો ખયાલ કે જે પણ્ય ઉત્પાદનના સંબંધોનું એક પ્રતિબિંબ જ છે તેને, બધા માનવીઓ તદ્દન સમાન છે એવી વાતો વડે મૂડીવાદી વર્ગ, વર્ગોની નાબૂદી અંગેના પોતાના સંઘર્ષમાં, એક હથિયારના રૂપમાં પલટાવી નાખે છે. સમાનતાની માગણી વર્ગોની નાબૂદીની માગણી તરીકે જ ખરો અર્થ ધરાવી શકે.

૨. મૂડીવાદી ધૂંસરીને ફગાવી દેવા માટેના સર્વહારા વર્ગીય સંઘર્ષના સભાન સમર્થક તરીકે સામ્યવાદી પક્ષે, મૂડીવાદી લોકશાહીનો મુકાબલો કરવાના તથા તેના છળ અને દંભને ઉઘાડા પાડવાના મૂળભૂત કર્તવ્યને અનુરૂપ રહીને, રાષ્ટ્રીય સવાલની બાબતમાં પણ પોતાની નીતિને અમૂર્ત અને ઔપચારિક સિદ્ધાંતો ઉપર નહિ પરંતુ નીચેની બાબતો ઉપર આધારિત કરવી જોઈએ: એક — વિશિષ્ટ ઐતિહાસિક પરિસ્થિતિના અને પ્રાથમિક રૂપે આર્થિક હાલતના ચોક્કસ મૂલ્યાંકન ઉપર; બે — ઉત્પીડિત વર્ગો, મહેનતકશો, તથા શોષિતોનાં હિતો અને શાસક વર્ગોનાં હિતોનું અર્થસૂચન કરતા સમગ્ર રૂપે રાષ્ટ્રીય હિતોના સામાન્ય ખયાલ વચ્ચેના સ્પષ્ટ તફાવત ઉપર; ત્રણ — ઉત્પીડિત, પરાધીન, તથા ગુલામ રાષ્ટ્રો અને ઉત્પીડક, શોષક, તથા સાર્વભૌમ રાષ્ટ્રો વચ્ચેના એટલા જ સ્પષ્ટ તફાવત ઉપર, જેથી અધિકતમ દોલતમંદ અને ઉન્નત દેશોની નજીવી લઘુસંખ્યા દ્વારા દુનિયાની વસતિની વ્યાપક બહુસંખ્યાની સાંસ્થાનિક તથા નાણાકીય ગુલામી કે જે નાણાકીય મૂડીવાદ અને સામ્રાજ્યવાદના યુગની લાક્ષણિકતા છે તેની ઉપર ઢાંકપિછોડો કરતાં મૂડીવાદી-લોકશાહીવાદી જઠાણાંનો મુકાબલો કરી શકાય.

૩. પ્રખ્યાત "પશ્ચિમી લોકશાહીઓ "ની વર્સેલ્સ સંધિ, નબળાં રાષ્ટ્રો વિરુદ્ધ જર્મન જુંકરો જુલમનું, જર્મન જુંકરો અને કૈસરની બ્રેસ્ત-લિતોવ્સ્ક સંધિ કરતાં પણ વધારે પાશવી અને ઘૃણાસ્પદ કૃત્ય છે એ વાત અમલી રૂપે પ્રદર્શિત કરી દઈને ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી યુદ્ધે મૂડીવાદી-લોકશાહીવાદી વાતખોરીની અસત્યતાને બધાં રાષ્ટ્રોની સામે તથા આખી દુનિયાના ઉત્પીડિત વર્ગોની સામે બહુ જ સાફ રૂપે જાહેર કરી દીધી છે. લીગ ઓફ નેશન્સ અને સમહિત જૂથની સમગ્ર યુદ્ધોત્તર નીતિ આ તથ્યને ઘણી વધારે સ્પષ્ટ અને ચોખ્ખી રીતે જાહેર કરે છે; તે દરેક ઠેકાણે ક્રાંતિકારી સંઘર્ષને, ઉન્નત દેશોમાં સર્વહારા વર્ગના અને સાંસ્થાનિક તથા પરાધીન દેશોમાં મહેનતકશ લોકસમુદાયોના, એમ બન્ને પ્રકારના ક્રાંતિકારી સંઘર્ષને વધારે તીવ્ર બનાવી રહ્યાં છે. મૂડીવાદ હેઠળ રાષ્ટ્રો શાંતિ અને સમાનતાપૂર્વક એકસાથે હયાત રહી શકે એવા નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદી ભ્રમને તે ત્વરાથી ભાંગી નાખી રહ્યાં છે.

૪. આ મૂળભૂત આધારો ઉપરથી એવો સાર નીકળે છે કે રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો અંગેની કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની સમગ્ર નીતિ જમીનદારો તથા મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડવાના સંયુક્ત ક્રાંતિકારી સંઘર્ષ માટે સામાન્ય રૂપે બધાં રાષ્ટ્રો અને બધા દેશોના સર્વહારાઓ અને કામગાર લોકસમુદાયોની વધારે ગાઢ એકતાના પાયા ઉપર આધારિત હોવી જોઈએ. માત્ર એ એક જ હકીકત મૂડીવાદની ઉપર વિજયની ગૅરંટી આપી શકે, જેના વગર રાષ્ટ્રીય ઉત્પીડન તથા અસમાનતાની નાબૂદી અશક્ય છે.

૫. વિશ્વ રાજકીય પરિસ્થિતિએ હવે સર્વહારા વર્ગની સરમુખત્યારીને તાત્કાલિક કર્તવ્ય બનાવી દીધું છે. વિશ્વ રાજકીય ઘટનાઓ અનિવાર્ય રૂપે એક જ કેંદ્રીય બિંદુની આસપાસ ચકરાવા લઈ રહી છે, અર્થાત્ સોવિયેત રશિયન પ્રજાસત્તાકની વિરુદ્ધ વિશ્વ મૂડીવાદી વર્ગનો સંઘર્ષ. એક તરફ બધા દેશોના અગ્રગામી કામદારોનાં સોવિયેત આંદોલનો અને બીજી તરફ વિશ્વ સામ્રાજ્યવાદની ઉપર સોવિયેત પદ્ધતિના વિજયમાં જ પોતાની એકમાત્ર મુક્તિ રહેલી છે એ વાત કપરા અનુભવ દ્વારા શીખી રહેલાં સંસ્થાનો અને ઉત્પીડિત પ્રજાઓનાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનો એ સંઘર્ષ ફરતે અનિવાર્ય રૂપે એકત્રિત થઈ રહ્યાં છે.

૬. એટલે, વર્તમાન સમયે આપણે જુદાં જુદાં રાષ્ટ્રોની કામગાર જનતા વચ્ચેની વધારે ગાઢ એકતાની આવશ્યકતાની ખાલી સ્વીકૃતિ અથવા ઘોષણા પૂરતા જ મર્યાદિત ન રહી શકીએ; એવી નીતિ અનુસરવાનું આવશ્યક છે કે જે સોવિયેત રશિયા જોડે બધાં રાષ્ટ્રીય અને મુક્તિ આંદોલનોની ગાઢતમ

એકસંપી સાધી શકે, અને એવી એકસંપીનું રૂપ પ્રત્યેક દેશના સર્વહારા વર્ગની અંદર સામ્યવાદી આંદોલનના વિકાસની કક્ષા દ્વારા અથવા પછાત દેશોમાં કે પછાત પ્રજાઓની અંદર કામદારો તથા કિસાનોના મૂડીવાદી-લોકશાહીવાદી મુક્તિ આંદોલનના વિકાસની કક્ષા દ્વારા નિર્ધારિત થાય.

૭. સમવાયતંત્ર જુદાં જુદાં રાષ્ટ્રોની કામગાર જનતાની સંપૂર્ણ એકતાની દિશામાં લઈ જતું સંક્રમણાત્મક રૂપ છે. રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાક અને બીજાં પ્રજાસત્તાકો (ભૂતકાળમાં હંગેરિયન, ફિન્નિશ, અને લેતવિયન પ્રજાસત્તાકો તથા વર્તમાન સમયે આઝરબૈજાન તથા ઉક્રાઈનાનાં પ્રજાસત્તાકો) વચ્ચેના સંબંધો તેમ જ અગાઉ ન તો રાજયપદ કે ન સ્વાયત્તતા ધરાવતી પ્રજાઓને લગતા (અર્થાત્ રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની અંદરનાં ૧૯૧૯ અને ૧૯૨૦માં સ્થાપિત બાશ્કિર અને તાતાર સ્વાયત્ત પ્રજાસત્તાકો) રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકના આંતરિક સંબંધો, એમ બન્ને પ્રકારના સંબંધો સમવાયતંત્રની હિતકરતાને અમલમાં પ્રદર્શિત કરી ચૂક્યા છે.

૮. આ સંબંધમાં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલનું કર્તવ્ય છે સોવિયેત પદ્ધતિ અને સોવિયેત આંદોલનના આધારે ઉદ્‌ભવ પામી રહેલાં એ નવાં સમવાયતંત્રોને અધિક વિકસિત કરવાં અને તેમનો અભ્યાસ પણ કરવો તેમ જ અનુભવ દ્વારા તેમને ચકાસી જોવાં. સમવાયતંત્ર પૂર્ણ એકતા તરફ લઈ જતું સંક્રમણાત્મક રૂપ છે એ હકીકતને માન્ય કરતાં નીચેની વાતોને ધ્યાનમાં રાખીને નિરંતર અધિક ગાઢ બનતી જતી સમવાયી એકતા માટે જહેમત ઉઠાવવાનું જરૂરી છે: પહેલી વાત—લશ્કરી દૃષ્ટિએ અમાપ રૂપે વધારે જોરાવર એવી આખી દુનિયાની સામ્રાજયવાદી સત્તાઓથી ઘેરાયેલી હાલતમાં સ્થિત સોવિયેત પ્રજાસત્તાકો ગાઢતમ એકસંપી વગર પોતાનું અસ્તિત્વ સંભવતઃ ન જ ટકાવી રાખી શકે; બીજી વાત—સોવિયેત પ્રજાસત્તાકો વચ્ચે ઘનિષ્ઠ આર્થિક જોડાણ જરૂરી છે કેમ કે સામ્રાજયવાદે છિન્નભિન્ન કરી નાખેલાં ઉત્પાદક બળોનું ફરી સંઘટન કરવાનું અને કામગાર જનતાની સુખી જિંદગી સુનિશ્ચિત કરવાનું તેના વગર અશક્ય બનશે; અને ત્રીજી વાત— બધાં રાષ્ટ્રોની બનેલી એક અખંડ સમગ્રતા દ્વારા અને એક સહિયારી યોજના અનુસાર નિયંત્રિત આખી દુનિયાના એક જ અર્થતંત્રના સર્જનની વૃત્તિ અસ્તિત્વમાં છે. મૂડીવાદ હેઠળ એ વૃત્તિ તદ્દન સ્પષ્ટ રૂપે જાહેર થઈ ચૂકી છે. અને તેને બેશક અધિક વિકસિત કરવી જોઈએ તથા સમાજવાદ હેઠળ પૂર્ણ રૂપે પરિસમાપ્ત કરવી જોઈએ.

૯. પોતાના મર્યાદિત ધોરણની નિખાલસ રીતે કબૂલાત કરી લેતા અને ઉદાહરણ રૂપે બીજી ઇન્ટરનેશનલના સમાજવાદીઓની માફક સમાજવાદીનું નામ ધારણ કરી લેતા, એમ બન્ને પ્રકારના મૂડીવાદી લોકશાહીવાદીઓ રાષ્ટ્રોની સમાનતાને માન્ય કરવાની બાબતમાં પોતાને જેમ મર્યાદિત રાખે છે તેમ પ્રત્યેક દેશમાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની રાષ્ટ્રીય નીતિને રાષ્ટ્રોની સમાનતાની કેવળ ખાલી, ઔપચારિક, તદ્દન નિવેદનાત્મક, અને વાસ્તવમાં બિનબંધનકારી માન્યતા પૂરતી જ મર્યાદિત ન રાખી શકાય.

બધા મૂડીવાદી દેશોમાં તેમનાં "લોકશાહી" બંધારણો છતાં રાષ્ટ્રોની સમાનતાના તથા રાષ્ટ્રીય લઘુમતીઓના ગૅરંટીયુક્ત અધિકારોના સતત થતા રહેતા ભંગને કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ પાર્લમેન્ટની અંદર તેમ જ પાર્લમેન્ટની બહાર પોતાના સમગ્ર પ્રચાર અને આંદોલનકાર્યમાં સુસંગત રીતે ઉઘાડો પાડવો જોઈએ. પરંતુ એ ઉપરાંત નિમ્નાંકિત કર્તવ્યો પણ જરૂરી છે: પ્રથમ — મૂડીવાદી વર્ગની વિરુદ્ધના સંઘર્ષમાં પહેલાં સર્વહારાઓની અને પછી કામગાર વસતિના સમગ્ર સમુદાયની એકતા સાધીને રાષ્ટ્રોની ખરી સમાનતા સિદ્ધ કરવાની શક્તિ માત્ર સોવિયેત પદ્ધતિ જ ધરાવે છે એ વાત સતત સમજાવવી; અને બીજું — પરાધીન તથા અસમાન રાષ્ટ્રોનાં (દાખલા તરીકે આયર્લૅંડ, અમેરિકામાં હબસીઓ, વગેરે) અને સંસ્થાનોની અંદરનાં ક્રાંતિકારી આંદોલનોને બધી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ સીધી સહાય આપવી જોઈએ.

વિશેષ મહત્ત્વ ધરાવતી છેલ્લી શરત વગર પરાધીન રાષ્ટ્રો અને સંસ્થાનોનો ઉત્પીડનની વિરુદ્ધનો સંઘર્ષ તેમ જ રાજય-પાર્થક્યના તેમના અધિકારની માન્યતા તો બીજી ઇન્ટરનેશનલની પાર્ટીઓએ સાબિત કરી આપ્યું છે તેમ કેવળ એક કપટી પાટિયું જ બની રહે છે.

૧૦. શબ્દોમાં આંતરરાષ્ટ્રવાદની સ્વીકૃતિ અને કૃત્યમાં, સમગ્ર પ્રચાર તથા આંદોલન અને અમલી કાર્યમાં તેને બદલે નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદ તથા નિષ્ક્રિયતા કેવળ બીજી ઇન્ટરનેશનલની પાર્ટીઓમાં જ નહિ પરંતુ તેમાંથી બહાર આવી ગયેલી પાર્ટીઓમાં પણ અને ઘણી વાર તો હવે પોતાને કોમ્યુનિસ્ટ કહેવડાવતી પાર્ટીઓમાંયે ખૂબ સામાન્ય બની ગઈ છે. સર્વહારા વર્ગની સરમુખત્યારીને રાષ્ટ્રીય સરમુખત્યારીમાંથી (અર્થાત્ એક જ દેશમાં અસ્તિત્વ ધરાવતી અને વિશ્વ રાજકારણને નિર્ધારિત કરવા અશક્ત સરમુખત્યારી) આંતરરાષ્ટ્રીય સરમુખત્યારીમાં (અર્થાત્ સર્વહારા વર્ગની કંઈ નહિ તો કેટલાક અગ્રગામી દેશોને આવરી લેતી અને સમગ્ર વિશ્વ રાજકારણ ઉપર નિર્ણાયક

પ્રભાવ પાડવાની શક્તિ ધરાવતી સર્વહારા વર્ગીય સરમુખત્યારી) રૂપાંતરિત કરવાનું કર્તવ્ય વર્તમાન સમયમાં જેમ વધારે તાકીદનું બનતું જાય છે તેમ ઉપરોક્ત દૂષણની વિરુદ્ધ સંઘર્ષ, અત્યંત ઊંડાં મૂળ ધરાવતા નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રીય પૂર્વગ્રહોની વિરુદ્ધ સંઘર્ષ, વધારે જરૂરી બને છે. નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદ રાષ્ટ્રોની સમાનતાની કેવળ ખાલી માન્યતાને જ આંતરરાષ્ટ્રવાદ તરીકે ઘોષિત કરે છે, બીજા કશાને જ નહિ. એ માન્યતા તદ્દન શાબ્દિક છે એ હકીકતથી સાવ જુદી બાબત રૂપે, નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદ રાષ્ટ્રીય અહમને અકબંધ જાળવી રાખે છે, જયારે સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદ તકાદો કરે છે કે પ્રથમ તો એક દેશના સર્વહારા વર્ગીય સંઘર્ષનાં હિતો એવા વિશ્વવ્યાપી સંઘર્ષનાં હિતોને આધીન બનાવી દેવામાં આવે, અને બીજું એ કે મૂડીવાદી વર્ગની ઉપર વિજય હાંસલ કરી રહેલું રાષ્ટ્ર આંતરરાષ્ટ્રીય મૂડીને ઉથલાવી પાડવા ખાતર મહાનતમ રાષ્ટ્રીય બલિદાનો આપવાની શક્તિ અને તૈયારી બતાવે.

એ રીતે, જે દેશો પૂર્ણ રૂપે મૂડીવાદી બની ચૂક્યા છે અને સર્વહારા વર્ગની આગલી હરોળ તરીકે ખરેખર કાર્ય કરતી કામદાર પાર્ટીઓ ધરાવે છે એ દેશોમાં આંતરરાષ્ટ્રવાદના ખયાલની અને નીતિની તકવાદી તથા નિમ્ન-મૂડીવાદી નિષ્ક્રિય વિકૃતિઓની વિરુદ્ધ સંઘર્ષ પ્રાથમિક અને મૂળભૂત કર્તવ્ય છે.

૧૧. જયાં સામંતશાહી અથવા પિતૃપ્રધાન અને પિતૃપ્રધાન-કિસાન સંબંધો પ્રધાનતા ધરાવે છે એવાં અધિક પછાત રાજયો તથા રાષ્ટ્રોના સંબંધમાં નીચેની બાબતોને ધ્યાનમાં રાખવાનું ખાસ રૂપે મહત્ત્વનું છે:

એક — એ દેશોનાં મૂડીવાદી-લોકશાહીવાદી મુક્તિ આંદોલનોને બધી કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ સહાય કરવી જ જોઈએ, અને અધિકતમ સક્રિય સહાય પૂરી પાડવાની ફરજ પ્રાથમિક રૂપે એવા દેશના કામદારોને શિરે છે કે જેની ઉપર પછાત રાષ્ટ્ર સાંસ્થાનિક અથવા નાણાકીય રીતે અવલંબિત હોય;

બે — પછાત દેશોમાં ધર્મરક્ષકો તથા બીજાં પ્રભાવશાળી પ્રત્યાઘાતી અને મધ્યકાલીન તત્ત્વોની વિરુદ્ધ સંઘર્ષની આવશ્યકતા;

ત્રણ — યુરોપિયન અને અમેરિકન સામ્રાજયવાદની વિરુદ્ધના મુક્તિ આંદોલનને ખાનો, જમીનદારો, મુલ્લાંમોલવીઓ, વગેરેનાં સ્થાનો મજબૂત બનાવવાના પ્રયાસ જોડે સાંકળી લેવાની કોશિશ કરતા પાન-ઈસ્લામવાદ તથા તેના જેવાં વહેણોનો સામનો કરવાની આવશ્યકતા;

ચાર — પછાત દેશોમાં જમીનદારોની વિરુદ્ધ, મોટી જમીનમિલકતોની વિરુદ્ધ, અને સામંતશાહીનાં તમામ લક્ષણો તથા અવશેષોની વિરુદ્ધ કિસાન

20*

આંદોલનને ખાસ ટેકો આપવાની આવશ્યકતા; અને કિસાન આંદોલનને અધિકતમ ક્રાંતિકારી સ્વરૂપ પ્રદાન કરવાની તેમ જ પશ્ચિમ યુરોપના સામ્યવાદી સર્વહારા વર્ગ અને પૂર્વમાં, સંસ્થાનોમાં, તથા સામાન્ય રૂપે પછાત દેશોમાં ચાલતા ક્રાંતિકારી આંદોલન વચ્ચે શક્ય એટલી ગાઢતમ એકસંપી સ્થાપવાની આવશ્યકતા. જ્યાં મૂડીવાદ પૂર્વેના સંબંધોની પ્રધાનતા છે એવા દેશોમાં સોવિયેત પદ્ધતિના પાયાના સિદ્ધાંતોને લાગુ કરવા માટે—"કામગાર જનતાની સોવિયેતો"ની સ્થાપના કરીને, ઇત્યાદિ—દરેકે દરેક પ્રયાસ કરી છૂટવાની આવશ્યકતા;

પાંચ—પછાત દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી મુક્તિ વહેણોને સામ્યવાદી રંગ ચડાવવાના પ્રયત્નોની વિરુદ્ધ નિશ્ચયાત્મક સંઘર્ષની આવશ્યકતા; કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે સાંસ્થાનિક અને પછાત દેશોનાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોને માત્ર એ શરતે જ ટેકો આપવો જોઈએ કે એ દેશોમાં કેવળ નામ પૂરતાં જ મર્યાદિત કોમ્યુનિસ્ટ ન હોય એવાં ભાવિ સર્વહારા વર્ગીય પાર્ટીઓનાં મૂળતત્ત્વોને એકત્રિત કરવામાં આવશે અને તેમનાં વિશિષ્ટ કર્તવ્યોને, અર્થાત્ તેમનાં પોતાનાં રાષ્ટ્રોની અંદર મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોની વિરુદ્ધ લડવાનાં કર્તવ્યોને, સમજવાની તેમને તાલીમ આપવામાં આવશે. કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે સાંસ્થાનિક અને પછાત દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલન જોડે કામચલાઉ એકસંપી સાધવી જોઈએ પરંતુ તેની જોડે એકરૂપ ન જ થઈ જવું જોઈએ, અને સર્વહારા વર્ગીય આંદોલન અત્યંત અણવિકસ્યા રૂપમાં હોય તોપણ સઘળા સંજોગોમાં તેની સ્વતંત્રતાનું રક્ષણ કરવું જોઈએ;

છ—સામ્રાજ્યવાદી સત્તાઓ આર્થિક, નાણાકીય, અને લશ્કરી દૃષ્ટિએ પૂર્ણ રૂપે પોતાની ઉપર અવલંબિત રાજ્યોને રાજકીય રૂપે સ્વતંત્ર રાજ્યોના સ્વાંગમાં સ્થાપીને જે કપટ કરી રહી છે તેને બધા દેશોના અને ખાસ કરીને પછાત દેશોના બહોળામાં બહોળા કામગાર સમુદાયોમાં સમજાવવાની અને ઉઘાડું પાડવાની આવશ્યકતા. વર્તમાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પરાવલંબી અને નબળાં રાષ્ટ્રો માટે સોવિયેત પ્રજાસત્તાકોના સંઘ સિવાય બીજા કશામાં મુક્તિ નથી.

૧૨. સામ્રાજ્યવાદી સત્તાઓ દ્વારા સાંસ્થાનિક અને નબળી પ્રજાઓના યુગજૂના ઉત્પીડને ઉત્પીડિત દેશોના કામગાર સમુદાયોમાં ઉત્પીડક રાષ્ટ્રો પ્રત્યે શત્રુતાની લાગણી પેદા કરી છે એટલું જ નહિ પરંતુ સામાન્ય રૂપે એ રાષ્ટ્રો પ્રત્યે અને એ રાષ્ટ્રોના સર્વહારા વર્ગ સુદ્ધાં પ્રત્યે અવિશ્વાસની લાગણી પણ પેદા કરી છે. ૧૯૧૪-૧૯ દરમિયાન જ્યારે "પિતૃભૂમિનું રક્ષણ" એ સૂત્રનો

ઉપયોગ "તેમના પોતાના" મૂડીવાદી વર્ગના સંસ્થાનોનું ઉત્પીડન કરવાના અને નાણાકીય રીતે પરાવલંબી દેશોને લૂંટવાના "અધિકાર"ને છુપાવી રાખવા માટે સામાજિક-અંધરાષ્ટ્રવાદી બુરખા તરીકે કરવામાં આવ્યો હતો ત્યારે એ સર્વહારા વર્ગના મોટા ભાગના સત્તાવાર નેતાઓએ સમાજવાદનો કરેલો ઘૃણાસ્પદ વિશ્વાસઘાત એવા પૂર્ણ રૂપે ઉચિત અવિશ્વાસમાં વૃદ્ધિ કર્યા વગર ન જ રહે. બીજી તરફ, દેશ જેટલો વધારે પછાત હોય એટલા પ્રમાણમાં લઘુ ખેતી ઉત્પાદનની, પિતૃપ્રધાનતાની, અને વિચ્છિન્નતાની પકડ વધારે મજબૂત હોય છે જે રાષ્ટ્રીય અહમ અને રાષ્ટ્રીય સંકુચિતતા જેવા ઊંડામાં ઊંડા નિમ્ન-મૂડીવાદી પૂર્વગ્રહોને અનિવાર્ય રૂપે વિશેષ તાકાત અને મક્કમતા બક્ષે છે. એ પૂર્વગ્રહો કેવળ ખૂબ ધીરે ધીરે જ ખતમ થઈ શકે કેમ કે ઉન્નત દેશોમાંથી સામ્રાજ્યવાદ અને મૂડીવાદ અદૃશ્ય થઈ જાય ત્યાર પછી જ અને પછાત દેશોના આર્થિક જીવનના આખા પાયામાં મૂળભૂત પરિવર્તન આવી જાય ત્યાર પછી જ એ પૂર્વગ્રહો અદૃશ્ય થઈ શકે. એટલે, બધા દેશોના વર્ગજાગ્રત સામ્યવાદી સર્વહારા વર્ગની એ ફરજ છે કે સૌથી વધારે લાંબા કાળથી ઉત્પીડિત દેશો અને પ્રજાઓમાં રાષ્ટ્રીય ભાવનાઓના અવશેષોની બાબતમાં ખાસ સાવચેતી અને કાળજીથી કામ લે, અને એ પણ એટલું જ જરૂરી છે કે એ અવિશ્વાસ તથા એ પૂર્વગ્રહોને નષ્ટ કરી નાખવાના ઉદ્દેશે અમૂક છૂટછાટો મૂકે. આખી દુનિયામાં બધા દેશો અને બધાં રાષ્ટ્રોનો સર્વહારા વર્ગ તથા તેને અનુસરીને કામગાર જનતાના સમુદાયો એકસંપી અને એકતા માટે સ્વેચ્છાએ જહેમત ન કરે ત્યાં સુધી મૂડીવાદની ઉપર સફળતાપૂર્વક વિજય સિદ્ધ ન જ થઈ શકે.

૧૯૨૦ના જૂન-જુલાઈ દરમિયાન લિખિત
'કોમ્મુનિસ્તીચેસ્કી ઈન્તરનાત્સિઓનાલ'
સામયિકના ૧૧મા અંકમાં પ્રકાશિત
૧૪ જુલાઈ, ૧૯૨૦

ગ્રંથ ૪૧
પૃષ્ઠ ૧૬૧—૧૬૮

## આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનાં પાયાનાં કર્તવ્યો વિશે કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસમાં રજૂ કરેલો અહેવાલ

૧૯ જુલાઈ, ૧૯૨૦

(અવતરણો)

સાથીઓ, કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલનાં પાયાનાં કર્તવ્યોને લગતી થિસિસો બધી ભાષાઓમાં પ્રકાશિત થઈ ગઈ છે અને તેમાં તાત્ત્વિક દૃષ્ટિએ નવી કોઈ બાબતનું પ્રતિનિધિત્વ નથી (ખાસ કરીને રશિયન સાથીઓ માટે) કેમ કે એ થિસિસો સારા એવા અંશે તો કેટલાય પશ્ચિમી દેશોના સંબંધમાં, પશ્ચિમ યુરોપના સંબંધમાં, આપણા ક્રાંતિકારી અનુભવનાં કેટલાંક મૂળભૂત લક્ષણોને તથા આપણા ક્રાંતિકારી આંદોલનના બોધપાઠોને વિસ્તૃત રૂપે રજ કરે છે. એટલે, મારા રિપોર્ટમાં હું મારા વિષયના પ્રથમ ભાગની, અર્થાત્ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની, સંક્ષિપ્ત રૂપરેખામાં તો ખરી જ પરંતુ થોડાક વધારે લંબાણથી છણાવટ કરીશ.

સમગ્ર આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિએ હવે ધારણ કરેલા આકારનો આધાર સામ્રાજ્યવાદના આર્થિક સંબંધો છે. મૂડીવાદની આ નવી, સર્વોચ્ચ, અને અંતિમ કક્ષા વીસમી સદીના આરંભથી પૂર્ણ રૂપે સ્પષ્ટ થઈ ગઈ છે. તમે તો બેશક જાણો જ છો કે સામ્રાજ્યવાદની અધિકતમ લાક્ષણિક, અધિકતમ તાત્ત્વિક, વિશિષ્ટતા રહી છે મૂડીએ પ્રાપ્ત કરેલાં વિરાટ પરિમાણો. મુક્ત હરીફાઈનું સ્થાન રાક્ષસી કદની ઇજારાશાહીએ લઈ લીધું છે. કેટલાક દાખલાઓમાં નહિવત્ સંખ્યાના મૂડીદારો ઉદ્યોગની આખી ને આખી શાખાઓને પોતાના હાથમાં કેંદ્રિત કરી શક્યા છે; એ શાખાઓ સંઘો, કાર્ટેલો, સિન્ડિકેટો, અને ટ્રસ્ટોના હાથમાં પહોંચી ગઈ છે જેનું સ્વરૂપ ઘણી વાર આંતરરાષ્ટ્રીય હોય છે. એ રીતે ઇજારાશાહો આખા ને આખા ઉદ્યોગો ઉપર પોતાનો કબજો જમાવી શક્યા છે અને પોતાનું નાણાકીય, કાનૂની, તથા આંશિક ઉત્પાદન નિયંત્રણ સ્થાપી શક્યા છે. વળી, એમ કેવળ અમુક અલગ અલગ દેશોમાં જ નહિ પરંતુ આખી દુનિયાના પાયા ઉપર બન્યું છે. એ હકીકતે નહિવત્ સંખ્યાની મોટામાં મોટી બેંકોના, નાણાશાહો અને નાણાસમ્રાટોના, અજોડ વર્ચસ્વને જન્મ આપ્યો છે

અને તેમણે અધિકતમ આઝાદ પ્રજાસત્તાકોને પણ નાણાકીય રાજશાહીઓમાં પલટાવી નાખ્યાં છે. યુદ્ધ પહેલાં આ વાતને એવા લેખકોએ કબૂલ કરી છે જેમની બીજી ભલે ગમે તે લાક્ષણિકતા હોય પણ જે ક્રાંતિકારી તો નહોતા જ, દાખલા તરીકે, ફ્રાંસના લીઝિસ જેવા માણસો.

કાચા માલના ભંડારો અને ઉત્પાદનનાં સાધનો મોટામાં મોટા મૂડીદારોએ કબજે કરી લીધા હતા એ અર્થમાં જ માત્ર નહિ પરંતુ સંસ્થાનોનું પ્રાથમિક વિભાજન પૂરું કરી લેવામાં આવ્યું હતું એ અર્થમાં પણ જ્યારે આખી દુનિયાનું વિભાજન થઈ ગયું ત્યારે મુઠ્ઠીભર મૂડીદારોનું વર્ચસ્વ પૂર્ણ વિકાસની કક્ષાએ પહોંચી ગયું. લગભગ ચાળીસેક વરસ પહેલાં સાંસ્થાનિક વસતિ આશરે પા અબજ કરતાં જરાક વધારે હતી અને તેને છ મૂડીવાદી સત્તાઓએ ગુલામીમાં ગોંધી રાખી હતી. ૧૯૧૪ના યુદ્ધ પહેલાં સાંસ્થાનિક વસતિ શુમારે સાઠ કરોડ જેટલી થઈ ગઈ હતી, અને તેમાં એ વખતે અર્ધ-સાંસ્થાનિક દશામાં પહોંચી ગયેલા ઈરાન, તુર્કી, અને ચીન જેવા દેશોની વસતિની સંખ્યા ઉમેરીએ તો સૌથી વધારે દોલતમંદ, અધિકતમ સુસંસ્કૃત, અને વધારેમાં વધારે આઝાદ દેશો દ્વારા સાંસ્થાનિક પરાવલંબનની દશામાં ઉત્પીડિત લોકોની સંખ્યા પૂરા આંકડામાં એક અબજ સુધી પહોંચી જાય છે. તમે જાણો છો કે સાંસ્થાનિક પરાધીનતા સીધી શાસનસંબંધી અને કાનૂનવિષયક પરાધીનતા ઉપરાંત નાણાકીય અને આર્થિક સંબંધોની એક આખી જાળનું અર્થસૂચન કરે છે, એવાં શ્રેણીબંધ યુદ્ધોનું અર્થસૂચન કરે છે જેને યુદ્ધો નહોતાં ગણવામાં આવતાં કેમ કે ઘણી ઘણી વાર એ વિનાશનાં અધિકતમ પરિપૂર્ણ હથિયારોથી સુસજ્જિત યુરોપિયન અને અમેરિકન સૈન્યો દ્વારા કરવામાં આવતી શસ્ત્રહીન અને રક્ષણહીન સાંસ્થાનિક વસતિઓની નરી ખૂનરેજી હતી, કત્લેઆમ હતી.

દુનિયાના એવા ભાગલામાંથી, મૂડીવાદી ઇજારાશાહીના એવા વર્ચસ્વમાંથી, નહિવત્ સંખ્યાની મોટામાં મોટી બેંકોની—એક દેશમાં બે, ત્રણ, ચાર, કે પાંચ, એથી વધારે નહિ— સર્વશક્તિમત્તામાંથી, અનિવાર્ય રૂપે ૧૯૧૪-૧૮ના પ્રથમ વિશ્વ-યુદ્ધનો જન્મ થયો. આખી દુનિયાનું નવેસરથી વિભાજન કરવા માટે એ યુદ્ધ લડવામાં આવ્યું, આખી દુનિયાને લૂંટવાનો, આખી દુનિયાનું ગળું દબાવવાનો અને શોષણ કરવાનો અવસર અને અધિકાર મોટામાં મોટાં રાજ્યોનાં આ નાનકડાં જૂથોમાંથી કયા જૂથને—બ્રિટિશ જૂથને કે જર્મન જૂથને— મળે એ વાતનો ફેંસલો કરવા માટે એ યુદ્ધ લડવામાં .આવ્યું. અને તમે જાણો છો કે યુદ્ધે એ સવાલનો ફેંસલો બ્રિટિશ જૂથની તરફેણમાં આણ્યો. અને

આપણે યુદ્ધના પરિણામે સમગ્ર મૂડીવાદી આંતરવિરોધોનું અતુલનીય રૂપે વધારે તીવ્રીકરણ જોઈએ છીએ. યુદ્ધે એક જ ઝટકે લગભગ ૨૫ કરોડ લોકોને સાંસ્થાનિક દશા સમાન હાલતમાં ધકેલી દીધા. આશરે તેર કરોડની વસતિ ધરાવતા રશિયાને તેણે પાછળ ધકેલી દીધું; બાર કરોડથી ઓછી નહિ એટલી સંયુક્ત વસતી ધરાવતાં ઑસ્ટ્રિયા-હંગેરી, બલ્ગેરિયા, અને જર્મનીને તેણે પાછળ ધકેલી દીધાં—જેમાં જર્મની જેવા કેટલાક અધિકતમ ઉન્નત, અધિકતમ સુશિક્ષિત, સુસંસ્કૃત અને ટેકનિકલ દૃષ્ટિએ પ્રગતિશીલ દેશોનો પણ સમાવેશ થાય છે એવા દેશોની પા અબજ જેટલી વસતિને તેણે પાછળ ધકેલી દીધી. વર્સેલ્સ સંધિ મારફત યુદ્ધે તેમની ઉપર એવી શરતો લાદી જેણે ઉન્નત રાષ્ટ્રોને સાંસ્થાનિક પરાધીનતા, દરિદ્રતા, ભૂખ, અને પાયમાલીની હાલતમાં તથા અધિકારોથી વંચિત દશામાં ઉતારી દીધા કેમ કે એ સંધિ તેમને આગામી અનેક પેઢીઓ સુધી જકડી લે છે અને કોઈ પણ સભ્ય રાષ્ટ્રે પહેલાં કદી પણ ન અનુભવેલી હાલતમાં મૂકી દે છે. તો આપણી સમક્ષ દુનિયાનું આવું ચિત્ર છે: મૂડીવાદ કે જે શાંતિ માટેના પોતાના પ્રેમની બડાઈ હાંકે છે પણ એવી બડાઈ હાંકવાનો થોડોક અધિકાર જે લગભગ પચાસેક વરસ પહેલાં જ્યારે દુનિયાનું વિભાજન હજુ પૂરું નહોતું થઈ ગયું અને ઈજારાશાહી વર્ચસ્વ નહોતી ધરાવતી તથા મૂડીવાદ સરખામણીમાં શાંતિપૂર્વક, જબરાં લશ્કરી ઘર્ષણો વગર, વિકાસ સાધી શકતો હતો ત્યારે ધરાવતો હતો, એ મૂડીવાદે યુદ્ધ પછી તત્કાળ દુનિયાની વસતિના સવા અબજથી ઓછા નહિ એટલા લોકોને સાંસ્થાનિક ઉત્પીડનના, પાશવી શોષણના, ભોગ બનાવી દીધા.

એ "શાંતિમય" યુગનો હવે અંત આવ્યો હોઈને આપણે ઉત્પીડનનું રાક્ષસી તીવ્રીકરણ જોઈએ છીએ; પહેલાં કરતાં ઘણા બદતર સાંસ્થાનિક અને લશ્કરી ઉત્પીડનની હાલતને પાછી આવતી આપણે જોઈએ છીએ. વર્સેલ્સ સંધિએ જર્મની અને કેટલાય બીજા પરાજિત દેશોને એવી હાલતમાં મૂકી દીધા છે કે જેમાં આર્થિક હયાતી ભૌતિક રીતે અશક્ય છે, તેમને અધિકારોથી તદ્દન વંચિત અને હીણપતની હાલતમાં મૂકી દીધા છે.

એથી કેટલાં રાષ્ટ્રોને લાભ થયો છે? આ સવાલનો જવાબ આપવા માટે આપણે યાદ કરવું જોઈએ કે અમેરિકાની—એ એક જ દેશ એવો છે જેણે યુદ્ધમાંથી પૂરો લાભ ઉઠાવ્યો છે અને જે ઢગલાબંધ કરજ ધરાવતા દેશમાંથી બધા દેશોના લેણદાર દેશમાં પૂર્ણ રૂપે રૂપાંતરિત થઈ ગયો છે—વસતિ દસ કરોડથી વધારે નથી. જાપાનની—જેણે યુરોપ-અમેરિકી ઘર્ષણથી અળગા રહીને અને

અતિવિશાળ એશિયા ખંડમાં વેપાર-વિસ્તરણ કરીને ખૂબ ભારે લાભ હાંસલ કર્યો છે—વસતિ પાંચ કરોડની છે. એ દેશો પછી જેણે સૌથી વધારે લાભ ઉઠાવ્યો છે એ બ્રિટનની વસતિ પાંચ કરોડની છે. અને યુદ્ધ દરમિયાન સમૃદ્ધ થઈ ગયેલા ખૂબ નાની વસતિ ધરાવતા તટસ્થ દેશોને આપણે તેમાં ઉમેરીએ તો પૂરા આંકડામાં આપણે પચીસ કરોડની સંખ્યાએ પહોંચીએ છીએ.

તો સામ્રાજ્યવાદી યુદ્ધ પછી દેખાતી દુનિયાના ચિત્રની પાયાની વિશિષ્ટતાઓ આવી છે. સવા અબજ લોકો સંસ્થાનોમાં ઉત્પીડિત—જીવતા છેદી નાખવામાં આવી રહેલા ઈરાન, તુર્કી, તથા ચીન જેવા દેશોમાં અને પરાજિત કરવામાં તથા સાંસ્થાનિક દશામાં ધકેલી દેવામાં આવેલા દેશોમાં. પોતાનો પુરાણો દરજ્જો જાળવી રાખનારા દેશોમાં વસતા લોકોની સંખ્યા પચીસ કરોડથી વધારે નથી, જોકે એ દેશો પણ અમેરિકા ઉપરના આર્થિક અવલંબનની હાલતમાં આવી પડયા છે અને યુદ્ધ દરમિયાન તેઓ બધા લશ્કરી પરાવલંબનની દશામાં હતા કેમ કે યુદ્ધે આખી દુનિયાને સંડોવી લીધી હતી, એક પણ દેશને સાચી રીતે તટસ્થ નહોતો રહેવા દેવામાં આવ્યો. અને છેલ્લે, પચીસ કરોડથી વધારે નહિ એટલા લોકો એવા દેશોમાં વસે છે જ્યાં માત્ર ટોચના થરે જ, માત્ર મૂડીદારોએ જ, દુનિયાના વિભાજનમાંથી લાભ હાંસલ કર્યો છે એ તો બુદ્ધિગમ્ય વાત છે. કુલ સંખ્યા—લગભગ પોણા બે અબજ—દુનિયાની સમગ્ર વસતિની સંખ્યા છે. દુનિયાના આ ચિત્રનું હું તમને સ્મરણ કરાવવા માગું છું કારણ કે મૂડીવાદના, સામ્રાજ્યવાદના, ક્રાંતિમાં પરિણમેલા બધા પાયાના આંતરવિરોધો, આપણા અધ્યક્ષ દ્વારા ઉલ્લેખિત બીજી આંતરરાષ્ટ્રીયની વિરુદ્ધ કારમા સંઘર્ષમાં પરિણમેલા મજૂર આંદોલનના બધા પાયાના આંતરવિરોધો—એ બધું દુનિયાની વસતિના વિભાજનની જોડે સંકળાયેલું છે:

બેશક, આ આંકડાઓ તો આજની વિશ્વ આર્થિક પરિસ્થિતિની માત્ર કાચી પાયાની રૂપરેખા જ આપે છે. અને સાથીઓ, દુનિયાની વસતિનું આવું વિભાજન સ્વાભાવિક રીતે જ નાણાકીય મૂડી અને મૂડીવાદી ઈજારાશાહીઓ દ્વારા થતા શોષણની અનહદ વૃદ્ધિમાં પરિણમ્યું છે.

સાથીઓ, અંતમાં હું એક બીજા પાસાની છણાવટ કરવા માગું છું. આપણા અધ્યક્ષે અહીં કહ્યું છે કે આ કોંગ્રેસ વિશ્વ કોંગ્રેસ કહેવડાવવાને પાત્ર છે. હું માનું છું કે તેમની વાત સાચી છે, ખાસ કરીને એ હકીકતને ધ્યાનમાં લેતાં કે સાંસ્થાનિક પછાત દેશોના ક્રાંતિકારી આંદોલનના પ્રતિનિધિઓ અહીં સારી સંખ્યામાં મોજૂદ છે. આ એક નાનકડી શરૂઆત છે પરંતુ મહત્ત્વની વાત તો

એ છે કે શરૂઆત કરી દેવામાં આવી છે. જ્યાં સર્વહારા વર્ગ છે જ નહિ અથવા ભાગ્યે જ નામનો સર્વહારા વર્ગ છે એવા દેશોના ક્રાંતિકારી લોકસમુદાયોની જોડે, સાંસ્થાનિક પૂર્વીય દેશોના લોકસમુદાયોની જોડે, ઉન્નત મૂડીવાદી દેશોના ક્રાંતિકારી સર્વહારાઓની એકતા—આપણી કોંગ્રેસમાં એવી એકતા સ્થપાઈ રહી છે. એ એકતાને મક્કમ બનાવવાની વાત આપણી ઉપર આધાર રાખે છે, અને હું ખાતરી અનુભવું છું કે આપણે એ કરીશું. પ્રત્યેક દેશની અંદર શોષિત અને ઉત્પીડિત કામદારોનો ધસારો જ્યારે કૂપમંડૂકિયાં તત્ત્વોના પ્રતીકારને અને ટચૂકડા ઉપલા થરના કામદાર-અમીરોના પ્રભાવને તોડીને, અત્યાર સુધી ઈતિહાસની બહાર રહી ગયેલા અને ઈતિહાસના કેવળ પદાર્થો જ ગણવામાં આવેલા કરોડો લોકોના ક્રાંતિકારી ધસારા જોડે એક થઈ જશે ત્યારે વિશ્વ સામ્રાજ્યવાદનું પતન થઈ જ જશે.

સામ્રાજ્યવાદી યુદ્ધે ક્રાંતિને સહાય કરી છે. એ યુદ્ધ લડવા માટે મૂડીવાદી વર્ગને સંસ્થાનોમાંથી, પછાત દેશોમાંથી, એકાકી સ્થિતિમાંથી, સૈનિકોને અળગા કરવા પડ્યા. હિંદુસ્તાની સૈનિકોને બ્રિટિશ મૂડીવાદી વર્ગે કહ્યું કે જર્મનીની વિરુદ્ધ ગ્રેટબ્રિટનનો બચાવ કરવો એ હિંદુસ્તાની કિસાનોની ફરજ છે; ફ્રેંચ સંસ્થાનોમાંથી આવતા સૈનિકોને ફ્રેંચ મૂડીવાદી વર્ગે કહ્યું કે ફ્રાંસનો બચાવ કરવો એ રંગીન ચામડી ધરાવતા લોકોની ફરજ છે. તેમણે એ સૈનિકોને હથિયાર વાપરતાં શીખવ્યું. એ જ્ઞાન અત્યંત મૂલ્યવાન જ્ઞાન છે— એ બદલ આપણે મૂડીવાદી વર્ગ પ્રત્યે આપણી ઊંડા આભારની લાગણી વ્યક્ત કરી શકીએ, બધા રશિયન કામદારો તથા કિસાનોની અને ખાસ કરીને આખી રશિયન લાલ સેનાની આભારની લાગણી વ્યક્ત કરી શકીએ. સામ્રાજ્યવાદી યુદ્ધ પરાધીન રાષ્ટ્રોને વિશ્વ ઈતિહાસની અંદર લઈ આવ્યું. અને આજે આપણું એક મૂળભૂત કર્તવ્ય બિન-મૂડીવાદી દેશોમાં સોવિયેત આંદોલનના સંગઠનનો પાયો મૂકવા માટેના ઉપાયો અને રસ્તાઓ તૈયાર કરવાનું છે. ત્યાં સોવિયેતો શક્ય છે, એ સોવિયેતો કામદારોની સોવિયેતો નહિ હોય પરંતુ કિસાનોની અથવા મહેનતકશોની સોવિયેતો હશે.

તેને માટે ઘણું કામ જરૂરી બનશે, અને ભૂલો અનિવાર્ય છે. માર્ગમાં અનેક મુશ્કેલીઓ ઊભી થશે. કરોડો લોકોની વચ્ચે અત્યાર સુધી જે કામ બિનસંગઠિત રીતે ચાલી રહ્યું છે તેને સંગઠિત, એકતાબદ્ધ, અને પદ્ધતિસર રીતે ચલાવવાનું શક્ય બનાવે એવા અમલી સિદ્ધાંતો ઘડી કાઢવા અથવા નિર્દેશિત કરવા એ બીજી કોંગ્રેસનું મુખ્ય કર્તવ્ય છે.

કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની પ્રથમ કૉંગ્રેસ બાદ એક વરસ અથવા એથી થોડાક વધારે સમય પછી આજે આપણે બીજી ઇન્ટરનેશનલના સંબંધમાં વિજેતાઓ તરીકે ખડા છીએ. સોવિયેત ખયાલ હવે વ્યાપક બની ગયો છે અને તે પણ માત્ર સભ્ય દેશોના કામદારોમાં જ નહિ, તેને સમજનારા અને જાણનારા તેઓ જ એકલા નથી. પદ્ધતિપ્રેમી જર્મનોને કહેવું ગમે છે તેમ સોવિયેત "પદ્ધતિ" વિશે અથવા અંગ્રેજ "ગીલ્ડ" સમાજવાદીઓની અભિવ્યક્તિનો ઉપયોગ કરીએ તો સોવિયેત "ખયાલ" વિશે વૈજ્ઞાનિક કે નિકટ-વૈજ્ઞાનિક રીતે ચર્ચાઓ કરતા દોઢડાહ્યાઓ—જેમાંના ઘણા તો પોતાને સમાજવાદીઓ કહેવડાવે છે—પ્રત્યે બધા દેશોમાં કામદારો તુચ્છકાર ધરાવે છે. સોવિયેત "પદ્ધતિ" અથવા "ખયાલ" વિશેની એ વિવેચનાઓ ઘણી વાર કામદારોની ભવિષ્યદૃષ્ટિમાં અને તેમના ચિંતનમાં અવરોધો ઊભા કરે છે. પરંતુ એવા પાંડિત્યદંભી કચરાપૂંજાને કામદારો બાજુ પર ફગાવી દે છે અને સોવિયેતોએ પેશ કરેલું હથિયાર હાથમાં ઉઠાવે છે. સોવિયેતોની ભૂમિકા અને સોવિયેતોના મહત્ત્વની સમજણ હવે તો પૂર્વીય દેશોમાં પણ ફેલાઈ ગઈ છે.

આખા પૂર્વીય વિસ્તારમાં, આખા એશિયામાં, બધાં સાંસ્થાનિક રાષ્ટ્રોમાં, સોવિયેત આંદોલનની શરૂઆતો થઈ ચૂકી છે.

શોષિતોએ શોષકોની વિરુદ્ધ બંડ પોકારવું જ જોઈએ અને પોતાની સોવિયેતોનું સર્જન કરવું જોઈએ એ ખયાલ કંઈ બહુ અટપટો ખયાલ નથી. આપણા અનુભવ પછી, રશિયામાં અઢી વરસથી સોવિયેત પ્રજાસત્તાકના અસ્તિત્વ પછી, ત્રીજી ઇન્ટરનેશનલની પહેલી કૉંગ્રેસ પછી, આખી દુનિયામાં કરોડો શોષિતો તેને સમજવા લાગ્યા છે; અને આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ કરતાં અમે નબળા છીએ એ કારણે રશિયામાં અમારે ઘણી વાર બાંધછોડ કરવી પડતી હોય છે અને મોકાની વાટ જોઈને બેસી રહેવું પડતું હોય છે, પરંતુ અમે જાણીએ છીએ કે અમે સવા અબજની સંખ્યા ધરાવતા લોકસમુદાયનાં હિતોનું રક્ષણ કરી રહ્યા છીએ. અત્યારે અમારા વેગને રૂંધી રહેલા અવરોધો, પૂર્વગ્રહો, અને અજ્ઞાનતામાં દરેક ઘડીએ ઘટાડો થઈ રહ્યો છે. પરંતુ વાસ્તવિક હકીકતમાં દુનિયાની એ સિત્તેર ટકા વસતિનું, મહેનતકશો અને શોષિતોના એ સમુદાયનું, અમે વધારે ને વધારે પ્રમાણમાં પ્રતિનિધિત્વ અને રક્ષણ કરતા જઈએ છીએ. અને અમે અભિમાનપૂર્વક આમ કહી શકીએ છીએ: પ્રથમ કૉંગ્રેસના વખતે અમે વાસ્તવમાં કેવળ પ્રચારકો જ હતા, આખી દુનિયાના સર્વહારા વર્ગની અંદર અમે મૂળભૂત વિચારો રોપ્યા, અમે કેવળ સંઘર્ષની હાકલ જ કરી,

અમે માત્ર એવો સવાલ જ પૂછયો કે આ માર્ગને અનુસરી શકે એવા માનવીઓ ક્યાં છે? આજે અમે દરેક ઠેકાણે અગ્રગામી સર્વહારા વર્ગ ધરાવીએ છીએ. અને અમારી પાસે દરેક ઠેકાણે સર્વહારા વર્ગીય સૈન્ય છે, જોકે ક્યારેક તેનું સંગઠન નબળું હોય છે, તેને ફરી વાર સંગઠિત કરવાની જરૂર હોય છે; અને અમારા આંતરરાષ્ટ્રીય સાથીઓ જો અમને હવે એક સંયુક્ત સેનાનું સંગઠન કરવામાં મદદ કરે તો અમારા ધ્યેયને અનુસરવામાં કોઈ પણ ખામી અમને રોકી નહિ શકે. અને અમારું ધ્યેય વિશ્વ સર્વહારા વર્ગીય ક્રાંતિનું છે, વિશ્વ સમાજવાદી પ્રજાસત્તાકનું સર્જન કરવાનું છે. **(તાળીઓનો દીર્ઘ ગડગડાટ.)**

'પ્રાવદા', અંક ૧૬૨ — ગ્રંથ ૪૧
૨૪ જુલાઈ, ૧૯૨૦ — પૃ. ૨૧૫—૨૧૯
૨૩૩—૨૩૫

## રાષ્ટ્રીય તથા સાંસ્થાનિક સવાલો બાબતના કમિશને કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ સમક્ષ રજૂ કરેલો રિપોર્ટ

૨૬ જુલાઈ, ૧૯૨૦

સાથીઓ, મારું કથન હું સંક્ષિપ્ત પરિચય પૂરતું મર્યાદિત રાખીશ. ત્યાર બાદ, અમારા પંચના સેક્રેટરી હતા એ કોમરેડ મારિંગ તમને થિસિસોમાં અમે કરેલાં પરિવર્તનોનો વિગતવાર રિપોર્ટ આપશે. તેમના પછી પૂરક થિસિસો ઘડનાર કોમરેડ રૉય બોલશે. પ્રથમ થિસિસોમાં સુધારાવધારા કર્યા પછી તેને અને પૂરક થિસિસોને, બન્નેને, અમારા કમિશને સર્વાનુમતે અપનાવી છે. એ રીતે, બધા મુખ્ય સવાલોની બાબતમાં અમે પૂરેપૂરી સર્વસંમતિ હાંસલ કરી છે. હવે હું થોડાક સંક્ષિપ્ત વિચારો રજ કરીશ.

પ્રથમ, અમારી થિસિસોનો મૂળભૂત પાયાનો વિચાર શું છે? ઉત્પીડિત અને ઉત્પીડક રાષ્ટ્રો વચ્ચેનો ભેદ. અને બીજી ઈન્ટરનેશનલ તથા મૂડીવાદી લોકશાહીથી ઊલટું અમે એ ભેદ ઉપર ભાર મૂકીએ છીએ. સામ્રાજ્યવાદના આ યુગમાં સર્વહારા વર્ગ તથા કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલ માટે એ ખાસ રીતે મહત્ત્વનું છે કે તેઓ નક્કર આર્થિક હકીકતોને પ્રતિપાદિત કરે અને બધી સાંસ્થાનિક તથા રાષ્ટ્રીય સમસ્યાઓના ઉકેલ માટે અમૂર્ત અનુમાનોથી નહિ પરંતુ નક્કર વાસ્તવિકતાઓથી શરૂઆત કરે.

આપણે હવે જોઈએ છીએ તેમ સામ્રાજ્યવાદનું વિશિષ્ટ લક્ષણ છે આખી દુનિયાનું ઉત્પીડિત અને ઉત્પીડક રાષ્ટ્રોમાં વિભાજન. એ વિભાજનમાં ઉત્પીડિત રાષ્ટ્રોની સંખ્યા વિશાળ છે અને ઉત્પીડક રાષ્ટ્રોની સંખ્યા નહિવત્ છે, પરંતુ એ નહિવત્ સંખ્યાનાં ઉત્પીડક રાષ્ટ્રો ગંજાવર સંપત્તિ ઉપર અને જોરાવર સશસ્ત્ર સૈન્યો ઉપર આધિપત્ય ધરાવે છે. દુનિયાની વસતિનો ભારે મોટો ભાગ, એક અબજથી વધારે લોકો, દુનિયાની કુલ વસતિ આપણે ૧૭૫ કરોડની ગણીએ તો ખૂબ સંભવિત છે કે એ સંખ્યા ૧૨૫ કરોડ જેટલી પણ હોય, અથવા દુનિયાની વસતિનો ૭૦ ટકા જેટલો ભાગ, એવાં ઉત્પીડિત રાષ્ટ્રોમાં વસે છે કે જે કાં તો સીધી સાંસ્થાનિક પરાધીનતાની દશામાં છે અથવા અર્ધસંસ્થાનોનું

પ્રતિનિધિત્વ કરે છે—દાખલા તરીકે ઈરાન, તુર્કી અને ચીન— કે પછી કોઈ મોટી સામ્રાજ્યવાદી સત્તાને હાથે પરાજિત થયા પછી સુલેહની સંધિઓના પરિણામે એ વિજેતા સત્તાને ખૂબ વધારે આધીન બનાવી દેવામાં આવ્યાં છે. એ ભેદ, રાષ્ટ્રોના ઉત્પીડક અને ઉત્પીડિત રાષ્ટ્રોમાં વિભાજનનો એ વિચાર, બધી થિસિસોમાં ઓતપ્રોત છે—મારા હસ્તાક્ષર સાથે પ્રકાશિત કરવામાં આવેલી પ્રથમ થિસિસોમાં જ નહિ પરંતુ કોમરેડ રૉયે રજૂ કરેલ થિસિસોમાં પણ. એ બીજી થિસિસો મુખ્યત્વે બ્રિટન દ્વારા ઉત્પીડિત હિંદુસ્તાન અને બીજા મોટા એશિયાઈ દેશોની પરિસ્થિતિના દૃષ્ટિકોણથી રચવામાં આવી છે. એ હકીકત એ થિસિસોને ખૂબ મૂલ્યવાન બનાવે છે.

અમારી થિસિસોનો બીજો પાયાનો વિચાર એ છે કે સામ્રાજ્યવાદી યુદ્ધ પછી દુનિયાની વર્તમાન પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય સંબંધો, રાજ્યની સમગ્ર વિશ્વવ્યવસ્થા, સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના એક નાનકડા જૂથના સોવિયેત ચળવળની વિરુદ્ધ અને સોવિયેત રશિયાની આગેવાની હેઠળનાં સોવિયેત રાજ્યોની વિરુદ્ધ સંઘર્ષથી નિર્ણીત થઈ રહેલ છે. એ વાતને ધ્યાનમાં ન રાખીએ તો આપણે એક પણ રાષ્ટ્રીય કે સાંસ્થાનિક સવાલને, એવો સવાલ દુનિયાના ખૂબ દરના કોઈ ભાગ જોડે સંબંધિત હોય તોપણ, સાચી રીતે રજૂ નહિ કરી શકીએ. સભ્ય અને પછાત બન્ને પ્રકારના દેશોની કોમ્યુનિસ્ટ પાર્ટીઓ એ વાતને પોતાનું પ્રારંભબિંદુ બનાવશે તો જ તેઓ રાજકીય સવાલોને સાચી રીતે રજૂ કરી શકશે અને સાચી રીતે ઉકેલી શકશે.

ત્રીજી વાત એ કે પછાત દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી ચળવળના સવાલ ઉપર હું વિશેષ રૂપે ભાર મૂકવા માગું છું. એ જ સવાલે કેટલાક મતભેદો ઊભા કર્યા હતા. અમે એ મુદ્દા વિશે ચર્ચા કરી કે પછાત દેશોમાં કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ મૂડીવાદી-લોકશાહીવાદી ચળવળને ટેકો આપવો જ જોઈએ એવું વિધાન કરવું એ નીતિની દૃષ્ટિએ અને સિદ્ધાંતની દૃષ્ટિએ સાચું ગણાય કે નહિ. અમારી ચર્ચાના પરિણામે અમે એવા સર્વસંમત નિર્ણય ઉપર આવ્યા કે "મૂડીવાદી-લોકશાહીવાદી" ચળવળનો ઉલ્લેખ કરવાને બદલે અમારે રાષ્ટ્રીય-ક્રાંતિકારી ચળવળનો ઉલ્લેખ કરવો. એ વાતમાં જરા જેટલી પણ શંકા ન જ હોવી જોઈએ કે પ્રત્યેક રાષ્ટ્રીય ચળવળ કેવળ મૂડીવાદી-લોકશાહીવાદી ચળવળ જ હોઈ શકે કેમ કે પછાત દેશોમાં વસતિના અધિકાધિક સમુદાયો કિસાનોના બનેલા હોય છે જે બુઝ્ર્વા-મૂડીવાદી સંબંધોનું પ્રતિનિધિત્વ કરે છે. સર્વહારા વર્ગની પાર્ટીઓ, પછાત દેશોમાં એવી પાર્ટીઓ અસ્તિત્વમાં આવી શકે તો, કિસાન ચળવળ જોડે

ચોક્કસ સંબંધો સ્થાપિત કર્યા વિના અને તેને અસરકારક સહાયતા આપ્યા વિના સામ્યવાદી કાર્યનીતિનું અને સામ્યવાદી નીતિનું અનુસરણ કરી શકે એમ માનવું તરંગી ગણાય. પણ એવો વાંધો ઉઠાવવામાં આવ્યો કે મૂડીવાદી-લોકશાહીવાદી ચળવળની વાત કરીશું તો આપણે સુધારાવાદી અને ક્રાંતિકારી ચળવળો વચ્ચેના સમગ્ર ભેદને તદ્દન ભૂંસી નાખીશું. પરંતુ પછાત અને સાંસ્થાનિક દેશોમાં છેલ્લા થોડા વખત દરમિયાન એવો ભેદ ખૂબ સાફ રૂપે છતો થયો છે કેમ કે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ ઉત્પીડિત રાષ્ટ્રોમાં પણ એવી સુધારાવાદી ચળવળ રોપવા માટે પોતાની શક્તિ મુજબ જેટલું બને એટલું બધું જ કરી રહ્યો છે. શોષક દેશો અને સાંસ્થાનિક દેશોના મૂડીદાર વર્ગો વચ્ચે અમુક હેળમેળ થઈ છે, અને એટલે ઘણી ઘણી વાર—કદાચ અધિકતમ બનાવોમાં— ઉત્પીડિત દેશોનો મૂડીદાર વર્ગ રાષ્ટ્રીય ચળવળને ટેકો આપતો હોવા છતાં તે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ જોડે મળી જઈને કામ કરે છે, એટલે કે બધી ક્રાંતિકારી ચળવળોની તથા બધા ક્રાંતિકારી વર્ગોની વિરુદ્ધ સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ જોડે પોતાની શક્તિઓને જોડી દે છે. કમિશનમાં એ વાત નિર્વિવાદ રૂપે પ્રમાણિત થઈ હતી અને અમે નક્કી કર્યું કે એ ભેદને લક્ષમાં લઈને લગભગ બધે ઠેકાણે "મૂડીવાદી-લોકશાહીવાદી" શબ્દને બદલે "રાષ્ટ્રીય-ક્રાંતિકારી" શબ્દ મૂકવો એ જ સાચું પગલું ગણાશે. એ પરિવર્તનનો મહત્ત્વપૂર્ણ અર્થ એ છે કે સંસ્થાનોમાં મૂડીવાદી સ્વાતંત્ર્ય આંદોલનોને આપણે કોમ્યુનિસ્ટો તરીકે ત્યારે જ ટેકો આપવો જોઈએ કે જ્યારે એ આંદોલનો સાચેસાચ ક્રાંતિકારી હોય, અને જ્યારે કિસાનપ્રજાને અને શોષિત જનતાના બહોળા સમુદાયોને ક્રાંતિકારી ભાવનાની તાલીમ આપવાના અને સંગઠિત કરવાના આપણા કામમાં એ આંદોલનોના સમર્થકો અડચણો ઊભી ન કરતા હોય. એવા સંજોગો અસ્તિત્વ ન ધરાવતા હોય તો એ દેશોમાં કોમ્યુનિસ્ટોએ સુધારાવાદી મૂડીદાર વર્ગનો, જેમાં બીજી ઈન્ટરનેશનલના બહાદુરો પણ છે, સામનો કરવો જ જોઈએ. સાંસ્થાનિક દેશોમાં સુધારાવાદી પાર્ટીઓ ક્યારની અસ્તિત્વ ધરાવે છે અને કેટલીક એવી પાર્ટીઓની બાબતમાં તેના પ્રવક્તાઓ પોતાને સામાજિક-લોકશાહીવાદીઓ અને સમાજવાદીઓ કહેવડાવે છે. મેં ઉલ્લેખ કરેલ ભેદ હવે બધી થિસિસોમાં દર્શાવવામાં આવ્યો છે, અને મને લાગે છે કે તેના પરિણામે આપણો દૃષ્ટિકોણ હવે ઘણી વધારે ચોકસાઈથી વ્યક્ત થયો છે.

હવે હું કિસાનોની સોવિયેતો વિશે વિચાર રજૂ કરવા માગું છું. પહેલાંનાં ઝારશાહી સંસ્થાનોમાં, તુર્કસ્તાન વગેરે જેવા પછાત દેશોમાં, રશિયન

કોમ્યુનિસ્ટોની વ્યાવહારિક પ્રવૃત્તિએ આપણી સમક્ષ એ સવાલ ઊભો કર્યો કે સામ્યવાદી કાર્યનીતિ તથા નીતિને મૂડીવાદ પૂર્વેની પરિસ્થિતિમાં કેવી રીતે લાગુ કરવી. એ દેશોમાં મુખ્ય નિર્ણાયક લક્ષણ છે મૂડીવાદ પૂર્વેના સંબંધોનું પ્રાધાન્ય, અને એટલે શુદ્ધ સર્વહારા વર્ગીય ચળવળનો સવાલ ત્યાં ઊભો જ ન થઈ શકે. એ દેશોમાં વાસ્તવમાં ઔદ્યોગિક સર્વહારા વર્ગ છે જ નહિ. તેમ છતાં, ત્યાં પણ આપણે નેતાની ભૂમિકાની પૂર્વધારણા કરી છે, કરવી જ જોઈએ. અનુભવે બતાવ્યું છે કે એ દેશોમાં આપણે મહાકાય મુશ્કેલીઓને દૂર કરવાની છે. પરંતુ સિદ્ધ થયેલાં વાસ્તવિક પરિણામો એ વાતની સાબિતી છે કે એવી મુશ્કેલીઓ છતાં, જયાં વાસ્તવમાં સર્વહારા વર્ગ છે જ નહિ ત્યાં પણ, લોકસમુદાયોમાં આપણે સ્વતંત્ર રાજકીય ચિંતનની અને સ્વતંત્ર રાજકીય કાર્યની ઝંખના પ્રેરિત કરવાની સ્થિતિમાં છીએ. પશ્ચિમ યુરોપિયન દેશોના સાથીઓ કરતાં આપણે માટે એ કામ અધિક મુશ્કેલ છે કેમ કે રશિયામાં સર્વહારા વર્ગ રાજયના વહીવટના કામમાં ડબેલો છે. અને એ સાવ સમજી શકાય એવી વાત છે કે અર્ધસામંતશાહી પરાધીનતાની દશામાં જીવતા કિસાનો સોવિયેત સંગઠનના વિચારની પૂરી કદર કરી શકે અને તેને વ્યવહારમાં ઉતારી શકે. એ પણ સ્પષ્ટ છે કે જે ફક્ત વેપારી મૂડી દ્વારા જ નહિ પરંતુ સામંતો દ્વારા પણ અને સામંતશાહી ઉપર આધારિત રાજય દ્વારા શોષિત છે એવા ઉત્પીડિત લોકસમુદાયો એ હથિયારનો, એ પ્રકારના સંગઠનનો, તેમની પોતાની પરિસ્થિતિઓમાં પણ ઉપયોગ કરી શકે. સોવિયેત સંગઠનનો સિદ્ધાંત સાદો સિદ્ધાંત છે અને ફક્ત સર્વહારા વર્ગીય સંબંધોને જ નહિ પણ કિસાનપ્રજાના સામંતશાહી અને અર્ધ-સામંતશાહી સંબંધોને પણ લાગુ થઈ શકે એમ છે. એ બાબતમાં અમારો અનુભવ હજુ સુધી બહુ ગણનાપાત્ર નથી, પરંતુ કમિશનમાં જે ચર્ચાઓમાં સાંસ્થાનિક દેશોના ઘણા પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો તે ચર્ચાઓએ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની થિસિસોમાં એ હકીકતો નિર્દેશિત કરવાની આવશ્યકતા પ્રતીતિકારક રીતે સાબિત કરી દીધી કે કિસાનોની સોવિયેતો, શોષિતોની સોવિયેતો, એક એવું હથિયાર છે જેનો ઉપયોગ ફક્ત મૂડીવાદી દેશોમાં જ નહિ પરંતુ મૂડીવાદ પૂર્વેના સંબંધો ધરાવતા દેશોમાં પણ થઈ શકે, અને પછાત દેશો તથા સંસ્થાનો સહિત દરેક ઠેકાણે કોમ્યુનિસ્ટ પાર્ટીઓ અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓની સ્થાપના કરવા તૈયાર હોય એવાં તત્ત્વો કિસાનોની સોવિયેતોની તરફેણમાં કે કામગાર જનતાની સોવિયેતોની તરફેણમાં પ્રચાર ચલાવવાની ફરજથી બંધાયેલાં છે. સંજોગો શક્ય બનાવે એવી બધી જગ્યાઓમાં કામગાર જનતાની સોવિયેતો સ્થાપવાના પ્રયાસો તેમણે તત્કાળ કરવા જ જોઈએ.

આથી વ્યાવહારિક પ્રવૃત્તિ માટે એક ખૂબ રસપ્રદ અને બહુ મહત્ત્વનું ક્ષેત્ર ખુલ્લું થાય છે. આ બાબતમાં આપણો સામાન્ય અનુભવ બહુ બહોળો નથી રહ્યો પરંતુ ધીરે ધીરે વધારે ને વધારે સામગ્રી એકઠી થતી જશે. એ વાતમાં મુદ્દલ સંદેહ હોઈ શકે જ નહિ કે ઉન્નત દેશોનો સર્વહારા વર્ગ પછાત દેશોના મહેનતકશ લોકસમુદાયોને સહાય કરી શકે અને તેણે કરવી જોઈએ, તથા સોવિયેત પ્રજાસત્તાકોનો વિજયી સર્વહારા વર્ગ એ લોકસમુદાયો પ્રત્યે સહાયનો હાથ લંબાવે અને તેમને ટેકો આપવાની સ્થિતિમાં હોય ત્યારે જ પછાત દેશો વિકાસ સાધી શકે અને પોતાની વર્તમાન દશામાંથી બહાર આવી શકે.

કમિશનમાં આ સવાલ ઉપર, ફક્ત મારી થિસિસોના સંબંધમાં જ નહિ પરંતુ એથી વધારે તો કોમરેડ રોય જેનો અહીં બચાવ કરશે એ તેમની થિસિસોના સંબંધમાં ખાસી જુસ્સાદાર ચર્ચા થઈ હતી અને તેમાં અમુક સુધારા સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યા હતા.

સવાલને આ રીતે રજ કરવામાં આવ્યો હતો: જે રાષ્ટ્રો પોતાને સ્વતંત્ર કરી રહ્યા છે અને જેમાં યુદ્ધ પછી થોડીક પ્રગતિ થયેલી જોઈ શકાય છે એ પછાત રાષ્ટ્રો માટે આર્થિક વિકાસની મૂડીવાદી કક્ષા અનિવાર્ય છે એ શું સાચું છે? અમે તેનો જવાબ નકારમાં આપ્યો. વિજયી ક્રાંતિકારી સર્વહારા વર્ગ તેમની વચ્ચે પદ્ધતિસરનો પ્રચાર ચલાવે અને સોવિયેત સરકારો પોતાના આધિપત્ય હેઠળનાં બધાં જ સાધનો વડે તેમને સહાય આપે તો—એમ બને તો—પછાત પ્રજાઓ માટે વિકાસની મૂડીવાદી કક્ષા અનિવાર્ય છે એવી પૂર્વધારણા કરવી એ ખોટું ગણાશે. બધાં જ સંસ્થાનોમાં અને બધા જ પછાત દેશોમાં આપણે લડવૈયાઓની સ્વતંત્ર ટુકડીઓનું અને પાર્ટી સંગઠનોનું નિર્માણ કરવું જોઈએ એટલું જ નહિ, કિસાનોની સોવિયેતોના સંગઠન માટે સત્વર પ્રચાર ચાલુ કરી દેવો જોઈએ તથા એ સોવિયેતોને મૂડીવાદ પૂર્વેની પરિસ્થિતિને અનુકૂળ બનાવવાની કોશિશ કરવી જોઈએ એટલું જ નહિ, પણ કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે એવું પ્રમેય આગળ ધરવું જોઈએ અને તેને સૈદ્ધાંતિક રીતે પ્રતિપાદિત કરવું જોઈએ કે અગ્રગામી દેશોના સર્વહારા વર્ગની મદદ વડે એ દેશો મૂડીવાદી કક્ષામાંથી પસાર થયા વગર જ સોવિયેત પ્રથા સુધી અને વિકાસની ચોક્કસ કક્ષાઓમાં થઈને સામ્યવાદ સુધી પહોંચી જઈ શકે.

એ માટેના આવશ્યક ઉપાયોનો અગાઉથી નિર્દેશ ન થઈ શકે. એ તો વ્યાવહારિક અનુભવ જ સૂચિત કરશે. પરંતુ એ વાત તો ચોક્કસપણે સ્પષ્ટ થઈ જ ગઈ છે કે અધિકતમ દૂરવર્તી દેશોની કામગાર જનતાના સમુદાયો પણ

સોવિયેતોના આદર્શને સમજે છે, સોવિયેતોને મૂડીવાદ પૂર્વેની સામાજિક વ્યવસ્થાને અનુકૂળ બનાવવી જોઈએ, અને કોમ્યુનિસ્ટ પાર્ટીઓએ સત્વર અને દુનિયાના બધા ભાગોમાં એ દિશામાં કામ શરૂ કરી દેવું જોઈએ.

કોમ્યુનિસ્ટ પાર્ટીઓના ફક્ત પોતપોતાના જ દેશોમાં નહિ પરંતુ સાંસ્થાનિક દેશોમાં પણ, અને ખાસ કરીને સાંસ્થાનિક પ્રજાઓને ગુલામીમાં જકડી રાખવા માટે શોષક રાષ્ટ્રો જે લશ્કરોનો ઉપયોગ કરે છે એ લશ્કરોમાં, કોમ્યુનિસ્ટ પાર્ટીઓની ક્રાંતિકારી પ્રવૃત્તિના મહત્ત્વનો પણ હું ઉલ્લેખ કરવા માગું છું.

અમારા કમિશનમાં બ્રિટિશ સોશ્યાલિસ્ટ પાર્ટીના કોમરેડ ક્વેલ્ચ એ વિશે બોલ્યા હતા. તેમણે કહ્યું કે બ્રિટિશ શાસનની વિરુદ્ધ બળવાઓમાં ગુલામ રાષ્ટ્રોને મદદ કરવાના કામને સાધારણ અંગ્રેજ કામદાર દેશદ્રોહ ગણશે. સાચી વાત, બ્રિટન અને અમેરિકાના ઉદ્ધત રાષ્ટ્રવાદી અને અંધરાષ્ટ્રવાદી માનસ ધરાવતા મજૂર-અમીરો સમાજવાદ માટે બહુ મોટા જોખમનું અને બીજી ઈન્ટરનેશનલ માટે બહુ મજબૂત સ્તંભનું પ્રતિનિધિત્વ કરે છે. અહીં આપણી સમક્ષ એ મૂડીવાદી ઈન્ટરનેશનલના નેતાઓ અને કાર્યકરો દ્વારા ભયંકરમાં ભયંકર દ્રોહ ખડો છે. સાંસ્થાનિક સવાલ બીજી ઈન્ટરનેશનલમાં પણ ચર્ચાયો હતો. બાઝેલ જાહેરનામું આ મુદ્દા પરત્વે પણ તદ્દન સ્પષ્ટ છે. બીજી ઈન્ટરનેશનલની પાર્ટીઓએ ક્રાંતિકારી કાર્યની પ્રતિજ્ઞા લીધી છે પરંતુ તેમણે સાચા ક્રાંતિકારી કામનું કે શોષિત તથા પરાધીન રાષ્ટ્રોને ઉત્પીડક રાષ્ટ્રોની વિરુદ્ધના તેમના બળવાઓમાં સહાય આપવાનું એક પણ લક્ષણ બતાવ્યું નથી. અને હું માનું છું કે જે પાર્ટીઓ બીજી ઈન્ટરનેશનલમાંથી બહાર નીકળી આવી છે અને ત્રીજી ઈન્ટરનેશનલમાં જોડાવા ઈચ્છે છે તેમાંથી મોટા ભાગની પાર્ટીઓને પણ આ વાત લાગુ થાય છે. આ વાતને આપણે બધા સાંભળે એમ જાહેર રીતે ઘોષિત કરવી જોઈએ અને આ વાતનું ખંડન થઈ શકે એમ નથી. તેનું ખંડન કરવાનો કોઈ પ્રયત્ન થશે તો આપણે જોઈશું.

આ બધી વિચારણાઓને અમારા ઠરાવોનો આધાર બનાવવામાં આવી હતી. ઠરાવો નિસ્સંદેહ અતિ લાંબા છે પરંતુ હું ખાતરી અનુભવું છું કે તેમ છતાં પણ એ ઠરાવો મૂલ્યવાન સાબિત થશે અને સાંસ્થાનિક તથા રાષ્ટ્રીય સવાલોની જોડે સંબંધિત સાચા ક્રાંતિકારી કાર્યના વિકાસ તથા સંગઠનમાં સહાય કરશે. અને એ જ આપણું મુખ્ય કર્તવ્ય છે.

'કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસના અહેવાલો'
નંબર ૬
૭ ઓગસ્ટ, ૧૯૨૦

ગ્રંથ ૪૧
પૃ. ૨૪૧—૨૪૭

## પૂર્વમાં સામાજિક ક્રાંતિની શક્યતાઓ સંબંધી સુલતાન-ઝાદેના રિપોર્ટ વિશે વિચારો[81]

૧) મિલકતદાર શોષક વર્ગોનું વિઘટન.

૨) મોટા ભાગની વસતિ **મધ્યયુગીન શોષણમાં સબડતા કિસાનોની છે.**

૩) **છોટા** કારીગરો — ઉદ્યોગમાં.

૪) તારણ: સોવિયેત સંસ્થાઓ તેમ જ કોમ્યુનિસ્ટ પાર્ટી (તેનું સભ્યપદ, વિશેષ કર્તવ્યો) બેઉને સાંસ્થાનિક પૂર્વના **કિસાન** દેશોની કક્ષાને **અનુરૂપ બનાવવાં.**

બાબતનું હાર્દ આ છે. આને વિશે વિચાર કરવાની અને **નક્કર** જવાબો **ખોજવાની** જરૂર છે.

૧૯૨૦ના જુલાઈની
૨૪ અને ૨૯મી તારીખો
દરમિયાન લિખિત

ગ્રંથ ૪૧,
પૃ. ૪૫૭

## કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસની રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો સંબંધી સમિતિ માટે નોંધો

**મધ્યયુગીન પૃથગાત્મકતાનો** ઉપયોગ? અતિ જોખમી; માર્ક્સવાદી નહિ.

**આધુનિક** રાષ્ટ્રીય આંદોલનોને મધ્યયુગીન સ્વરૂપનાં "આંદોલનો"થી (કહેવાતાં **આંદોલનોથી**) અલગ તારવવાં જોઈએ.

ફ્રેંચ ભાષામાંથી અનૂદિત

ગ્રંથ ૪૧,
પૃ. ૪૬૧

## પૂર્વની પ્રજાઓના વસવાટના વિસ્તારોમાં રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)નાં કર્તવ્યો વિશે રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બો)ની કેંદ્રીય સમિતિના પોલિટબ્યુરોના નિર્ણયનો કાચો ખરડો

પૂર્વની પ્રજાઓની બાકુ કોંગ્રેસના ૨૭ પ્રતિનિધિઓ જોડે કેંદ્રીય સમિતિના પોલિટબ્યુરોની મિટિંગમાં રજૂ કરવામાં આવેલા અહેવાલો અને માહિતી વિશે ૧૩.૧૦. ૧૯૨૦ના દિવસે ચર્ચા કરીને કેંદ્રીય સમિતિના પોલિટબ્યુરોએ નિર્ણય લીધો છે:

૧. પ્રજાઓના લોક-કમિસારિયાત હેઠળ પ્રજાઓની સમિતિના કાર્યને વિસ્તારવું; આ કાર્ય સંબંધી અહેવાલ લોક-કમિસાર મંડળની આગામી મિટિંગમાં રજૂ કરવો.

૨. સ્થાનિક રશિયન વસતિએ પૂર્વની પ્રજાઓ (ખાસ કરીને કાલમિકો, બુર્યાત-મોંગોલો, વગેરે) પ્રત્યે કરેલાં કનડગત અને જુલમનાં કૃત્યોની એકદમ કડક તપાસ હાથમાં લેવી અને ગુનેગારોને સજા કરવી.

૩. સર્વોચ્ચ સોવિયેતની અખત્યારીના નામે એક જાહેરનામું પ્રસિદ્ધ કરીને રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની રાષ્ટ્રો સંબંધી નીતિના સિદ્ધાંતોને પુષ્ટિ આપવી અને પૂર્ણ અમલ સંબંધી વધારે અસરકારક નિયંત્રણ કાયમ કરવું.

૪. પૂર્વની જે પ્રજાઓ સ્વાયત્ત સંસ્થાઓ નથી ધરાવતી તેમને માટે, સૌપ્રથમ કાલમિકો અને બુર્યાત-મોંગોલો માટે, નક્કર સંજોગોને ઉપયુક્ત રૂપોમાં સ્વાયત્તતાને અમલી બનાવવાનું આવશ્યક ગણવું. આ કર્તવ્યની જવાબદારી પ્રજાઓના કમિસારિયાતને સોંપવી.

૫. જમીનના સવાલના સંબંધમાં, ઉત્તર કોકેસસના પહાડી લોકોની જે જમીન રશિયનોએ છીનવી લીધી હોય તે તેમને કઝ્ઝાક વસતિનાં કુલક (ધનવાન ખેડૂત) તત્ત્વોના ભોગે પાછી આપવાનું આવશ્યક ગણવું, અને એ સંબંધમાં ઉપયુક્ત ડિક્રીઓ ઘડવાનો આદેશ લોક-કમિસાર મંડળને આપવો.

૬. પૂર્વની પ્રજાઓના વસવાટના પ્રદેશોમાં મોસ્કોથી મોકલવામાં આવેલા કેંદ્રીય સમિતિના તેમ જ કેંદ્રીય સોવિયેત સત્તાના સઘળા પ્રતિનિધિઓ માટે સૂચનાઓ ઘડી કાઢવી. કેવળ સ્થાનિક કામગાર વસતિના પ્રતિનિધિઓની બનેલી સ્થાનિક સંસ્થાઓ મારફત જ કામગીરી કરવાની, અને સ્થાનિક વસતિની અંદરનાં મૂડીવાદી તથા નકલી-સામ્યવાદી જૂથો સામે લડવાને તેમ જ તેની સાથે સાથે ખરેખરાં સામ્યવાદી જૂથો તથા તત્ત્વોને ટેકો આપવાને પોતાનું મુખ્ય કર્તવ્ય ગણવાની, પ્રતિનિધિઓની ફરજને સ્પષ્ટ કરવા ઉપર આ સૂચનાઓમાં ભાર મૂકવો.

૧૯૨૦ના ઑક્ટોબરની
૧૩ અથવા ૧૪મી તારીખે લિખિત
૧૯૫૮માં 'સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ
પાર્ટીના ઈતિહાસના સવાલો' નામે
સામયિકના બીજા અંકમાં
પ્રથમ વાર પ્રકાશિત

ગ્રંથ ૪૧,
પૃ. ૩૪૨—૩૪૩

## રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ના મોસ્કો સંઘટનના કાર્યકરોની મિટિંગમાં કરેલું પ્રવચન

૬ ડિસેંબર, ૧૯૨૦

(અવતરણ)

આજે આપણે બધા દેશોના સર્વહારાઓના પ્રતિનિધિઓ તરીકે જ માત્ર નહિ પરંતુ ઉત્પીડિત રાષ્ટ્રોના પ્રતિનિધિઓ તરીકે પણ બોલીએ છીએ. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલે તાજેતરમાં જ 'પૂર્વની પ્રજાઓ' નામે એક સામયિક બહાર પાડયું છે જેમાં તેણે પૂર્વની પ્રજાઓ માટે આવું સૂત્ર પેશ કર્યું છે: "દુનિયાના કામદારો અને ઉત્પીડિત રાષ્ટ્રો, એક થાઓ!" એક કોમરેડે સવાલ કર્યો: "સૂત્રો બદલવાનું કાર્યવાહી સમિતિએ ક્યારે નક્કી કર્યું?" ખરેખર, એવો કોઈ નિર્ણય મને યાદ નથી. અને 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ની દૃષ્ટિએ બેશક એ ગલત છે, પરંતુ 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' તો તદ્દન ભિન્ન પરિસ્થિતિમાં લખાયું હતું. વર્તમાન સમયના રાજકારણની દૃષ્ટિએ આ સૂત્ર તદ્દન ખરું છે. સંબંધો વધારે તંગ બન્યા છે. આખું જર્મની જુવાળની હાલતમાં છે, અને એશિયાની પણ એવી જ હાલત છે. હિંદુસ્તાનમાં ક્રાંતિકારી આંદોલન કેવો આકાર ધારણ કરી રહ્યું છે તેનો રિપોર્ટ તમે વાંચી જુઓ. ચીનમાં જાપાનીઓ પ્રત્યે અને અમેરિકનો પ્રત્યે ઝનૂની ધિક્કાર પ્રવર્તે છે. જર્મનીમાં સમહિત જૂથ પ્રત્યે હડહડતા ધિક્કારની લાગણી ફેલાયેલી છે. તેને જર્મન કામદારોના પોતાના મૂડીદારો પ્રત્યેના ધિક્કાર સાથેની સરખામણીમાં જ સમજી શકાય એમ છે. પરિણામ એ આવ્યું છે કે રશિયા દુનિયાના બધા ઉત્પીડિતોના સીધા પ્રવક્તાના સ્થાને મુકાઈ ગયું છે. બનતી જતી ઘટનાઓ પ્રજાઓને શીખવી રહી છે કે તેઓ રશિયાને આકર્ષણનું કેંદ્ર ગણે. તાજેતરમાં જ્યોર્જિયામાં એક મેન્શેવિક અખબારે લખ્યું છે: "દુનિયામાં બે તાકાતો છે—સમહિત જૂથ અને સોવિયેત રશિયા." મેન્શેવિકો કોણ છે? એ લોકો એવા માણસો છે જે પવન કઈ દિશામાં ફૂંકાઈ રહ્યો છે તેનું કાળજીપૂર્વક નિરીક્ષણ કરે છે. આપણે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કમજોર હતા ત્યારે તેમણે આવો ચિત્કાર કરેલો: "બોલ્શેવિકો મુર્દાબાદ!" આપણે

તાકાતવાન બનવા લાગ્યા ત્યારે તેમણે ચીસ પાડી: "અમે તટસ્થ છીએ." અને આપણે જ્યારે આપણા દુશ્મનોને મારી હઠાવ્યા ત્યારે તેમણે કહ્યું: "હા, દુનિયામાં બે તાકાતો છે ખરી."

'ક્રાસ્નાયા ગાઝેતા'ના
૨૭૫મા અંકમાં અખબારી
અહેવાલ પ્રકાશિત,
૭ ડિસેંબર, ૧૯૨૦

ગ્રંથ ૪૨
પૃ. ૭૧—૭૨

પૂર્ણ વાચના પહેલી વાર
૧૯૨૩માં 'એન. લેનિન
(વી.ઉલ્યાનોવ)ની કૃતિઓ'ના
૧૭મા ગ્રંથમાં પ્રકાશિત

# સોવિયેતોની આઠમી અખિલ રશિયન કોંગ્રેસમાં રજૂ કરવામાં આવેલો, અખિલ રશિયન કેંદ્રીય કારોબારી સમિતિ અને લોક-કમિસાર મંડળનો, વિદેશ અને ગૃહ નીતિ સંબંધી અહેવાલ

૨૨ ડિસેંબર, ૧૯૨૦

(અવતરણ)

મારે એ વાતનો ઉલ્લેખ કરવો જ જોઈએ, સાથીઓ, કે પૂર્વમાં આપણી નીતિના સંબંધમાં આ વીતેલા વરસ દરમિયાન આપણે મહત સફળતાઓ હાંસલ કરી છે. જેણે પોતાની પૂર્ણ સ્વતંત્રતાને પુનઃસ્થાપિત કરી છે એટલું જ નહિ પણ જયાં સરકારી સત્તા કામદારો અને કિસાનોના હાથમાં છે એવાં બુખારા, આઝરબૈજાન, અને આર્મેનિયાનાં સોવિયેત પ્રજાસત્તાકોની સ્થાપના અને દૃઢીકરણનું આપણે સ્વાગત કરવું જોઈએ. એ પ્રજાસત્તાકો એ વાતની સાબિતી અને પુષ્ટિ છે કે સોવિયેત સરકારના વિચારો અને સિદ્ધાંતો કેવળ સર્વહારા વર્ગીય સામાજિક આધાર ધરાવતા ઔદ્યોગિક દૃષ્ટિએ વિકસિત દેશોને જ નહિ પરંતુ કિસાન સામાજિક આધાર ધરાવતા દેશોને પણ સુગમ્ય અને તત્કાળ સાધ્ય છે. કિસાનોની સોવિયેતોનો ખયાલ વિજયી થયો છે. કિસાનોની સત્તા સુદૃઢ થઈ ગઈ છે, જમીન અને ઉત્પાદનનાં સાધનો તેમના હાથમાં છે. કિસાન સોવિયેત પ્રજાસત્તાકો અને રશિયન સમાજવાદી પ્રજાસત્તાક વચ્ચેના મૈત્રીભર્યા સંબંધોને આપણી નીતિનાં અમલી પરિણામોએ મક્કમ બનાવી દીધા છે.

આગામી દિવસોમાં ઈરાન જોડે થનારી સંધિનું પણ આપણે સ્વાગત કરીએ. તેની સાથેના મૈત્રીભર્યા સંબંધોને સામ્રાજયવાદી ઉત્પીડનના ભોગ બનેલાં બધાં રાષ્ટ્રોનાં મૂળભૂત હિતોની એકરૂપતા સુનિશ્ચિત બનાવે છે.

આપણે એ વાતની નોંધ પણ લેવી જ જોઈએ કે અફઘાનિસ્તાન જોડે, અને એથીયે વધારે પ્રમાણમાં તુર્કી જોડે, મૈત્રીભર્યા સંબંધો એકધારી રીતે સ્થાપવામાં અને મક્કમ બનાવવામાં આવી રહ્યા છે. તુર્કીના સંબંધમાં તુર્કી અને પશ્ચિમ યુરોપ વચ્ચે ધોરણસરના સંબંધોને મળતું આવે એવું કંઈ પણ અશક્ય બનાવી દેવા માટે સમહિત જૂથે પોતાનાથી શક્ય એટલું બધું જ કર્યું છે.

અને એ હકીકત સોવિયેત સરકારના દૃઢીકરણની સાથે મળીને એકધારી રીતે એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી રહી છે જેમાં મૂડીવાદી વર્ગના પ્રતીકાર અને કાવતરાં છતાં તથા રશિયા હજુ પણ મૂડીવાદી દેશોથી ઘેરાયેલું છે એ હકીકત છતાં, ઉત્પીડિત પૂર્વીય પ્રજાઓ સાથે રશિયાની એકસંપી અને મૈત્રીભર્યા સંબંધો વધારે મજબૂત થતા જાય છે કેમ કે વિજેતાઓમાં સામેલ હોવાનું સદ્‌ભાગ્ય ન મેળવી શકેલાં રાષ્ટ્રોની વિરુદ્ધ સામ્રાજ્યવાદી જોરજુલમ આજની સૌથી મોટી રાજકીય હકીકત છે. સામ્રાજ્યવાદની એ વિશ્વનીતિ બધાં ઉત્પીડિત રાષ્ટ્રો વચ્ચે મનમેળ, એકસંપી, અને દોસ્તીમાં પરિણમી રહી છે. અને પશ્ચિમમાં આપણા કરતાં વધારે યુરોપીકૃત દેશોના સંબંધમાં પણ આપણી સફળતા એમ પ્રદર્શિત કરે છે કે આપણી વિદેશનીતિના વર્તમાન સિદ્ધાંતો ખરા છે અને આપણી આંતરરાષ્ટ્રીય સ્થિતિમાં સુધારો નક્કર પાયા ઉપર આધારિત છે. અમને એ વાતની ખાતરી લાગે છે કે આ શાંતિની નીતિને ચાલુ રાખવાના અને છૂટછાટો આપવાના (અને યુદ્ધથી બચવા માટે છૂટછાટો તો આપણે આપવી જ પડે એમ છે) પરિણામે, આપણી અને એક યા બીજા દેશની વચ્ચે ઝઘડો ઉશ્કેરવાના સંબંધમાં જેમની તત્પરતા વિશે હંમેશાં ખાતરી રાખી શકાય એ સામ્રાજ્યવાદીઓનાં બધાં કાવતરાં અને તેમની બધી ચાલબાજીઓ છતાં—એ બધું છતાં—આપણી નીતિનું પાયાનું વલણ અને સામ્રાજ્યવાદી નીતિના ખુદ સ્વરૂપમાંથી અનુસરતાં મૂળભૂત હિતો પોતાનાં પરિપક્વ સ્વરૂપો ધારણ કરી રહેલ છે અને રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાક તથા વધતી જતી સંખ્યામાં તેના પાડોશીઓ વચ્ચેના વધારે ઘનિષ્ઠ વહેવારની દિશામાં વધારે ને વધારે પ્રમાણમાં કાર્ય કરી રહેલ છે. અને આ હકીકતમાં આપણે એવી ગેરંટી ધરાવીએ છીએ કે આપણે મૂળભૂત તથા પૂર્ણ રૂપે આર્થિક વિકાસના કાર્યમાં લાગી જઈ શકીશું અને આગામી દીર્ઘ કાળ સુધી શાંત ચિત્તે, દૃઢતાથી, તથા વિશ્વાસપૂર્વક કાર્ય કરતા રહીશું.

'સોવિયેતોની આઠમી અખિલ રશિયન કોંગ્રેસ' નામે પુસ્તકમાં ૧૯૨૧માં પ્રકાશિત શબ્દશ: અહેવાલ

ગ્રંથ ૪૨
પૃ. ૧૩૨—૧૩૩

## કામદારો અને કિસાનોની મોસ્કો સોવિયેતની પૂર્ણ મિટિંગમાં પ્રવચન

૨૮ ફેબ્રુઆરી, ૧૯૨૧
(અવતરણો)

**(તાળીઓનો દીર્ઘ ગડગડાટ.)** દેશની આંતરિક પરિસ્થિતિ (એવો વિષય કે જે સ્વાભાવિક રીતે જ ખૂબ રસ અને ચિંતા જગાવે છે) વિશે ચર્ચા કરતાં પહેલાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની મુખ્ય નવી ઘટનાઓની સંક્ષિપ્ત છણાવટ કરવાની મારી ઇચ્છા છે. ટૂંકમાં પતાવવાના ઉદ્દેશે હું કેવળ ત્રણ ઘટનાની છણાવટ કરીશ. પ્રથમ—અહીં મોસ્કોમાં આપણે તુર્કીના પ્રતિનિધિઓ જોડે શરૂ કરેલી ચર્ચાઓ. એ હકીકત વિશેષ રૂપે આવકારપાત્ર છે કારણ કે તુર્કીની સરકારના પ્રતિનિધિમંડળની જોડે સીધી વાટાઘાટોના માર્ગમાં અનેક અંતરાયો હતા, અને હવે અમને ખાતરી લાગે છે કે અહીં મોસ્કોમાં પરસ્પર સમજૂતી હાંસલ કરવાની તક સાંપડી છે એટલે વધારે ઘનિષ્ઠ સંબંધોના તથા ખૂબ દીર્ઘજીવી મૈત્રીના પાયા નખાશે. બેશક, એ કાર્ય રાજનીતિની ચાલાકી (જેમાં આપણા દુશ્મનો ઘણા વધારે કાબેલ છે એ વાત કબૂલ કરતાં અમે ગભરાતા નથી) વડે નહિ પરંતુ એ હકીકતને કારણે સિદ્ધ થશે કે છેલ્લાં થોડાં વરસો દરમિયાન બન્ને રાષ્ટ્રોએ સામ્રાજ્યવાદીઓને હાથે માન્યામાં ન આવે એટલું બધું સહન કર્યું છે. અગાઉના વક્તાએ અહીં સામ્રાજ્યવાદી દેશોથી અળગા રહેવામાં સમાયેલી હાનિનો ઉલ્લેખ કર્યો છે. પણ જ્યારે કોઈ વરુ એક ઘેટાની ઉપર તૂટી પડે ત્યારે ઘેટાને વરુથી નોખા ન પડી જવાની સલાહનો ભાગ્યે જ કશો અર્થ છે. **(હસાહસ અને તાળીઓ.)** પૂર્વીય રાષ્ટ્રો અત્યાર સુધી સામ્રાજ્યવાદી વરુના સકંજામાં આવી પડેલાં ઘેટાં રહ્યાં છે, જ્યારે પહેલી જ વાર સોવિયેત રશિયાએ બતાવી આપ્યું છે કે લશ્કરી દૃષ્ટિએ તેની અકલ્પનીય કમજોરી છતાં વરુ માટે પોતાના નહોર અને દાંત તેના શરીરમાં ભોંકી દેવાનું એટલું સહેલું નથી. અને સોવિયેત રશિયાનું આ ઉદાહરણ અનેક રાષ્ટ્રો માટે પ્રભાવક સાબિત થયું છે, પછી એ રાષ્ટ્રો "બોલ્શેવિક અફવાખોરો" પ્રત્યે હમદર્દી

ધરાવતા હોય કે નહિ. આપણે આખી દુનિયામાં ચર્ચાનો માનીતો વિષય બની ગયા છીએ, અને તુર્કીના સંબંધમાં તો આપણને ઝેરીલા અફવાખોરો તરીકે પણ વર્ણવવામાં આવે છે. અને આપણે જોકે એ સંબંધમાં અત્યાર સુધી બેશક કશું જ કર્યું નથી તોપણ તુર્કીના કામદારો અને કિસાનો સમક્ષ જાહેર થઈ ગયું છે કે લૂંટફાટ સામે આધુનિક રાષ્ટ્રોના પ્રતીકારની બાબત ધ્યાનમાં લેવી જ પડે એમ છે. સામ્રાજયવાદી સરકારોએ તુર્કીને જે લૂંટફાટનો ભોગ બનાવ્યું તેનો એવો પ્રતીકાર થયો કે એ સામ્રાજયવાદી સત્તાઓમાંથી મોટામાં મોટી સત્તાને પણ પોતાના હાથ આઘા રાખવા પડયા. અને એ હકીકત આપણે માટે તુર્કીની સરકાર સાથેની વર્તમાન ચર્ચાઓને એક ખૂબ મોટી સિદ્ધિ ગણવાનું શક્ય બનાવે છે. આપણે કોઈ છાનાં લક્ષ્યો ધરાવતા નથી. આપણે જાણીએ છીએ કે આ વાટાઘાટો ખૂબ મર્યાદિત માળખામાં ચાલશે, પરંતુ આ વાટાઘાટો એ હકીકતને કારણે મહત્ત્વની છે કે બધાં રાષ્ટ્રોના કામદારો અને કિસાનો ભયંકર અંતરાયો છતાં એકધારી રીતે એકબીજાની વધારે નિકટ એકત્રિત થઈ રહ્યા છે. અને આપણી મોજૂદ મુશ્કેલીઓનો અંદાજ લગાવતી વેળા એ બાબત પ્રત્યે નજરચૂક ન કરવી જોઈએ.

* * *

ત્રીજો આંતરરાષ્ટ્રીય સવાલ કોકેસસના બનાવો અંગે છે. હમણાં હમણાં ત્યાં મોટા પાયાની ઘટનાઓ બની છે. અને જોકે વિગતો હજુ જાણવામાં આવી નથી પરંતુ એ ઘટનાઓનો સૂચિતાર્થ એ છે કે આપણે એક મોટા યુદ્ધની અણિ ઉપર પહોંચી ગયા છીએ. આર્મેનિયા અને જયોર્જિયા વચ્ચેની ઝપાઝપી આપણાં મનમાં બેચેની પેદા કર્યા વગર ન જ રહે. છેલ્લામાં છેલ્લા બનાવોએ તેને એક વિદ્રોહમાં પલટાવી નાખી છે જેમાં રશિયન સૈન્યોના એક વિભાગે હિસ્સો લીધો છે. અંતિમ પરિણામ એવું આવ્યું છે કે આર્મેનિયન મૂડીવાદી વર્ગની આપણી વિરુદ્ધની મેલી મુરાદો—ઓછામાં ઓછું અત્યાર સુધી તો—તેમની પોતાની જ વિરુદ્ધ થઈ ગઈ છે, અને તે પણ એવી રીતે કે છેલ્લામાં છેલ્લા પણ હજુ પુષ્ટિ ન પામેલા અહેવાલો અનુસાર તીફલીસમાં સોવિયેત સત્તા સ્થપાઈ ગઈ છે. **(તાળીઓ.)** આપણે જાણીએ છીએ કે વિદ્રોહની શરૂઆત તટસ્થ ઝોનમાં થઈ હતી, જયોર્જિયા અને આર્મેનિયા વચ્ચેના એ વિસ્તારમાં થઈ હતી કે જેને જયોર્જિયાએ સામ્રાજયવાદી સમહિત જૂથની અનુમતિથી કબજે કરી લીધો હતો. મેન્શેવિકો, અને ખાસ કરીને જયોર્જિયન મેન્શેવિકો, જયારે પશ્ચિમી સત્તાઓથી

અળગા પડી જવામાં રહેલી હાનિની વાતો કરતા હોય છે ત્યારે તેઓ તેનો અર્થ હંમેશાં એવો સમજતા હોય છે કે તેમણે સમહિત સામ્રાજ્યવાદીઓનો વિશ્વાસ હાંસલ કરી જ લેવો જોઈએ કારણ કે એ સામ્રાજ્યવાદીઓ બીજા કોઈ કરતાં વધારે જોરાવર છે. પરંતુ અગ્રગામી મૂડીદારો બીજા કોઈ કરતાં વધારે કપટી હોય છે—કેટલાક વ્હાઇટગાર્ડોની વૃત્તિ આ વાતને ભૂલી જવાની હોય છે. તેમની દલીલની રીત આવી હોય છે: દુનિયાની સંયુક્ત સામ્રાજ્યવાદી સત્તાઓની સરખામણીમાં આર્મેનિયા, આર્મેનિયન કિસાન, વગેરે વળી શી વિસાતમાં છે, અને પાયમાલ સોવિયેત પ્રજાસત્તાક તે વળી શા હિસાબમાં છે? અગ્રગામી મૂડીદારો આખી દુનિયાનાં સાંસ્કૃતિક બળોનું પ્રતિનિધિત્વ કરે છે અને એટલે આપણે તેમની તરફ જ વળીએ. જ્યોર્જિયન મેન્શેવિકો પોતાના તરફથી મૂડીદારોના નિર્લજ્જ બચાવને એ રીતે ઉચિત ઠરાવવાની કોશિશ કરે છે. એકમાત્ર રેલવે લાઇન ઉપર, આર્મેનિયન કિસાનપ્રજાને ખોરાક પૂરો પાડવાની ચાવી ઉપર, જ્યોર્જિયન મેન્શેવિકોનો કાબૂ હતો.

આ સવાલ અંગે આપણે જ્યોર્જિયાની સાથે જેની આપલે કરી છે એ સર્વ તારસંદેશાઓ, નિવેદનો, અને વિરોધયાદીઓને વાંચવાની ધીરજ કોઈમાં નહિ હોય. જ્યોર્જિયાની સાથે આપણે શાંતિ-સંધિથી બંધાયેલા હોત તો આપણી નીતિ શક્ય એટલો વખત વિલંબ કરવાની રહી હોત. પરંતુ તમારે એ વાત સમજવી જ જોઈએ કે આર્મેનિયન કિસાનપ્રજાએ સંધિના સવાલને એવા પ્રકાશમાં ન જોયો અને બાબતોનો આખરી અંજામ એવા ભયાનક વિદ્રોહમાં આવ્યો કે જે ફેબ્રુઆરીના આરંભમાં ફાટી નીકળ્યો અને કેવળ આર્મેનિયન વસતિને જ નહિ પરંતુ જ્યોર્જિયન વસતિનેયે સંડોવતો વિસ્મયજનક ઝડપે ફેલાઈ ગયો છે. પરિસ્થિતિ વિશે માહિતી મેળવવાનું મુશ્કેલ રહ્યું છે પરંતુ છેલ્લામાં છેલ્લા ઉપલબ્ધ અહેવાલો અમારી ધારણાઓને પુષ્ટિ આપે છે. આપણે પૂર્ણ રૂપે જાણીએ છીએ કે જ્યોર્જિયન મૂડીવાદી વર્ગ અને જ્યોર્જિયન મેન્શેવિકો ટેકા માટે કામગાર સમુદાયો ઉપર નહિ પરંતુ પોતાના દેશના મૂડીદારો ઉપર આધાર રાખે છે અને એ મૂડીદારો તો મારામારી શરૂ કરી દેવા માટે કેવળ બહાનાની જ તલાશમાં છે. એથી ઊલટું, આ પછાત અને ઉત્પીડિત દેશમાં પણ આપણે તો ત્રણ ત્રણ વરસથી આપણો દાવ કામગાર સમુદાયોની ઉપર જ લગાવી રહ્યા છીએ અને આખર સુધી તેમની ઉપર જ લગાવતા રહીશું. આપણે ભલે ગમે તેટલા સાવચેત હોઈએ તોપણ, લાલ સેનાને મજબૂત બનાવવા માટે આપણે ભલે ગમે તેટલી મહેનત કરતા હોઈએ તોપણ, આખરી પૃથક્કરણમાં

આપણે કોકેસસમાં સળગી ઊઠેલા એ ભડકાને બુઝાવી દેવા માટે આપણાથી શક્ય એટલું બધું જ કરીશું. અને આપણે જે હકીકત પશ્ચિમમાં બતાવી આપી શક્યા છીએ — કે જ્યાં સોવિયેત સરકાર અસ્તિત્વમાં હોય ત્યાં રાષ્ટ્રીય ઉત્પીડનને મુદ્દલ સ્થાન નથી જ — એ હકીકત આપણે પૂર્વમાં પણ બતાવી આપીશું. આખરી ગણતરીમાં, આપણા સંઘર્ષના પરિણામનો આધાર તેની ઉપર જ છે, અને કામદારો તથા કિસાનોની તાકાત અંતમાં તો મૂડીવાદી તાકાત કરતાં અધિક પ્રબળ અને ચડિયાતી પુરવાર થશે જ કારણ કે કામદારો અને કિસાનોની સંખ્યા મૂડીદારોની સંખ્યા કરતાં ઘણી ઘણી વધારે છે.

'પ્રાવદા', અંક ૪૬<br>
૨ માર્ચ, ૧૯૨૧

ગ્રંથ ૪૨<br>
પૃ. ૩૫૩—૩૫૪, ૩૫૬—૩૫૭

## ગ્રિ. કો. ઓર્જોનિકીદ્ઝેને પત્ર

સેરગો ઓર્જોનિકીદ્ઝે. બાકુ

૨ માર્ચ, ૧૯૨૧

સોવિયેત જ્યોર્જિયા માટેનાં મારાં સ્નેહભર્યાં અભિવાદનો જ્યોર્જિયન કોમ્યુનિસ્ટોને અને ખાસ કરીને જ્યોર્જિયન ક્રાંતિકારી સમિતિના બધા સભ્યોને આપવા કૃપા કરશો. હું તેમને વિશેષ રૂપે વિનંતિ કરું છું કે નીચેના ત્રણ સવાલો અંગે તેમની અને આપણી વચ્ચે પૂર્ણતયા સહમતી છે કે નહિ એ વિશે મને માહિતગાર કરે:

પહેલો સવાલ — કામદારોને અને ગરીબ કિસાનોને તત્કાળ હથિયાર સજાવવાં અને જોરાવર જ્યોર્જિયન લાલ સેનાની સ્થાપના કરવી.

બીજો સવાલ — જ્યોર્જિયન બુદ્ધિજીવીઓ અને નાના વેપારીઓના સંબંધમાં છૂટછાટોની ખાસ નીતિ. એ વાત સમજી લેવી જોઈએ કે નાના વેપારનું રાષ્ટ્રીયકરણ કરવામાં ડહાપણ નથી એટલું જ નહિ, તેમની સ્થિતિને સુધારવા માટે અને પોતાનો નાનો વેપાર ચાલુ રાખવાનું તેમને માટે શક્ય બનાવવાના ઉદ્દેશે આપણે અમુક ત્યાગ પણ કરવા જ જોઈએ.

ત્રીજો સવાલ — જોર્દાનિયાની સાથે અથવા તેમને મળતા આવતા જ્યોર્જિયન મેન્શેવિકો કે જે વિદ્રોહ પહેલાં પણ જ્યોર્જિયામાં અમુક શરતે સોવિયેત સત્તા સ્થાપવાના ખયાલના તદ્દન વિરોધીઓ નહોતા તેમની જોડે મળીને જૂથ રચવા માટે સ્વીકાર્ય તડજોડ ઘડી કાઢવાની બાબત અનહદ મહત્ત્વની બાબત છે.

એ વાત ધ્યાનમાં રાખજો કે જ્યોર્જિયાની આંતરિક અને આંતરરાષ્ટ્રીય બન્ને પરિસ્થિતિઓ જરૂરી બનાવે છે કે જ્યોર્જિયાના કોમ્યુનિસ્ટો રશિયન નમૂનાની યંત્રવત્ નકલ કરવાથી બચે. નિમ્ન-મૂડીવાદી તત્ત્વોને વધારે મોટી છૂટછાટો ઉપર આધારિત તેમની આગવી લચીલી કાર્યનીતિ તેમણે કુશળતાથી ઘડી કાઢવી જોઈએ.

જવાબ લખવા કૃપા કરશો,

**લેનિન,**

'પ્રાવદા ગ્રૂઝિઇ',
અંક ૫, ૬ માર્ચ, ૧૯૨૧

ગ્રંથ ૪૨
પૃ. ૩૬૭

## અગિયારમા સૈન્યની ક્રાંતિકારી લશ્કરી સમિતિને મોકલેલો તાર

નકલો — ક્રાંતિકારી લશ્કરી સમિતિ, કોકેસિયન મોરચો,
જ્યોર્જિયન ક્રાંતિકારી સમિતિ
અને કોમરેડ ઓર્જોનિકીદ્ઝે

અગિયારમા સૈન્યની ટુકડીઓ હાલ જ્યોર્જિયન પ્રદેશ ઉપર છે એ વાતને ધ્યાનમાં લેતાં, તમને સૂચના આપવામાં આવે છે કે તમે જ્યોર્જિયન ક્રાંતિકારી સમિતિ જોડે પૂરો સંપર્ક સ્થાપિત કરો અને તેમના આદેશોના કડક પાલન અનુસારનું વર્તન કરો તથા જ્યોર્જિયન ક્રાંતિકારી સમિતિની પહેલેથી સંમતિ મેળવી લીધા વગર કોઈ એવાં કદમ ન ઉઠાવો કે જે સ્થાનિક વસતિના અધિકારોનું ઉલ્લંઘન કરે. જ્યોર્જિયાની સાર્વભૌમ સરકારી સંસ્થાઓ પ્રત્યે આદર પ્રદર્શિત કરો અને જ્યોર્જિયન વસતિના સંબંધમાં વિશેષ ધ્યાન તથા સાવચેતી દાખવો. ખાસ ખાતા સહિત તમામ લશ્કરી કક્ષાઓને તત્કાળ જરૂરી આદેશો આપો. આ સૂચનાનો ભંગ કરનાર દરેક વ્યક્તિની બરાબર ખબર લેવામાં આવે. ઉલ્લંઘનના તેમ જ સ્થાનિક વસતિ જોડે ગૌણ ઘર્ષણ તથા ગેરસમજણના પણ પ્રત્યેક કિસ્સાનો રિપોર્ટ કરો.

**લેનિન**

અધ્યક્ષ
સંરક્ષણ સમિતિ

લિખિત — ૧૦ માર્ચ, ૧૯૨૧
પ્રકાશિત — 'પ્રાવદા ગ્રૂઝિઇ',
અંક ૧૩, ૧૭ માર્ચ, ૧૯૨૧

ગ્રંથ ૪૩
પૃ. ૧૨૮

## સોવિયેત પૂર્વના પ્રદેશો અને પ્રજાસત્તાકોની મહિલાઓના પ્રતિનિધિઓના સંમેલનને સંદેશો

મને એ વાતનો ઊંડો અફસોસ છે કે તાકીદનું કામ મને તમારા સંમેલનમાં હાજરી આપતાં અટકાવે છે. સંમેલનની સફળતા માટે અને ખાસ કરીને પૂર્વની મહિલાઓની આગામી પ્રથમ અખિલ રશિયન બિનપાર્ટી કૉંગ્રેસની તૈયારીઓમાં સફળતા માટે હું મારાં હાર્દિક અભિવાદનો અને શુભેચ્છાઓ પાઠવું છું. એ કૉંગ્રેસને જો સાચી રીતે તૈયાર કરીને સફળતાપૂર્વક ભરવામાં આવે તો તે પૂર્વની મહિલાઓની જાગૃતિમાં અને તેમના સંગઠનમાં નિ:શંક પ્રચંડ ભૂમિકા ભજવશે.

**લેનિન**

'પ્રાવદા', અંક ૭૭,
૧૦ એપ્રિલ, ૧૯૨૧

ગ્રંથ ૪૩
પૃ. ૧૬૨

## આઝરબૈજાન, જ્યોર્જિયા, આર્મેનિયા, દાઘેસ્તાન, અને પહાડી પ્રજાસત્તાકના કોમ્યુનિસ્ટોને

કોકેસસનાં સોવિયેત પ્રજાસત્તાકોનું હાર્દિક અભિવાદન કરતાં હું એવી આશા વ્યક્ત કરવાની રજા લઉં છું કે તેમની ગાઢ એકસંપી એક એવી રાષ્ટ્રીય શાંતિના આદર્શનું કામ કરશે જે મૂડીવાદી વર્ગ હેઠળ કદી અસ્તિત્વમાં નહોતી અને મૂડીવાદી પદ્ધતિમાં અશક્ય છે.

કોકેશિયન પ્રજાઓના કામદારો અને કિસાનોની વચ્ચે રાષ્ટ્રીય શાંતિ તો મહત્ત્વ ધરાવે જ છે, સમાજવાદ તરફના સંક્રમણ રૂપે સોવિયેત સત્તાની જાળવણી અને તેનો વિકાસ અમાપ રૂપે અધિક મહત્ત્વ ધરાવે છે. એ કર્તવ્ય મુશ્કેલ પરંતુ પૂર્ણ રૂપે સાધ્ય છે. તેની સફળ પૂર્ણાહુતિ માટે સૌથી વધારે મહત્ત્વની વાત એ છે કે ટ્રાન્સકોકેશિયન કોમ્યુનિસ્ટો રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની સ્થિતિ અને સંજોગોથી ભિન્ન એવી પોતાનાં પ્રજાસત્તાકોની સ્થિતિ વિશે, પોતાની સ્થિતિની **વિલક્ષણતા** વિશે, પૂર્ણ રૂપે સજાગ રહે; આપણી કાર્યનીતિની નકલ ન કરવાની આવશ્યકતાને તેઓ સમજે, અને જુદા તરી આવતા નક્કર સંજોગોને સાનુકૂળ બનાવવા માટે પોતાની કાર્યનીતિમાં વિચારપૂર્વક ભિન્નતા આણે.

રશિયાના સોવિયેત પ્રજાસત્તાકને કોઈ પણ ઠેકાણેથી મુદ્દલ રાજકીય કે લશ્કરી સહાયતા મળી નથી. એથી ઊલટું, કેટલાંય વરસો સુધી તેને સમહિત જૂથની લશ્કરી ચડાઈઓ તથા નાકાબંધીની વિરુદ્ધ લડવું પડયું છે.

કોકેસસનાં સોવિયેત પ્રજાસત્તાકોને રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાક પાસેથી રાજકીય અને થોડે અંશે લશ્કરી સહાયતા મળી છે. એ હકીકતને કારણે જબરો ફેર પડયો છે.

બીજું એ કે સમહિત જૂથની ચડાઈનો કે જ્યોર્જિયન, આઝરબૈજાની, આર્મેનિયન, દાઘેસ્તાની, અને પહાડી વ્હાઇટગાર્ડોને તેના તરફથી લશ્કરી

સહાયતા મળવાનો ભય રાખવાનું હવે કોઈ કારણ નથી. રશિયાની બાબતમાં સમહિત જૂથે "પોતાની આંગળીઓ દઝાડી નાખી છે" અને એ હકીકત ઘણું કરીને તેને થોડા વખત માટે વધારે સાવચેત રહેવાની ફરજ પાડશે.

ત્રીજું એ કે કોકેશિયન પ્રજાસત્તાકો રશિયા કરતાં પણ વધારે પ્રમાણમાં કિસાન દેશો છે.

ચોથું એ કે આર્થિક દૃષ્ટિએ રશિયા ઉન્નત મૂડીવાદી દેશોથી અળગું રહ્યું છે અને હજુ પણ સારા પ્રમાણમાં અળગું છે; મૂડીવાદી પશ્ચિમની જોડે કોકેસસ વધારે ઝડપ અને સહેલાઈથી "સહઅસ્તિત્વ" અને વાણિજ્ય વહેવાર સ્થાપી શકે એમ છે.

કેવળ આ તફાવતો જ સઘળા તફાવતો નથી, પરંતુ જુદી જાતની કાર્યનીતિની આવશ્યકતાને પ્રદર્શિત કરવા માટે આ તફાવતો પૂરતા છે.

અધિક નરમાશ, સાવચેતી, અને નિમ્ન-મૂડીવાદી વર્ગ, બુદ્ધિજીવીઓ, તથા ખાસ રૂપે કિસાનપ્રજાને છૂટછાટો આપવાની તત્પરતા. છૂટછાટો અને વાણિજ્ય વહેવારની નીતિ મારફત મૂડીવાદી પશ્ચિમનો વધારેમાં વધારે, તીવ્ર, અને ઝડપી આર્થિક ઉપયોગ કરો. તેલ, મૅંગેનીઝ, કોલસા (ત્કવારચેલી ખાણો), ત્રાંબું — તમારી વિશાળ ખનીજ સંપત્તિની આ યાદી પૂર્ણતાથી ઘણી દૂર છે. બહારના દેશો જોડે છૂટછાટો અને વાણિજ્ય વહેવારની વિસ્તૃત નીતિને વિકસાવવાની પ્રત્યેક શક્યતા મોજૂદ છે.

એ કામ બહોળા પાયા ઉપર, દૃઢતાથી, ડહાપણપૂર્વક અને દૂરંદેશીથી કરવું જોઈએ અને કામદારો તથા કિસાનોની હાલત સુધારવા માટે તથા બુદ્ધિજીવીઓને આર્થિક નિર્માણના કામમાં લગાવવા માટે તેનો વધારેમાં વધારે ઉપયોગ કરવો જોઈએ. ઈટાલી, અમેરિકા, અને બીજા દેશો જોડેના વાણિજ્ય વહેવારનો ઉપયોગ કરીને તમારા સમૃદ્ધ પ્રદેશનાં ઉત્પાદક બળોને, "સફેદ કોલસા" (જળવિદ્યુત) અને સિંચાઈને, વિકસાવવાની પૂરી કોશિશ કરો. અને પશુપાલનમાં ઉન્નતિ કરવાના સાધન તરીકે સિંચાઈ અત્યંત મહત્ત્વ ખેતીવાડી ધરાવે છે.

કોકેસસનાં પ્રજાસત્તાકો માટે સમાજવાદ તરફનું રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકથી ભિન્ન એવું વધારે ધીરી ગતિનું, અધિક સાવચેત, અને વધુ પદ્ધતિસરનું સંક્રમણ શક્ય છે અને જરૂરી છે. આ વાત સમજી લેવી જ જોઈએ અને તેને અમારી કાર્યનીતિથી ભિન્ન રૂપે અમલમાં મૂકવાની શક્તિ તમારે દાખવવી જ જોઈએ.

22*

વિશ્વ મૂડીવાદમાં પહેલું ગાબડું પાડવા માટે અમે જંગ લડયા. ગાબડું પાડી દેવામાં આવ્યું છે. સમહિત જૂથનો, તેની નાકાબંધીનો, અને તેની લશ્કરી મદદનો ટેકો ધરાવતા વ્હાઇટો તેમ જ સામાજિક-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની વિરુદ્ધ દારુણ, અતિમાનુષી, આકરા, મુશ્કેલ, અને પીડાયુક્ત રૂપે ઉગ્ર યુદ્ધમાં અમે અમારી સ્થિતિઓ જાળવી રાખી છે.

સાથીઓ, કોકેસસના કોમ્યુનિસ્ટો, તમારે હવે ગાબડું પાડવાની જરૂર નથી. તમારે તો ૧૯૨૧માં તમારે માટે અસ્તિત્વ ધરાવતી સાનુકૂળ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો લાભ ઉઠાવવો જોઈએ અને નૂતનનું નિર્માણ વધારે સાવચેતીથી તથા વધારે વ્યવસ્થિત રીતે કરવાનું શીખી લેવું જોઈએ. યુરોપ કે દુનિયા ૧૯૧૭ અને ૧૯૧૮માં જેવાં હતાં તેવાં ૧૯૨૧માં નથી.

અમારી કાર્યનીતિની નકલ ન કરો પરંતુ તેનાં વિશિષ્ટ લક્ષણોનાં કારણોનું પૃથક્કરણ કરો, એ કાર્યનીતિને જન્મ દેનારા સંજોગોનું અને એ કાર્યનીતિનાં પરિણામોનું પૃથક્કરણ કરો; ૧૯૧૭-૨૧ના અનુભવના શબ્દને નહિ પણ તેના સત્ત્વને, તેના તાત્પર્યને, તેના બોધપાઠોને લાગુ કરો. આર્થિક દૃષ્ટિએ, મૂડીવાદી દેશો જોડેના વાણિજ્ય વહેવારને તત્કાળ તમારો આધાર બનાવો; કિંમતનો કચવાટ ન રાખો — કરોડોની કિંમતનો મૂલ્યવાન ખનીજ માલ પરદેશોને મોકલવો પડે તોપણ.

કિસાનોની હાલત સુધારવાના તત્કાળ પ્રયાસો કરો અને વિસ્તૃત વિદ્યુતકરણ તથા સિંચાઈ શરૂ કરી દો. સિંચાઈ સૌથી વધારે જરૂરી છે અને પ્રદેશનો પુનરુદ્ધાર કરવાની, તેને નવજીવન પ્રદાન કરવાની, ભૂતકાળને દફનાવી દેવાની, તેમ જ સમાજવાદ તરફના સંક્રમણને વધારે નિશ્ચિત બનાવવાની દિશામાં તે બીજા કશા કરતાં વધારે કારગત નીવડશે.

આ પત્રના લેખનની બેઢંગી શૈલી માટે ક્ષમા કરશો; કોમરેડ મ્યાસ્નીકોવની સાથે મોકલવા માટે મારે તેને ઉતાવળમાં લખવો પડયો છે. કોકેસસનાં સોવિયેત પ્રજાસત્તાકોના કામદારો તથા કિસાનોને હું ફરી વાર મારાં હાર્દિક અભિવાદનો અને શુભ કામનાઓ પાઠવું છું.

મોસ્કો, ૧૪ એપ્રિલ, ૧૯૨૧ — **ન. લેનિન**

‘પ્રાવદા ગ્રૂઝિઇ’, અંક ૫૫,
૮ મે, ૧૯૨૧

ગ્રંથ ૪૩
પૃ. ૧૯૮—૨૦૦

## કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની ત્રીજી કોંગ્રેસમાં રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીની કાર્યનીતિ વિશે રજ કરવાના અહેવાલ માટેની પ્રથમ થિસિસો

(અવતરણો)

### ૧. રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની આંતરરાષ્ટ્રીય સ્થિતિ

વર્તમાન સમયે રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની આંતરરાષ્ટ્રીય સ્થિતિ અમુક એવા સમતોલનનું લક્ષણ ધરાવે છે કે જેણે અત્યંત અસ્થિર હોવા છતાં પણ વિશ્વ રાજકારણમાં એક વિશિષ્ટ ભાત પેદા કરી છે.

પરિસ્થિતિની વિશિષ્ટતા નીચેની બાબતમાં રહેલી છે: સોવિયેત રશિયા પ્રત્યે ઝનૂની ધિક્કાર અને દુશ્મનાવટથી ધૂંધવાતો આંતરરાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ કોઈ પણ ઘડીએ તેની ઉપર હુમલો કરીને તેનું ગળું દબાવી દેવા તત્પર છે. બીજી તરફ, એ મૂડીવાદી વર્ગે સેંકડો મિલિયન ફ્રાંકના ભોગે કરેલા લશ્કરી દખલબાજીના બધા પ્રયાસો એ હકીકત છતાં તદ્દન નિષ્ફળતામાં પરિણમ્યા છે કે સોવિયેત પદ્ધતિ હાલ કરતાં એ વખતે વધારે કમજોર હતી અને રશિયન જમીનદારો તથા મૂડીદારોનાં મોટાં લશ્કરો રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની ધરતી ઉપર મોજૂદ હતાં. સોવિયેત રશિયા સામેના યુદ્ધનો વિરોધ બધા મૂડીવાદી દેશોમાં પ્રચંડ વૃદ્ધિ પામ્યો છે અને તે સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલનને ઉત્તેજી રહ્યો છે તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદના ખૂબ બહોળા સમુદાયોને સંડોવી રહ્યો છે. જુદા જુદા સામ્રાજ્યવાદી દેશો વચ્ચે હિતોનું ઘર્ષણ વધારે તીવ્ર બન્યું છે અને પ્રતિદિન વધારે ને વધારે તીવ્ર બનતું જાય છે. પૂર્વની કરોડોની ઉત્પીડિત પ્રજાઓમાં ક્રાંતિકારી આંદોલન અસાધારણ જુસ્સાથી આગળ ધપી રહ્યું છે. આ બધાં કારણોના પરિણામે, આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ સોવિયેત રશિયા કરતાં ઘણો વધારે જોરાવર હોવા છતાં સમજે છે કે પોતે સોવિયેત રશિયાનું ગળું દબાવી દઈ શકે એવી હાલતમાં નથી, અને તેને થોડા વખત માટે તો સોવિયેત રશિયાને માન્યતા અથવા

અર્ધમાન્યતા આપવી પડી છે તથા સોવિયેત રશિયા જોડે વેપારી કરારો કરવા પડયા છે.

આપણી સમક્ષ અત્યંત બિનસલામત અને અત્યંત અસ્થાયી પરંતુ એવું સમતોલન છે કે જે સમાજવાદી પ્રજાસત્તાક માટે મૂડીવાદી ઘેરાની હાલતમાં પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાનું શક્ય બનાવે છે, જોકે લાંબા વખત માટે તો બેશક નહિ જ.

## ૨. વર્ગ બળોની આંતરરાષ્ટ્રીય કતારબંધી

એવી પરિસ્થિતિમાંથી પરિણમતી વર્ગ બળોની નીચે મુજબની આંતરરાષ્ટ્રીય કતારબંધી આપણી સમક્ષ ઉપસ્થિત છે.

સોવિયેત રશિયાની વિરુદ્ધ ખુલ્લો જંગ પોકારવાને અશક્ત આંતરરાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ વખતની વાટ જોઈ રહ્યો છે, પરિસ્થિતિ તેને માટે સોવિયેત રશિયાની વિરુદ્ધ ફરીને જંગ ચાલુ કરવાનું શક્ય બનાવે એવી સાનુકૂળ ઘડીની વાટ જોઈ રહ્યો છે.

ઉન્નત મૂડીવાદી દેશોના સર્વહારા વર્ગે દરેક ઠેકાણે પોતાની આગલી હરોળની, કોમ્યુનિસ્ટ પાર્ટીઓની, સ્થાપના કરી દીધી છે જે એકધારી વૃદ્ધિ પામી રહી છે અને સામ્રાજ્યવાદે બક્ષેલા વિશેષ લાભોથી ભ્રષ્ટ થઈ ગયેલ અમેરિકા તથા યુરોપના પુરાણા ટ્રેડ-યુનિયન નોકરશાહો તેમ જ કામદાર અમીરોના પ્રભાવને ખતમ કરી નાખીને પ્રત્યેક દેશમાં કામદારોની બહુમતીને પોતાને પક્ષે જીતી લેવાની દિશામાં આગેકૂચ કરી રહી છે.

મૂડીવાદી દેશોમાં જે નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી આંદોલનના અગ્રગામી વિભાગનું બીજી અને અઢીમી[82] ઇન્ટરનેશનલ પ્રતિનિધિત્વ કરે છે તે અત્યારે મૂડીવાદની મુખ્ય આધારશિલા છે, કેમ કે ઉદ્યોગ તથા વાણિજ્યના કામદારો તથા ઑફિસ-કર્મચારીઓની બહુસંખ્યા અથવા સારા એવા હિસ્સા ઉપર તેની અસર વિસ્તરેલી છે, અને એ લોકોને બીક છે કે સામ્રાજ્યવાદીઓએ બક્ષેલા વિશેષ લાભોએ પેદા કરેલા તેમના પ્રમાણમાં વૈભવ ખરા પણ કૂપમંડૂકિયા વૈભવને ક્રાંતિ છીનવી લેશે. પરંતુ વધતી જતી આર્થિક કટોકટી દરેક ઠેકાણે લોકસમુદાયોની હાલતને બદતર બનાવી રહી છે, અને મૂડીવાદનું અસ્તિત્વ ચાલુ રહે તો નવાં સામ્રાજ્યવાદી યુદ્ધોની વધારે ને વધારે સ્પષ્ટ થતી જતી અનિવાર્યતા સાથે મળીને એ હકીકત મૂડીવાદની એ આધારશિલાને વધારે ને વધારે બિનસલામત બનાવી રહી છે.

દુનિયાની વસતિની વ્યાપક બહુસંખ્યા બની રહેતા સાંસ્થાનિક અને અર્ધસાંસ્થાનિક દેશોના મહેનતકશ લોકસમુદાયો આ સદીના આરંભથી, ખાસ કરીને રશિયા, તુર્કી, ઈરાન, અને ચીનની ક્રાંતિના પરિણામે, રાજકીય જીવનની જાગૃતિ મેળવવા લાગ્યા છે. ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી યુદ્ધના પરિણામે અને રશિયામાં સોવિયેત સત્તાની સ્થાપનાના પરિણામે એ લોકસમુદાયો વિશ્વ રાજકારણનાં તથા સામ્રાજ્યવાદના ક્રાંતિકારી ખાતમાનાં સક્રિય પરિબળોમાં પલટાઈ રહ્યા છે, જોકે બીજી અને અઢીમી ઈન્ટરનેશનલના આગેવાનો સહિત યુરોપ અને અમેરિકાના સુશિક્ષિત કૂપમંડૂકો એ હકીકતની હજુ પણ હઠીલાઈથી અવગણના કરી રહ્યા છે. એ દેશોને મોખરે બ્રિટિશ હિંદુસ્તાન ખડું છે અને એક તરફ તો ઔદ્યોગિક તથા રેલવે કામદારોની સંખ્યામાં થઈ રહેલી વૃદ્ધિ અને બીજી તરફ વધારે ને વધારે વાર જથ્થાબંધ કત્લેઆમ (અમૃતસર), જાહેર ચાબખાબાજી, વગેરેને અજમાવતા બ્રિટિશ શાસકોની વધતી જતી પાશવતા હિંદુસ્તાનમાં ક્રાંતિના વિકાસને વેગ આપી રહી છે.

૧૯૨૧માં મોસ્કો ખાતે
કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલના
અખબારી વિભાગ તરફથી
અલગ પુસ્તિકાના રૂપમાં
પ્રકાશિત

ગ્રંથ ૪૪
પૃ. ૩—૫

## કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની ત્રીજી કોંગ્રેસમાં રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીની કાર્યનીતિ વિશે રજૂ કરેલો અહેવાલ

૫ જુલાઈ, ૧૯૨૧

(અવતરણો)

મૂડીવાદી દેશોમાં તેમ જ અત્યાર પર્યંત જે દેશો ઈતિહાસના હિસ્સેદારો નહિ પણ કેવળ ઈતિહાસના ઉદ્દેશો ગણાતા હતા એવા દેશોમાં, અર્થાત્ સંસ્થાનો અને અર્ધસંસ્થાનોમાં, ઘણી જ્વાલાગ્રાહી સામગ્રી એકઠી થઈ છે. એટલે, તદ્દન શક્ય છે કે ક્રાંતિકારી વિદ્રોહો, મહત્ત્વની લડાઈઓ અને ક્રાંતિઓ, એ દેશોમાં વહેલીમોડી અને સાવ એકાએક ફાટી નીકળે.

અહીં હું **સંસ્થાનોના આંદોલનના** મહત્ત્વ ઉપર પણ ભાર મૂકવા માગું છું. એ સંબંધમાં આપણને બધી પુરાણી પાર્ટીઓમાં, બીજી અને અઢીમી ઈન્ટરનેશનલની બધી મૂડીવાદી અને નિમ્ન-મૂડીવાદી કામદાર પાર્ટીઓમાં, પુરાણી લાગણીપ્રધાન વિભાવનાઓના અવશેષો જોવા મળે છે—સંસ્થાનો અને અર્ધસંસ્થાનોની ઉત્પીડિત પ્રજાઓ પ્રત્યે પુષ્કળ હમદર્દી અસ્તિત્વમાં છે. સંસ્થાનોમાં ચાલતી ચળવળને હજુ પણ નજીવી રાષ્ટ્રીય અને તદ્દન શાંતિમય ચળવળ ગણવામાં આવે છે. પરંતુ હકીકત એમ નથી કેમ કે એ સંબંધમાં વીસમી સદીના આરંભ પછી મહાન પરિવર્તનો થયાં છે, અર્થાત્ લાખો અને કરોડો લોકો—વસ્તુત: દુનિયાની વસતિની વ્યાપક બહુસંખ્યા—હવે એક સ્વતંત્ર અને સક્રિય ક્રાંતિકારી બળ રૂપે આગળ આવી રહ્યા છે. અને એ વાત પૂર્ણ રૂપે સ્પષ્ટ હોવી જોઈએ કે મૂળ રાષ્ટ્રીય મુક્તિનું લક્ષ્ય ધરાવતું દુનિયાની વસતિની બહુસંખ્યાનું એ આંદોલન વિશ્વ ક્રાંતિની આગામી નિર્ણાયક લડાઈઓમાં મૂડીવાદ અને સામ્રાજ્યવાદની વિરુદ્ધ આપણી અપેક્ષા કરતાં કદાચ ઘણી વધારે ક્રાંતિકારી ભૂમિકા ભજવશે. આપણી ઈન્ટરનેશનલમાં આપણે પહેલી જ વાર એ સંઘર્ષની તૈયારીઓ વિશે ચર્ચા કરી રહ્યા છીએ એ વાત ઉપર ભાર મૂકવાની બાબત મહત્ત્વની છે. આ વિશાળ ક્ષેત્રમાં મુશ્કેલીઓ તો બેશક ઘણી વધારે મોટી છે જ, પરંતુ ગમે તેમ તોયે આંદોલન આગળ ધપી રહ્યું છે

અને મહેનતકશ જનતાના આમ સમુદાયો, સાંસ્થાનિક દેશોના કિસાનો, હજુ પણ પછાત છે એ હકીકત છતાં, વિશ્વ ક્રાંતિના આગામી તબક્કાઓમાં તેઓ ઘણી મોટી ક્રાંતિકારી ભૂમિકા ભજવશે. (**ચેતનમય બહાલી.**)

અખબારી અહેવાલ
૧૯૨૧ના જુલાઈની ૯મી
તારીખે 'પ્રાવદા'ના ૧૪૪મા
અંકમાં પ્રકાશિત
પૂર્ણ વાચના ૧૯૨૧ના
જુલાઈની ૧૪મી તારીખે
કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની
ત્રીજી કોંગ્રેસના બુલેટિનમાં
પ્રકાશિત

ગ્રંથ ૪૪
પૃ. ૩૫, ૩૮

## જી. આઈ. સાફારોવને પત્ર

૭ ઑગસ્ટ

કોમરેડ સાફારોવ,

તમારી પુસ્તિકા[83] અને બીજી સામગ્રી બદલ ખૂબ આભાર.

તમારા અને તોમ્સ્કીના ધોરણનો સુમેળ સાધવાનો પ્રયાસ કરવા માટે અમે ઇઓફેને મોકલી રહ્યા છીએ.

એ કરવું જ **જોઈએ.**

મોસ્કો માટે રોટી અને માંસ **તદ્દન અને તાકીદે** આવશ્યક છે.

તેને માટે "નવી આર્થિક નીતિ"ને અને વેપારીઓના લાભમાં **શ્રેણીબંધ** છૂટછાટો તથા બોનસોને અમલમાં મૂકો.

સાથે સાથે જ ગરીબ મુસ્લિમ લોકો અંગે, તેમના સંગઠન અંગે, અને તેમની કેળવણી અંગે, પદ્ધતિસરની અને અધિકતમ કાળજી દર્શાવો.

આ નીતિને વિગતવાર ઘડી કાઢવાનું તથા **મક્કમ બનાવવાનું** શક્ય છે અને એમ કરવું જોઈએ (**ચોક્કસ રૂપમાં નિરૂપિત** શ્રેણીબંધ આદેશોમાં).

**સમગ્ર** પૂર્વ માટે તે આદર્શ બની રહેવી જોઈએ.

હાર્દિક અભિવાદનો,

તમારો,

**લેનિન**

**તા. ક.** ધોરણ ઘડી કાઢવામાં આવે પછી તમારી રજા પણ ઘણું કરીને મંજૂર કરવામાં આવશે.

૧૯૨૧ના ઑગસ્ટની ૭મી તારીખે લિખિત<br>અને તાશકંદ પ્રેષિત<br>સંગૃહીત કૃતિઓની ચોથી (રશિયન) આવૃત્તિના<br>૩૫મા ગ્રંથમાં પ્રથમ વાર પ્રકાશિત (સંક્ષિપ્ત રૂપમાં)

ગ્રંથ ૫૩<br>પૃ. ૧૦૫—૧૦૬

## ભૂપેન્દ્ર નાથ દત્તાને પત્ર

પ્રિય કોમરેડ દત્ત,

મેં તમારી થિસિસ વાંચી લીધી છે. આપણે સામાજિક વર્ગો વિશે ચર્ચા ન કરવી જોઈએ. મને લાગે છે કે આપણે સાંસ્થાનિક સવાલ સંબંધી મારી થિસિસને[84] માન્ય રાખવી જોઈએ. હિંદુસ્તાનમાં કિસાન સંગઠનો હોય તો તેને વિશે આંકડા-સામગ્રી એકઠી કરો.

તમારો,
**વ્લા. ઉલ્યાનોવ (લેનિન)**

૧૯૨૧ના ઓગસ્ટની ૨૬મી તારીખે
અંગ્રેજીમાં લિખિત
પ્રથમ વાર નીચેના પુસ્તકમાં પ્રકાશિત:
ભૂપેન્દ્ર નાથ દત્ત,
«*Dialectics of Land Economics of India*» કલકતા, પૃ. III

ગ્રંથ ૫૩
પૃ. ૧૪૨

## મોંગોલી લોકપ્રજાસત્તાકના પ્રતિનિધિમંડળ જોડે વાતચીત

૫ નવેંબર, ૧૯૨૧

મોંગોલી પ્રતિનિધિમંડળનો પ્રથમ પ્રશ્ન: "કોમરેડ લેનિન, અમારા દેશમાં લોક ક્રાંતિકારી પાર્ટીની સ્થાપના વિશે તમારા શા ખયાલો છે અને અમારે માટે સૌથી મહત્ત્વની બાબત કઈ છે?"

કોમરેડ લેનિને અમારા પ્રતિનિધિમંડળ સમક્ષ આપણા દેશની આંતરરાષ્ટ્રીય સ્થિતિની રૂપરેખા દોરી અને નિર્દેશ કર્યો કે મોંગોલિયન લોક પ્રજાસત્તાકની ભૌગોલિક સ્થિતિને કારણે, યુદ્ધના પ્રસંગમાં સામ્રાજ્યવાદી સત્તાઓ આપણા દેશ ઉપર કબજો કરી લેવાની, અને બીજા દેશ વિરુદ્ધ લશ્કરી કામગીરીના મથક તરીકે તેનો ઉપયોગ કરવાની કોશિશ કરશે. કોમરેડ લેનિને કહ્યું કે એ કારણસર તમારા દેશના પ્રત્યેક કામગાર ઇન્સાન માટે એકમાત્ર ખરો માર્ગ, સોવિયેત રશિયાના કામદારો અને કિસાનો જોડે એકસંપીમાં, રાજ્યની તેમ જ આર્થિક સ્વાધીનતા માટે લડવાનો છે. આ લડત એકાકી રીતે ન જ ચલાવી શકાય, એટલે મોંગોલી કિસાનોની પાર્ટીની સ્થાપના તેમના સંઘર્ષમાં સફળતાની બાંયધરી છે.

મોંગોલી પ્રતિનિધિમંડળનો બીજો પ્રશ્ન: "રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષ વિજયી બનશે ખરો?"

કોમરેડ લેનિનનો ઉત્તર:

"હું પોતે ક્રાંતિકારી આંદોલનમાં ત્રીસ વરસથી ભાગ લઈ રહ્યો છું અને અનુભવના આધારે જાણું છું કે કોઈ પણ પ્રજા માટે પોતાને ગુલામીમાં જકડી રાખનારા બાહ્ય કે આંતરિક માલિકોથી મુક્તિ મેળવવાનું કામ કેટલું મુશ્કેલ હોય છે. મોંગોલિયા પશુપાલનનો દેશ છે અને તેની મોટા ભાગની વસતિ ભમતા રબારીઓની છે તોપણ તેણે પોતાની ક્રાંતિમાં ભારે પ્રગતિ સાધી છે, અને સૌથી

મહત્ત્વની બાબત એ છે કે તેણે આ સફળતાઓ પોતાની લોક ક્રાંતિકારી પાર્ટીનું સર્જન કરીને સાધી છે, જેનું લક્ષ્ય પરાયાં તત્ત્વોની દખલ વિનાની લોકવ્યાપી પાર્ટી બની જવાનું છે.

મોંગોલી પ્રતિનિધિમંડળનો ત્રીજો પ્રશ્ન: "લોક ક્રાંતિકારી પાર્ટીને કોમ્યુનિસ્ટ પાર્ટીમાં રૂપાંતરિત ન કરવી જોઈએ?"

કોમરેડ લેનિનનો ઉત્તર:

"હું એવી સલાહ નહિ આપું, કેમ કે એક પાર્ટીને બીજી પાર્ટીમાં 'રૂપાંતરિત' ન કરી શકાય." કોમરેડ લેનિને કોમ્યુનિસ્ટ પાર્ટીનું સર્વહારા વર્ગની પાર્ટી તરીકેનું સારતત્ત્વ સમજાવ્યું, અને કહ્યું: "રાજ્યની, આર્થિક તથા સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને વિકસાવવાની દિશામાં ક્રાંતિકારીઓ સારી પેઠે કામ કરે ત્યાર પછી જ રબારી તત્ત્વો સર્વહારા સમુદાય બને, જે અંતમાં લોક ક્રાંતિકારી પાર્ટીને કોમ્યુનિસ્ટ પાર્ટીમાં 'રૂપાંતરિત કરવામાં' કદાચ સહાયભૂત થાય. માત્ર પાટિયું બદલાવવું એ હાનિકારક અને જોખમી છે."

કોમરેડ લેનિને એ ખયાલ વિગતવાર સમજાવ્યો કે મોંગોલી લોક પ્રજાસત્તાક માટે વિકાસનો બિન-મૂડીવાદી માર્ગ અપનાવવાનું શક્ય અને જરૂરી છે. તેની મુખ્ય શરત લોક ક્રાંતિકારી પાર્ટી અને સરકાર તરફથી સખત જહેમતોની છે જેથી એ જહેમતો અને પાર્ટી તેમ જ સરકારના વધતા જતા પ્રભાવના પરિણામે સહકારી સંઘટનોની સંખ્યામાં વધારો થશે, આર્થિક પ્રવૃત્તિ તથા રાષ્ટ્રીય સંસ્કૃતિનાં નવાં રૂપો અમલમાં આણી શકાશે, અને દેશના આર્થિક તથા સાંસ્કૃતિક વિકાસનાં હિતોમાં કિસાનોને પાર્ટી તેમ જ સરકારના ઝંડા હેઠળ એકત્રિત કરી શકાશે. પાર્ટી અને સરકારના પ્રયાસોએ સર્જેલા જીવનની નવી આર્થિક રીતના એવા નાનકડા ટાપુઓમાંથી જ કિસાન મોંગોલિયાની નવી બિન-મૂડીવાદી આર્થિક પદ્ધતિ ઘાટ ધારણ કરશે.

પ્રથમ વાર ૧૯૩૪માં નીચેના પુસ્તકમાં પ્રકાશિત
'મોંગોલી લોક ક્રાંતિકારી પાર્ટીની નવમી કોંગ્રેસ
(૨૮ સપ્ટેંબર—૫ ઓક્ટોબર, ૧૯૩૪)',
ઉલાન બતોર, આધુનિક મોંગોલિયા પ્રકાશન ગૃહ

ગ્રંથ ૪૪
પૃ. ૨૩૨—૨૩૩

## પૂર્વની પ્રજાઓની પ્રચાર અને પ્રવૃત્તિ સમિતિને પત્ર[85]

પ્યારા સાથીઓ,

તમારા પ્રકાશન અંગે મારી ખૂબ હાર્દિક શુભેચ્છાઓ. મારી નાદુરસ્ત તબિયતને કારણે હું તમને લેખ મોકલી શકતો નથી તેનો મને ભારે અફસોસ છે. મને આશા છે કે તમારા અખબારના કારણે પૂર્વના મહેનતકશોના સૌથી મોખરાના પ્રતિનિધિઓ વધારે ઝડપથી અને વધારે વ્યાપક પાયા ઉપર રાજકીય પ્રવૃત્તિમાં ખેંચાશે. સમગ્ર પશ્ચિમી સભ્યતાનું ભવિષ્ય અનહદ અંશે એ બાબત ઉપર આધાર રાખે છે કે પૂર્વના કામગાર સમુદાયો રાજકીય જિંદગીમાં ખેંચાય.

હાર્દિક શુભેચ્છાઓ અને અભિવાદનો સાથે,

**લેનિન**

અધ્યક્ષ

રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકનું લોક-કમિસાર મંડળ

ટેલિફોન પર લખાવેલો પત્ર, ૧૭મી ડિસેંબર, ૧૯૨૧ પહેલાં નહિ

પહેલી વાર 'પ્રાવદા'ના ૧૧૨મા અંકમાં પ્રકાશિત, ૨૨મી એપ્રિલ, ૧૯૫૭

ગ્રંથ ૪૪ પૃ. ૨૮૨

# જોશીલા ભૌતિકવાદના મહત્ત્વ વિશે

(અવતરણ)

કોમ્યુનિસ્ટ પાર્ટી જોડે સંબંધિત ન હોય એવા સુસંગત ભૌતિકવાદીઓ સાથે જોડાણ સાધવા ઉપરાંત, જોશીલા ભૌતિકવાદે કરવાનું એથી જરા પણ ઓછું નહિ પરંતુ કદાચ એથી વધારે મહત્ત્વ ધરાવતું કામ છે એ પ્રાકૃતિક વૈજ્ઞાનિકો સાથે જોડાણ સાધવાનું જે કહેવાતા "સુશિક્ષિત સમાજ"માં પ્રવર્તિત આદર્શવાદ તથા સંશયવાદનાં ક્ષેત્રોમાં ફેશનેબલ તત્ત્વજ્ઞાનીય ભ્રમણોની તુલનામાં, ભૌતિકવાદની દિશામાં ઝૂકે છે અને ભૌતિકવાદનો બચાવ અને પ્રચાર કરતાં ડરતા નથી.

'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝ્મા'ના અંક ૧—૨માં પ્રકાશિત અ. તિમિર્યાઝેવનો આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદના સિદ્ધાંત વિશેનો લેખ અમારામાં એવી આશા ઊભી કરે છે કે એ સામયિક આ બીજું જોડાણ સાધવામાં પણ સફળ થશે. એ બાબત પ્રત્યે અધિકતર ધ્યાન અપાવું જોઈએ. એ વાત યાદ રાખવી જોઈએ કે આધુનિક પ્રાકૃતિક વિજ્ઞાન જે તીવ્ર ઊથલપાથલમાંથી પસાર થઈ રહ્યું છે એ જ ઘણી વાર પ્રત્યાઘાતી તત્ત્વજ્ઞાનીય શૈલીઓ તથા લઘુ-શૈલીઓને, વહેણો તથા લઘુ-વહેણોને, ઉત્પન્ન કરે છે. એટલે, પ્રાકૃતિક વિજ્ઞાનની તાજેતરની ક્રાંતિએ ઊભી કરેલી સમસ્યાઓનો અભ્યાસ ન કરવામાં આવે ત્યાં સુધી, અને તત્ત્વજ્ઞાનીય સામયિકના એ કાર્યમાં પ્રાકૃતિક વૈજ્ઞાનિકોનો સહયોગ હાંસલ ન કરવામાં આવે ત્યાં સુધી, જોશીલો ભૌતિકવાદ ન તો જોશીલો બની શકે કે ન એ ભૌતિકવાદ રહી શકે. સામયિકના પહેલા અંકમાં તિમિર્યાઝેવને જો એવું નિરીક્ષણ કરવાની ફરજ પડી કે બધા દેશોના મૂડીવાદી બુદ્ધિજીવીઓના વ્યાપક સંખ્યાબંધ પ્રતિનિધિઓ, તિમિર્યાઝેવના કથનાનુસાર જેણે ભૌતિકવાદના પાયાઓ ઉપર સ્વયં કોઈ જાતનો સક્રિય પ્રહાર નથી કર્યો એવા આઇન્સ્ટાઇનના સિદ્ધાંતની ઉપર તૂટી પડયા છે, તો એ વાતની નોંધ

લેવી ઘટે કે એ માત્ર આઈન્સ્ટાઈનની ઉપર જ લાગુ નથી થતું, પરંતુ ઓગણીસમી સદી પછીના પ્રાકૃતિક વિજ્ઞાનના મહાન સુધારકોની બહુમતીની ઉપર નહિ તો તેમની મોટી સંખ્યા ઉપર પણ લાગુ થાય છે.

અને એવી ઘટના પ્રત્યેનું આપણું વલણ અજ્ઞાનતાભર્યું ન રહે એટલા માટે એ સમજી લેવું જરૂરી છે કે નક્કર તત્ત્વજ્ઞાનીય આધાર ઉપર ખડું ન રહે તો કોઈ પણ પ્રાકૃતિક વિજ્ઞાન કે કોઈ પણ ભૌતિકવાદ મૂડીવાદી ખયાલોના આક્રમક ધસારાની વિરુદ્ધના તેમ જ મૂડીવાદી વિશ્વ-દૃષ્ટિકોણની પુનઃસ્થાપનાની વિરુદ્ધના સંઘર્ષમાં પોતાનું સ્થાન ન જ ટકાવી રાખી શકે. એ સંઘર્ષમાં પોતાનું સ્થાન ટકાવી રાખવા માટે અને તેને વિજયી અંત સુધી લઈ જવા માટે પ્રાકૃતિક વૈજ્ઞાનિકે આધુનિક ભૌતિકવાદી બનવું જ પડે, માર્ક્સ દ્વારા પ્રતિનિધિત્વ પામતા ભૌતિકવાદના જાગ્રત અનુયાયી બનવું જ પડે, અર્થાત્, તેને દ્વંદ્વાત્મક ભૌતિકવાદી બનવું જ પડે. એ લક્ષ્યને સિદ્ધ કરવા માટે 'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝ્મા'ના સંપાદકોએ ભૌતિકવાદી દૃષ્ટિકોણથી હેગેલના દ્વંદ્વવાદના પદ્ધતિસરના અભ્યાસની વ્યવસ્થા કરવી જ જોઈએ, એટલે કે, એ દ્વંદ્વવાદના અભ્યાસની વ્યવસ્થા કરવી જ જોઈએ જેને માર્ક્સે પોતાની કૃતિ 'મૂડી'માં તેમ જ પોતાની બીજી ઐતિહાસિક તથા રાજકારણીય કૃતિઓમાં વ્યાવહારિક રીતે લાગુ કર્યો છે, અને એટલી સફળતાથી લાગુ કર્યો છે કે હવે પૂર્વમાં (જાપાન, હિંદુસ્તાન, ચીન) નવા વર્ગોની જીવન તથા સંઘર્ષ પ્રત્યેની જાગ્રતિનો પ્રત્યેક દિવસ માર્ક્સવાદના નવા પુષ્ટિકરણનું કામ કરે છે, અર્થાત્ જે કરોડો ઇન્સાનો દુનિયાની વસતિનો મહત્તર ભાગ બની રહે છે અને જેની ઐતિહાસિક નિષ્ક્રિયતા તેમ જ ઐતિહાસિક મૂર્છાવસ્થાએ અનેક અગ્રગામી યુરોપિયન દેશોની ગતિહીનતા તથા પતનની કક્ષાને આજ પર્યંત નિર્ધારિત કરી છે તેમની જીવન પ્રત્યેની જાગ્રતિનો પ્રત્યેક દિવસ, નવી પ્રજાઓ તથા નવા વર્ગોની જીવન પ્રત્યેની જાગ્રતિનો પ્રત્યેક દિવસ, માર્ક્સવાદના નવા પુષ્ટિકરણનું કામ કરે છે.

૧૨ માર્ચ, ૧૯૨૨

'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝ્મા',
અંક ૩, માર્ચ, ૧૯૨૨
હસ્તાક્ષર: એન. લેનિન

ગ્રંથ ૪૫
પૃ. ૨૯—૩૦

## ‘પ્રાવદા’ની દસમી જયંતીના પ્રસંગે

કાયદેસર—**ઝારશાહી** કાનૂન હેઠળ કાયદેસર—બોલ્શેવિક દૈનિક અખબાર ‘પ્રાવદા’ની સ્થાપના થઈ તેને દસ વર્ષ થયાં છે. એ દાયકા પૂર્વે આશરે એક દાયકાનો બીજો ગાળો વીત્યો હતો: બોલ્શેવિઝમના ઉદ્‌ગમ પછી નવ વર્ષ (૧૯૦૩—૧૯૧૨) અથવા “બોલ્શેવિક” વલણધારી જૂના ‘ઈસ્ક્રા’[86]ની ૧૯૦૦માં સ્થાપના થઈ ત્યારથી ગણીએ તો તેર વર્ષ (૧૯૦૦—૧૯૧૨).

દૈનિક બોલ્શેવિક અખબારના રશિયામાં પ્રકાશનનાં દસ વર્ષ... ફક્ત દસ વર્ષ! પરંતુ તેને આપણા સંઘર્ષ તથા આંદોલનની દૃષ્ટિએ માપવામાં આવે તો એ દસ વર્ષ એકસો વર્ષ જેટલાં છે. યુરોપિયન કૂપમંડૂકોની બીજી અને અઢીમી ઈન્ટરનેશનલોના બહાદુરોની પુરાણી ફૂટપટ્ટીથી માપીએ તો છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન વિકાસની ગતિ તમ્મર ખવડાવે એવી રહી છે. હિંદુસ્તાનીઓ તથા ચીનાઓ સાથે જે જાતનું વર્તન કરવામાં આવે છે તેને સંસ્થાનોમાં અને અર્ધપરાધીન તથા હૃદયભેદક ગરીબી ધરાવતા દેશોમાં વસતા કરોડો લોકો (ચોકસાઈ રાખીએ તો એક અબજથી વધારે) સાંખી લે એવી પરિસ્થિતિને “સ્વાભાવિક” ગણવાને એ સભ્ય કૂપમંડૂકો ટેવાયેલા છે. તેઓ માન્યામાં ન આવે એવા શોષણને, અને છડેચોક લૂંટફાટને, અને ભૂખમરાને, અને હિંસાને, અને અપમાનને સાંખી લે છે; અને એ બધું એટલા માટે કે લૂંટના માલના ભાગલા શાંતિમય રીતે પાડવા યા એ સામ્રાજ્યવાદી લૂંટના ભાગલા ગઈકાલે જર્મની અને બ્રિટન વચ્ચે અને આવતી કાલે જાપાન અને અમેરિકા વચ્ચે (ફ્રાંસ અને બ્રિટન તેમાં એક યા બીજા રૂપે ભાગ લે એ રીતે) પાડવા માટે કરોડ સવા કરોડ માણસોને મોતના ખપ્પરમાં હોમી દેવા, એ વાતનો નિર્ણય “સભ્ય” માણસો “મુક્ત રીતે”, “લોકશાહી રીતે”, “સંસદીય કાર્યપદ્ધતિ” અનુસાર કરી શકે.

વિશ્વ વિકાસમાં આવેલી આ અતિ ભારે ઝડપી ગતિનું પાયાનું કારણ એ છે કે કરોડો નવા લોકો તેમાં ખેંચાયા છે. પોતાને સૃષ્ટિનું કેંદ્ર ગણવાને ટેવાયેલું પુરાણું મૂડીવાદી અને સામ્રાજ્યવાદી યુરોપ સડી ગયું અને પ્રથમ સામ્રાજ્યવાદી સંહારજ્વાળામાં પાકેલા ગૂમડાની જેમ ફાટી ગયું. શ્પેંગ્લેરો અને શ્પેંગ્લેરની પ્રશંસા કરવાની (કે તેનો અભ્યાસ કરવાની પણ) હામ ધરાવતા બધા જ સુજાણ કૂપમંડૂકો એ વાતનો ગમે તેટલો વિલાપ કરે તોપણ પુરાણા યુરોપની પડતી દશા તો દુનિયાની વસતિના મોટા ભાગની સામ્રાજ્યવાદી લૂંટફાટ અને તેના શોષણથી અતિતૃપ્ત થઈ ગયેલા મૂડીદાર વર્ગના પતનના ઈતિહાસનો ફક્ત એક કિસ્સો જ છે.

એ મોટો ભાગ હવે જાગૃત થઈ ગયો છે અને તેણે એવું આંદોલન શરૂ કર્યું છે કે જેને "પ્રચંડમાં પ્રચંડ" રાજ્યો પણ અવરોધી શકે એમ નથી. તેમની કામયાબીની મુદ્દલ શક્યતા નથી. પ્રથમ સામ્રાજ્યવાદી ખૂનરેજીના "વિજેતાઓ"માં હાલ પૂરતી તો નાનકડા— હું એમ પણ કહું કે ટચૂકડા—આયર્લૅંડની ઉપર વિજય મેળવવા જેટલીયે શક્તિ નથી, અને તેમની પોતાની જ વચ્ચે પ્રવર્તતા નાણાકીય અંધેરમાંથી તેઓ વિજયી રીતે બહાર આવી શકે એમ પણ નથી. દરમિયાનમાં હિંદુસ્તાન અને ચીનમાં જ્વાળ ઉપર જ્વાળ આવી રહ્યા છે. એ દેશો ૭૦ કરોડ લોકોનું, અને બધી રીતે તેમના જેવા જ પાડોશી એશિયાઈ દેશો સાથે મળીને દુનિયાની અરધા કરતાં વધારે વસતિનું, પ્રતિનિધિત્વ કરે છે. અચળ નિશ્ચયાત્મકતાથી અને વધતા જતા આવેગથી તેઓ પોતાના ૧૯૦૫ તરફ આગળ ધપી રહ્યા છે. તાત્ત્વિક અને મહત્ત્વનો ફેર ફક્ત એટલો જ છે કે ૧૯૦૫માં રશિયન ક્રાંતિ એકલતાની હાલતમાં (કંઈ નહિ તો શરૂઆતમાં તો ખરી જ), અર્થાત્ બીજા દેશો તેમાં તરત જ ખેંચાયા વગર, આગળ ધપી શકી. પરંતુ હિંદુસ્તાન તથા ચીનમાં જે ક્રાંતિઓ પરિપક્વ થઈ રહી છે એ ક્રાંતિઓ તો ક્રાંતિકારી સંઘર્ષના, ક્રાંતિકારી આંદોલનના, વિશ્વ ક્રાંતિના, વહેણમાં ખેંચાઈ રહી છે, ક્યારની ખેંચાઈ ગઈ છે.

'પ્રાવદા'ની, કાનૂની બોલ્શેવિક દૈનિકની, દસમી જયંતી મહાનતમ વિશ્વ ક્રાંતિની આ તીવ્રતર ગતિના એક અંગનું તાદૃશ્ય ઉદાહરણ છે. ૧૯૦૬—૧૯૦૭માં એમ લાગતું હતું કે ઝારશાહી સરકારે ક્રાંતિને તદ્દન કચડી નાખી છે. થોડાંક વર્ષો બાદ બોલ્શેવિક પાર્ટી—**જુદા રૂપમાં અને જુદી રીતે**—છેક દુશ્મનના કિલ્લાની ભીતર ઘૂસી જવાને અને ઝારની તથા જમીનમાલિકોની શાપિત આપખુદશાહીના પાયાને અંદરથી જ ખોદી કાઢવાના કામને નિત્ય અને

"કાયદેસર રીતે" ચાલુ રાખવાને શક્તિમાન થઈ ગઈ. થોડાંક વધારે વર્ષો વીત્યાં, અને બોલ્શેવિઝમ દ્વારા આયોજિત સર્વહારા ક્રાંતિ વિજયી બની ગઈ.

૧૯૦૦માં જૂના 'ઈસ્ક્રા'ની સ્થાપનામાં ફક્ત અરધી કોડી ક્રાંતિકારીઓએ ભાગ લીધો હતો, અને ૧૯૦૩માં બ્રસેલ્સ તથા લંડનમાં ભરવામાં આવેલી ગેરકાયદેસર કોંગ્રેસોમાં બોલ્શેવિઝમનો જન્મ થયો ત્યારે ફક્ત બે કોડી જેટલા ક્રાંતિકારીઓ હાજર હતા.

૧૯૧૨—૧૯૧૩માં જ્યારે કાયદેસર બોલ્શેવિક 'પ્રાવદા' અસ્તિત્વમાં આવ્યું ત્યારે તેને એવા લાખો કામદારોનો ટેકો હતો કે જેઓ સાધારણ રકમો ફાળામાં[87] આપતા અને જેઓ ઝારશાહીના જુલમનો તેમ જ મેન્શેવિકોની, સમાજવાદના એ નિમ્ન-મૂડીવાદી દ્રોહીઓની, હરીફાઈનો સફળ સામનો કરી શક્યા.

૧૯૧૭ના નવેંબર માસમાં બંધારણ સભાની ચૂંટણીઓમાં કુલ ત્રણ કરોડ સાઠ લાખ મતદારોમાંથી નેવું લાખ મતદારોએ બોલ્શેવિકોને મત આપ્યા. પરંતુ કેવળ ચૂંટણીઓને જ નહિ બલકે વાસ્તવિક સંઘર્ષને લઈએ તો ૧૯૧૭ના ઑક્ટોબર માસના અંત સુધીમાં અને નવેંબર માસમાં બોલ્શેવિકોને સોવિયેતોની બીજી અખિલ રશિયન કોંગ્રેસના મોટા ભાગના ડેલિગેટો દ્વારા પ્રતિનિધિત્વ પામતા સર્વહારા વર્ગ તથા વર્ગજાગ્રત કિસાનોની **બહુમતીનો** ટેકો પ્રાપ્ત હતો તેમ જ જનતાના અધિકતમ સક્રિય તથા રાજકીય રીતે જાગ્રત વિભાગનું, અર્થાત્ એક કરોડ અને વીશ લાખની સંખ્યા ધરાવતા સૈન્યનું, સમર્થન પ્રાપ્ત હતું.

ગત વીશ વર્ષો દરમિયાન વિશ્વ ક્રાંતિકારી આંદોલનમાં આવેલા "પ્રવેગ"ને ચિત્રિત કરતા આ થોડાક આંકડા લઘુ અને ખૂબ અપૂર્ણ ચિત્ર પ્રસ્તુત કરે છે. એ આંકડા તો ૧૫ કરોડથી વધારે નહિ એટલા લોકોના ઈતિહાસનો ખૂબ આછો ખયાલ જ ફક્ત આપે છે, જ્યારે આ વીશ વર્ષો દરમિયાન ક્રાંતિ તો એક અબજથી અધિક કુલ વસતિ ધરાવતા દેશોમાં શરૂ થઈ ગઈ છે અને એક અજેય શક્તિમાં વિકસિત થઈ છે (આખો એશિયા, અને વળી એ દક્ષિણ આફ્રિકાને ન ભૂલીએ કે જેણે પોતાના ગુલામીના નહિ પરંતુ **માનવતાભર્યા** અસ્તિત્વના દાવાની યાદ દુનિયાને તાજેતરમાં જ દેવડાવી છે, અને તે પણ એવી રીતો દ્વારા કે જે સાવ "સંસદીય" રીતો નહોતી જ).[88]

શ્પેંગ્લેરના કેટલાક ચેલા—શબ્દપ્રયોગ માટે ક્ષમા માગી લઉં છું—એવો નિષ્કર્ષ તારવશે ખરા (બીજી અને અઢીમી ઈન્ટરનેશનલોના "ચતુર" નેતાઓ

પાસેથી તો પ્રત્યેક પ્રકારના બકવાદની ધારણા રાખી શકાય) કે ક્રાંતિકારી બળોનો આ અંદાજ યુરોપિયન અને અમેરિકી સર્વહારા વર્ગને ગણતરીમાં નથી લેતો. એ "ચતુર" નેતાઓ હંમેશાં એવી રીતે દલીલો કરે છે કે શિશુજન્મ ગર્ભાધાન પછી નવ મહિને થાય છે એ હકીકતનો જરૂરી રીતે જ જાણે કેમ એવો અર્થ થતો હોય કે શિશુના જન્મના સમયના ચોક્કસ કલાક તથા મિનિટને તેમ જ પ્રસવ દરમિયાન બાળકની સ્થિતિને, માતાની હાલતને, અને શિશુ તેમ જ માતા બેઉને ચોક્કસ કેટલી હદ સુધી દર્દ અને જોખમ સહન કરવાં પડશે તેને, અગાઉથી જ નિર્ધારિત કરવાનું શક્ય છે. ખૂબ "ચતુર"! ગમે તેમ કરે તોપણ તેઓ એ વાત નથી સમજી શકતા કે આંતરરાષ્ટ્રીય ક્રાંતિના વિકાસના દૃષ્ટિબિંદુથી જોતાં, ચાર્ટિઝમથી હેન્ડરસનની ગુલામ મનોદશા સુધીના સંક્રમણને કે વાર્લિનથી રેનાઉદેલ સુધીના અને વિલ્હેલ્મ લીબ્કનેખ્ત તથા બેબેલથી સુદેકુમ, શાઈદેમાન તથા નોસ્કે સુધીના સંક્રમણને, સેંકડો માઈલો સુધી પથરાયેલા સરળ રાજમાર્ગ **ઉપરથી** દોડી જતી મોટરગાડીના રસ્તામાં વચ્ચે થોડાક વાર લાંબું ગંધાતું ખાબોચિયું આવે તેની **સાથે જ** સરખાવી શકાય.

ઈતિહાસનું સર્જન કરનારા માનવીઓ જ છે. પરંતુ ચાર્ટિસ્ટોએ, વાર્લિનોએ, અને લીબ્કનેખ્તોએ પોતાનાં મન અને હૈયાં ઈતિહાસના સર્જનના કાર્ય ઉપર લગાવી દીધાં. બીજી અને અઢીમી ઈન્ટરનેશનલોના નેતાઓ શરીરરચનાના એક બીજા ભાગનો ઉપયોગ કરે છે. નવા ચાર્ટિસ્ટો, નવા વાર્લિનો અને નવા લીબ્કનેખ્તોના ઉદય માટે તેઓ ધરતીમાં ખાતર નાખે છે.

આ **અત્યંત મુશ્કેલ** ઘડીએ આત્મવંચનામાં પડવું એ ક્રાંતિકારીઓ માટે વધારેમાં વધારે હાનિકારક સાબિત થશે. બોલ્શેવિઝમ આંતરરાષ્ટ્રીય તાકાત **બની ગયો છે** ખરો, **બધા જ** સભ્ય તથા અગ્રગામી દેશોમાં નવા ચાર્ટિસ્ટો, નવા વાર્લિનો, નવા લીબ્કનેખ્તો મોખરે આવ્યા છે અને કાયદેસર (દસ વર્ષ પહેલાં ઝારશાહી હેઠળ 'પ્રાવદા' જેટલું કાયદેસર હતું એટલી જ કાયદેસર) કોમ્યુનિસ્ટ પાર્ટીઓના રૂપમાં વૃદ્ધિ પામી રહ્યા છે ખરા, પરંતુ તે છતાં હાલ પૂરતો તો આંતરરાષ્ટ્રીય મૂડીદાર વર્ગ પોતાના વર્ગ-દુશ્મન કરતાં અતુલનીય રીતે વધારે જોરાવર હજુ છે જ. જેણે રશિયામાં સર્વહારા વર્ગીય સત્તાના જન્મને રોકવા તથા તેના જન્મ વખતે ઉપસ્થિત જોખમો તથા વ્યથાને દસ ગણાં વધારી દેવા માટે પોતાનાથી શક્ય એટલું બધું જ કર્યું છે એવો એ મૂડીદાર વર્ગ હજુ પણ પોતાનાં વ્હાઇટગાર્ડ તથા સામ્રાજ્યવાદી યુદ્ધો વગેરે દ્વારા લાખો અને કરોડો લોકોને ભયાનક પીડા અને મોતના ભોગ બનાવી શકવાની સ્થિતિમાં છે. એ

વાતને આપણે ન જ ભૂલવી જોઈએ. અને આપણે આપણી કાર્યનીતિને કુશળતાથી આ વિશિષ્ટ પરિસ્થિતિને અનુકૂળ બનાવવી જ જોઈએ. મૂડીદાર વર્ગ હજુ પણ મુક્ત રીતે વેદના, અત્યાચાર, અને મોત વરસાવવાની શક્તિ ધરાવે છે. પરંતુ ક્રાંતિકારી સર્વહારા વર્ગના અનિવાર્ય અને — વિશ્વ ઈતિહાસની દૃષ્ટિએ — ઝડપથી આવી રહેલા પૂર્ણ વિજયને તે અટકાવી શકે એમ નથી.

૨ મે, ૧૯૨૨

૧૯૨૨ના મે માસની પાંચમી તારીખે 'પ્રાવદા'ના ૯૮મા અંકમાં પ્રકાશિત
હસ્તાક્ષર: એન. લેનિન

ગ્રંથ ૪૫
પૃ. ૧૭૩—૧૭૭

## 'ઓબ્ઝર્વર' અને 'માંચેસ્ટર ગાર્ડિયન' અખબારોના સંવાદદાતા મ. સ. ફાર્બમેને પૂછેલા પ્રશ્નોના ઉત્તરો

(અવતરણો)

૧. **પ્રશ્ન:** મોસ્કોમાં એરિઓના સ્વાગતનું અને ફ્રાંકો-રશિયન વાટાઘાટોનું[89] રશિયા-વિરોધી અખબારો સોવિયેત રશિયાની વિદેશનીતિમાં મૂલભૂત પરિવર્તન તરીકે અર્થઘટન કરે છે.

એ ખરું છે કે? એ ખરું છે કે નિકટ પૂર્વમાં બ્રિટિશ નીતિને રશિયા એક પડકાર ગણે છે અને ફ્રાંસની સાથે બ્રિટનવિરોધી લક્ષ્ય ધરાવતા કરાર કરવા તૈયાર છે?

**ઉત્તર:** હું માનું છું કે મોસ્કોમાં એરિઓના સ્વાગતનું અને ફ્રાંકો-રશિયન વાટાઘાટોનું સોવિયેત રશિયાની નીતિમાં સામાન્ય રૂપે અને તેની બ્રિટનને લગતી નીતિમાં વિશેષ રૂપે જરા સરખુંયે પરિવર્તન સૂચિત કરતી ઘટનાઓ તરીકે અર્થઘટન કરવું એ તદ્દન ગલત છે. બેશક, એરિઓની મોસ્કોની મુલાકાતની અને ફ્રાંસ સાથે મનમેળ કરવાની દિશાના કદમની, અથવા ફ્રાંસ સાથેની હવે શક્ય, સંભાવ્ય, અને હું માનું છું કે જરૂરી બનેલી વાટાઘાટોની, એ બન્ને બાબતોની અમે ખૂબ ઊંચી મુલવણી કરીએ છીએ. ફ્રાંસ સાથે મનમેળની દિશાનું પ્રત્યેક કદમ અત્યંત ઇચ્છનીય છે, ખાસ કરીને એ વાતને ધ્યાનમાં લેતાં કે રશિયાનાં વેપારી હિતો યુરોપ ખંડની એ સૌથી જોરાવર સત્તા સાથેના ઘનિષ્ઠ સંબંધોની મક્કમતાથી માંગ કરે છે. પરંતુ અમને ખાતરી છે કે એવા મનમેળ માટે અમારી બ્રિટન સંબંધી નીતિમાં જરા સરખે અંશે પણ ફેરફાર કરવાની જરૂર નથી. અમે માનીએ છીએ કે બન્ને દેશો વચ્ચે પૂર્ણ રૂપે મૈત્રીના સંબંધો સાવ શક્ય છે, અને અમારું ખરેખર એ જ લક્ષ્ય છે. અમે માનીએ છીએ કે વેપારી સંબંધોનો વિકાસ એ બાબતમાં નિશ્ચિત રૂપે ખૂબ જોરદાર દબાણ ઊભું કરશે જ. અમે માનીએ છીએ કે બ્રિટન અને ફ્રાંસનાં સાચી રીતે સમજવામાં આવેલાં હિતો પણ એ જ રીતે એ ધ્યેયની દિશામાં કારગત થશે. અમે માનીએ છીએ કે બ્રિટન અને ફ્રાંસનાં પરસ્પર હિતો જ્યાં રશિયા જોડે

સંપર્કમાં આવે ત્યાં એ હિતોમાં વેરભાવનાં કોઈ પણ તત્ત્વો મુદ્દલ સમાવિષ્ટ નહિ જ હોય. એથી ઊલટું, અમે ધારીએ છીએ કે તેમના તરફનું રશિયા પ્રત્યેનું શાંતિયુક્ત અને મૈત્રીનું વલણ તેમની વચ્ચેની દીર્ઘજીવી શાંતિ અને મૈત્રીની તેમ જ વર્તમાન પરિસ્થિતિમાં તેમની વચ્ચે કદાચ ઊભા થાય એ બધા મતભેદોની ઝડપી, અસરકારક, અને સુખદ પતાવટની એક ગૅરંટી છે (હું તો લગભગ એમ કહેવા તૈયાર છું કે વધારેમાં વધારે મજબૂત ગૅરંટી છે).

**૨. પ્રશ્ન:** તમે માનો છો ખરા કે જેનું બ્રિટને સમર્થન કરેલું એ ગ્રીસ અને તુર્કી વચ્ચેના યુદ્ધનો હકીકતી અંત બ્રિટન અને રશિયા વચ્ચે કરાર કરવાની ઉચિત ઘડીનું પ્રતિનિધિત્વ કરે છે?

**ઉત્તર:** જેનું બ્રિટને સમર્થન કરેલું એ ગ્રીસ અને તુર્કી વચ્ચેના યુદ્ધનો અંત બ્રિટન અને રશિયા વચ્ચે કરાર કરવાની શક્યતાઓમાં બેશક અમુક અંશે વૃદ્ધિ કરે છે જ. યુદ્ધનો અંત આવતાં પહેલાં પણ એવા કરાર માટે અમે પ્રવૃત્ત રહેલા અને તેને માટે વધારેમાં વધારે જોમથી કામ કરવાનું અમે ચાલુ રાખીશું. એ વાત સાચી છે કે એ યુદ્ધનો અંત આણવાની જોડે સંકળાયેલા કેટલાક સવાલો બ્રિટન અને અમારા દેશ વચ્ચે મતભેદ પેદા કરે છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે પ્રથમ તો યુદ્ધનો અંત અને શાંતિનો ઉદય અમારી દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય રાજકારણ માટે એવો સાફ લાભ છે કે ગ્રીસ અને તુર્કી વચ્ચેની શાંતિના પરિણામે અમે આંતરરાષ્ટ્રીય મામલાઓની સામાન્ય હાલતમાં સુધારાની આશા રાખીએ છીએ. બીજું એ કે બ્રિટન જોડેના અમારા મતભેદોને અમે કોઈ પણ રીતે અનિવાર્ય ગણતા નથી. એથી ઊલટું, અમે આશા રાખીએ છીએ કે નિકટ પૂર્વની સમસ્યાની આગામી ચર્ચા અમારી એ અપેક્ષાને સાચી ઠરાવશે કે ગ્રીસ અને તુર્કી વચ્ચેના યુદ્ધનો અંત એ યુદ્ધે પ્રકાશમાં આણેલાં આંતરરાષ્ટ્રીય રાજકારણનાં ઘર્ષણો અને મતભેદોનો પણ અંત બની જશે. એ યુદ્ધના અંતને બ્રિટન સાથેના ઘર્ષણ તથા મતભેદોનો પણ અંત બનાવી દેવા માટે અમે દરેક પ્રયત્ન કરી રહ્યા છીએ અને અમે આશા રાખીએ છીએ કે બ્રિટિશ સરકારનાં હિતો આ વખતે પણ રશિયા-વિરોધી અખબારોનાં ઉશ્કેરવામાં આવેલાં અને ઘણી વાર કપટી નિવેદનો કરતાં વધારે પ્રબળ સાબિત થશે.

**૩. પ્રશ્ન:** પૂર્વની સમસ્યાની[૭૦] ચર્ચામાં રશિયાની સામેલગીરીને તમે કેવળ પ્રતિષ્ઠાની જ બાબત ગણો છો કે રશિયાનાં ખરાં હિતોની બાબત

ગણો છો? સ્ટ્રેઈટસના સવાલની ચર્ચા પૂરતું જ રશિયા સંમેલનમાં ભાગ લે એવી ફ્રેંચ દરખાસ્તની જોડે રશિયન સરકાર સહમત છે કે?

**ઉત્તર:** નિકટ પૂર્વની સમસ્યાના ઉકેલમાં રશિયાની સામેલગીરી પ્રતિષ્ઠાની બાબત જ છે એમ હું કોઈ પણ સંજોગોમાં નથી માનતો. મને વિશ્વાસ છે કે અમે પ્રતિષ્ઠાની બાબતો અંગે તદ્દન ઉદાસીન છીએ, અને કેવળ પ્રતિષ્ઠાના ખયાલોના આધારે કોઈ પણ જાતની માગણીઓ આગળ ધરવા અથવા સત્તાઓ વચ્ચેની શાંતિના કાર્યસાધક અવસરોને કમ કરવા અમે તદ્દન અશક્ત છીએ એ હકીકત છેલ્લા પાંચ વરસ દરમિયાનની અમારી આંતરરાષ્ટ્રીય નીતિએ પૂર્ણ રૂપે પ્રદર્શિત કરી દીધી છે. હું એ વાતની ખાતરી અનુભવું છું કે લોકસમુદાયોની અંદર આ સંબંધમાં આવી ઉદાસીનતા કે પ્રતિષ્ઠાની બાબતને અત્યંત ખુશમિજાજી રમૂજની દૃષ્ટિએ જોવાની તત્પરતા પણ બીજા કોઈ દેશમાં અસ્તિત્વમાં નથી જ. અમે માનીએ છીએ કે આધુનિક મુત્સદ્દીગીરી પ્રતિષ્ઠાની બાબતો પ્રત્યે ચોક્કસ રૂપે એવા જ વલણ સમીપ ઝડપથી પહોંચી રહી છે.

અમારે માટે તો નિકટ પૂર્વ સંબંધી નીતિ રશિયાનાં તેમ જ રશિયાની જોડે સમવાયી રૂપે જોડાયેલાં સર્વ રાજ્યોનાં અત્યંત વાસ્તવિક અને પ્રત્યક્ષ પ્રાણભૂત હિતો જોડે સંકળાયેલી બાબત છે. નિકટ પૂર્વ સંમેલનમાં સામેલ થવાની એ રાજ્યોની માગણી સંતોષવામાં નહિ આવે તો એ હકીકત વેરભાવ, ઘર્ષણ, તથા રોષનાં સંખ્યાબંધ તત્ત્વો તેમ જ પૂર્વ યુરોપ તથા બીજા બધા દેશો વચ્ચેની નિર્ભેળ વેપારી બાબતોમાં મુશ્કેલીઓ પેદા કરશે, અને તેનું પરિણામ એ આવશે કે શાંતિમય સહઅસ્તિત્વ માટે કોઈ પણ જાતનો આધાર જ બાકી નહિ રહે અથવા તે અત્યંત કઠિન બની જશે.

એટલે જ, કેવળ સ્ટ્રેઈટસ સંબંધી ચર્ચાઓ પૂરતું જ રશિયા સંમેલનમાં ભાગ લે એવી પેરિસની દરખાસ્ત અંગે રશિયન સરકારને સંતોષ નથી. અમે માનીએ છીએ કે એવી મર્યાદા નિશ્ચિત રૂપે કેટલીય ખૂબ વ્યાવહારિક અને પ્રત્યક્ષ અગવડોમાં પરિણમશે, ખાસ કરીને આર્થિક સ્વરૂપની અગવડોમાં પરિણમશે, જેને કારણે ફ્રાંસ અને બ્રિટનને પોતાને જ સહન કરવું પડશે, અને તે પણ પૂર્ણ સંભવિત રૂપે ખૂબ નજીકના ભવિષ્યમાં જ.

૪. **પ્રશ્ન:** સ્ટ્રેઈટસ સંબંધી સવાલની પતાવટ માટે રશિયન કાર્યક્રમ શું છે?

**ઉત્તર:** સ્ટ્રેઈટસ સંબંધી અમારા કાર્યક્રમમાં (અત્યાર સુધી તો બેશક ખૂબ અંદાજી સ્વરૂપમાં) બીજી જોગવાઈઓની સાથે સાથે નીચેની જોગવાઈઓનો સમાવેશ થાય છે:

પહેલી વાત—તુર્કીની રાષ્ટ્રીય આકાંક્ષાઓ સંતોષવામાં આવે. અમે માનીએ છીએ કે તેની આવશ્યકતા કેવળ રાષ્ટ્રીય સ્વતંત્રતાનાં હિતો પૂરતી જ સીમિત નથી. પ્રજાઓની જેવી વિપુલતાનો કદાચ દુનિયામાં બીજે ક્યાંય જોટો નથી એવી વિપુલતા ધરાવતા દેશમાં રાષ્ટ્રીય સવાલને ઉકેલવાના અમારા પાંચ વરસના અનુભવે અમને પ્રતીતિ કરાવી દીધી છે કે આવા દાખલાઓમાં રાષ્ટ્રીય હિતો પ્રત્યેનું એકમાત્ર સાચું વલણ એ હિતોને અધિકતમ પ્રમાણમાં સંતોષવાનું અને એ સંબંધમાં ઘર્ષણની કોઈ પણ શક્યતાને બકાત રાખે એવી પરિસ્થિતિનું સર્જન કરવાનું છે. અમારા અનુભવે અમને દૃઢ પ્રતીતિ કરાવી દીધી છે કે વિવિધ રાષ્ટ્રોનાં હિતો અંગેની કેવળ અધિકતમ કાળજી જ ઘર્ષણના કારણને નિવારી શકે, પરસ્પર અવિશ્વાસ તથા કાવાદાવાની બીકને દૂર કરી શકે, અને આત્મવિશ્વાસ પ્રગટાવી શકે, ખાસ કરીને વિવિધ ભાષાઓ બોલતા કામદારો અને કિસાનોમાં આત્મવિશ્વાસ પ્રગટાવી શકે, જેના વગર રાષ્ટ્રો વચ્ચેના શાંતિમય સંબંધો પણ મુદ્દલ શક્ય નથી અને આધુનિક સભ્યતામાં જે કંઈ મૂલ્યવાન છે તે સર્વના સફળ વિકાસ જોડે સામ્ય ધરાવતું કશું પણ મુદ્દલ શક્ય નથી.

બીજી વાત—અમારો કાર્યક્રમ એવો મુદ્દો રજૂ કરે છે કે નૌકાદળનાં જહાજો માટે સ્ટ્રેઈટસ શાંતિના અને યુદ્ધના એમ બન્ને પ્રકારના સમયોમાં બંધ જ રહે. આ જોગવાઈ બધી સત્તાઓનાં, કેવળ સ્ટ્રેઈટસની સાથે જોડાયેલી સત્તાઓનાં જ નહિ પરંતુ બીજી બધી સત્તાઓનાં પણ, સીધાં અને તાત્કાલિક વેપારી હિતો જોડે સુસંગત છે. દુનિયાએ પોતાના હિસ્સા કરતાં વધારે પ્રમાણમાં શાંતિવાદી શબ્દો, સમર્થનો, અને ખાતરીઓનો—યુદ્ધની વિરુદ્ધ અને* દુનિયાની વિરુદ્ધ ગંભીર પ્રતિજ્ઞાઓનો પણ—અનુભવ કરી લીધો છે, પરંતુ મોટા ભાગના દેશોમાં અને ખાસ કરીને આધુનિક સભ્ય દેશોમાં, શાંતિને સુનિશ્ચિત કરવા માટે અસરકારક કદમો ઉઠાવવાની, સાદામાં સાદાં કદમો પણ ઉઠાવવાની, અતિ ન્યૂન તત્પરતા રહી છે. આ અને આવા બીજા સવાલોના સંબંધમાં અમે સામાન્ય નિવેદનો, ગંભીર પ્રતિજ્ઞાઓ, તથા અલંકારયુક્ત

---

*હસ્તપ્રતમાં એક શબ્દ, લાગે છે કે "સામ્રાજ્યવાદી" શબ્દ, લખાતાં રહી ગયો છે.—સં.

ફોર્મ્યુલાઓને ઓછામાં ઓછા પ્રમાણમાં જોવા ઇચ્છીએ છીએ અને સાચેસાચ શાંતિમાં પરિણમે એવા, અથવા એથી પણ બહેતર વાત તો એ કે યુદ્ધના ભયને પૂર્ણ રૂપે દૂર કરી દે એવા, સાદા તથા સ્પષ્ટ નિર્ણયો અને કદમોને અધિકતમ પ્રમાણમાં જોવા ઇચ્છીએ છીએ.

ત્રીજી વાત—સ્ટ્રેઇટસ સંબંધી અમારો કાર્યક્રમ વેપારી વહાણવટાની પૂર્ણ આઝાદીની માગણી કરે છે. પરંતુ મારા આગલા વાક્યમાં મેં રજૂ કરેલા વિચારો પછી આ મુદ્દાનો ખુલાસો આપવાનું કે તેને નક્કર સ્વરૂપમાં રજૂ કરવાનું બિનજરૂરી છે.

'પ્રાવદા', અંક ૨૫૪ — ગ્રંથ ૪૫
૧૦ નવેંબર, ૧૯૨૨ — પૃ. ૨૩૭—૨૪૧

નોંધો — આગળ ચાલુ.
૩૦ ડિસેંબર, ૧૯૨૨

## પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"

જેને સત્તાવાર રીતે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘનો સવાલ કહેવામાં આવતો હોય એમ લાગે છે એ સ્વાયત્તીકરણના[91] કુખ્યાત સવાલમાં પૂરતી જોશીલી અને નિર્ણાયક રીતે વચ્ચે ન પડીને રશિયાના કામદારોની બાબતમાં હું બેદરકાર રહ્યો છું એમ હું માનું છું.

ગયા ઉનાળામાં આ સવાલ ઊભો થયો ત્યારે હું બીમાર હતો; અને પછી શરદમાં મેં મારા સાજા થવા ઉપર અને ઑક્ટોબર તથા ડિસેંબરની પૂર્ણ બેઠકો મને એ સવાલમાં વચ્ચે પડવાની તક આપશે તેની ઉપર વધારે પડતો આધાર રાખ્યો. પરંતુ ઑક્ટોબરની પૂર્ણ બેઠકમાં (આ સવાલ પ્રસ્તુત થયો ત્યારે) કે ડિસેંબરની બેઠકમાં હાજર રહેવાનું મારે માટે શક્ય ન બન્યું, અને એમ એ સવાલ મને લગભગ તદ્દન બાજુએ રાખીને નીકળી ગયો.

મને ફક્ત કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કી જોડે વાત કરવાનો જ સમય મળ્યો. તેઓ કોકેસસથી આવ્યા અને જ્યોર્જિયામાં એ બાબત વિશે કેવી પરિસ્થિતિ હતી તેની તેમણે મને વાત કરી. મેં કોમરેડ ઝિનોવ્યેવ જોડે થોડાક શબ્દોની આપલે પણ કરી લીધી અને એ બાબત વિશે મારી આશંકાઓ વ્યક્ત કરી. જ્યોર્જિયન ઘટનાની "તપાસ કરવા" માટે કેંદ્રીય સમિતિએ મોકલેલા કમિશનના અધ્યક્ષ કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ મને જે કંઈ કહ્યું તે ઉપરથી મારા મનમાં તો ભારેમાં ભારે આશંકાઓ જ ઊભી થઈ. કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ મને માહિતી આપી તે મુજબ, જો મામલો ત્યાં સુધી પહોંચી ગયો હોય કે ઓર્જોનિકીદ્ઝે શારીરિક હિંસાનો ઉપયોગ કરવાની આખરી હદ સુધી જઈ શક્યો તો આપણે કેવા કીચડમાં ઊંડા ઊતરી ગયા છીએ તેની કલ્પના આપણે કરી શકીએ. એ તો સાફ દેખાય છે કે "સ્વાયત્તીકરણ"નો આખો મામલો મૂલગત રીતે ખોટો હતો અને કટાણે ઉઠાવવામાં આવ્યો હતો.

એમ કહેવામાં આવે છે કે સંયુક્ત તંત્રની જરૂરત હતી. એવી પ્રતીતિ આવી ક્યાંથી? એ શું એ જ રશિયન તંત્રમાંથી નથી આવી કે જેને, મારી

ડાયરીના પૂર્વવિભાગોમાં મેં નિર્દેશ કર્યો છે તે મુજબ, આપણે ઝારશાહી પાસેથી જેમનું તેમ લઈ લીધું છે અને જેની ઉપર આપણે સોવિયેત પીંછી વડે થોડોક રંગ લગાવી દીધો છે?

એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે આપણા તંત્રને આપણું પોતાનું કહીને આપણે તેની જામીનગીરી લઈ શકીએ નહિ ત્યાં સુધી એ પગલું ઉઠાવવામાં થોડોક વિલંબ કરવો જોઈતો હતો. પરંતુ હવે આપણે પૂરી ઈમાનદારી બતાવીને એથી ઊલટી વાત કબૂલ કરી લેવી જ જોઈએ: જે તંત્રને આપણે આપણું પોતાનું કહીએ છીએ એ હકીકતમાં હજુ પણ આપણા સિદ્ધાંતોથી તદ્દન વિપરીત છે; એ મૂડીવાદી તથા ઝારશાહી ખીચડો છે અને છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન તેનાથી છુટકારો મેળવવાની કોઈ શક્યતા બીજા દેશોની મદદ લીધા વગર તેમ જ લગભગ બધો વખત આપણે લશ્કરી ઝપાઝપીઓમાં તથા દુકાળની વિરુદ્ધ લડવામાં "ડૂબેલા" રહ્યા છીએ એટલે ઊભી નથી થઈ.

તદ્દન સ્વાભાવિક છે કે આવા સંજોગોમાં જેના વડે આપણે આપણને સાચા ઠરાવીએ છીએ એ "સંઘમાંથી અલગ થવાની આઝાદી" કેવળ કાગળનો એક ટુકડો બની રહે અને લાક્ષણિક રશિયન નોકરશાહ જેવા પેલા સાચેસાચ રશિયન પુરુષના, રશિયન અંધરાષ્ટ્રવાદીના, સારતત્ત્વની દૃષ્ટિએ પાજી તથા હિંસાના ચાહકના, આક્રમક હુમલાથી બિનરશિયનોનું રક્ષણ કરવામાં અસમર્થ નીવડે. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે અતિ અલ્પ પ્રમાણ ધરાવનાર સોવિયેતો તથા સોવિયેતોમાં સંગઠિત કામદારો જેમ દૂધમાં માખી ડૂબી જાય તેમ રશિયન કચરાપૂંજાના સાગરમાં ડૂબી જશે.

એ પગલાના બચાવમાં એમ કહેવામાં આવે છે કે રાષ્ટ્રીય મનોવૃત્તિ તથા રાષ્ટ્રીય શિક્ષણ જોડે સીધો સંબંધ ધરાવતાં લોક-કોમિસારિયતોને (લોક-મંત્રાલયો) અલગ અલગ તંત્રો તરીકે સ્થાપવામાં આવ્યાં હતાં. પરંતુ તો આ પ્રશ્ન ઊભો થાય છે: એ લોક-કોમિસારિયતોને સાવ સ્વતંત્ર બનાવી શકાય ખરાં? અને બીજો પ્રશ્ન: બીજી પ્રજાઓને અસલી રશિયન જુલમગારોની વિરુદ્ધ રક્ષણ આપે એવાં પગલાં લેવાની પૂરતી કાળજી આપણે લીધેલી ખરી? આપણે એવાં પગલાં લીધાં હોય એમ હું નથી માનતો, જોકે એવાં પગલાં આપણે લઈ શક્યા હોત અને લેવાં જોઈતાં હતાં.

હું માનું છું કે સ્તાલિનની ઉતાવળ અને શુદ્ધ વહીવટ માટેની તેની ઘેલછાભરી આસક્તિએ, અને સાથે સાથે કુખ્યાત "રાષ્ટ્રવાદી-સમાજવાદ"

પ્રત્યેના તેના ખારે, આ બાબતમાં ઘાતક ભૂમિકા ભજવી છે. રાજકારણમાં ખાર સામાન્ય રીતે અધમાધમ ભૂમિકા ભજવે છે.

મને એવી આશંકા પણ છે કે એ "રાષ્ટ્રવાદી-સમાજવાદીઓ"ના "ગુના"ની તપાસ કરવા કોકેસસ ગયેલા કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ પોતાના "અસલી" રશિયન મિજાજ દ્વારા (એ તો બધા જાણે છે કે બીજી પ્રજાઓના રૂસીકૃત થઈ ગયેલા માણસો એ રશિયન મિજાજને વધારે પડતા પ્રમાણમાં વ્યક્ત કરતા હોય છે) પોતાને માટે ત્યાં વિશિષ્ટતા પ્રાપ્ત કરી લીધી, અને તેમના આખા કમિશનની બિનતરફદારી ઓર્જોનિકીદ્ઝેની "ધોલધાપટની વર્તણૂક"થી સારી રીતે લાક્ષણિક બની ગઈ. હું માનું છું કે કોઈ પણ જાતની ઉશ્કેરણી કે અપમાન પણ આવી રશિયન ધોલધાપટની વર્તણૂકને ઉચિત ન જ ઠરાવી શકે અને એવી વર્તણૂક પ્રત્યે બિનગંભીર વલણ અપનાવવામાં કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ અક્ષમ્ય અપરાધ કર્યો છે.

કોકેસસના બધા નાગરિકોની દૃષ્ટિમાં ઓર્જોનિકીદ્ઝે સત્તાધારી હતો. જેનો ઉલ્લેખ તેણે અને દ્ઝેર્ઝીન્સ્કીએ કર્યો છે એવું ચીડિયાપણું બતાવવાનો ઓર્જોનિકીદ્ઝેને મુદ્દલ અધિકાર નહોતો. એથી ઊલટું, ઓર્જોનિકીદ્ઝેએ એવા સંયમથી વર્તવું જોઈતું હતું કે જેની કોઈ સાધારણ નાગરિક પાસેથી માગણી ન કરી શકાય, અને જેની ઉપર "રાજકીય" અપરાધનો આરોપ લગાવવામાં આવ્યો હોય એવા માણસ પાસેથી એવી માગણી કરવાનું તો એથી પણ ઓછું ઉચિત ગણાય. સાચી વાત કહીએ તો એ રાષ્ટ્રવાદી-સમાજવાદીઓ એવા નાગરિકો હતા કે જેની ઉપર રાજકીય અપરાધનો આરોપ લગાવવામાં આવ્યો હતો, અને આરોપની વિગતો એવી હતી કે તેને બીજી કોઈ રીતે ન વર્ણવી શકાય.

અહીં આપણી સમક્ષ સિદ્ધાંતનો એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે: આંતરરાષ્ટ્રવાદને કેવી રીતે સમજવો?*

૩૦ ડિસેંબર, ૧૯૨૨
એમ. વી. ને લખાવવામાં
આવેલી નોંધો

**લેનિન**

---

*લઘુલિપિની વાચનામાં આ પછી લખવામાં આવેલું નીચેનું વાક્ય છેકી નાખવામાં આવ્યું હતું: "મને લાગે છે કે આપણા સાથીઓએ સિદ્ધાંતના આ મહત્ત્વના પ્રશ્નનો પૂરતા પ્રમાણમાં અભ્યાસ કર્યો નથી."—સં.

નોંધો — આગળ ચાલુ.
૩૧ ડિસેંબર, ૧૯૨૨

## પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"

રાષ્ટ્રીય સવાલ વિશેનાં મારાં લખાણોમાં મેં પહેલાં જ જણાવ્યું છે કે રાષ્ટ્રવાદના સવાલની અમૂર્ત રજૂઆતનો કશો જ અર્થ નથી. ઉત્પીડક રાષ્ટ્રના રાષ્ટ્રવાદ અને ઉત્પીડિત રાષ્ટ્રના રાષ્ટ્રવાદ વચ્ચે, મોટા રાષ્ટ્રના રાષ્ટ્રવાદ અને નાના રાષ્ટ્રના રાષ્ટ્રવાદ વચ્ચે, આવશ્યક રીતે ભિન્નતા દર્શાવવી જ જોઈએ.

બીજા પ્રકારના રાષ્ટ્રવાદની બાબતમાં આપણે, મોટા રાષ્ટ્રના પ્રજાજનો, ઐતિહાસિક અમલમાં લગભગ હંમેશાં અનંત સંખ્યામાં હિંસાનાં કૃત્યોના અપરાધી રહ્યા છીએ; વધારામાં, આપણે અનંત સંખ્યામાં હિંસાનાં અને અપમાનનાં એવાં કૃત્યો કરીએ છીએ કે જે આપણા ધ્યાનમાં પણ નથી હોતાં. બિનરશિયનો જોડે કેવું વર્તન કરવામાં આવે છે તે વિશેનાં મારાં વોલ્ગા-સંસ્મરણોને યાદ કરશો તો પૂરતું છે. તેમાં બતાવવામાં આવ્યું છે કે પોલેંડવાસીઓને કેવી રીતે 'પોલ્યાચિશ્કા' સિવાય બીજા કોઈ નામે બોલાવવામાં આવતા નથી, તાતારની ઠેકડી ઉડાડવાની કેવી ફક્ત એક જ રીત છે તેને 'રાજકુમાર' કહીને બોલાવવાની, કેવી રીતે યુક્રાઈનિયનો હંમેશાં 'ખોખોલો' જ હોય છે અને જ્યોર્જિયનો તથા બીજા કોકેસિયન પ્રજાજનો હંમેશાં 'કાપ્કાસિયનો' જ હોય છે.

એટલે જ ઉત્પીડક રાષ્ટ્રોનો, કે પછી જે રીતે તેમને ઓળખવામાં આવે છે તેમ "મહાન" રાષ્ટ્રોનો (જોકે તેઓ મહાન તો ફક્ત હિંસાની બાબતમાં જ હોય છે, ફક્ત મૂઢ જુલમગારો જેવા જ મહાન હોય છે), આંતરરાષ્ટ્રવાદ માત્ર રાષ્ટ્રોની ઔપચારિક સમાનતાના પાલનમાં જ નહિ પરંતુ અમલમાં પ્રવર્તિત અસમાનતાનો બદલો ચૂકતો કરે એવી ઉત્પીડક રાષ્ટ્રની, મહાન રાષ્ટ્રની, અસમાનતામાં પણ સમાયેલો હોવો જોઈએ. જે કોઈ આ વાતને ન સમજે તે રાષ્ટ્રીય સવાલ પ્રત્યેના સાચા સર્વહારા વર્ગીય વલણને નથી સમજ્યો, તે પોતાના દૃષ્ટિકોણમાં હજુ પણ નિમ્ન-મૂડીવાદી છે, અને એટલે તે ખાતરીપૂર્વક મૂડીવાદી દૃષ્ટિકોણ ઉપર ઊતરી આવવાનો જ.

સર્વહારા માટે મહત્ત્વનું શું છે? સર્વહારા માટે એ ફક્ત મહત્ત્વનું જ નહિ પરંતુ આવશ્યક પણ છે કે બિનરશિયનો સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષમાં શક્ય એટલો વધારેમાં વધારે વિશ્વાસ મૂકશે એ વાતની તેને ખાતરી હોય. એવી

ખાતરી ઊભી કરવા માટે શાની જરૂર છે? કેવળ ઔપચારિક સમાનતાના જ નહિ. "વર્ચસ્વ" ધરાવતા રાષ્ટ્રની સરકારે બિનરશિયનોને જે વિશ્વાસના અભાવના, સંદેહના, અને અપમાનોના ભોગ બનાવ્યા છે તેનું તેમને એક યા બીજી રીતે, પોતાના વલણ દ્વારા યા છૂટછાટો દ્વારા, વળતર ચૂકવવાનું પણ જરૂરી છે.

હું માનું છું કે બોલ્શેવિકોને, સામ્યવાદીઓને, આ વાત અધિકતર વિગતોમાં સમજાવવાની જરૂર નથી. અને હું માનું છું કે વર્તમાન દાખલામાં, જ્યોર્જિયન રાષ્ટ્રનો સંબંધ છે ત્યાં સુધી, આપણી સમક્ષ એવી લાક્ષણિક બાબત છે કે જેમાં સાચી રીતનું સર્વહારા વર્ગીય વલણ ગહનગંભીર સાવચેતી, વિચારપૂર્ણતા, અને સમાધાનની તૈયારીને આપણે માટે જરૂરી બાબત બનાવી દે છે. જે જ્યોર્જિયન પ્રજાજન સવાલના આ અંગ પ્રત્યે બેદરકાર રહે છે અથવા "રાષ્ટ્રવાદી-સમાજવાદ"ના આરોપો બેપરવાઈથી આમતેમ ફેંકતો જાય છે (જ્યારે તે પોતે જ વાસ્તવિક અને ખરેખરો "રાષ્ટ્રવાદી-સમાજવાદી" અને હલકટ મૂઢ રશિયન જુલમગાર પણ હોય છે) તે તાત્ત્વિક દૃષ્ટિએ સર્વહારા વર્ગીય ઐક્યનાં હિતોનું ઉલ્લંઘન કરે છે કેમ કે સર્વહારા વર્ગીય ઐક્યના વિકાસની તથા તેની મજબૂતીની ક્રિયાને રાષ્ટ્રીય અન્યાય જેટલા પ્રમાણમાં બીજી કોઈ બાબત નથી અટકાવી રાખી શકતી; જેમની લાગણી દુભાઈ હોય એવા પ્રજાજનો સમાનતાની ભાવનાની બાબતમાં અને એ ભાવનાના ઉલ્લંઘનની બાબતમાં— એવું ઉલ્લંઘન ભલે બેદરકારી દ્વારા કે મજાક રૂપે જ થયું હોય તોપણ—એ સમાનતાના તેમના સર્વહારા વર્ગીય સાથીઓ દ્વારા થતા ઉલ્લંઘનની બાબતમાં જેટલા લાગણીપ્રધાન હોય છે એટલા બીજી કોઈ બાબતમાં નથી હોતા. એટલે જ એ બાબતમાં રાષ્ટ્રીય લઘુસંખ્યાઓ પ્રત્યે છૂટછાટો તથા ક્ષમાશીલતામાં ન્યૂનતા કરતાં અધિકતા વ્યક્ત થાય તે વધારે સારું. એટલે જ આ બાબતમાં સર્વહારા વર્ગના ઐક્યનાં, અને એટલે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં, મૂળભૂત હિતો આવશ્યક બનાવે છે કે આપણે રાષ્ટ્રીય સવાલ પ્રત્યે ઔપચારિક વલણ કદી ન અખત્યાર કરીએ પરંતુ ઉત્પીડિત (અથવા નાના) રાષ્ટ્રના સર્વહારાના ઉત્પીડક (અથવા મહાન) રાષ્ટ્ર પ્રત્યેના વિશિષ્ટ વલણને હંમેશાં ધ્યાનમાં રાખીએ.

એમ. વી. ને લખાવવામાં
આવેલી નોંધો
૩૧ ડિસેંબર, ૧૯૨૨

**લેનિન**

નોંધો — આગળ ચાલુ.
૩૧ ડિસેંબર, ૧૯૨૨

વર્તમાન પરિસ્થિતિમાં કેવાં અમલી પગલાં લેવાં જ જોઈએ?

**પ્રથમ**, સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને આપણે જાળવી રાખવો જ જોઈએ અને મજબૂત બનાવવો જ જોઈએ. એ વાતમાં મુદ્દલ સંદેહ હોઈ શકે જ નહિ. એ પગલું આપણે માટે જરૂરી છે અને વિશ્વ મૂડીદાર વર્ગની વિરુદ્ધના સંઘર્ષમાં તથા મૂડીવાદી કાવાદાવા વિરુદ્ધ પોતાના રક્ષણ માટે વિશ્વ સામ્યવાદી સર્વહારા વર્ગને માટે જરૂરી છે.

**બીજું**, સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને તેના ડિપ્લોમેટિક તંત્રને કારણે કાયમ રાખવો જ જોઈએ. વળી એ તંત્ર આપણા રાજ્યતંત્રનું અસાધારણ ઘટક છે. જૂના ઝારશાહી તંત્રમાંથી એક પણ વગદાર માણસને આપણે તેમાં દાખલ થવા દીધો નથી. જરા પણ સત્તા ધરાવતા હોય એવા બધા વિભાગો કોમ્યુનિસ્ટોના બનેલા છે. એટલે જ, તેણે પોતાને માટે ક્યારની એવા વિશ્વાસપાત્ર સામ્યવાદી તંત્રની નામના હાંસલ કરી લીધી છે (આ વાત હિંમતપૂર્વક કહેવાવી જોઈએ) કે જેમાંથી જૂનાં ઝારશાહી અને મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી તત્ત્વોને, જે બીજાં લોક-કોમિસારિયાતોથી આપણે કામ ચલાવી લેવું પડે છે તેના કરતાં અતુલનીય રીતે અધિકતર પ્રમાણમાં, સાફ કરી નાખવામાં આવ્યાં છે.

**ત્રીજું**, કોમરેડ ઓર્જોનિકીદ્ઝેની ઉપર દાખલારૂપ સજા ફટકારવી જોઈએ (આમ કહેતાં મને એ કારણે ખૂબ વધારે દિલગીરી થાય છે કે હું તેના અંગત મિત્રોમાંનો એક છું અને મેં પરદેશમાં તેની સાથે રહીને કામ કર્યું છે) અને દ્ઝેર્ઝીન્સ્કીના કમિશને એકઠી કરેલી બધી સામગ્રીની તપાસ, એ સામગ્રીમાં નિસ્સંદેહ ભરેલા અન્યાયો તથા પક્ષપાતી ફેંસલાઓના ભારે મોટા ઢગલાને સુધારી લેવા માટે, કાં તો પૂરી કરવી જોઈએ અથવા નવેસરથી શરૂ કરવી જોઈએ. આ બધી ખરેખરી રશિયન રાષ્ટ્રવાદી ઝુંબેશની રાજનૈતિક જવાબદારી બેશક સ્તાલિન અને દ્ઝેર્ઝીન્સ્કીને માથે જ મુકાવી જોઈએ.

**ચોથું**, આપણા સંઘનાં બિનરશિયન પ્રજાસત્તાકોમાં રાષ્ટ્રીય ભાષાના ઉપયોગ વિશે કડકમાં કડક નિયમો દાખલ કરવા જોઈએ અને એ નિયમોની કાળજીપૂર્વક ચકાસણી થવી જોઈએ. એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે આપણું

તંત્ર જેવું છે તેમાં રેલવે વ્યવસ્થાની અખંડતાને બહાને, નાણાભંડોળ સેવા વ્યવસ્થાની અખંડતાને બહાને, અને એવાં બીજાં બહાનાંને આધારે, ઢગલાબંધ ખરેખરાં રશિયન દુરાચરણો ચોક્કસ થવાનાં જ. એવાં દુરાચરણો વિરુદ્ધના સંઘર્ષના સંબંધમાં એ સંઘર્ષ ચલાવવાની જવાબદારી લેનારા માણસોમાં વિશેષ સાચદિલીની આવશ્યકતાનો ઉલ્લેખ નહિ કરીએ, પણ એ સંઘર્ષમાં ખાસ કાબેલિયત આવશ્યક છે. તેને માટે વિગતવાર નિયમાવલિની જરૂર પડશે અને એવી નિયમાવલિને જરા પણ સફળતાથી ઘડવી હોય તો તેને લાગતાવળગતા પ્રજાસત્તાકમાં વસતા પ્રજાજનો જ ઘડી શકે. અને વળી આપણે અગાઉથી એ વાતની ખાતરી ન ધરાવી શકીએ કે એ કામના પરિણામે આપણે સોવિયેતોની આપણી આગામી કોંગ્રેસમાં એક ડગલું પાછા નહિ હઠીએ, અર્થાત્ સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને ફક્ત લશ્કરી અને ડિપ્લોમેટિક બાબતો માટે જ કાયમ રાખીએ અને બીજી બધી બાબતોમાં અલગ અલગ લોક-કોમિસારિયાતોની પૂર્ણ સ્વતંત્રતાની પુનઃસ્થાપના કરી દઈએ.

એ વાતને ધ્યાનમાં રાખવી જ જોઈએ કે લોક-કોમિસારિયાતોના વિકેંદ્રીકરણથી અને મોસ્કો તથા બીજાં કેંદ્રોનો સંબંધ છે ત્યાં સુધી તેમના કામમાં સંયોજનના અભાવથી થતા ગેરલાભનો બદલો પાર્ટીની અધિકારિતા વડે જો એ અધિકારિતાનો ઉપયોગ પૂરતા પ્રમાણમાં શાણપણથી તથા બિનપક્ષપાતી રીતે કરવામાં આવે તો જ પૂરી રીતે વાળી શકાય; રાષ્ટ્રીય તંત્રો અને રશિયન તંત્ર વચ્ચે એકતાના અભાવમાંથી આપણા રાજ્ય માટે પરિણમી શકે તે હાનિ, ફક્ત આપણને જ નહિ પરંતુ સમગ્ર ઇન્ટરનેશનલને અને આપણને અનુસરીને નજીકના ભવિષ્યમાં ઇતિહાસના રંગમંચ ઉપર આગળ આવવા નિયત થયેલા એશિયાની પ્રજાઓના કરોડો લોકોને કરવામાં આવતી હાનિ કરતાં અમાપ પ્રમાણમાં ઓછી છે. પૂર્વના પ્રથમ કદમોની પૂર્વવેળાએ, તે જાગી રહ્યું છે એ જ ઘડીએ, પૂર્વની પ્રજાઓની દૃષ્ટિમાં આપણી અધિકારિતાને આપણે આપણી પોતાની બિનરશિયન પ્રજાઓ પ્રત્યે જરાકમાં જરાક જેટલાં કચાશ કે અન્યાય દ્વારા પણ ધક્કો પહોંચાડીએ તો એ અક્ષમ્ય તકવાદ ગણાશે. મૂડીવાદી દુનિયાનો બચાવ કરતા પશ્ચિમી સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ એકત્રિત થવાની જરૂરત એક વાત છે. એ વિશે કોઈ જાતનો સંદેહ હોઈ શકે જ નહિ અને તેને મારા બિનશરતી અનુમોદન વિશે બોલવાનું મારે માટે અનાવશ્યક ગણાય. પરંતુ એ તદ્દન જુદી જ વાત છે કે આપણે પોતે જ ઉત્પીડિત પ્રજાઓ પ્રત્યે

સામ્રાજ્યવાદી વલણો અપનાવવા જેવા દોષ કરીને, પછી એ ભલે નજીવી બાબતોમાં જ કેમ ન હોય, આપણી સિદ્ધાંતને અનુરૂપ સમગ્ર સાચદિલીના તેમ જ સામ્રાજ્યવાદ વિરુદ્ધ સંઘર્ષના આપણા સઘળા સૈદ્ધાંતિક બચાવના પાયા ખોદી નાખીએ. પરંતુ વિશ્વ-ઈતિહાસનો કાલનો દિવસ એવો દિવસ હશે કે જ્યારે સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત પ્રજાઓમાં આખરે જાગૃતિ ઉત્પન્ન થશે અને તેમના સ્વાતંત્ર્ય માટેનો નિર્ણાયક, લાંબો, કઠિન, સંઘર્ષ શરૂ થઈ જશે.

**લેનિન**

૩૧ ડિસેંબર, ૧૯૨૨
એમ. વી. ને લખાવવામાં
આવેલી નોંધો

પહેલી વાર ૧૯૫૬માં
'કોમ્મુનીસ્ત' સામયિકના
૯મા અંકમાં પ્રકાશિત

ગ્રંથ ૪૫
પૃ. ૩૫૬—૩૬૨

## બહેતર થોડા પણ બહેતર કોટિના

(અવતરણ)

આંતરરાષ્ટ્રીય સંબંધોની જે પદ્ધતિએ હવે આકાર ધારણ કર્યો છે તે એવી છે કે જેમાં વિજેતા દેશોએ એક યુરોપિયન રાજ્યને, જર્મનીને, ગુલામ બનાવી દીધું છે. વધુમાં, કેટલાંય રાજ્યો, પશ્ચિમનાં જૂનામાં જૂનાં રાજ્યો, વિજયના પરિણામે પોતાના ઉત્પીડિત વર્ગોને થોડીક છૂટછાટો આપી શકે એવી હાલતમાં આવી ગયાં છે—એ છૂટછાટો નહિવત્ હોવા છતાં પણ એ દેશોમાં ક્રાંતિકારી ચળવળની ગતિને મંદ કરી નાખે છે અને "સામાજિક શાંતિ"નો કંઈક આભાસ ઉપજાવે છે.

પરંતુ તેની સાથે સાથે પૂર્વના કેટલાય દેશો—હિંદુસ્તાન, ચીન, ઈત્યાદિ—સામ્રાજ્યવાદી યુદ્ધના પરિણામે આંચકો ખાઈને ઘરેડના ચીલામાંથી તદ્દન બહાર ફેંકાઈ ગયા છે. તેમના વિકાસનો ક્રમ નિશ્ચિત રૂપે સામાન્ય યુરોપિયન મૂડીવાદી રીતો પર જઈ પહોંચ્યો છે. સામાન્ય યુરોપિયન ખળભળાટ તેમની ઉપર અસર કરવા લાગ્યો છે, અને આખી દુનિયા સમક્ષ હવે સાફ થઈ ગયું છે કે તેઓ વિકાસની એવી પ્રક્રિયામાં ખેંચાઈ આવ્યા છે જે સમગ્ર વિશ્વ-મૂડીવાદમાં કટોકટી ઊભી કરશે જ.

એ રીતે, વર્તમાન સમયે આપણી સમક્ષ આવો સવાલ ખડો થયો છે—પશ્ચિમ યુરોપના મૂડીવાદી દેશો પોતાના વિકાસની પરિસમાપ્તિ સમાજવાદની દિશામાં કરે નહિ ત્યાં સુધી આપણે આપણા નાના પાયાના અને ખૂબ નાના પાયાના કિસાન-ઉત્પાદન સાથે તેમ જ આપણી વર્તમાન પાયમાલ હાલતમાં ટકી રહી શકીશું ખરા? પરંતુ તેઓ પોતાના વિકાસની પરિસમાપ્તિ આપણે પહેલાં જે ધારણા રાખી હતી તે મુજબ નથી કરી રહ્યા. તેઓ એ પરિસમાપ્તિ સમાજવાદની ક્રમશઃ "પરિપક્વતા" દ્વારા નથી કરી રહ્યા પરંતુ અમુક દેશોના બીજા દેશો દ્વારા શોષણને રસ્તે કરી રહ્યા છે, સમગ્ર પૂર્વના શોષણની સાથે

સામ્રાજ્યવાદી યુદ્ધમાં પ્રથમ જીતી લેવામાં આવેલા દેશોના શોષણને સાંકળી લઈને કરી રહ્યા છે. બીજી તરફ, ચોક્કસ રૂપે પ્રથમ સામ્રાજ્યવાદી યુદ્ધના પરિણામે જ પૂર્વ નિશ્ચિત રૂપે ક્રાંતિકારી ચળવળમાં ખેંચાઈ આવ્યું છે, નિશ્ચિત રૂપે વિશ્વ ક્રાંતિકારી ચળવળના સર્વસામાન્ય ધૂઘવતા પૂરમાં ખેંચાઈ આવ્યું છે.

આવી પરિસ્થિતિ આપણા દેશ માટે કેવી કાર્યનીતિ નિર્ધારિત કરે છે? દેખીતી રીતે જ નીચે મુજબની. આપણે અત્યંત સાવધાની દાખવવી જ જોઈએ કે જેથી આપણી કામદારોની સરકારને જાળવી રાખી શકાય અને આપણી નાના પાયાની તથા બહુ નાના પાયાની ખેતી કરતી કિસાનપ્રજાને આપણે એ સરકારના નેતૃત્વ હેઠળ તેમ જ તેની સત્તા હેઠળ કાયમ રાખી શકીએ. એ વાત આપણા લાભમાં છે કે આખી દુનિયા હવે એક એવા આંદોલનમાં પહોંચી જઈ રહી છે જે વિશ્વ સમાજવાદી ક્રાંતિ ઉત્પન્ન કરશે જ. પરંતુ આપણે એ ગેરલાભ પણ વેઠી રહ્યા છીએ કે સામ્રાજ્યવાદીઓ દુનિયામાં ફૂટ પાડીને તેને બે છાવણીઓમાં વહેંચી નાખવામાં સફળ થયા છે; અને એ ફૂટને એ હકીકત અધિક ગૂંચવણભરેલી બનાવે છે કે સાચેસાચ ઉન્નત સુસંસ્કૃત મૂડીવાદી વિકાસના દેશ જર્મની માટે પોતાના પગ પર ખડા થવાનું અત્યંત મુશ્કેલ છે. જેને પશ્ચિમ કહેવામાં આવે છે તેના બધા જ મૂડીવાદી દેશો તેને ચાંચ વડે ખણી રહ્યા છે અને તેને ખડું થતાં રોકી રહ્યા છે. બીજી તરફ, માનવીય પીડાની આખરી હદ સુધી પહોંચી ગયેલા કરોડો શોષિત કામગાર લોકોની વસતિ ધરાવતા સમગ્ર પૂર્વને એવી સ્થિતિમાં ધકેલી દેવામાં આવ્યું છે કે જેમાં તેની પ્રાકૃતિક અને ભૌતિક તાકાતની પશ્ચિમ યુરોપનાં ઘણાં વધારે નાનાં રાજ્યોમાંથી કોઈની પ્રાકૃતિક અને ભૌતિક તથા લશ્કરી તાકાતની જોડે સરખામણી ન જ કરી શકાય.

એ સામ્રાજ્યવાદી દેશો જોડેના ઝૂમી રહેલા ઘર્ષણથી આપણે આપણને બચાવી શકીએ એમ છીએ ખરા? રશિયન પ્રતિક્રાંતિને ટેકો આપવા માટે ચલાવવામાં આવેલી પશ્ચિમ યુરોપિયન પ્રતિક્રાંતિની આક્રમક ઝુંબેશ જ્યારે પશ્ચિમ તથા પૂર્વના પ્રતિક્રાંતિકારીઓની છાવણીમાં, પૂર્વીય અને પશ્ચિમી શોષકોની છાવણીમાં, જાપાન અને અમેરિકાની છાવણીમાં, ઊભા થયેલા વેરઝેરને કારણે ભાંગી પડી ત્યારે આપણને પહેલી વાર જેવો વિશ્રામનો અવકાશ મળ્યો હતો એવો જ વિશ્રામનો અવકાશ પશ્ચિમના સમૃદ્ધ સામ્રાજ્યવાદી દેશો તથા પૂર્વના સમૃદ્ધ સામ્રાજ્યવાદી દેશો વચ્ચેનાં વેરઝેર તથા ઘર્ષણો આપણને બીજી વાર આપશે એવી આશા આપણે રાખી શકીએ ખરા?

મારા વિચાર મુજબ આ સવાલનો જવાબ એમ હોવો જોઈએ કે એ વાત અતિ ઘણાં ઉપાદાનો ઉપર આધાર રાખે છે અને આખા સંઘર્ષના પરિણામનું ભવિષ્ય ભાખવું ફક્ત એ કારણે શક્ય છે કે લાંબા ગાળા દરમિયાન મૂડીવાદ પોતે જ દુનિયાની વસતિની વ્યાપક બહુસંખ્યાને સંઘર્ષની કેળવણી અને તાલીમ આપી રહ્યો છે.

આખરી પૃથક્કરણમાં સંઘર્ષના પરિણામને એ હકીકત નિર્ધારિત કરશે કે રશિયા, હિંદુસ્તાન, ચીન, વગેરે દુનિયાની વસતિની અધિકાધિક બહુસંખ્યાને આવરી લે છે. વળી એ જ બહુસંખ્યા ગત થોડાં વર્ષો દરમિયાન અસાધારણ ઝડપથી મુક્તિના સંઘર્ષમાં ખેંચાઈ છે, અને એટલે વિશ્વ-સંઘર્ષનું આખરી પરિણામ શું આવશે તેના સંબંધમાં જરાકમાં જરાક પણ શંકા હોઈ શકે જ નહિ. એ અર્થમાં, સમાજવાદનો પૂર્ણ વિજય પૂરેપૂરો અને તદ્દન સુનિશ્ચિત છે.

પરંતુ અમને જેમાં રસ છે તે સમાજવાદના આ પૂર્ણ વિજયની અનિવાર્યતાની વાત નથી, પણ પશ્ચિમ યુરોપિયન પ્રતિક્રાંતિકારી રાજ્યોને આપણને કચડી નાખતાં રોકવા માટે આપણે, રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટીએ, આપણે, રશિયન સોવિયેત સરકારે, જે કાર્યનીતિ અનુસરવી જોઈએ તેની વાત છે. પ્રતિક્રાંતિકારી સામ્રાજ્યવાદી પશ્ચિમ અને ક્રાંતિકારી તથા રાષ્ટ્રવાદી પૂર્વની વચ્ચે, દુનિયાના અધિકતમ સભ્ય દેશો અને પૌર્વાત્ય રીતે પછાત પરંતુ બહુસંખ્યા બની રહેતા દેશો વચ્ચે, આગલું લશ્કરી ઘર્ષણ જાગે નહિ ત્યાં સુધી આપણા અસ્તિત્વની ખાતરી ઉત્પન્ન કરવા માટે એ બહુસંખ્યાએ સભ્ય બની જ જવું જોઈએ. સીધા સમાજવાદમાં પહોંચી જવા માટે જરૂરી પૂરતી સભ્યતાનો આપણામાં પણ અભાવ છે, જોકે એ અંગેની રાજકીય તૈયારીઓ આપણે જરૂર ધરાવીએ છીએ. આપણું અસ્તિત્વ બચાવી રાખવા માટે આપણે નીચે મુજબની કાર્યનીતિ અપનાવવી જોઈએ અથવા નીચે મુજબની નીતિ અનુસરવી જોઈએ.

આપણે એવા રાજ્યનું નિર્માણ કરવું જોઈએ કે જેમાં કામદારો કિસાનો ઉપરનું નેતૃત્વ કાયમ રાખે, કામદારો પોતાનામાં કિસાનોના વિશ્વાસને કાયમ રાખે, અને ભારેમાં ભારે કરકસર અમલમાં મૂકીને આપણા સામાજિક સંબંધોમાંથી ઉડાઉપણાના પ્રત્યેક ચિહ્નને હઠાવી દે.

આપણા રાજ્યતંત્રમાં આપણે આખરી હદ સુધીની કરકસર અમલમાં મૂકવી જોઈએ. ઝારશાહી રશિયાના જમાનામાંથી, તેના નોકરશાહી મૂડીવાદી રાજ્યતંત્રમાંથી, જે ઘણું બધું ઉડાઉપણું હજુ બાકી રહી ગયું છે તેનાં બધાં

જ ચિહ્નોને આપણે આપણા રાજ્યતંત્રમાંથી બહાર ફગાવી દેવાં જ જોઈએ.

એ શું કિસાન-મર્યાદાઓનો અમલ નહિ બની રહે?

ના. આપણે જો એ વાતની ખાતરી કરી લઈએ કે કામદાર વર્ગ કિસાનોની ઉપર પોતાનું નેતૃત્વ કાયમ રાખે છે તો આપણા રાજ્યના આર્થિક જીવનમાં શક્ય એટલી ભારેમાં ભારે કરકસર અમલમાં મૂકીને થઈ શકે એવી પ્રત્યેક બચતનો ઉપયોગ આપણે આપણા મોટા પાયાના યંત્ર-ઉદ્યોગનો અને વિદ્યુતકરણનો તથા હાઈડ્રોલિક પદ્ધતિએ પીટના ખોદાણનો વિકાસ સાધવા, વોલ્ખોવ પાવર સ્ટેશનને[92] પરિપૂર્ણ કરવા, ઈત્યાદિ માટે કરી શકીશું.

તેમાં, અને કેવળ તેમાં જ, આપણે માટે આશા દેખાય છે. એમ કરીએ ત્યારે જ આપણે, આલંકારિક ભાષાનો ઉપયોગ કરું તો, ઘોડા બદલાવી શકીશું; ગરીબીના કિસાન-ખેડૂત ઘોડાને બદલે, પાયમાલ કિસાન દેશ માટે રચાયેલા અર્થતંત્રના ઘોડાને બદલે, સર્વહારા વર્ગ જેને શોધી રહ્યો છે તથા તેણે જેને શોધી કાઢવો જ જોઈએ એ ઘોડો મેળવી શકીશું; મોટા પાયાના યંત્ર-ઉદ્યોગનો, વિદ્યુતકરણનો, વોલ્ખોવ પાવર સ્ટેશનનો, ઈત્યાદિનો ઘોડો મેળવી શકીશું.

૨ માર્ચ, ૧૯૨૩

'પ્રાવદા', અંક ૪૯
૪ માર્ચ, ૧૯૨૩
હસ્તાક્ષર: એન. લેનિન

ગ્રંથ ૪૫,
પૃ. ૪૦૨–૪૦૫

## ટિપ્પણીઓ

[1] **ચીની યુદ્ધ**—આ ઉલ્લેખ ૧૯૦૦ની સાલમાં જર્મની, રશિયા, બ્રિટન, અમેરિકા, જાપાન, ફ્રાંસ, ઇટાલી, અને ઓસ્ટ્રિયા-હંગેરીએ બોક્સર વિદ્રોહ તરીકે પણ જાણીતા પ્રજાકીય સામ્રાજ્યવાદ-વિરોધી ઈહેતુઆન વિદ્રોહના કરેલા પાશવી દમન વિશે છે.

૧૮૯૪-૯૫ના ચીન-જાપાન યુદ્ધ પછી જ્યારે સામ્રાજ્યવાદીઓએ કેટલાય ચીની વિસ્તારો ઉપર કબજો કરી લીધો, ચીની સરકારની ઉપર મહત્ત્વનાં બંદરો ૯૯ વરસના પટ્ટે આપી દેવાની ફરજ પાડી, અને દેશના પ્રભાવ-પ્રદેશોમાં ભાગલા પાડી નાખ્યા ત્યારે એ સત્તાઓ દ્વારા પોતાના દેશના ભાગલા તથા પોતાના દેશની લૂંટફાટના જનતાના જવાબ રૂપે એ વિદ્રોહ થયો હતો. પરિણામે મંચુરિયામાં રશિયન વર્ચસ્વ સ્થપાયું, મધ્ય વિભાગના અને દક્ષિણના દસ પ્રાંત બ્રિટનના પ્રભુત્વ હેઠળ આવી ગયા, શાંતુંગ પ્રાંત જર્મન પ્રભાવ-પ્રદેશ બની ગયો, વગેરે. સામ્રાજ્યવાદી લૂંટનું પરિણામ અસહ્ય કરવેરામાં, કિસાનો તથા કારીગરોના દરિદ્રીકરણમાં અને સામાન્ય રૂપે આર્થિક વ્યવસ્થા ખોરવાઈ જવામાં આવ્યું. એટલે, વિદ્રોહની મુખ્ય માગણી પરદેશીઓને દેશની બહાર હાંકી કાઢવાની હતી.

૧૯૦૦ના જન મહિનામાં મોટી ઈહેતુઆન ટુકડીઓ પેકિંગમાં દાખલ થઈ અને તેમણે પરદેશી સત્તાઓની વિરુદ્ધ જંગ જાહેર કરવાની શાહી સરકારને ફરજ પાડી. બળવાખોરોની વિરુદ્ધ ૬૦૦૦૦નું લશ્કર મોકલવામાં આવ્યું અને વિદ્રોહને ઘોર પાશવતાથી દબાવી દેવામાં આવ્યો. આખાં ને આખાં શહેરોને ભોંયભેગાં કરી દેવામાં આવ્યાં, અમૂલ્ય સ્મારકોને નષ્ટ કરી નાખવામાં આવ્યાં, અને દેશની ઘણીબધી સંપત્તિ લૂંટી લેવામાં આવી.

૧૯૦૧ના સપ્ટેંબરમાં પેકિંગ સરકારને જબરજસ્ત દંડની, ચીનમાં પરદેશી સૈન્યો રાખવાની, પેકિંગમાં પરદેશી નિયંત્રણ હેઠળનો દૂતાવાસ સ્થાપવાની,

વગેરે જોગવાઈઓ કરતી સંધિ ઉપર સહી કરવાની ફરજ પાડવામાં આવી. એ સંધિએ ચીનને વસ્તુતઃ અર્ધસંસ્થાન બનાવી દીધું. ઝારશાહી સરકારે એ બનાવોનો લાભ મંચુરિયા ઉપર કબજો કરી લેવા માટે ઉઠાવ્યો. — પૃ. ૨૩

[2] આ નિર્દેશ હિંદુસ્તાનની જનતાએ ૧૮૫૭-૫૯નાં વરસોમાં બ્રિટિશ શાસનની વિરુદ્ધ કરેલા વિપ્લવ પ્રત્યે છે. સિપાઈઓ (બ્રિટિશ સાંસ્થાનિક સેનાના હિંદુસ્તાની સૈનિકો), હિંદુસ્તાનના ઉત્તર તથા મધ્ય પ્રાંતોના કિસાનો અને શહેરી વસતિ— સૌએ વિપ્લવમાં ભાગ લીધો હતો. તેમનું લક્ષ્ય બ્રિટિશરોની હકાલપટ્ટી કરવાનું અને હિંદુસ્તાનની સ્વાધીનતા હાંસલ કરવાનું હતું. વિપ્લવીઓએ દિલ્હી, લખનૌ તથા બીજાં શહેરો કબજે કરી લીધાં, અને દેશમાં આવી રહેલાં બ્રિટિશ સૈન્યોના પૂરનો બહાદુરીથી મુકાબલો કર્યો. આખરે ૧૮૫૯ની વસંતમાં બ્રિટિશરોએ સ્થાનિક સામંતી રાજાઓની મદદ વડે વિપ્લવને દબાવી દીધો. સંસ્થાનવાદીઓએ અપૂર્વ પાશવતાથી વિપ્લવનો અંત આણ્યો.

બે વરસ પછી હિંદુસ્તાન ભયંકર દુકાળની આફતમાં સપડાઈ ગયું. લગભગ દસ લાખ ઈન્સાનો ભૂખમરાથી મોતના ખપ્પરમાં હોમાઈ ગયા. ૧૮૬૫ તથા ૧૮૬૬માં મદ્રાસ તથા ઓરિસ્સા પ્રાંતો અને ૧૮૭૩-૭૪માં બંગાળ તથા બિહાર પ્રાંતો દુકાળના ભોગ બની ગયા. ૧૮૭૬થી ૧૮૭૮ દરમિયાન જ્યારે દુકાળ દેશના ઉત્તર અને દક્ષિણ ભાગોમાં એકીસાથે ત્રાટકયો ત્યારે ૨૫ લાખથી વધારે માણસો ભૂખમરાને કારણે મોતના શિકાર બની ગયા. હિંદુસ્તાનમાં બ્રિટિશ શાસન દરમિયાન નિયમિત ઘટના જેવા બની ગયેલા આ દુકાળો દેશના સાંસ્થાનિક પીડનનું, પાશવી શોષણનું, હિંદુસ્તાની જનતાની પાયમાલી અને કંગાલિયતનું પરિણામ હતા. — પૃ. ૨૪

[3] **સ્ટુટગાર્ટની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસ**— બીજી ઈન્ટરનેશનલની સ્ટુટગાર્ટ (સાતમી) કોંગ્રેસ ૧૯૦૭ના ઓગસ્ટની ૧૮થી ૨૪ તારીખ સુધી ભરાઈ. તેમાં ૨૫ રાષ્ટ્રોની સમાજવાદી પાર્ટીઓ તથા કામદાર સંગઠનોનું પ્રતિનિધિત્વ કરતા ૯૦૦ ડેલિગેટોએ ભાગ લીધો. એ કોંગ્રેસે નીચેની બાબતો ચર્ચી: ૧) સાંસ્થાનિક સવાલ; ૨) રાજકીય પાર્ટીઓ અને ટ્રેડ-યુનિયનો વચ્ચેના સંબંધો; ૩) દેશાંતર; ૪) સ્ત્રીઓ માટે મતાધિકાર; અને ૫) લશ્કરવાદ તથા આંતરરાષ્ટ્રીય ઘર્ષણો.

એ કોંગ્રેસે આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનની અંદર લેનિનની આગેવાની હેઠળના રશિયન બોલ્શેવિકો અને રોઝા લુક્ઝેમ્બુર્ગ તથા અન્ય નેતાઓની આગેવાની હેઠળના જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓ દ્વારા પ્રતિનિધિત્વ પામતી ક્રાંતિકારી પાંખ અને તકવાદી પાંખ (વોલમાર, બર્નસ્ટાઇન, વાન કોલ, અને બીજા) વચ્ચેના સંઘર્ષના મેદાનનું રૂપ ધારણ કરી લીધું. તકવાદીઓની હાર થઈ અને કોંગ્રેસે એવા ઠરાવો અપનાવ્યા કે જેમાં સમાજવાદી પાર્ટીઓનાં મુખ્ય કર્તવ્યોનું નિરૂપણ ક્રાંતિકારી માર્ક્સવાદી ભાવનાથી કરવામાં આવ્યું હતું.—પૃ. ૩૦

[4] આ નિર્દેશ સ્ટુટગાર્ટ કોંગ્રેસના એ કમિશન પ્રત્યે છે જેણે સાંસ્થાનિક સવાલ અંગેનો ઠરાવ ઘડયો હતો.—પૃ. ૩૦

[5] આ નિર્દેશ ૧૯૦૫ના ડિસેંબરમાં રશિયાનાં મોસ્કો તેમ જ અન્ય સંખ્યાબંધ શહેરોમાં થયેલા હથિયારબંધ વિદ્રોહ પ્રત્યે છે. ૧૯૦૫-૦૭ની પ્રથમ રશિયન ક્રાંતિની એ ચરમ કક્ષા હતી.—પૃ. ૩૩

[6] ૧૯૦૫ના અંતમાં ઈરાનમાં ક્રાંતિ ફાટી નીકળી અને શાહના આપખુદ શાસન વિરુદ્ધ તહેરાન, તાબ્રિઝ તેમ જ બીજાં શહેરોમાં દેખાવો થયા. શાહે જનતાને તદ્દન કંગાલિયતની હાલતમાં ધકેલી દીધી હતી અને દેશને અર્ધ-સંસ્થાનમાં પલટાવી નાખવામાં તે સામ્રાજ્યવાદી સત્તાઓને મદદ કરી રહ્યો હતો. ૧૯૦૬ના ઓગસ્ટમાં શાહને બંધારણની માંગ માની લેવી પડી અને મજલિસ (પાર્લમેન્ટ)નું અધિવેશન ઑક્ટોબરમાં ભરાયું.

ક્રાંતિકારી સંઘર્ષમાં વસતિના વધારે ને વધારે બહોળા વિભાગો સામેલ થવા લાગ્યા. તાબ્રિઝ તથા રેશ્તમાં પ્રથમ સોશ્યલ-ડેમોક્રેટિક સંઘટનો સ્થપાયાં અને વ્યાપક કામદાર આંદોલન આકાર ધારણ કરવા લાગ્યું. ઉત્તર ઈરાનમાં પરદેશી કંપનીઓમાં હડતાલો થઈ અને ચૂંટાયેલાં લોકશાહી સંઘટનો સ્થાપવામાં આવ્યાં, જેમણે પ્રતિક્રાંતિની સામે લડવા માટે વોલંટિયર ટુકડીઓની રચના કરી. ૧૯૦૭માં કેટલાય વિસ્તારોમાં કિસાન આંદોલન વિકાસ પામ્યું. કિસાનોએ કરવેરા ભરવાનો ઈનકાર કર્યો, અને મોટી સામંતી જાગીરોના વિભાજનની માંગ ઉઠાવી તથા તેમને કબજે કરી લીધી.

રશિયામાં ક્રાંતિને કચડી ચૂકેલી ઝારશાહી સરકારે ૧૯૦૭ના ઑગસ્ટમાં બ્રિટિશ સરકાર જોડે કરાર કરીને ઈરાનને રશિયન તથા બ્રિટિશ પ્રભાવક્ષેત્રોમાં વિભાજિત કરી નાખ્યું. તહેરાનમાં સ્થિત રશિયન કઝ્ઝાક બ્રિગેડના કમાંડર કર્નલ લ્યાખોવે શાહ જોડે સમજણ કરીને પ્રતિક્રાંતિકારી રાજ્ય-વિપ્લવનું કાવતરું કર્યું. મજલિસની ઈમારત ઉપર તોપમારો કર્યો. મજલિસને વિખેરી નાખવામાં આવી અને તેના કેટલાક સભ્યોની હત્યા કરવામાં આવી. લ્યાખોવને તહેરાનનો લશ્કરી ગવર્નર નીમવામાં આવ્યો.

પરંતુ પ્રજાકીય સંઘર્ષ ચાલુ રહ્યો. ક્રાંતિકારી ટુકડીઓએ તાબ્રિઝ તથા રેશ્ત કબજે કરી લીધાં અને ૧૯૦૯ના જુલાઈમાં તહેરાનમાં પ્રવેશ કર્યો, લ્યાખોવના કઝ્ઝાકોને હરાવ્યા, તથા શાહ મોહમ્મદ અલીને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. સત્તા મોટા મૂડીદારો તથા જમીનદારોના હાથમાં ચાલી ગઈ, જે ક્રાંતિને કચડી નાખવા આતુર હતા.

૧૯૧૧ના અંતમાં ઝારશાહી સરકારે આઝરબૈજાન, ગિલાન તથા ખોરાસાન કબજે કરી લીધાં અને બ્રિટિશરો દક્ષિણ ઈરાનમાં પહોંચી ગયા. પ્રજાકીય આંદોલનને જંગલી રીતે દબાવી દેવામાં આવ્યું, ક્રાંતિની સઘળી કામયાબીઓ નાબૂદ કરી નાખવામાં આવી, અને શાહ તથા સામંતોનું શાસન ફરી સ્થાપવામાં આવ્યું.—પૃ. ૩૩

[7] **યમદૂતો**—ક્રાંતિકારી આંદોલનની વિરુદ્ધ લડવા માટે ઝારશાહી પોલીસે સંગઠિત કરેલી રાજાશાહીવાદી ટોળકીઓ. તેઓ ક્રાંતિકારીઓનાં ખૂન કરતા, પ્રગતિશીલ બુદ્ધિજીવીઓની ઉપર હુમલા કરતા, અને યહૂદીઓના હત્યાકાંડ રચતા.—પૃ. ૩૩

[8] આ નિર્દેશ સુલતાન અબ્દુલ હમીદ બીજાના આપખુદી અમલની વિરુદ્ધ ૧૯૦૮—૧૯૦૯માં થયેલી તુર્કી ક્રાંતિ પ્રત્યે છે. એ ક્રાંતિનું નેતૃત્વ યુવાન તુર્કોએ કર્યું હતું. તેઓ 'યુનિટી એન્ડ પ્રોગ્રેસ' પાર્ટીના સભ્યો હતા. એ પાર્ટીની સ્થાપના વાણિજ્ય હિતોનું પ્રતિનિધિત્વ કરતા પ્રગતિશીલ બુદ્ધિજીવીઓના એક જૂથે ૧૮૯૪માં કરી હતી.

૧૯૦૮ના જુલાઈમાં યુવાન તુર્ક અમલદારોની સરદારી હેઠળની લશ્કરી ટુકડીઓએ બંડ કર્યું અને નગરજનોએ તથા કિસાનોએ તેને ટેકો આપ્યો. ક્રાંતિકારી ચળવળ ફેલાઈ જશે એવી બીક લાગવાથી સુલતાન અબ્દુલ હમીદ બીજો ૧૮૭૬ના બંધારણને પુનઃસ્થાપિત કરવા કબૂલ થયો. ૧૮૭૮માં **સંસદને**

વિસર્જિત કરી નાખતી વેળા તેણે પોતે જ એ બંધારણને રદ કરી નાખ્યું હતું. ૧૯૦૮ના અંતમાં નવી સંસદ ભરવામાં આવી.

તુર્કીમાં ક્રાંતિના વિકાસે નિકટ અને મધ્ય પૂર્વમાં સામ્રાજ્યવાદી સત્તાઓની યોજનાઓ માટે જોખમ પેદા કર્યું. એટલે, ૧૯૦૮ના ઑગસ્ટ અને સપ્ટેંબરમાં, જર્મની, રશિયા, ફ્રાંસ, બ્રિટન, ઑસ્ટ્રો-હંગેરી અને ઈટાલીએ ક્રાંતિને દબાવી દેવાના ઉપયો અંગે તેમ જ તુર્કીના ભાગલા પાડવાના વધુ ઉપાયો અંગે ચર્ચાવિચારણા કરી. એ મંત્રણાઓના પરિણામે બોસ્નિયા અને હેર્ઝેગોવિનાને ઑસ્ટ્રો-હંગેરીમાં જોડી દેવામાં આવ્યાં (આ બન્ને પ્રાંતો ૧૮૭૮થી ઑસ્ટ્રિયાના કામચલાઉ કબજામાં હતાં), બલ્ગેરિયા નિશ્ચિત રૂપે તુર્કીથી અલગ થઈ ગયું, અને જર્મનીના રાજા પ્રિન્સ ફર્ડીનાન્ડને બલ્ગેરિયાનો રાજા ઘોષિત કરવામાં આવ્યો.

૧૯૦૯ના એપ્રિલમાં સુલતાને ઈસ્તંબૂલમાં પ્રતિક્રાંતિકારી વિદ્રોહનો પ્રયત્ન કર્યો પણ શેરીઓમાં બે દિવસ સુધી લડાઈ ચાલ્યા પછી યુવાન તુર્કો વિજયી થયા. તેમણે અબ્દુલ હમીદ બીજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને તુર્કીને બંધારણીય રાજશાહી તરીકે ઘોષિત કર્યું. નવી યુવાન તુર્કોની સરકાર સ્થાપવામાં આવી.

તરુણ તુર્કોની નવી સરકારે પ્રત્યાઘાતી સામંતી અને ધર્માધિકારી તત્ત્વો જોડે તેમ જ સામ્રાજ્યવાદી સત્તાઓ જોડે સમજૂતી કરવાની કોશિશ કરી. તુર્કી અર્ધસંસ્થાન તરીકે કાયમ રહ્યું.

લેનિને નિર્દેશ કર્યો કે ૧૯૦૮-૯ની તુર્કી ક્રાંતિ જનતાની ક્રાંતિ નહોતી કેમ કે તેમાં "આમજનતાએ, લોકોની પ્રચંડ બહુસંખ્યાએ, પોતાની આર્થિક અને રાજકીય માગણીઓ રજૂ કરીને સક્રિય અને સ્વતંત્ર રૂપે ભાગ નહોતો લીધો" અને ક્રાંતિમાં કશી નોંધપાત્ર ભૂમિકા નહોતી ભજવી.—પૃ. ૩૪

[9] આ સંકેત અબ્દુલ-હમીદ બીજા વિશે છે.—પૃ. ૩૪

[10] કેડેટો—બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો, રશિયાની ઉદારમતવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની મુખ્ય પાર્ટીના સભ્યો. એ પાર્ટી ૧૯૦૫ના ઑક્ટોબરમાં સ્થપાઈ હતી. નકલી લોકશાહીવાદનો બુરખો પહેરીને અને પોતાને 'જનતાની આઝાદી'ની પાર્ટી કહેવડાવીને કેડેટોએ કિસાનપ્રજાને પોતાને પક્ષે જીતી લેવાની કોશિશ કરી. તેમણે ઝારશાહીને બંધારણીય રાજશાહીના રૂપમાં

કાયમ રાખવાની મહેનત કરી. આગળ જતાં, કેડેટોએ સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની પાર્ટીનું રૂપ ધારણ કર્યું.

પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન (૧૯૧૪—૧૯૧૮) કેડેટોએ ઝારશાહી સરકારની વિસ્તારવાદી વિદેશનીતિને સક્રિય ટેકો આપ્યો અને ૧૯૧૭માં જ્યારે ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજાશાહીને બચાવી લેવાની કોશિશ કરી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. દખલબાજો અને વ્હાઇટગાર્ડોના પરાજય પછી પરદેશમાં રહીને તેમણે પોતાની સોવિયેત-વિરોધી પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓ ચાલુ રાખી.—પૃ. ૩૫

[11] **રશિયા-જાપાન યુદ્ધ** (૧૯૦૪-૫)—પ્રશાંત મહાસાગરમાં પ્રભુત્વ, દૂર પૂર્વમાં સાંસ્થાનિક વિસ્તાર, અને ચીનના ભાગલા માટે લડવામાં આવેલું સામ્રાજ્યવાદી યુદ્ધ. રશિયાએ હાર ખાધી અને તેણે ૧૯૦૫ના સપ્ટેંબર માસમાં પોર્ટસમાઉથ (અમેરિકા) ખાતે શાંતિ સંધિ ઉપર સહી કરી. એ સંધિ અનુસાર રશિયાએ પોર્ટ આર્થર અને દાલની (ડેઈરેન), સાખાલિન ટાપુનો દક્ષિણ તરફનો અરધો ભાગ, અને ચાઈનીઝ ઈસ્ટર્ન રેલવેનો દક્ષિણ વિભાગ, એટલું જાપાનને આપી દીધું.

રશિયાના પરાજયે રાજકીય કટોકટીને તીવ્ર બનાવી અને ક્રાંતિ ફાટી નીકળવાની ઘડીને નજીક આણી. ૧૯૦૫માં રશિયામાં ક્રાંતિ થઈ.—પૃ. ૩૬

[12] «*L' Humanité*»—ફ્રેંચ સમાજવાદી પાર્ટીના આગેવાન ઝાં જોરેસે ૧૯૦૪માં સ્થાપેલું સમાજવાદી દૈનિક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે પાર્ટીની મવાળ પાંખના કબજામાં હતું અને સામાજિક-અંધરાષ્ટ્રવાદી નીતિ અનુસરતું હતું. તુર કોંગ્રસમાં સમાજવાદી પાર્ટીમાં ફૂટ પડી (ડિસેંબર ૧૯૨૦) અને કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના થઈ ત્યાર પછી તે કોમ્યુનિસ્ટ પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર બની ગયું.—પૃ. ૩૭

[13] આ નિર્દેશ ૧૮૪૮ના જૂનમાં પેરિસના કામદારોના વિદ્રોહને પાશવતાથી દબાવી દેનારા જનરલ કાવેન્યાક પ્રત્યે અને ૧૮૭૧ના મે માસમાં પેરિસ કોમ્યુનના સામેલગીરો ઉપર અત્યાચારો માટે જવાબદાર જનરલ ગાલિફે પ્રત્યે છે.—પૃ. ૩૭

[14] આ નિર્દેશ ૧૮૭૧ના પેરિસ કોમ્યુન પ્રત્યે છે. ૧૮૭૦માં પ્રશિયા સાથેના યુદ્ધમાં ફ્રાંસના પરાજયના પરિણામે નેપોલિયન ત્રીજાનું સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. ફ્રાંસ પ્રજાસત્તાક બની ગયું. "રાષ્ટ્રીય સંરક્ષણ"ની મૂડીવાદી સરકાર સ્થાપવામાં આવી જેનું મુખ્ય લક્ષ્ય પેરિસના કામદારોના ક્રાંતિકારી આંદોલનને દબાવી દેવાનું હતું. તેણે જલદી જલદી પ્રશિયા જોડે નામોશીભરી સુલેહ કરી લીધી અને મુખ્યત્વે પેરિસના કામદારોના બનેલા "રાષ્ટ્રીય સંરક્ષક દળ"ના હથિયારો ઉતારી લેવાનું શરૂ કર્યું. ૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખે દળે બંડ પોકાર્યું અને સત્તા પોતાના હાથમાં લઈ લીધી. સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો એ ઈતિહાસમાં પહેલો પ્રયાસ હતો.

કેટલાક દિવસો પછી વસતિના સામાન્ય મતદાન મારફત પેરિસ કોમ્યુનની ચૂંટણી થઈ. તેણે પુરાણું મૂડીવાદી વર્ગનું સરકારી તંત્ર ખતમ કરી નાખ્યું, સઘળા અમલદારો તથા ન્યાયાધીશોની પ્રજાકીય ચૂંટણી દાખલ કરી, ચર્ચને રાજ્યથી તેમ જ શાળાઓને ચર્ચથી અલગ કરી દીધી, જે ઉદ્યોગ-કારખાનાં છોડીને માલિકો ભાગી ગયા હતા તે બધાં કામદારોનાં મંડળોને હવાલે કરી દીધાં, કામદારો માટે ન્યૂનતમ વેતન નિર્ધારિત કરતું ફરમાન જાહેર કર્યું, અને કામદારો તેમ જ શહેરી નિમ્ન-મૂડીવાદી વર્ગનાં હિતોમાં સંખ્યાબંધ બીજાં કદમો ઉઠાવ્યાં.

પરંતુ કોમ્યુને પોતાનાં કદમોમાં અપૂરતી દૃઢતાની ભૂલ કરી. થિયેરની પ્રતિક્રાંતિકારી સરકાર પેરિસ ઉપર હુમલો કરવા માટે વર્સેલ્સમાં લશ્કરની જમાવટ કરી રહી હતી. કોમ્યુન વર્સેલ્સ ઉપર હલ્લો કરવાને બદલે દુવિધામાં પડી ગયું. લેનિને લખ્યું છે કે "આ ભૂલોને બાદ કરતાં, કોમ્યુન ઓગણીસમી સદીના મહાનતમ સર્વહારા આંદોલનનું મહાનતમ ઉદાહરણ છે."

થિયેરના લશ્કરે ૧૮૭૧ના મે માસની ૨૧મી તારીખે પેરિસમાં પ્રવેશ કર્યો. ફ્રાંસના પાટનગરમાં કામદારો અને તેમની પત્નીઓ તથા બાળકો આઠ દિવસ સુધી અનુપમ બહાદુરીથી લડયાં. પરંતુ કોમ્યુનને કચડી નાખવામાં આવ્યું અને મૂડીવાદી વર્ગે કામદારોના લોહીની ખરેખરી નદીઓ વહેવડાવી દીધી. અનેક સ્ત્રીઓ અને બાળકો સમેત લગભગ ૩૦૦૦૦ ઈન્સાનોની હત્યા કરવામાં આવી, લગભગ ૪૫૦૦૦ ઈન્સાનોને ગિરફતાર કરી લેવામાં આવ્યા, અને હજારો માણસોને મોતની અથવા કાળા પાણીની સજા કરવામાં આવી. — પૃ. ૩૯

[15] આ નિર્દેશ ઓસ્ટ્રિયા-હંગેરી દ્વારા બોસ્નિયા અને હેરઝેગોવિનાને હડપ કરી જવા પ્રત્યે અને ૧૯૦૮ના ઓક્ટોબરમાં ઓટોમાન સામ્રાજ્યમાંથી

બલ્ગેરિયાના અલગ થઈ જવા પ્રત્યે છે (જુઓ ટિપ્પણી નં. ૮.) — પૃ. ૪૧

16 પ્રથમ રશિયન ક્રાંતિ (૧૯૦૫-૭) — મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ. તેની શરૂઆત ખૂનખાર રવિવારે (૯ જાન્યુઆરી, ૧૯૦૫) થઈ. તે દિવસે પોતાની ફરિયાદો રજૂ કરતી અરજીને ઝાર સમક્ષ પેશ કરવા માટે વિન્ટર પેલેસ તરફ કૂચ કરતા ગયેલા કામદારો, તેમની પત્નીઓ તથા તેમનાં બાળકોના સરઘસ ઉપર ઝારશાહી લશ્કરી ટુકડીઓએ ગોળીઓ વરસાવી.

દેખાવો, હડતાલો, અને સશસ્ત્ર બળવાઓનું મોજું આખા રશિયામાં ફરી વળ્યું. ક્રાંતિની ચાલક શક્તિ જેવા કામદારો આપખુદશાહીને ઉથલાવી પાડવા અને લોકશાહી પ્રજાસત્તાકની સ્થાપના કરવા, મોટી જમીનજાગીરોનો નાશ કરવા, તથા આઠ કલાકનો કામદિન હાંસલ કરવા જંગ લડયા. કામદારોના પ્રતિનિધિઓની પ્રથમ સોવિયેતનું સંગઠન ૧૯૦૫ના ઉનાળામાં ઈવાનોવો-વોઝનેસેન્સ્કમાં થયું અને ત્યાર પછી તરત જ બીજાં ઔદ્યોગિક કેંદ્રોમાં પણ સોવિયેતો સ્થપાવા લાગી. કિસાનો પણ ક્રાંતિમાં જોડાયા અને તેમણે મોટી જાગીરોના વિભાજનની માગણી કરી. ક્રાંતિ સશસ્ત્ર દળોમાં ફેલાઈ ગઈ. ૧૯૦૫ના જૂન માસમાં કાળા સમુદ્રના કાફલાની ક્રૂઝર 'પોતેમકિન'માં બંડ ફાટી નીકળ્યું.

ઑક્ટોબરમાં આમ રાજકીય હડતાલ થઈ અને સમગ્ર ઉદ્યોગ તથા વાહનવ્યવહાર થંભી ગયા. એ હડતાલ કામદાર વર્ગની પ્રચંડ તાકાતની સાબિતી હતી. ૧૭મી ઑક્ટોબરે ઝારને એક ઘોષણાપત્ર જાહેર કરવાની ફરજ પડી જેમાં બંધારણ, વાણીસ્વાતંત્ર્ય, સંઘસ્વાતંત્ર્ય, અખબારી સ્વાતંત્ર્ય, ઈત્યાદિનું વચન આપવામાં આવ્યું હતું. એ વચન કદી પૂરું કરવામાં ન આવ્યું.

ડિસેંબરમાં મોસ્કોમાં સશસ્ત્ર વિદ્રોહ ફાટી નીકળ્યો. બોલ્શેવિકોના નેતૃત્વ હેઠળ કામદારો પ્રચંડ સામના વિરુદ્ધ નવ નવ દિવસ સુધી બહાદુરીથી લડયા. સેંટ પિટર્સબર્ગથી વધારાનાં સૈન્યો આવ્યાં ત્યારે જ ઝારશાહી સરકાર વિદ્રોહને દબાવી શકી.

૧૯૦૬માં દસ લાખથી વધારે કામદારોએ હડતાળ પ્રવૃત્તિમાં ભાગ લીધો અને પહેલા છ મહિના દરમિયાન અરધા કરતાં વધારે વિસ્તારોમાં કિસાન વિદ્રોહો થયા.

ઔદ્યોગિક વિસ્તારોમાં અને કિસાન આંદોલનનાં કેંદ્રોમાં દંડ ટુકડીઓ મોકલવામાં આવી. હજારો માણસોને કતલ કરી નાખવામાં આવ્યા.

પ્રથમ રશિયન ક્રાંતિનો પરાજય થયો હોવા છતાં તેનું ઐતિહાસિક મહત્ત્વ અનહદ છે. લેનિનના શબ્દોમાં રશિયાની જનતા માટે તો તે "ડ્રેસ રિહર્સલ" હતું જેના વગર ૧૯૧૭માં કામદાર વર્ગનો વિજય અશક્ય બની ગયો હોત. ઈરાન, તુર્કી, ચીન, હિંદુસ્તાન, અને બીજા એશિયાઈ દેશોના ક્રાંતિકારી આંદોલનના વિકાસ ઉપર તેણે પ્રબળ પ્રભાવ પાડયો. — પૃ. ૪૧

[17] **બર્લિન સંધિ** — ઓટોમાન સામ્રાજ્યના આંશિક વિભાજનની જોગવાઈ કરતી એ સંધિ ૧૮૭૮ના જૂન-જુલાઈ મહિનાઓમાં જર્મની, રશિયા, બ્રિટન, ઑસ્ટ્રિયા-હંગેરી, તુર્કી, ફ્રાંસ, અને ઈટાલીના એક સંમેલનમાં થઈ હતી.

૧૮૭૭-૭૮ના યુદ્ધમાં તુર્કીના પરાજય પછી રશિયાએ તુર્કી સાથે કરેલી સાન સ્ટેફાનોની શાંતિ સંધિને સંમેલને રદ કરી. રશિયાએ બાતુમ, કાર્સ, અને આર્દાહાન મેળવ્યાં, બ્રિટને સાઈપ્રસનો ટાપુ હાંસલ કર્યો, અને ઑસ્ટ્રિયા-હંગેરીને બોસ્નિયા તથા હેરઝેગોવિનાનો "કામચલાઉ" કબજો મળ્યો. સંમેલને સર્બિયા, મોન્તેનેગ્રો, તથા રુમાનિયાની સ્વતંત્રતાને ઔપચારિક રૂપ પણ આપ્યું અને બલ્ગેરિયાને બે ભાગમાં વહેંચી નાખ્યું: ઉત્તર બલ્ગેરિયા કે જે તુર્કીના આધિપત્ય હેઠળનું ખંડિયું રાજ્ય બની ગયું, અને દક્ષિણ બલ્ગેરિયા કે જેણે પૂર્વીય રુમેલિયાના સ્વાયત્ત તુર્કી પ્રાંતનું રૂપ લીધું. — પૃ. ૪૪

[18] **ડાર્ડેનલ્સ** — આ નિર્દેશ સ્ટ્રેઈટસ અને કોન્સ્ટંટિનોપલ ઉપરના ઝારશાહી સરકારના દાવા પ્રત્યે છે, નિકટ પૂર્વમાં બ્રિટિશ અને જર્મન સામ્રાજ્યવાદનાં હિતો જોડે અથડામણમાં આવેલા દાવા પ્રત્યે છે. પ્રથમ વિશ્વ યુદ્ધમાં રશિયન મૂડીદારોનું મુખ્ય લક્ષ્ય હતું સ્ટ્રેઈટસ તથા કોન્સ્ટંટિનોપલ ઉપર કબજો કરી લેવાનું. — પૃ. ૪૫

[19] **રાજ્ય દૂમા** — ૧૯૦૫ની ક્રાંતિના પરિણામે સ્થાપવામાં આવેલી ઝારશાહી રશિયાની વિધાન સભા. તેના હાથમાં કોઈ જાતની અસરકારક સત્તા નહોતી અને તેની ચૂંટણી મતાધિકારની એવી અટપટી પદ્ધતિ દ્વારા થઈ હતી કે જેમાં કામદારો, કિસાનો, તથા બિનરશિયન પ્રજાઓની વ્યાપક બહુસંખ્યાને મતાધિકારથી વંચિત રાખવામાં આવી હતી.

પ્રથમ દૂમાને (એપ્રિલ-જુલાઈ, ૧૯૦૬) અને બીજી દૂમાને (ફેબ્રુઆરી-જૂન, ૧૯૦૭) ઝારશાહી સરકારે વિખેરી નાખી. ત્રીજી દૂમા (૧૯૦૭-૧૨)

અને ચોથી દૂમામાં (૧૯૧૨-૧૭) આપખુદશાહીના યમદૂત સમર્થકોનું પ્રાધાન્ય હતું.

બોલ્શેવિકોએ દૂમાના મંચનો ઉપયોગ ઝારશાહી સરકારની નીતિને તેમ જ હકીકતમાં ઝારશાહીનું સમર્થન કરતા મૂડીવાદી-ઉદારવાદી "વિરોધ"ના દંભને ઉઘાડાં પાડવા માટે કર્યો. ૧૯૧૪માં દૂમાના પાંચ બોલ્શેવિક સભ્યોએ સામ્રાજ્યવાદી યુદ્ધનો વિરોધ કર્યો અને ત્યાર પછીના વરસમાં તેમને ગિરફતાર કરીને જનમટીપની સજા કરવામાં આવી. — પૃ. ૪૬

[20] «*Vorwärts*» (આગેકદમ) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું કેંદ્રીય દૈનિક અખબાર. તે ૧૮૭૬થી ૧૯૩૩ સુધી પ્રકાશિત થયું હતું. — પૃ. ૪૭

[21] **'નોવોયે વ્રેમ્યા'** (નવયુગ) — સેંટ પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રાજશાહીની તરફેણ કરતું એક પ્રત્યાઘાતી અખબાર. તે ૧૮૬૮થી ૧૯૧૭ સુધી પ્રકાશિત થયું હતું. — પૃ. ૪૭

[22] સપ્ટેંબરનું પ્રત્યાઘાતી કાવતરું. — જુઓ પૃ. ૪૯

[23] **ઑક્ટોબરવાદીઓ** — '૧૭મી ઑક્ટોબરનો સંઘ', ૧૯૦૫માં સ્થપાયેલી મોટી મૂડીવાદી રાજશાહીવાદી પાર્ટીના સભ્યો. તેનું એવું નામ ૧૯૦૫ના ઑક્ટોબરની ૧૭મી તારીખના ઝારના જાહેરનામાની સ્વીકૃતિ નિર્દેશિત કરવા માટે રાખવામાં આવેલું. તેની પ્રવૃત્તિઓ જનતાના હિતો માટે હાનિકારક હતી અને મોટા મૂડીદારો તેમ જ મૂડીવાદી જમીનદારોનું રક્ષણ કરવાનું લક્ષ્ય ધરાવતી હતી. ઑક્ટોબરવાદીઓ ઝારશાહી ગૃહનીતિ અને વિદેશનીતિનું બિનશરતી સમર્થન કરતા પરંતુ મત મેળવવા ખાતર ક્યારેક ક્યારેક દૂમાના મૂડીવાદી "વિરોધી દળ" જોડે ભળી જતા. કેડેટોની સાથે મળીને ઑક્ટોબરવાદીઓએ સોવિયેત પ્રજાસત્તાકની વિરુદ્ધ સશસ્ત્ર સંઘર્ષના મુખ્ય સંગઠકોનું કામ કર્યું. — પૃ. ૫૦

[24] **આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરો** — બીજી ઈન્ટરનેશનલનું કારોબારી ઘટક. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીના પ્રતિનિધિ તરીકે લેનિન ૧૯૦૫થી તેના સભ્ય હતા. — પૃ. ૫૩

[25] રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું છઠ્ઠું અખિલ રશિયન સંમેલન ૧૯૧૨ના જાન્યુઆરીમાં પ્રાગમાં મળ્યું અને તેમાં વીસ સ્થાનિક પાર્ટી સંગઠનોના પ્રતિનિધિઓએ ભાગ લીધો. રશિયામાં આમ ક્રાંતિકારી ભાવનાઓની વૃદ્ધિએ સર્જેલી નવી પરિસ્થિતિમાં પાર્ટીનાં કર્તવ્યોને એ સંમેલને સ્પષ્ટ કર્યાં, અને આઝાદી તથા સ્વતંત્રતા માટેની એશિયાની લડતને દબાવી દેવાની ઝારશાહી નીતિને ઉઘાડી પાડી.

પ્રાગ સંમેલને અખિલ રશિયન ગેરકાનૂની ક્રાંતિકારી કામદાર વર્ગીય પાર્ટીની પુનઃસ્થાપના કરી, વિસર્જકો તથા અન્ય તકવાદી જૂથોની હકાલપટ્ટી કરી, અને નવી કેંદ્રીય સમિતિની ચૂંટણી કરી. — પૃ. ૬૦

[26] આ નિર્દેશ ૧૯૧૧-૧૩ની **ચીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ** પ્રત્યે છે. ૧૯૧૧ના વસંત અને ઉનાળાના દિવસોમાં મંચુ રાજવંશ તેમ જ ચીનમાં લૂંટફાટ મચાવતા અને ચીનના ભાગલા પાડતા પરદેશી સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ એક વ્યાપક પ્રજાકીય આંદોલનનો વિકાસ થયો. ૧૯૧૧ના ઑક્ટોબરની ૧૦મી તારીખે વુચાંગમાં વિદ્રોહ ફાટી નીકળ્યો અને તેની પરિસમાપ્તિ કામચલાઉ ક્રાંતિકારી સરકારની સ્થાપનામાં થઈ. ક્રાંતિ હાન્કાવ, હાન્યાંગ, શાંઘાઈ, તથા બીજાં શહેરોમાં તેમ જ પ્રાંતોમાં ફેલાઈ ગઈ. કામદારો, રેલવે મજદરો, વિદ્યાર્થીઓ, મજૂરો, વગેરેએ તેમાં સક્રિય ભાગ લીધો. જમીનની માગણી અને પાયમાલી-સર્જક કરવેરાને રદ કરવાની માગણીના આધારે સામંતશાહો અને જમીનદારોની વિરુદ્ધ કિસાનોનું એક પ્રચંડ આંદોલન વિકાસ પામ્યું.

ક્રાંતિનું નેતૃત્વ કિસાન-સમર્થિત તુંગ મેંઘુએઈ પાર્ટીએ કર્યું જે લોકશાહીવાદી માનસ ધરાવતા મૂડીવાદીઓ અને બુદ્ધિજીવીઓનું પ્રતિનિધિત્વ કરતી હતી.

૧૯૧૧ના ડિસેંબરના અંતમાં નાનકિંગમાં ભરાયેલા એક સંમેલને ચીનને પ્રજાસત્તાક ઘોષિત કર્યું અને ડો. સુન યાત-સેનને કામચલાઉ પ્રમુખ નીમ્યા.

ત્યાર પછીના વરસના ફેબ્રુઆરી મહિનામાં સમ્રાટે ગાદીત્યાગ કર્યો, પરંતુ ક્રાંતિનો અંત આણવા આતુર મોટા મૂડીદારો અને જમીનદારોએ, આંદોલનની લિબરલ પાંખે, પ્રમુખપદ માટે જનરલ યુઆન શીહ-કાઈનું નામ પેશ કર્યું. જનરલ યુઆન શીહ-કાઈ મંચુ રાજવંશની નોકરી કરી ચૂકેલો પાકો લેભાગુ હતો. યુઆન શીહ-કાઈની તરફેણમાં પોતાનું નામ પાછું ખેંચી લેવાની સુન યાત-સેનને ફરજ પાડવામાં આવી.

યુઆન શીહ-કાઈએ ૧૯૧૩ની વસંતના દિવસોમાં રશિયા, બ્રિટન, તથા બીજી સામ્રાજ્યવાદી સત્તાઓ પાસેથી લોન મેળવી અને એ પૈસાનો ઉપયોગ પ્રતિક્રાંતિકારી લશ્કરની રચના કરવા માટે કર્યો.

૧૯૧૩ના ઉનાળામાં સુન યાત-સેનની હાકલના જવાબમાં કેટલાય દક્ષિણ પ્રાંતોનાં ક્રાંતિકારી લશ્કરોએ યુઆન શીહ-કાઈની વિરુદ્ધ બળવો કર્યો. એ બીજી ક્રાંતિનો પરાજય થયો અને પોતે જ ૧૯૧૨માં મંજૂર કરેલા બંધારણ અનુસાર ભરવામાં આવેલી પાર્લમેન્ટનું વિસર્જન કરી નાખીને યુઆન શીહ-કાઈએ બધી ક્રાંતિકારી પાર્ટીઓને ગેરકાયદેસર જાહેર કરી દીધી. તેને પગલે પગલે જથ્થાબંધ ધરપકડો અને હત્યાઓનો કાંડ આવ્યો અને તેની પરિસમાપ્તિ યુઆન શીહ-કાઈની આગેવાની હેઠળની લશ્કરી સરમુખત્યારીની સ્થાપનામાં થઈ.—પૃ.૬૦

[27] **રશિયન નરોદવાદી** (લોકવાદી)—ગત સદીના સાતમા અને આઠમા દાયકાઓમાં રશિયામાં ઉગમ પામેલા નરોદવાદી આંદોલનનો અનુયાયી.

એ નિમ્ન-મૂડીવાદી આંદોલનનું અંતિમ લક્ષ્ય આપખુદશાહીની નાબૂદીનું અને જાગીરોની જમીન કિસાનોને હવાલે કરી દેવાનું હતું. રશિયાના શોષિત અર્ધ-ખેતગુલામ કિસાન સમુદાયોની લોકશાહીવાદી આકાંક્ષાઓ તેમાં વ્યક્ત થતી હતી. નરોદવાદીઓ પોતાને સમાજવાદીઓ ગણતા, પરંતુ તેમના નિમ્ન-મૂડીવાદી તરંગી સમાજવાદમાં સામાજિક વિકાસના વસ્તુલક્ષી નિયમોની સમજણ જોડે કશી સમાનતા નહોતી.

"જમીનના સમતાયુક્ત ખેડહક"ના નરોદવાદી સૂત્રમાં જમીનના "સમાજીકરણ"ના ઉપાય તરીકે સઘળી જમીન ખેડુઓની અંદર સરખા ભાગે વહેંચી દેવાની હાકલ હતી. ખાનગી મિલકતના અર્થતંત્રમાં આના અમલના પરિણામે સામંતી સંબંધો નાબૂદ થઈ ગયા હોત અને મૂડીવાદનો વિકાસ થયો હોત. કિસાનપ્રજાને સામંતી શોષણથી મુક્તિ અપાવે એવી મૂડીવાદી-લોકશાહી ક્રાંતિ અને ઉત્પાદનનાં સઘળાં સાધનોને સાર્વજનિક મિલકતમાં પલટાવી નાખે તેમ જ મૂડીવાદને તથા શોષણનાં સઘળાં રૂપોને નાબૂદ કરી નાખે એવી સમાજવાદી ક્રાંતિ વચ્ચેનો તફાવત નરોદવાદીઓ નહોતા સમજ્યા.

વીસમી સદીના આરંભમાં નરોદવાદી કાર્યક્રમ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીએ, પ્રજાકીય સમાજવાદીઓએ અને દૂમામાં ત્રુદોવિકોએ અથવા શ્રમ-જૂથે અપનાવી લીધો હતો.—પૃ.૬૨

[28] **અખિલ રશિયન કિસાન સંઘ** — ૧૯૦૫ના ઓગસ્ટમાં સ્થપાયેલું ક્રાંતિકારી લોકશાહીવાદી કિસાન સંગઠન. તેની મુખ્ય માંગ તત્કાળ બંધારણ સભા ભરવાની અને રાજકીય આઝાદીઓ આપવાની હતી. તેના જમીન સંબંધી કાર્યક્રમમાં જમીનની ખાનગી માલિકી નાબૂદ કરવાની અને સરકાર, મઠો તથા રાજાને હસ્તક જમીન વિના વળતર કિસાનોને હવાલે કરી દેવાની હતી. સંઘની નીતિ સુસંગત નહોતી. તેણે જાગીરોની નાબૂદીની માંગ ઉઠાવી હોવા છતાં જમીનદારોને આંશિક વળતર આપવાની વાત સ્વીકારી લીધી હતી. પોલીસ તરફથી દમનનાં હારબંધ કદમોના પરિણામે ૧૯૦૬માં સંઘના અસ્તિત્વનો અંત આવ્યો. — પૃ.૬૩

[29] **ત્રુદોવિકો** — પ્રથમ દૂમામાં કિસાનોના પ્રતિનિધિઓનું એક જૂથ. લોકશાહીના નિમ્ન-મૂડીવાદી સમર્થકોના આ જૂથની સ્થાપના ૧૯૦૬ના એપ્રિલમાં થઈ હતી.

ત્રુદોવિકોએ જમીનના સમતાયુક્ત ખેડહકનો નરોદવાદી કાર્યક્રમ અપનાવ્યો હતો અને જમીનદારો, સરકાર, મઠો તથા રાજાને હસ્તક સઘળી જમીન કિસાનોને હવાલે કરી દેવાની, જાગીરો તથા રાષ્ટ્રીય અસમાનતા નાબૂદ કરી નાખવાની, તેમ જ સાર્વજનીન મતાધિકારની માંગ ઉઠાવી હતી.

લેનિને ત્રુદોવિકો વિશે આ મુજબ લખ્યું છે: "કિસાન સમુદાયો પોતાના મહાન સંઘર્ષમાં ડબેલા છે. સઘળી જમીન કબજે કરી લેવાથી જમીનના સવાલનો આખરી ઉકેલ આણી શકાશે એમ તેઓ માની લે એ અનિવાર્ય છે. તેઓ એવું સ્વપ્ન સેવે છે કે જમીનની સમતાયુક્ત ધોરણે વહેંચણી કરવામાં આવે અને તે ખેડુઓને હવાલે કરી દેવામાં આવે. તેઓ મૂડી અને નાણા સામર્થ્ય વિશે, પણ્ય-ઉત્પાદન વિશે, તદ્દન ભૂલી જાય છે, જે અત્યંત 'ઇન્સાફી' વહેંચણી છતાં અસમાનતા અને શોષણને અનિવાર્ય રૂપે ફરી પેદા કરશે જ. ખેતગુલામીની સામે સંઘર્ષમાં ડૂબેલા તેઓ ભવિષ્યને, સમાજવાદની સંપૂર્ણ સિદ્ધિ માટે સમગ્ર મૂડીવાદી સમાજની સામે આથીયે વધારે મોટા અને વધારે મુશ્કેલ સંઘર્ષને, જોઈ શકતા નથી." — પૃ.૬૩

[30] ૧૯૧૧ના સપ્ટેંબરમાં ઈટાલીએ ઉત્તર આફ્રિકામાં ટ્રિપોલી તથા સાઈરેનાઈકા ઉપર હમલો કર્યો. આ પ્રદેશો એ વખતે ઓટોમાન સામ્રાજ્યમાં સામેલ હતા. કમજોર તુર્કી ટુકડીઓને જોતજોતામાં કચડી નાખવામાં આવી,

પરંતુ ઇટાલિયનોને ઘણા મહિનાઓ સુધી આરબ વસતિના બહાદુરીભર્યા પ્રતિકારનો સામનો કરવો પડયો. ૧૯૧૨ના ઑક્ટોબરની લાઉસાન્ને સંધિ અનુસાર, ટ્રિપોલી અને સાઈરેનાઈકા ઇટાલીનાં સંસ્થાનો બની ગયાં. — પૃ.૭૦

[31] ૧૯૧૧ની ચીનની ક્રાંતિના પ્રભાવ હેઠળ મોંગોલિયામાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલન વેગીલું બન્યું. ૧૯૧૧ના સપ્ટેંબરમાં આઉટર મોંગોલિયા ચીનથી અળગું થઈ ગયું અને તેણે પોતાને સ્વતંત્ર ઘોષિત કર્યું. ૧૯૧૨ના નવેંબરમાં ઝારશાહી સરકારે મોંગોલિયન સામંતોની જોડે એક કરાર કર્યો જેની રૂએ આઉટર મોંગોલિયા દેશ રશિયન રક્ષિત દેશ બની ગયો. લગભગ એ જ સમયે, તિબેટ બ્રિટિશ પ્રભાવક્ષેત્ર બની ગયું અને પૂર્વ ઈનર મોંગોલિયા જાપાનનું પ્રભાવક્ષેત્ર બની ગયું. — પૃ.૭૨

[32] **પ્રજાકીય સમાજવાદીઓ** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની મવાળ પાંખે ૧૯૦૬માં સ્થાપેલી એક નિમ્ન-મૂડીવાદી પાર્ટી. તેમના રાજકીય વિચારો કેડેટોના રાજકીય વિચારો જેવા હતા. ૧૯૧૭ના ફેબ્રુઆરી પછી તેમણે મૂડીવાદી કામચલાઉ સરકારનું સમર્થન કર્યું અને ઑક્ટોબર ક્રાંતિ પછી તેઓ પ્રતિક્રાંતિકારી દળોમાં જોડાઈ ગયા.

**સમાજવાદી-ક્રાંતિકારીઓ** — ૧૯૦૨માં સ્થપાયેલી એક નિમ્ન-મૂડીવાદી પાર્ટી. તેમની મુખ્ય માગણી હતી જમીનજાગીરોને નાબૂદ કરી દેવાની અને "સમતાયુક્ત ખેડહક પદ્ધતિ" અમલમાં આણવાની. ઝારશાહી શાસનનો સામનો કરવાની એક રીત તરીકે સમાજવાદી-ક્રાંતિકારીઓએ વ્યક્તિગત ત્રાસનો અમલ કર્યો. ૧૯૦૫ની ક્રાંતિના પરાજય પછી પાર્ટી અને તેની નેતાગીરીના સારા એવા વિભાગે મૂડીવાદી લિબરલોનો પક્ષ લીધો. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ક્રાંતિ પછી સમાજવાદી-ક્રાંતિકારી નેતાઓ કામચલાઉ સરકારમાં જોડાયા, કિસાન આંદોલનને કચડી નાખવામાં તેમણે મદદ કરી, અને એ વખતે સમાજવાદી ક્રાંતિની તૈયારી કરી રહેલા કામદાર વર્ગની વિરુદ્ધ મૂડીદારો તથા જમીનદારોને દિલોજાનથી ટેકો આપ્યો.

સોવિયેત પ્રજાસત્તાકની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી જંગમાં એ પાર્ટીએ સક્રિય ભાગ લીધો. — પૃ.૭૩

[33] સાઈબિરિયામાં લેના નદીનાં ગોલ્ડફિલ્ડ્ઝ બ્રિટિશ મૂડીદારોની માલિકીનાં હતાં. રશિયન મૂડીદારો તેમના ભાગીદારો હતા. રશિયન મૂડીદારોમાં

ઝારપરિવારના સભ્યો પણ હતા. હડતાલ પર ઊતરેલા કામદારોના નિઃશસ્ત્ર નિદર્શન ઉપર ઝારના લશ્કરી પોલીસોએ ૧૯૧૨ના એપ્રિલની ચોથી (સત્તરમી) તારીખે ગોળીબાર કર્યા અને ૨૭૦ કામદારોને મારી નાખ્યા તથા ૨૫૦ કામદારોને જખમી કર્યા. લેના ગોલ્ડફિલ્ડ્ઝની લોહિયાળ ઘટનાઓના જવાબમાં વિરોધ-સભાઓ, હડતાલો, અને નિદર્શનોનું લાખો કામદારોને આવરી લેતું મોજું આખા દેશમાં ફરી વળ્યું.—પૃ.૮૯

[34] **સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા**—રાષ્ટ્રીય સવાલના સંબંધમાં ઑસ્ટ્રિયાના સામાજિક-લોકશાહીવાદી આગેવાનો ઓટો બાઉએર તથા કાર્લ રેનરે ૧૮૯૦–૧૯૦૦ દરમિયાન રજૂ કરેલો એક તકવાદી કાર્યક્રમ. એ કાર્યક્રમમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો. કાર્યક્રમનો સાર આવો હતો: દેશના કોઈ પણ ભાગમાં વસતા એક જ રાષ્ટ્રીયતાના સઘળા લોકોનો એવો સ્વાયત્ત રાષ્ટ્રીય સંઘ રચવામાં આવે કે જેને સાર્વજનિક કેળવણી (દરેક રાષ્ટ્રીયતાના લોકો માટે અલગ અલગ નિશાળ) તથા બીજી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના પૂરા બંદોબસ્તનો અધિકાર સરકાર તરફથી મળે. એવી નીતિનો અમલ થયો હોત તો દરેક રાષ્ટ્રીય સમૂહની અંદર ધર્માધિકારીઓનો તથા પ્રત્યાઘાતી રાષ્ટ્રવાદી વિચારસરણીનો પ્રભાવ વધારે જોરદાર બની ગયો હોત. રાષ્ટ્રો વચ્ચે અણબનાવ પેદા કરીને એ કાર્યક્રમે કામદારોના સંગઠનમાં પણ અવરોધ ઊભા કર્યા હોત. રશિયામાં સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાના સૂત્રનું સમર્થન વિસર્જનવાદીઓ, બુંદવાદીઓ, અને જ્યોર્જિયન મેન્શેવિકોએ કર્યું હતું. લેનિને કેટલાય લેખોમાં એ કાર્યક્રમની સખત ટીકા કરી હતી અને જણાવ્યું હતું કે આ "પૂરેપૂરી મૂડીવાદી અને એકદમ ગલત વિચારસરણી" છે તથા તેનું ધ્યેય "બધાં રાષ્ટ્રોને એક વિશેષ રાજ્યસંસ્થા દ્વારા ખૂબ મજબૂત અને કાયમી પાયા પર એકબીજાથી અલગ કરી દેવાનું છે."—પૃ.૮૯

[35] **વિસર્જનવાદી**—૧૯૦૫–૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી મેન્શેવિકો (રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું તકવાદી જૂથ)ની અંદર ઉદ્ભવ પામેલી પ્રવૃત્તિના સમર્થકો. તેમણે ગેરકાનૂની રીતે કામ કરતી ક્રાંતિકારી કામદાર પાર્ટીને ખતમ કરી નાખવાની માગણી કરી. તેમણે કામદારોને ઝારશાહીની વિરુદ્ધની પોતાની ક્રાંતિકારી લડત બંધ કરી દેવા સમજાવ્યા. તેની સાથે સાથે તેમણે કામદાર વર્ગની સક્રિય પાર્ટીની જગ્યાએ એવી તકવાદી કાનૂની પાર્ટી સ્થાપવાની કોશિશ

કરી કે જે ઝારશાહીની માન્યતા ધરાવતા કાર્યક્રમ મુજબ કામ કરે. લેનિન અને બીજા બોલ્શેવિકોએ વિસર્જનવાદીઓને સતત ઉઘાડા પાડયા અને બતાવી આપ્યું કે એ લોકો ક્રાંતિના દ્રોહીઓ છે. કામદારોની અંદર વિસર્જનવાદીઓની મુદ્દલ અસર નહોતી. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના ૧૯૧૨ના જાન્યુઆરીમાં ભરાયેલા પ્રાગ સંમેલનમાં તેમને પાર્ટીની બહાર હાંકી કાઢવામાં આવ્યા.— પૃ.૯૩

[36] **બુંદવાદી**—'લિથુઆનિયા, પોલૅંડ, અને રશિયાના યહૂદી કામદારોના સંઘ'નો સભ્ય. એ સંઘની સ્થાપના ૧૮૯૭માં થઈ હતી. એ સંઘમાં મુખ્યત્વે રશિયાના પશ્ચિમ પ્રદેશોના અર્ધસર્વહારાઓનું સંગઠન થયું હતું. બુંદે રશિયાના કામદાર આંદોલનમાં રાષ્ટ્રવાદ તથા અલગતાવાદને દાખલ કર્યા. ૧૯૧૭ની મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી બુંદના આગેવાનોએ સોવિયેત સરકારની વિરુદ્ધના સંઘર્ષમાં મૂડીવાદી સામંતી પ્રત્યાઘાતી શક્તિઓને મદદ કરી. ૧૯૨૧ના માર્ચમાં બુંદે સ્વેચ્છાએ પોતાનું વિસર્જન કરી નાખવાનું નક્કી કર્યું.—પૃ.૯૩

[37] આ નિર્દેશ ૧૯૦૩માં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા કાર્યક્રમ પ્રત્યે છે.—પૃ.૯૪

[38] **લંડન આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસ, ૧૮૯૬**—બીજી ઈન્ટરનેશનલની ચોથી કૉંગ્રેસ. કૉંગ્રેસે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર વિશે અપનાવેલો ઠરાવ પૃષ્ઠ ૫૧ પર જુઓ.—પૃ.૯૪

[39] જુઓ કાર્લ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧.—પૃ.૯૭

[40] **'રૂસ્સ્કાયા મીસ્લ'** (રૂસી વિચાર)—૧૮૮૦થી ૧૯૧૮ સુધી મોસ્કોથી પ્રકાશિત સાહિત્યિક અને રાજકીય માસિક. એ માસિક ૧૯૦૫ સુધી લિબરલ-નરોદવાદી હતું, પરંતુ ૧૯૦૫ની ક્રાંતિ પછી બંધારણીય-લોકશાહીવાદી (કેડેટ) પાર્ટીની મવાળ પાંખનું મુખપત્ર બની ગયું.—પૃ.૧૦૪

[41] **પ્રથમ બાલ્કન યુદ્ધ** (ઑક્ટોબર ૧૯૧૨—એપ્રિલ ૧૯૧૩)—બલ્ગેરિયા, ગ્રીસ, સર્બિયા તથા મોન્તેનેગ્રોની એકસંપી અને તુર્કી વચ્ચેનું યુદ્ધ. મેસિડોનિયા

તેમ જ સ્લાવ અને ગ્રીક વસતિ ધરાવતા અન્ય વિસ્તારોની મુક્તિ માટે આ યુદ્ધ થયું હતું. તુર્કીનો પરાજય થયો અને ૧૯૧૩ના મે માસની લંડન સંધિ અનુસાર તેને પોતાના સામ્રાજ્યનો વિશાળ હિસ્સો ગુમાવી દેવો પડયો. મેસિડોનિયાને બલ્ગેરિયા, સર્બિયા તથા ગ્રીસે આપસમાં વહેંચી લીધું, થ્રેસનો એક વિશાળ હિસ્સો બલ્ગેરિયાને મળ્યો, અને આલ્બેનિયાને "સ્વતંત્ર" ઘોષિત કરીને ત્યાં એક જર્મન રાજાને ગાદીએ બેસાડી દેવામાં આવ્યો.

તુર્કીએ શરણે કરી દીધેલા વિસ્તારનો મોટો ભાગ હાંસલ કરનારા બલ્ગેરિયા ઉપર સર્બિયા અને ગ્રીસે હુમલો કર્યો ત્યારે ૧૯૧૩ના જૂનમાં **બીજું બાલ્કન યુદ્ધ** ફાટી નીકળ્યું. બલ્ગેરિયાને ઑસ્ટ્રિયા-હંગેરીનો ટેકો મળ્યો અને સર્બિયા તથા ગ્રીસને ટેકો આપવામાં રશિયાની સાથે રુમાનિયા તથા તુર્કી જોડાયાં. બલ્ગેરિયાનો પરાજય થયો અને ૧૯૧૩ના ઑગસ્ટની બુકારેસ્ત સંધિ અનુસાર મેસિડોનિયા તેના હાથમાંથી સર્બિયા તથા ગ્રીસના કબજામાં ચાલ્યું ગયું. પશ્ચિમ થ્રેસનો એક ભાગ ગ્રીસને તથા પૂર્વ થ્રેસનો એક ભાગ તુર્કીને મળ્યો. રુમાનિયાને દક્ષિણ દોબ્રુજા મળ્યું.

રાષ્ટ્રીય મુક્તિ માટે તથા સામંતશાહીની નાબૂદી માટે પૂર્વ યુરોપ તથા એશિયાનાં રાષ્ટ્રોના સંઘર્ષના એક ભાગ રૂપે બાલ્કન યુદ્ધો લડાયાં હતાં. પરંતુ પોતાનો સ્વાર્થ સાધવા માટે હરીફ બાલ્કન જૂથોને ટેકો આપતી સામ્રાજ્યવાદી સત્તાઓ બાલ્કન રાષ્ટ્રોના મામલાઓમાં વારંવાર દખલ કરતી અને તેમની વચ્ચે દ્વેષભાવ ઉશ્કેરતી. આ રીતે બાલ્કન પ્રદેશમાં રાષ્ટ્રીય રાજ્યોની સ્થાપનાની ક્રિયા યુદ્ધો મારફત થઈ અને જનતાને ખૂબ હાડમારી વેઠવી પડી.—પૃ.૧૦૫

[42] ફ્રાકી—પોલીશ સમાજવાદી પાર્ટીનું મવાળપંથી જૂથ. તેની નીતિ મૂડીવાદી રાષ્ટ્રવાદની હતી.—પૃ.૧૦૭

[43] આ નિર્દેશ ૧૮૬૧માં રશિયામાં ખેતગુલામીની નાબૂદી પ્રત્યે છે.—પૃ.૧૦૮

[44] **સંયુક્ત ઉમરાવ-પરિષદ**—આપખુદશાહીનું સમર્થન કરતા સામંતશાહી માનસ ધરાવતા જમીનમાલિકોની સંસ્થા; એ સંસ્થા રશિયામાં ક્રાંતિકારી ચળવળની વિરુદ્ધ લડી હતી.—પૃ.૧૧૪

[45] **ડિસેંબરવાદીઓ**—ઉમરાવ વર્ગના ક્રાંતિકારીઓ જેમણે ગત સદીના આરંભના ગાળામાં ગુપ્ત મંડળોનું સંઘટન કર્યું હતું. તેમનું ધ્યેય

આપખુદશાહીને ખતમ કરી નાખવાનું અને ખેતગુલામીનો અંત આણવાનું હતું. ઉત્તર વિસ્તાર ડિસેંબરવાદી મંડળે ૧૮૨૫ના ડિસેંબરની ૧૪મી તારીખે સેંટ પિટર્સબર્ગમાં રાજપલટાનું નાકામયાબ કાવતરું કર્યું. દક્ષિણ વિસ્તાર ડિસેંબરવાદી મંડળના અફસરોની આગેવાની હેઠળ ઉક્રાઈનામાં ચેર્નિગોવ રેજિમેન્ટે કરેલા બંડને પણ એવી જ રીતે થોડા દિવસોની અંદર કચડી નાખવામાં આવ્યું.

ડિસેંબરવાદીઓએ બહાદુરી દાખવી હોવા છતાં આમજનતાના ટેકાના અભાવને કારણે તેમનો વિદ્રોહ નિષ્ફળ ગયો.

આંદોલનમાં સંડોવાયેલા દરેક ઈન્સાનને નિકોલાઈ પહેલાએ જંગલી સજાઓ કરી. પેસ્તેલ, રીલેયેવ, કાખોવ્સ્કી, મુરાવ્યોવ-આપોસ્તોલ અને બેસ્તુઝેવ-રૂયુમિન, એ પાંચ આગેવાનોને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા અને બાકીનાને હદપારી તથા કાળી મજૂરીની સજા ભોગવવા સાઈબિરિયા મોકલી દેવામાં આવ્યા.—પૃ.૧૧૪

[46] ચેર્નિશેવ્સ્કીની «*The Prologue*» નામની નવલકથામાંથી લીધેલું ટાંચણ.—પૃ.૧૧૪

[47] આ ખ્યાલને ૧૮૬૯ના ડિસેંબરની ૧૦મી તારીખે માર્ક્સે એંગેલ્સને લખેલા પત્રમાં, ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૪મી તારીખે એંગેલ્સે માર્ક્સને લખેલા પત્રમાં, અને એંગેલ્સ લિખિત «*Flüchtlingsliteratur*»માં વિકસાવવામાં આવ્યો છે.—પૃ.૧૧૫

[48] **બાઝેલ ઠરાવ**—બાલ્કન યુદ્ધનો અને વિશ્વ યુદ્ધની તૈયારીઓનો વિરોધ કરવા માટે બીજી ઈન્ટરનેશનલની એક અસાધારણ કોંગ્રેસ ૧૯૧૨ના નવેંબરમાં બાઝેલમાં ભરવામાં આવી. કોંગ્રેસે એક ઠરાવ અથવા જાહેરનામું અપનાવ્યું જેમાં બધા દેશોના સમાજવાદીઓને "યુદ્ધને ફાટી નીકળતું અટકાવવાની" હાકલ કરવામાં આવી અને એમ જાહેર કરવામાં આવ્યું કે "મૂડીદારોના નફાઓને ખાતર, રાજવંશોની મહત્ત્વાકાંક્ષાઓને ખાતર, કે પછી મુત્સદ્દીઓની ગુપ્ત સંધિઓને ખાતર પોતાના ભાઈઓની ઉપર ગોળીઓ છોડવાના કૃત્યને સર્વહારા વર્ગ ગુનો ગણે છે." યુદ્ધ ફાટી નીકળે તો "તેનો ઝડપી અંત આણવા માટે સમાજવાદીઓએ પ્રવૃત્ત થવું જ જોઈએ અને યુદ્ધે સર્જેલી આર્થિક તથા રાજકીય કટોકટીનો ઉપયોગ જનતાને જાગ્રત કરવા માટે કરીને મૂડીવાદી વર્ચસ્વના પતનને વેગીલું બનાવવું જ જોઈએ."

૧૯૧૪માં જ્યારે ખરેખર યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે બીજી ઇન્ટરનેશનલના મોટા ભાગના નેતાઓએ સમાજવાદનો દ્રોહ કર્યો, બાઝેલ ઠરાવને મોભે ચડાવી દીધો, અને સામ્રાજ્યવાદી સરકારોનો પક્ષ લીધો. લેનિનની આગેવાની હેઠળ રશિયન બોલ્શેવિકો, જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓ (લીબ્કનેખ્ત, લુક્ઝેમ્બુર્ગ), અને અન્ય સમાજવાદી પાર્ટીઓની અંદરનાં જૂથો આંતરરાષ્ટ્રવાદના સિદ્ધાંતોને વફાદાર રહ્યાં અને તેમણે બાઝેલ જાહેરનામા અનુસાર સામ્રાજ્યવાદી સરકારોનો અને સામ્રાજ્યવાદી યુદ્ધનો સામનો કરવાની કામદારોને હાકલ કરી.—પૃ.૧૨૨

[49] પ્રુધોં (૧૮૦૯-૬૫)—ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી અને અરાજકતાવાદી જે એ વાત સમજવામાં નિષ્ફળ ગયો કે દરિદ્રતા, અસમાનતા, શોષણ, તથા મૂડીવાદનાં બીજાં બધાં દૂષણોને ઉત્પાદનનાં મૂડીવાદી સંબંધોના વિનાશ દ્વારા જ દૂર કરી શકાય. તેને વિશે લેનિને લખ્યું છે: "મૂડીવાદને નાબૂદ ન કરવો અને તેના આધાર પણ્ય ઉત્પાદનને નાબૂદ ન કરવું પરંતુ એ આધારને દુરુપયોગ તથા અતિરેક વગેરેથી મુક્ત કરવો; વિનિમય અને વિનિમય મૂલ્યને નાબૂદ ન કરવું પણ એથી ઊલટું તેનું 'સંઘટન' કરવું અને તેને સાર્વત્રિક, નિરપેક્ષ, 'ઇન્સાફી' બનાવવું તેમ જ વધઘટ, કટોકટીઓ, તથા દુરુપયોગોથી મુક્ત કરવું—એવો હતો પ્રુધોંનો ખયાલ."

રાષ્ટ્રીય સવાલની બાબતમાં પણ પ્રુધોં અને તેના અનુયાયીઓએ ખોટું વલણ અપનાવ્યું: "પ્રજા" અને "રાષ્ટ્ર" તો કાલગ્રસ્ત પૂર્વગ્રહો છે એવી દલીલ કરીને તેમણે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોનો વિરોધ કર્યો.

માર્ક્સે પોતાની 'ફિલસૂફીની દરિદ્રતા' નામની અને બીજી કૃતિઓમાં પ્રુધોંવાદના સિદ્ધાંત અને રાજકીય વિચારોની સખત ટીકા કરી છે અને તેના નકલી-વૈજ્ઞાનિક તથા પ્રત્યાઘાતી સ્વરૂપને ખુલ્લું કર્યું છે.—પૃ.૧૩૪

[50] આ નિર્દેશ ૧૯૦૮-૧૭ દરમિયાન પેરિસ અને જિનિવાથી પ્રકાશિત રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કેંદ્રીય મુખપત્ર 'સોત્સિઆલ-દેમોક્રાત'ના તંત્રીમંડળ પ્રત્યે છે. તેનું તંત્રીપદ ૧૯૧૧માં લેનિને પોતાના હાથમાં લઈ લીધું.—પૃ.૧૩૬

[51] **ઝિમ્મર્વાલ્ડ ઉદ્દામો**—૧૯૧૫ના સપ્ટેંબરમાં ઝિમ્મર્વાલ્ડ (સ્વિટ્ઝર્લેંડ) ખાતે ભરાયેલા સમાજવાદી-આંતરરાષ્ટ્રવાદીઓના સંમેલનની લાક્ષણિકતાનું વર્ણન

લેનિને સામ્રાજ્યવાદી યુદ્ધની વિરુદ્ધ આંતરરાષ્ટ્રીય આંદોલનના વિકાસમાં "પહેલા કદમ" તરીકે કર્યું હતું. એ સંમેલનમાં રશિયા, જર્મની, ફ્રાંસ, અને ઇટાલી સમેત અગિયાર યુરોપિયન દેશોના સમાજવાદીઓએ ભાગ લીધો હતો.

એ સંમેલનના જાહેરનામામાં સામ્રાજ્યવાદી સરકારોને વખોડી કાઢવામાં આવી હતી અને સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની ટીકા કરવામાં આવી હતી, જોકે એ ટીકા પૂરતી વેધક નહોતી. એ જાહેરનામાએ ઝિમ્મર્વાલ્ડ એસોસિયેશનના આધારનું સ્થાન લીધું. સંમેલનમાં લેનિનની આગેવાની હેઠળ એક ઉદ્દામ ઝિમ્મર્વાલ્ડ જૂથની સ્થાપના થઈ. એ જથે સંમેલનની બહુમતીના લગભગ મધ્યમપંથી ધોરણની સખત ટીકા કરી અને સામાજિક-અંધરાષ્ટ્રવાદ સાથે પૂર્ણ રૂપે સંબંધ-વિચ્છેદ કરી નાખવાની તથા સામ્રાજ્યવાદી સરકારોની વિરુદ્ધ આમ ક્રાંતિકારી સંઘર્ષ શરૂ કરવાની સંમેલનને હાકલ કરી.

ઝિમ્મર્વાલ્ડ ઉદ્દામોએ એક બ્યુરોની ચૂંટણી કરી જેણે વિવિધ ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી જૂથોની એકતા સાધવાનું કાર્ય હાથમાં લઈ લીધું.—પૃ.૧૩૭

[52] *«Berner Tagwacht»*—સ્વિસ સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું અખબાર.—પૃ.૧૩૭

[53] માર્ક્સે ૧૮૬૬ના જૂનની ૭મી તથા ૨૦મી તારીખે અને ૧૮૬૭ના નવેંબરની બીજી તથા ૩૦મી તારીખે એંગેલ્સને લખેલા પત્રો પ્રત્યે અહીંયાં નિર્દેશ કરવામાં આવ્યો છે.—પૃ.૧૪૦

[54] ઝિમ્મર્વાલ્ડ સંમેલને (જુઓ ટિપ્પણી ૫૧) ચૂંટેલા આંતરરાષ્ટ્રીય સમાજવાદી કમિશને પોતાના બુલેટિન નં. ૩માં (ફેબ્રુઆરી, ૧૯૧૬) બીજું આંતરરાષ્ટ્રીય સમાજવાદી સંમેલન ભરવાની હાકલ કરી અને ઝિમ્મર્વાલ્ડ સંબંધિત સર્વને પોતાની દરખાસ્તો પેશ કરવાનું આમંત્રણ આપ્યું. આ લેખ એ આમંત્રણના જવાબમાં લખવામાં આવેલો. લેનિને બે ખરડા તૈયાર કરેલા. અહીં જે પાઠ આપવામાં આવ્યો છે એ પહેલા ખરડાનો ભાગ છે.

બીજું આંતરરાષ્ટ્રીય સમાજવાદી સંમેલન ૧૯૧૬ના એપ્રિલની ૨૪થી ૩૦ તારીખ સુધી સ્વિટઝર્લેંડમાં કિયેન્થાલ નામે એક ગામમાં ભરાયું હતું.—પૃ. ૧૪૬

[55] રશિયન માર્ક્સવાદના સંસ્થાપક—ગે. વા. પ્લેખાનોવ.—પૃ.૧૫૫

[56] **૧૮૯૮નું સ્પેન-અમેરિકા યુદ્ધ**— લેટિન અમેરિકાનાં સ્પેનનાં સંસ્થાનો ઉપર કબજો કરવા માટે લડવામાં આવેલું સામ્રાજ્યવાદી યુદ્ધ. અમેરિકાએ સરળ વિજય હાંસલ કર્યો અને ૧૮૯૮ના ડિસેંબરની શાંતિ સંધિ હેઠળ પુએર્ટો રિકો, ગુઆમ, તથા ફિલિપાઈન્સ અમેરિકી સંસ્થાનો બની ગયાં. ક્યુબાને સ્વતંત્ર પ્રજાસત્તાક બનાવવામાં આવ્યું પરંતુ એવા બંધારણ સાથે કે જેથી અમેરિકન સશસ્ત્ર દળોને તેના આંતરિક મામલાઓમાં દખલગીરી કરવાનો અધિકાર મળ્યો. એથી અમેરિકન સરકાર તથા ઈજારાશાહીઓને એ ટાપુનો વસ્તુત: કાબૂ મળી ગયો.

અગાઉનાં એ સ્પેનિશ સંસ્થાનોની જનતાએ પોતાનો સ્વતંત્રતા સંગ્રામ હવે નવા શાસકોની વિરુદ્ધ જારી રાખ્યો.— પૃ.૧૬૨

[57] **ફેબિયનો**— ૧૮૮૪માં સ્થપાયેલી સુધારાવાદી ફેબિયન સોસાયટીના સભ્યો. સોસાયટીનું નામ રોમન સૈનિક ફેબિયસ મેક્ષિમસ ઉપરથી પાડવામાં આવેલું. પોતાની વિલંબકારી તરકીબોને કારણે અને હાન્નિબાલ સાથેની નિર્ણાયક ઝપાઝપીને ટાળવાની પોતાની ઇચ્છાને કારણે ફેબિયસ કનકટેટર (વિલંબકર્તા) તરીકે ઓળખાતો. એ સોસાયટીના સભ્યો મુખ્યત્વે મૂડીવાદી બુદ્ધિજીવીઓ, વૈજ્ઞાનિકો, લેખકો અને રાજકારણીઓ હતા. ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશ: સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયનવાદનું લેનિને "અત્યંત તકવાદી વહેણ" તરીકે વર્ણન કર્યું છે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ.— પૃ.૧૮૭

[58] **ફાશોદા**— પૂર્વીય સુદાનમાં શ્વેત નાઈલ નદીને કાંઠે એક ગામ. ૧૮૯૮ની "ફાશોદા ઘટના"ને કારણે બ્રિટન અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ થતું થતું રહી ગયું.

એક ફ્રેંચ ચડાઈ દળે ૧૮૯૮ના જુલાઈમાં એ ગામ ઉપર કબજો કરી લીધો અને સપ્ટેંબરમાં બ્રિટને ફ્રેંચ દળ ત્યાંથી પાછું હઠાવી લેવાની માગણી કરી અને તેનો ઇનકાર થાય તો યુદ્ધ કરવાની ધમકી આપી. નવેંબરમાં ફ્રેંચ સરકારે નમતું મૂક્યું. ૧૮૯૯ના અંગ્રેજ-ફ્રેંચ કરાર અનુસાર પૂર્વ સુદાન અંગ્રેજ-ઇજિપ્શ્યન સંયુક્ત હકૂમત હેઠળ આવ્યું જોકે એ વિસ્તાર ઉપરનો પોતાનો વાસ્તવિક કાબૂ બ્રિટને જાળવી રાખ્યો.— પૃ.૨૦૦

[59] **આંતરરાષ્ટ્રીય જૂથ**ની સ્થાપના પ્રથમ વિશ્વ યુદ્ધના આરંભના દિવસોમાં કાર્લ લીબ્કનેખ્ત, રોઝા લુક્ઝેમ્બુર્ગ, ફ્રાંઝ મેહરિંગ, કલારા ઝેતકિન, અને બીજા જર્મન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓએ કરી હતી. તેની ક્રાંતિકારી પ્રવૃત્તિઓ બદલ, વિશેષ રૂપે જર્મન સામ્રાજ્યવાદ વિરુદ્ધ તેની જેહાદ અને જર્મન સરકારનો પક્ષ લેનારા સામાજિક-લોકશાહીવાદી નેતાઓને ઉઘાડા પાડવાની તેની પ્રવૃત્તિ બદલ, એ જથને દમનનો ભોગ બનવું પડયું. રોઝા લુક્ઝેમ્બુર્ગ અને જથના બીજા સભ્યોએ કેટલાય સૈદ્ધાંતિક અને રાજકીય સવાલોની બાબતમાં ભૂલભરેલું ધોરણ અપનાવ્યું. 'જુનિયસ પુસ્તિકા', 'માર્ક્સવાદની વિકૃતિ અને "સામ્રાજ્યવાદી અર્થવાદ"' તથા અન્ય લેખોમાં લેનિને તેમની ભૂલોની ટીકા કરી. ૧૯૧૬ના જાન્યુઆરીમાં તેને સ્પાર્ટાકસ જૂથ એવું નવું નામ આપવામાં આવ્યું, અને આગળ જતાં તેણે સ્પાર્ટાકસ લીગનું નામ ધારણ કર્યું જે ૧૯૧૮ના ડિસેંબરમાં સ્થપાયેલી જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીની પુરોગામી સંસ્થા હતી.—પૃ.૨૦૩

[60] **સાત વરસનું યુદ્ધ** (૧૭૫૬—૧૭૬૩)—પ્રશિયા અને ઈંગ્લેંડનું શરૂઆતમાં ઓસ્ટ્રિયા, ફ્રાંસ, રશિયા અને સ્વિડનની વિરુદ્ધ અને ૧૭૬૨થી સ્પેનની પણ વિરુદ્ધ યુદ્ધ.—પૃ.૨૦૫

[61] આ વિદ્રોહ ૧૯૧૬ના એપ્રિલમાં અંગ્રેજોની વિરુદ્ધ થયો હતો. તેનું લક્ષ્ય આયર્લેંડની સ્વાધીનતા પ્રાપ્ત કરવાનું હતું.—પૃ.૨૧૫

[62] **"અર્થવાદી"**—અર્થવાદનું સમર્થન કરનાર. અર્થવાદની પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં તથા વીસમી સદીના આરંભમાં રૂસી સામાજિક-લોકશાહીવાદમાં ઉદ્ભવેલી તકવાદી પ્રવૃત્તિ હતી. અર્થવાદીઓએ કામદાર વર્ગના સંઘર્ષને ઊંચા પગાર તથા કામની બહેતર હાલત વગેરે પૂરતો જ સીમિત રાખ્યો અને ભારપૂર્વક જાહેર કર્યું કે રાજકીય સંઘર્ષ લિબરલ મૂડીવાદીઓનું કામ છે. તેમણે કામદાર વર્ગની આગેવાનીની ભૂમિકાનો અને કામદાર આંદોલનમાં ક્રાંતિકારી સિદ્ધાંતનો અસ્વીકાર કર્યો. અર્થવાદ મુજબ કામદાર આંદોલન કેવળ આપમેળે વિકસિત આંદોલન હોવું જોઈએ. લેનિને 'શું કરીએ?' નામની પોતાની કૃતિમાં અર્થવાદની વિચારસરણીની આકરી ટીકા કરી.—પૃ.૨૨૧

[63] **સુઝ્દાલ લપેડા** — સામાન્ય રીતે, કઢંગા ગોટાળા. આ અભિવ્યક્તિમાં કરવામાં આવેલો નિર્દેશ કઢંગી રીતે ચીતરેલાં દેવચિત્રો પ્રત્યે છે. રશિયામાં સુઝ્દાલ વિસ્તાર એ સંબંધમાં ખ્યાતિ ધરાવતો હતો. — પૃ.૨૨૯

[64] જુઓ ટિપ્પણી નં. ૪૮. — પૃ.૨૩૨

[65] **મધ્યમપંથ** — આંતરરાષ્ટ્રીય મજૂર આંદોલનનું એક વહેણ. બીજી ઈન્ટરનેશનલની પાર્ટીઓની અંદર મધ્યમપંથીઓએ કટ્ટર તકવાદીઓ અને ઉદ્દામ ક્રાંતિકારી પાંખની વચ્ચે મધ્યવર્તી ધોરણ લીધું. પ્રથમ વિશ્વ યુદ્ધ દરમિયાન તેમણે અંધરાષ્ટ્રવાદી નીતિનું સમર્થન કર્યું પરંતુ સામ્રાજ્યવાદી યુદ્ધની વિરુદ્ધ ક્રાંતિકારી સંઘર્ષ ઉપરથી કામદારોનું ધ્યાન હઠાવી દેવાના પ્રયાસ રૂપે તેમણે શાંતિવાદી સૂત્રો આગળ ધર્યાં, અને "ઈજાફત વગરની લોકશાહીવાદી સુલેહ"ની આશા પેશ કરી. મધ્યમપંથના સિદ્ધાંતકારોમાં એક કાર્લ કાઉત્સ્કી હતો. — પૃ.૨૩૩

[66] **'રેચ'** (૧૯૦૬—૧૯૧૭) — કેડેટ પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર;
**'બિર્ઝેવિયે વેદોમોસ્તી'** (૧૮૮૦—૧૯૧૭) — સેંટ પિટર્સબર્ગથી પ્રકાશિત થતું એક મૂડીવાદી અખબાર. — પૃ.૨૩૯

[67] **'દેલો નરોદા'** (૧૯૧૭-૧૮) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનું મુખપત્ર. — પૃ.૨૫૧

[68] **'પેત્રોગ્રાદ સોવિયેતનું ઈઝવેસ્તિયા'** — મેન્શેવિક-સમાજવાદી-ક્રાંતિકારી અખબાર. — પૃ.૨૫૨

[69] **ચાર્ટિઝમ** — કામદાર વર્ગની પ્રથમ વ્યાપક ચળવળ; તેનો ઉદ્ગમ ઓગણીસમી સદીના ચોથા અને પાંચમા દાયકાઓમાં બ્રિટનમાં થયો હતો. તેમાં ભાગ લેનારાઓએ એક લોકાધિકારપત્ર (People's Charter — ચળવળનું નામ પણ એ ઉપરથી જ પડ્યું હતું) પ્રકાશિત કર્યો, અને તેમાં રજૂ કરવામાં આવેલી રાજકીય માગણીઓ — સાર્વત્રિક મતાધિકાર, સંસદના સભ્યપદ માટે જમીનમિલકતને લગતી યોગ્યતાઓની શરત ન હોવી જોઈએ,

ઈત્યાદિ — માટે તેઓ લડયા. લાખો કામદારો તથા હાથકારીગરોને આવરી લેતી સભાઓ તથા તેવાં નિદર્શનો આખા દેશમાં ઘણાં વરસો સુધી થતાં રહ્યાં.

૧૮૪૮ના એપ્રિલમાં ચાર્ટિસ્ટોના ત્રીજા રાષ્ટ્રીય સંમેલને સંસદ સમક્ષ રજ કરવા માટે એક આવેદન તૈયાર કર્યું. તેની ઉપર પચાસ લાખ લોકોએ સહી કરી. પરંતુ જમીનદાર ઉમરાવ વર્ગ તથા મોટા મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓની અત્યધિક મોટી બહુમતી ધરાવતી બ્રિટિશ સંસદે લોકાધિકારપત્રને માન્ય કરવાનો ઈનકાર કર્યો અને બધાં આવેદનો નકારી કાઢ્યાં. સરકારે ચાર્ટિસ્ટોની વિરુદ્ધ પાશવી દમનનાં પગલાં લીધાં, તેમના નેતાઓને પકડી લેવામાં આવ્યા, અને ચળવળને દબાવી દેવામાં આવી; પરંતુ ચાર્ટિઝમે કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીય ચળવળના વિકાસ ઉપર ભારે પ્રભાવ પાડયો. — પૃ. ૨૬૨

[70] **સમાજવાદ-વિરોધી કાનૂનને** ૧૮૭૮માં જર્મનીમાં બિસ્માર્ક સરકારે લાગુ કર્યો હતો. એ કાનૂન અનુસાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી, બધાં આમ મજૂર સંગઠનો અને મજૂર અખબારોને ગેરકાયદેસર બનાવી દેવામાં આવ્યાં. જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના ઑગસ્ટ બેબેલ તથા વિલહેલ્મ લીબ્કનેખ્તની આગેવાની હેઠળના જોશીલા વિભાગે વિસ્તૃત ગેરકાનૂની પ્રવૃત્તિઓ ચલાવી. તેના પરિણામ રૂપે પાર્ટીની અસર વધી અને તેણે ૧૮૯૦ની પાર્લમેન્ટરી ચૂંટણીઓમાં લગભગ ૧૫,૦૦,૦૦૦ મત મેળવીને એ કાનૂનને રદ કરવાની સરકારને ફરજ પાડી. — પૃ. ૨૬૨

[71] આ નિર્દેશ યુદ્ધનો અંત આણવાની નૌસૈનિકોની માગણીના સમર્થનમાં ૧૯૧૭ના જુલાઈ-ઑગસ્ટમાં થયેલા વિલહેલ્મ્સહાફેન નૌસેના બળવા પ્રત્યે છે. બળવાને જંગલી રીતે દબાવી દેવામાં આવ્યો અને નેતાઓને મોતની અથવા સખત કેદની સજાઓ કરવામાં આવી. — પૃ. ૨૬૪

[72] આ નિર્દેશ **શાઇદેમાનના અનુયાયીઓ** પ્રત્યે છે. શાઇદેમાન અત્યંત પ્રત્યાઘાતી જર્મન સામાજિક-લોકશાહીવાદી નેતાઓમાંનો એક હતો. ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના વિદ્રોહને દબાવી દેવામાં તેણે સક્રિય ભાગ લીધો હતો અને ૧૯૧૯ના ફેબ્રુઆરીથી જૂન સુધી તે વડો પ્રધાન હતો.

**સ્પાર્ટાકસ લીગ** — જુઓ ટિપ્પણી નં. ૫૯

**સ્વતંત્રો** — જર્મનીની સ્વતંત્ર સામાજિક-લોકશાહીવાદી પાર્ટી, સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાંથી છૂટા પડેલા લોકોનું ૧૯૧૭ના એપ્રિલમાં સંગઠિત એક

મધ્યમપંથી જૂથ. તેની ઉદ્દામ પાંખ ૧૯૨૦ના ડિસેંબરમા જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગઈ અને મવાળ પાંખ ૧૯૨૨માં પાછી સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાં ચાલી ગઈ.

૧૯૧૮ની નવેંબર ક્રાંતિ દરમિયાન સ્થપાયેલી કામદારોની સોવિયેતોનું સરકારી સત્તાનાં ઘટકોના રૂપમાં ફરી સંઘટન કરવાનો સ્વતંત્રોએ વિરોધ કર્યો. તેમણે એવું સૂચન કર્યું કે સોવિયેતો પાર્લમેન્ટની "પૂરક" બને. એ પદ્ધતિએ સોવિયેતોને પોતાની સ્વતંત્રતાથી વંચિત કરી દીધી હોત અને તેમને મૂડીવાદી સરકારી તંત્રની સહાયક સંસ્થાઓમાં પલટાવી નાખી હોત.—પૃ.૨૬૬

[73] અધિકતમ કાર્યક્રમ—૧૯૦૩માં પાર્ટીની બીજી કોંગ્રેસે અપનાવેલો કાર્યક્રમ બે ભાગોનો બનેલો હતો: ન્યૂનતમ કાર્યક્રમમાં ઝારશાહીને ઉથલાવી પાડવાની તથા લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના કરવાની હાકલ કરવામાં આવી હતી તથા આઠ કલાકના કામદિનની અને મૂડીવાદ હેઠળ સિદ્ધ થઈ શકે એવી બીજી માગણીઓ પેશ કરવામાં આવી હતી; અને અધિકતમ કાર્યક્રમમાં કામદાર વર્ગના અંતિમ લક્ષ્યનું, અર્થાત્ સમાજવાદી ક્રાંતિ, સર્વહારા વર્ગની સરમુખત્યારી, અને સમાજવાદી સમાજના નિર્માણનું નિરૂપણ કરવામાં આવ્યું હતું.—પૃ.૨૬૬

[74] ૧૯૧૭ના ડિસેંબરની ૩૧મી તારીખે લોક-કમિસાર મંડળે ફિન્નિશ પ્રજાસત્તાકને સત્તાવાર માન્યતા આપી. એ જ દિવસે લેનિને ડિક્રીની વાચના ફિન્નિશ સરકારના પ્રત્યાઘાતી અધ્યક્ષ સ્વિનહુવુદને સુપરત કરી. ૧૯૧૮ની વસંત ઋતુમાં ફિન્લેંડમાં સર્વહારા વર્ગીય ક્રાંતિના પાશવી દમન માટે સ્વિનહુવુદ જવાબદાર હતો.

સોવિયેત સરકારનું ૧૯૧૮ના માર્ચમાં મોસ્કોમાં સ્થળાંતર થયું ત્યાં સુધી તેનું વડું મથક સ્મોલ્ની ઈન્સ્ટીટ્યુટમાં હતું.—પૃ.૨૬૬

[75] **તુર્કસ્તાન કમિશનને** અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિ તથા લોક-કમિસાર મંડળના નિર્ણય અનુસાર મધ્ય એશિયામાં પાર્ટીની રાષ્ટ્રીય નીતિનો ખરો અમલ સુનિશ્ચિત કરવાના ઉદ્દેશે ૧૯૧૯ના ઓક્ટોબરમાં તાશ્કંદ મોકલવામાં આવ્યું હતું. કમિશનના કાર્યનું માર્ગદર્શન કેંદ્રીય કાર્યવાહી સમિતિ અને લોક-

કમિસાર મંડળના લેનિનને લખેલા નિર્ણય અનુસાર થયું હતું. એ નિર્ણયમાં એમ જણાવવામાં આવ્યું હતું કે "તુર્કસ્તાનની પ્રજાઓનો આત્મનિર્ણય અને પ્રત્યેક રૂપ તથા આકારમાં રાષ્ટ્રીય અસમાનતાની નાબૂદી તેમ જ બીજાં રાષ્ટ્રીય જૂથોના ભોગે કોઈ એક રાષ્ટ્રીય જથને મળતા વિશેષ લાભોની નાબૂદી, રશિયન સોવિયેત સરકારની નીતિનો પાયો બની રહે છે અને એ સરકારની બધી જ સંસ્થાઓના કાર્યમાં તે જ માર્ગદર્શક સિદ્ધાંત ગણાવો જોઈએ કેમ કે અનેક વરસોના રશિયન ઝારશાહી વર્ચસ્વે પેદા કરેલો જે અવિશ્વાસ તુર્કસ્તાનના મહેનતકશ સમુદાયો રશિયાના કામદારો તથા કિસાનો પ્રત્યે ધરાવે છે તેને કેવળ એ સિદ્ધાંત ઉપર આધારિત પ્રવૃત્તિઓ જ નિશ્ચિત રૂપે દૂર કરી શકે એમ છે."—પૃ.૨૭૫

[76] **બંધારણ સભા સમિતિ**—૧૯૧૮ના ઉનાળામાં સમારામાં સ્થાપવામાં આવેલી પ્રતિક્રાંતિકારી સરકાર. ૧૯૧૮ના ઓક્ટોબરમાં લાલ સેનાએ સમારા કબજે કરી લીધું ત્યારે તે શહેર છોડીને ભાગી ગઈ, અને ટૂંક વખત પછી તેને વિખેરી નાખવામાં આવી.—પૃ.૨૭૮

[77] આ નિર્દેશ સંપેલી સત્તાઓ અને પરાજિત જર્મની વચ્ચે ૧૯૧૯ના જુલાઈમાં વર્સેલ્સ ખાતે થયેલી સુલેહ પ્રત્યે છે. એ સુલેહ સામ્રાજ્યવાદી સુલેહ હતી અને તેણે જર્મનીનાં સંસ્થાનોને આપસમાં વહેંચી લેનારી વિજયી સત્તાઓના લાભમાં દુનિયાના પુનઃવિભાજનને વિધિસરનું રૂપ આપ્યું. સારપ્રદેશને પંદર વર્ષ માટે લીગ ઓફ નેશન્સના વહીવટ હેઠળ મૂકવામાં આવ્યો અને તેની કોલસાની ખાણો તથા પોલાદની મિલો ફ્રેંચ કબજામાં ચાલી ગઈ. આલ્સેસ લોરેન ફ્રાંસને પાછું આપવામાં આવ્યું. જર્મનીને માથે જબ્બર યુદ્ધનુકસાનીઓ ભરવાનો બોજ લાદવામાં આવ્યો. જર્મનીને પોતાના વેપારી જહાજોના કાફલાનો મોટો ભાગ, કોલસાના વિશાળ જથ્થા, અને રંગો, રસાયણો, વગેરેના પોતાને હસ્તક રહેલા લગભગ પૂરેપૂરા જથ્થા વિજેતાઓને હવાલે કરી દેવા પડયા.

ભારે કરવેરા સહેતી અને સતત બેરોજગારીથી પીડાતી જર્મન જનતાની ઉપર વર્સેલ્સ સંધિ કમ્મરતોડ બોજા સમાન હતી. જ્યારે બીજી તરફ જર્મન મૂડીદારોએ પોતાનું વર્ચસ્વનું સ્થાન ટકાવી રાખ્યું અને વિશાળ નફાઓ ખાવાનું ચાલુ રાખ્યું.—પૃ.૨૮૧

[78] બ્રેસ્ત-લિતોવ્સ્કની સુલેહ ઉપર ૧૯૧૮ના માર્ચમાં સહીઓ થઈ. તેની શરતો રશિયા માટે બેહદ જુલમી હતી. લેતવિયા, એસ્તોનિયા તથા પોલેંડને

જર્મનીએ પચાવી પાડયાં, અને ઉક્રાઈના જર્મનીના તાબાનું રાજય બની ગયું. રશિયાની ઉપર ભારે મોટો દંડ લાદવામાં આવ્યો. સોવિયેત સરકારને એ સુલેહ ઉપર અનિચ્છાએ સહી કરવી પડી કારણ કે ઝારશાહી લશ્કરનું વિઘટન થઈ ગયું હતું અને લાલ સેનાના સંઘટનની હજુ માત્ર શરૂઆત જ થઈ હતી. પરંતુ તે છતાં પણ એ સુલેહે નવજાત સોવિયેત પ્રજાસત્તાકને આંતરિક પ્રતિક્રાંતિ તથા પરદેશી દખલબાજીની વિરુદ્ધ પોતાનાં દળોને તૈયાર કરવા માટે પ્રાણરૂપે આવશ્યક અવકાશ પૂરો પાડયો.

૧૯૧૮ના નવેંબરની જર્મન ક્રાંતિ પછી એ સુલેહને રદ કરી નાખવામાં આવી. — પૃ. ૨૮૧

79 આ નિર્દેશ રશિયામાં ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી સત્તા પર આવેલી મૂડીવાદી કામચલાઉ સરકારના ગાળા પ્રત્યે છે. તેના આગેવાન સમાજવાદી-ક્રાંતિકારી કેરેન્સ્કીએ મૂડીવાદીઓનું સમર્થન કરવાની નીતિ અપનાવી હતી અને જનતાનાં હિતોનો દ્રોહ કર્યો હતો. શરૂઆતમાં કામદારોની મહત્ત્વપૂર્ણ સંખ્યાને હજુ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓમાં વિશ્વાસ હતો. પરંતુ ૧૯૧૭ના ઉનાળામાં બનેલી ઘટનાઓના પ્રભાવના પરિણામે, અને ખાસ કરીને ૧૯૧૭ના ઑગસ્ટમાં જનરલ કોર્નીલોવના પ્રતિક્રાંતિકારી બળવા પછી, લોકસમુદાયોના મનોભાવમાં મૂળભૂત પલટો આવ્યો. તેમને મેન્શેવિક તથા સમાજવાદી-ક્રાંતિકારી નીતિઓની હાનિકારકતા વિશે પ્રતીતિ થઈ ગઈ અને તેઓ બોલ્શેવિકોના પક્ષે આવી જવા લાગ્યા. ૧૯૧૭ના સપ્ટેંબર સુધીમાં પેત્રોગ્રાદ, મોસ્કો અને ઘણા પ્રાંતોમાં કામદારો તથા સૈનિકોના પ્રતિનિધિઓની સોવિયેતો બોલ્શેવિક બની ગઈ. — પૃ. ૨૯૧

80 હિંદુસ્તાની ક્રાંતિકારી મંડળને સંબોધિત લેનિનનો સંદેશો રેડિયો પરથી અંગ્રેજીમાં પ્રસારિત કરવામાં આવ્યો હતો. હિંદુસ્તાની ક્રાંતિકારીઓના એક સંમેલનમાં ૧૯૨૦ના માર્ચની ચોથી તારીખે અપનાવવામાં આવેલા ઠરાવમાં સોવિયેત રશિયા પ્રત્યે, પીડિત વર્ગો તથા રાષ્ટ્રોની મુક્તિ માટે સોવિયેત રશિયાના ઐતિહાસિક સંઘર્ષ બદલ, ઊંડા આભારની લાગણી વ્યક્ત કરવામાં આવી હતી. આ ઠરાવ લેનિનને મોકલવામાં આવ્યો હતો અને તેના જવાબમાં ઉપરોક્ત સંદેશો પ્રસારિત કરવામાં આવ્યો હતો. — પૃ. ૩૦૧

[81] સુલતાન-ઝાદેએ રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો સંબંધી સમિતિ માટે તૈયાર કરેલા રિપોર્ટ (જર્મન ભાષામાં)ની ટાઈપ કરેલી નકલ ઉપર લેનિને પોતાના વિચારોના મુદ્દા લખ્યા હતા. પૂર્વમાં સામાજિક ક્રાંતિની સંભાવનાઓ સંબંધી સુલતાન-ઝાદેનો રિપોર્ટ ૧૯૨૦ના જુલાઈની ૨૮મી તારીખે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસના પૂર્ણ અધિવેશનમાં રજૂ કરવામાં આવ્યો હતો.—
—પૃ.૩૨૩

[82] **અઢીમી ઈન્ટરનેશનલની** સ્થાપના ૧૯૨૧માં વિયેનામાં મધ્યમપંથી પાર્ટીઓ અને જૂથોના એક સંમેલનમાં થઈ હતી. એ પાર્ટીઓ અને જૂથો ક્રાંતિકારી માનસ ધરાવતા લોકસમુદાયોના દબાણના પરિણામે ટૂંક વખત માટે બીજી ઈન્ટરનેશનલથી અલગ થઈ ગયાં હતાં પરંતુ ૧૯૨૩માં પાછાં તેમાં જોડાઈ ગયાં હતાં.—પૃ.૩૪૨

[83] આ નિર્દેશ જી. આ. સાફારોવની 'રાષ્ટ્રો સંબંધી નીતિની વર્તમાન સમસ્યાઓ' નામે કૃતિ પ્રત્યે છે. તેનું પ્રકાશન ૧૯૨૧માં થયું હતું.—પૃ.૩૪૬

[84] આ નિર્દેશ રાષ્ટ્રીય અને સાંસ્થાનિક સવાલો સંબંધી લેનિનની થિસિસો પ્રત્યે છે. આ થિસિસો તેમણે કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસ માટે લખી હતી.—પૃ.૩૪૭

[85] **પૂર્વીય પ્રજાઓની પ્રચાર અને પ્રવૃત્તિ સમિતિ** ૧૯૨૦ના સપ્ટેંબરમાં બાકુમાં ભરાયેલી પૂર્વની પ્રજાઓની પ્રથમ કોંગ્રેસમાં ચૂંટાઈ હતી. આ પત્ર સમિતિના અખબાર 'ક્રાસ્ની વોસ્તોક'ના પહેલા અંક માટે કરવામાં આવેલી લેખની વિનંતિના જવાબમાં લખવામાં આવ્યો હતો.—પૃ.૩૫૦

[86] **'ઈસ્ક્રા'**—પ્રથમ અખિલ રશિયન ગેરકાયદેસર માર્ક્સવાદી અખબાર; ૧૯૦૦ના ડિસેંબરમાં લેનિને પરદેશમાં તેની સ્થાપના કરી અને ત્યાંથી તેને ગેરકાયદેસર રીતે રશિયામાં મોકલવામાં આવતું. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓમાં વિચારસરણીની એકતા પ્રેરિત કરવામાં તેણે ભારે મોટો ભાગ ભજવ્યો અને વેરવિખેર સ્થાનિક સંસ્થાઓને ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીના રૂપમાં એકત્રિત કરવાના પાયા નાખ્યા.

'જૂનું' 'ઈસ્ક્રા' એવા નામનો ઉપયોગ તેને ૧૯૦૩—૧૯૦૫ના મેન્શેવિક 'નવા' 'ઈસ્ક્રા'થી ભિન્ન દર્શાવવા માટે કરવામાં આવતો.— પૃ.૩૫૩

[87] આ નિર્દેશ 'પ્રાવદા' લડત ફંડમાં કામદારોએ આપેલા પૈસા પ્રત્યે છે.— પૃ.૩૫૫

[88] ૧૯૨૨ના માર્ચ મહિનામાં દક્ષિણ આફ્રિકામાં કામદારોનો બળવો ફાટી નીકળ્યો. જનરલ સ્મેટ્સની પ્રત્યાઘાતી સરકારે બળવાખોરોની વિરુદ્ધ તોપોનો, ટૅન્કોનો તથા વિમાનોનો ઉપયોગ કર્યો. માર્ચની ૧૪મી તારીખે બળવાને દબાવી દેવામાં આવ્યો. સેંકડો કામદારો માર્યા ગયા અને હજારોની ઉપર લશ્કરી અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું. દક્ષિણ આફ્રિકાની નવોદિત કોમ્યુનિસ્ટ પાર્ટીએ બળવામાં સક્રિય ભાગ લીધો અને તેના અનેક સભ્યો લડતાં લડતાં વીરતાથી મોતને ભેટયા.—પૃ.૩૫૫

[89] ફ્રેંચ રેડિકલ સોશ્યાલિસ્ટ પાર્ટીના આગેવાન અને પ્રસિદ્ધ ફ્રેંચ રાજપુરુષ એડવર્ડ એરિઓએ ૧૯૨૨ના સપ્ટેંબરમાં સોવિયેત રશિયાની મુલાકાત લીધી અને સોવિયેત સરકારના નેતાઓ જોડે મંત્રણાઓ કરી. તેની મુલાકાતે ફ્રાંસ-સોવિયેત વેપારી અને બીજા સંપર્કોના વિકાસમાં મોટો ભાગ ભજવ્યો.— પૃ.૩૫૮

[90] આ નિર્દેશ નવેંબર ૧૯૨૨થી જુલાઈ, ૧૯૨૩ સુધી લાઉસાન્નેમાં ભરાયેલા નિકટ પૂર્વની સમસ્યા અંગેના સંમેલન પ્રત્યે છે.

બ્રિટન, ફ્રાંસ, અને ઇટાલીની પહેલકદમીના પરિણામે ભરવામાં આવેલા એ સંમેલનમાં જાપાન, રુમાનિયા, યુગોસ્લાવિયા, ગ્રીસ, બલ્ગેરિયા, અને તુર્કીએ પણ ભાગ લીધો હતો; અમેરિકાનું પ્રતિનિધિત્વ નિરીક્ષકોએ કર્યું હતું.

સોવિયેત રશિયાને માત્ર સ્ટ્રેઇટસના સવાલની ચર્ચા પૂરતો જ ભાગ લેવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. સોવિયેત પ્રતિનિધિમંડળે બોસ્પોરસ, મારમોરાનો સમુદ્ર અને ડાર્ડેનલ્સમાં વેપારી વહાણવટાની એવી સમજણ ઉપર આધારિત

પૂર્ણ આઝાદીની દરખાસ્ત કરી કે શાંતિ અને યુદ્ધ એમ બન્ને પ્રકારના સમયોમાં માત્ર તુર્કીના અપવાદ સિવાય બાકીનાં બધાં નૌસેના-જહાજો તેમ જ લશ્કરી વિમાનો માટે ડાર્ડેનલ્સ અને બોસ્પોરસ બંધ રહેશે. એ દરખાસ્તને નકારી કાઢવામાં આવી અને નૌસેનાનાં જહાજોના મુક્ત ગમનની જોગવાઈ કરતી બ્રિટિશ યોજના અપનાવવામાં આવી.

ગ્રીસ અને તુર્કી વચ્ચેની શાંતિ સંધિ ઉપર લાઉસાન્ને સંમેલન દરમિયાન હસ્તાક્ષરો થયા. — પૃ.૩૫૯

[91] "સ્વાયત્તીકરણ"ની દરખાસ્તમાં સોવિયેત પ્રજાસત્તાકોને સ્વાયત્ત એકમો તરીકે રશિયન સોવિયેત ફેડરેટિવ સમાજવાદી પ્રજાસત્તાકમાં સામેલ કરીને એકતાબદ્ધ કરવાનો ખયાલ નિરૂપિત થયો હતો. એ ખયાલ "રશિયન સોવિયેત ફેડરેટિવ સમાજવાદી પ્રજાસત્તાક અને સ્વાધીન પ્રજાસત્તાકો વચ્ચેના સંબંધો અંગે ઠરાવના ખરડા"નો આધાર હતો. એ ખરડો સ્તાલિને રજૂ કર્યો હતો અને સેંટ્રલ કમિટીના પૂર્ણ અધિવેશન માટે રશિયન સોવિયેત ફેડરેટિવ સમાજવાદી પ્રજાસત્તાક અને ઉક્રાઈનિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક, બેલોરશિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક, તથા ટ્રાન્સકોકેશિયન ફેડરેશન વચ્ચેના ભાવિ સંબંધોના સવાલનું પરીક્ષણ કરવા સેંટ્રલ કમિટીએ નિયુક્ત કરેલા કમિશને તેને ૧૯૨૨ના સપ્ટેંબરમાં બહાલી આપી હતી. ૧૯૨૨ના સપ્ટેંબરની ૨૭મી તારીખે પોલિટ બ્યુરોના સભ્યોને લખેલા પત્રમાં લેનિને એ ખરડાની સખત ટીકા કરી. તેમણે સવાલનો અન્ય ઉકેલ રજૂ કર્યો જે સિદ્ધાંતની દૃષ્ટિએ ભિન્ન હતો — રશિયન સોવિયેત ફેડરેટિવ સમાજવાદી પ્રજાસત્તાક સમેત સઘળાં સોવિયેત પ્રજાસત્તાકોનું એક નવા રાજ્ય-સંઘટનમાં — સોવિયેત પ્રજાસત્તાકોના સંઘમાં — સંપૂર્ણ સમાનતાની શરતોએ મરજિયાત જોડાણ. લેનિને લખ્યું કે "આપણે આપણને ઉક્રાઈનિયન તથા અન્ય સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોની જોડે એકસમાન પ્રજાસત્તાક માનીએ છીએ અને તેમની જોડાજોડ તથા સમાનતાની શરતોએ એક નવા સંઘમાં, એક નવા ફેડરેશનમાં, પ્રવેશ કરીએ છીએ..." સેંટ્રલ કમિટીના કમિશને ઠરાવના ખરડામાં લેનિનનાં સૂચનો મુજબ ફેરફાર કર્યા. ૧૯૨૨ના ઓક્ટોબરમાં પાર્ટીની સેંટ્રલ કમિટીના પૂર્ણ અધિવેશને એ સૂચનો પર આધારિત નવા ખરડાને બહાલી આપી. સેંટ્રલ કમિટીના નિર્ણયના આધાર પર પ્રજાસત્તાકોના સંઘની રચના સંબંધી તૈયારીઓનું કાર્ય આગળ ધપવા લાગ્યું. ૧૯૨૨ના ડિસેંબરની ૩૦મી તારીખે સમગ્ર દેશની સોવિયેતોની પ્રથમ કોંગ્રેસે

સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની સ્થાપનાનો ઐતિહાસિક નિર્ણય અપનાવ્યો. — પૃ.૩૬૩

[92] **વોલ્ખોવ પાવર સ્ટેશન** — લેનિનગ્રાદ નજીક વોલ્ખોવ નદી પર બાંધવામાં આવેલી સોવિયેત યુનિયનની પ્રથમ મોટી હાઈડ્રોપાવર પરિયોજનાનું નામ. બાંધકામ ૧૯૧૮માં શરૂ થઈ ગયું હતું પરંતુ તે પૂરજોસના તબક્કે આંતરવિગ્રહ પછી ૧૯૨૧માં પહોંચ્યું. વોલ્ખોવ પાવર સ્ટેશન ૧૯૨૬માં ચાલુ કરવામાં આવ્યું હતું. — પૃ.૩૭૪

# વિષય - નિર્દેશિકા

## અ



## આ

ઇ



ઈ



ઉ

એ



ઓ



ક



ચ

જ



ઝ



ટ



ત

દ



ન



પ

ફ



બ

**મ**



**ય**

હ

## નામ-નિર્દેશિકા

### અ



### આ



27*

ઈ



એ



ઓ

## ક

**કાઉત્સ્કી, કાર્લ** (૧૮૫૪—૧૯૩૮)— જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઇન્ટરનેશનલની મુખ્ય સિદ્ધાંતકાર. તેણે પ્રથમ વિશ્વયુદ્ધના સમયે ક્રાંતિકારી માર્ક્સવાદ અને પોતાનો સિદ્ધાંત તજી દીધા હતા.—૫૪, ૯૫, ૯૬, ૯૭, ૯૮, ૧૦૧, ૧૦૭, ૧૪૧, ૧૪૨, ૧૯૧, ૧૯૨, ૨૦૧, ૨૦૨.

**કાર્નેગી** (૧૮૩૫—૧૯૧૯)—અમેરિકી કરોડપતિ, મૂળ સ્કોટલેન્ડનો વતની.—૧૮૩.

**કાલ્વેર, રિખાર્દ** (૧૮૬૮—૧૯૨૭)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, અર્થશાસ્ત્રી, અને સુધારણાવાદી.—૧૭૧.

**કુનોવ, હાઈનરિખ** (૧૮૬૨—૧૯૩૬)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, સુધારણાવાદી. પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક સામ્રાજ્યવાદનું સમર્થન કરતી વિચારસરણીનો એક આગેવાન.—૧૪૧.

**કુલિશેર**—કેડેટ, 'રેચ' સામયિકનો એક લેખક.—૨૧૬.

**કૂત્લેર, નિકોલાઈ નિકોલાયેવિચ** (૧૮૫૯—૧૯૨૪)—કેડેટ આગેવાન.—૧૧૪.

**કેરેન્સ્કી, અલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (જ. ૧૮૮૧)—સમાજવાદી-ક્રાંતિકારી. ૧૯૧૭માં રશિયાની મૂડીવાદી કામચલાઉ સરકારનો નેતા. તેણે સામ્રાજ્યાવાદી મૂડીદાર વર્ગની નીતિ અમલમાં મૂકી અને કામદારો તથા કિસાનોનાં હિતોનો દ્રોહ કર્યો.—૨૫૧, ૨૫૨.

**કોકોશિકન, ફ્યોદોર ફ્યોદોરોવિચ** (૧૮૭૧—૧૯૧૮)—કેડેટ, રાજ્ય દૂમાનો સભ્ય.—૧૧૦.

**કોલ્ચાક, અલેક્સાન્દર વસીલ્યેવિચ** (૧૮૭૩—૧૯૨૦)—રશિયન એડમીરલ. સાઈબીરીયામાં પ્રતિક્રાંતિકારી સેનાઓનો કમાંડર, ૧૯૧૯. અંગ્રેજ—અમેરિકી—ફ્રેંચ સામ્રાજ્યવાદીઓનો દલાલ. તેને લાલ સેનાએ ૧૯૨૦ના ફેબ્રુઆરીમાં પરાજિત કર્યો હતો.—૨૭૭, ૨૭૮, ૨૯૪, ૨૯૫.

**ક્રૂપ** — સામ્રાજ્યવાદી જર્મનીની હથિયારો તથા ધાતુઉદ્યોગની એક જાણીતી કંપનીના માલિકનું નામ. — ૧૯૬.

**ક્રેસ્તોવ્નિકોવ, ગ્રિગોરી અલેક્સાન્દ્રોવિચ** (જ. ૧૮૫૫) — ઑક્ટોબરવાદી, મોટો ઉદ્યોગપતિ અને સટ્ટાખોર. — ૧૧૪.

**ક્રોપોત્કિન, પ્યોત્ર અલેક્સેયેવિચ** (૧૮૪૨—૧૯૨૧) — જાણીતો રશિયન અરાજકતાવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૧૩.

**ક્લાઉઝેવિત્ઝ, કાર્લ** (૧૭૮૦—૧૮૩૧) — પ્રશિયાનો જનરલ અને જાણીતો લશ્કરી લેખક. — ૧૨૯.

**ક્લેમાંસો, જ્યોર્જ** (૧૮૪૧—૧૯૨૯) — પ્રત્યાઘાતી ફ્રેંચ રાજકારણી. વડો પ્રધાન, ૧૯૦૬—૧૯૦૯ અને ૧૯૧૭—૧૯૨૦. — ૩૭, ૪૪, ૪૯.

**ક્વેલ્ચ, ટોમસ** — બ્રિટિશ કોમ્યુનિસ્ટ, ૧૯૨૦માં કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કૉંગ્રેસમાં ભાગ લેનારો એક પ્રતિનિધિ. — ૩૨૨.

### ખ

**ખોમ્યાકોવ, નિકોલાઈ અલેક્સેયેવિચ** (૧૮૫૦—૧૯૨૫) — રશિયન મૂડીદાર, રાજશાહીવાદી. ૧૯૦૭—૧૯૧૦ની રાજ્ય દૂમાનો અધ્યક્ષ. — ૫૬.

### ગ

**ગાલિફે, ગાસ્તોં** (૧૮૩૦—૧૯૦૯) — પેરિસ કોમ્યુનને દબાવી દેવા માટે કરવામાં આવેલા અત્યાચારો અંગે જવાબદાર ફ્રેંચ જનરલ. — ૩૭.

**ગિફેન, રોબર્ટ** (૧૮૩૭—૧૯૧૦) — અંગ્રેજ અર્થશાસ્ત્રી, આંકડાશાસ્ત્રી. — ૧૭૮.

**ગુચકોવ, અલેક્સાન્દર ઈવાનોવિચ** (૧૮૬૨—૧૯૩૬) ઑક્ટોબરવાદી પાર્ટીનો આગેવાન, મોટો મૂડીદાર. — ૧૧૪.

**ગેદ, જૂલ** (૧૮૪૫—૧૯૨૨) ફ્રેંચ સમાજવાદી પાર્ટી અને બીજી ઈન્ટરનેશનલનો એક સંસ્થાપક તથા આગેવાન. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન ફ્રેંચ મૂડીવાદી સરકારમાં ભાગ લીધો હતો. — ૧૪૭.

**ગેરિબાલ્ડી, ગિયુસેપ્પે** (૧૮૦૭—૧૮૮૨) ઇટાલીનો ક્રાંતિકારી-લોકશાહીવાદી. ઇટાલીની રાષ્ટ્રીય મુક્તિ અને પુન:એકીકરણના આંદોલનનો એક આગેવાન. —૨૩૦.

**ગોર્કી, અલેક્સેઇ મક્સીમોવિચ** (૧૮૬૮—૧૯૩૬) સુવિખ્યાત રશિયન લેખક. —૫૬.

**ગ્રુનવાલ્ડ**—ઑસ્ટ્રિયાનો સામાજિક-લોકશાહીવાદી, તકવાદી.—૧૪૯.

**ચ**

**ચંગીઝખાન** (લગભગ ૧૧૫૫—૧૨૨૭)—મોંગોલ સામ્રાજ્યના સંસ્થાપક. તેણે પરાજિત દેશો પર ભયંકર અત્યાચાર વરસાવ્યા હતા.—૩૫.

**ચર્ચિલ વીન્સ્ટોન** (૧૮૭૪—૧૯૬૫)—બ્રિટિશ રાજકારણી. કોન્ઝરવેટિવ પાર્ટીનો નેતા. ઘણી વાર પ્રધાન. ૧૯૪૦—૧૯૪૫ અને ૧૯૫૧—૧૯૫૫માં વડો પ્રધાન. તેણે બ્રિટિશ સંસ્થાનોમાં રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોને નિર્દયતાથી દબાવી દેવાની નીતિ ચલાવી હતી. ૧૯૧૮—૧૯૨૦માં સોવિયેત રશિયા ઉપર સશસ્ત્ર આક્રમણનો એક સંગઠક. બીજા વિશ્વયુદ્ધ પછી સોવિયેત યુનિયન તથા અન્ય સમાજવાદી દેશોની વિરુદ્ધ આક્રમક જૂથોનો સંચાલક.—૨૮૩, ૨૯૪.

**ચેમ્બરલેન, જોઝેફ** (૧૮૩૬—૧૯૧૪)—બ્રિટિશ રાજકારણી. તે લિબરલ પાર્ટી છોડી દઈને કોન્ઝરવેટિવ પાર્ટીમાં સામેલ થઈ ગયો હતો. બ્રિટિશ સામ્રાજ્યવાદની સાંસ્થાનિક નીતિનો એક સિદ્ધાંતકાર તથા વિચારક. સંસ્થાનો સંબંધી પ્રધાન, ૧૮૯૫—૧૯૦૩.—૧૫૪.

**ચેર્નિશેવ્સ્કી, નિકોલાઇ ગવ્રીલોવિચ** (૧૮૨૮—૧૮૮૯)—પ્રખ્યાત રશિયન ક્રાંતિકારી લોકશાહીવાદી. ભૌતિક તત્ત્વજ્ઞાની તથા લેખક.—૧૦૮, ૧૧૪.

**ચેર્નોવ, વીક્તોર મિખાઇલોવિચ** (૧૮૭૬—૧૮૫૨)—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો આગેવાન અને ૧૯૧૭ની કામચલાઉ મૂડીવાદી સરકારમાં એક પ્રધાન.—૨૪૧, ૨૫૧, ૨૫૨.

## છ

**છેઈદ્ઝે, નિકોલાઈ સેમ્યોનોવિચ** (૧૮૬૫ – ૧૯૨૬) – જ્યોર્જિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. ઑક્ટોબર ક્રાંતિ પછી પ્રતિક્રાંતિકારી ટ્રાન્સ કોકેશિયા લોકપરિષદનો અધ્યક્ષ. તેની જિંદગીનાં આખરી વર્ષો પરદેશમાં વીત્યાં હતાં. – ૧૪૭, ૧૮૭.

**છેન્કેલી, અકાકી ઈવાનોવિચ** (જ. ૧૮૭૪) – જ્યોર્જિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. – ૧૮૭.

## જ

**જુનિયસ** – જુઓ લુક્ઝેમબુર્ગ, રોઝા.

**જોફ્ર, જોઝેફ** (૧૮૫૨ – ૧૯૩૧) – ફ્રેંચ માર્શલ. પ્રથમ વિશ્વયુદ્ધમાં ફ્રેંચ લશ્કરનો સેનાપતિ. – ૧૨૨.

**જોર્દાનિયા, નોઈ નિકોલાયેવિચ** (૧૮૭૦–૧૯૫૩) – જ્યોર્જિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક આગેવાન. – ૩૩૫.

**જ્યોર્જ હેનરી** (૧૮૩૯ – ૧૮૯૭) – અમેરિકી લેખક અને નિમ્ન-મૂડીવાદી અર્થશાસ્ત્રી. મોટાં મોટાં ખેતરોનો વિરોધી. મહેસૂલ મૂડીવાદી સરકારના હાથમાં સોંપી દેવાને ઈરાદે તેણે જમીન સંબંધી કરવેરા દાખલ કરવાનું સૂચન કર્યું હતું. – ૬૭.

## ટ

**ટિટ્ટોની, ટોમાઝો** (૧૮૫૫ – ૧૯૩૦) – ૧૯૦૩– ૧૯૧૦ અને ૧૯૧૯ – ૧૯૨૦માં ઈટાલીનો વિદેશ પ્રધાન. – ૪૪.

## ડ

**ડિઝરાએલી, બેનજામિન** (૧૮૦૪ – ૧૮૮૧) – અંગ્રેજ રાજકારણી અને લેખક, કોન્ઝરવેટિવ પાર્ટીનો આગેવાન. ૧૮૬૮ અને ૧૮૭૪ – ૧૮૮૦માં વડો પ્રધાન. – ૧૫૩.

**ડેવિડ, એડવર્ડ** (૧૮૬૩ — ૧૯૩૦) — જર્મન મવાળ સામાજિક-લોકશાહીવાદીઓનો એક આગેવાન. સુધારણાવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૩૦.

## ત

**તિમિર્યાઝેવ, આર્કાદી ક્લેમેન્ત્યેવિચ** (૧૮૮૬ — ૧૯૫૫) — મોસ્કો યુનિવર્સિટીમાં ભૌતિકશાસ્ત્રીનો પ્રોફેસર. — ૩૫૧.

**તિલક, બાલગંગાધર** (૧૮૫૬— ૧૯૨૦) — હિંદુસ્તાની ક્રાંતિકારી, અંગ્રેજ સંસ્થાનવાદીઓની વિરુદ્ધ સ્વતંત્રતા માટે લડનાર. — ૩૫.

**તેરેશ્ચેન્કો, મિખાઈલ ઈવાનોવિચ** — રશિયન મૂડીવાદી, ખાંડના મોટાં કારખાનાંનો માલિક. ૧૯૧૭ની મૂડીવાદી કામચલાઉ સરકારમાં નાણાં પ્રધાન અને વિદેશ પ્રધાન. — ૨૪૧.

**ત્રુબેત્સ્કોય, યેવગેની નિકોલાયેવિચ** (૧૮૬૩—૧૯૨૦) — રશિયન રાજશાહીવાદી, લિબરલ. — ૧૦૪.

**ત્રેવેસ, કલાવદિઓ** (૧૮૬૩ — ૧૯૩૩) — ઇટાલીની સમાજવાદી પાર્ટીનો એક આગેવાન, ઇટાલીમાં સુધારાવાદનો સિદ્ધાંતકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. — ૧૪૭.

**ત્સેરેતેલી, ઈરાકલી ગેઓર્ગિયેવિચ** (૧૮૮૨ — ૧૯૫૯) જ્યોર્જિયાનો સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. ૧૯૧૭ની કામચલાઉ મૂડીવાદી સરકારમાં પ્રધાન. — ૨૪૧, ૨૫૨.

## થ

**થોમસ, આલ્બર્ટ** (૧૮૭૮ — ૧૯૩૨) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક આગેવાન. કટ્ટર સામાજિક-અંધરાષ્ટ્રવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયન ફ્રેંચ મૂડીવાદી સરકારનો સભ્ય. રશિયન કામદારોને સમજાવીને સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ રાખવાનું સમર્થન મેળવવા તે ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી રશિયા આવ્યો હતો. પરંતુ તેની મહેનત નિષ્ફળ ગઈ હતી. — ૨૫૧, ૨૫૨.

## પ

**પાર્વુસ (ગેલ્ફાંડ)** (૧૮૬૯ – ૧૯૨૪) – રશિયન તથા જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લેનાર. પ્રથમ વિશ્વયુદ્ધમાં કટ્ટર અંધરાષ્ટ્રવાદી તથા જર્મન સામ્રાજ્યવાદનો દલાલ. – ૧૪૧.

**પુગાચોવ, યેમેલ્યાન ઈવાનોવિચ** (૧૭૪૨ – ૧૭૭૫) – દખોન કઝા, ૧૭૭૩ – ૧૭૭૫માં ખેતગુલામી પ્રથાની વિરુદ્ધ વિસ્તૃત કિસાન વિદ્રોહનો નેતા. – ૪૭.

**પુરિશ્કેવિચ, વ્લાદીમિર મિત્રોફાનોવિચ** (૧૮૭૦ – ૧૯૨૦) – રશિયન રાજશાહીવાદી, મોટો જમીનદાર, યમદૂત ટોળકીનો સમર્થક. – ૮૮, ૧૧૫, ૧૧૬.

**પોત્રેસોવ, અલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯ – ૧૯૩૪) – રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક, વિસર્જનવાદી. – ૧૫૦, ૧૮૭.

**પ્રુધોં, પિયેર જોઝેફ** (૧૮૦૯–૧૮૬૫) – ફ્રેંચ અર્થશાસ્ત્રી, નિમ્ન મૂડીવાદીઓનો સિદ્ધાંતકાર, અરાજકતાવાદનો સંસ્થાપક. – ૧૩૪, ૧૪૦, ૧૪૨.

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬ – ૧૯૧૮) – પ્રખ્યાત રશિયન તથા આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી આગેવાન, માર્ક્સવાદી લેખક તથા સિદ્ધાંતકાર. તે ૧૯૦૩માં મેન્શેવિક જૂથમાં સામેલ થઈ ગયો હતો અને પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક અંધરાષ્ટ્રવાદનું સમર્થન કર્યું હતું. – ૧૧૩, ૧૧૭, ૧૪૧, ૧૪૨.

**પ્લેવે, વ્યાચેસ્લાવ કોન્સ્તાન્તીનોવિચ** (૧૮૪૬ – ૧૯૦૪) – ઝારનો એક અમલદાર. ૧૯૦૨થી ગૃહપ્રધાન અને રાજકારણ સંબંધી પોલીસનો વડો. તેણે ક્રાંતિકારી કામદારો તથા કિસાનો ઉપર અનેક વાર જુલમ વર્સાવ્યા હતા. – ૩૫.

## ફ

**ફર્ડીનાન્ડ** (૧૮૬૧ – ૧૯૪૮) – જર્મન રાજકુમાર, ૧૯૦૮થી ૧૮૧૮ સુધી બલ્ગારીયાનો રાજા. ઑસ્ટ્રિયા-હંગેરી અને જર્મનીનો સરકારી અફસર. તેણે બાલ્કન પ્રદેશમાં એ દેશોની નીતિ અમલમાં મૂકી હતી. – ૪૪.

## બ

ઘટનાઓનો વિવેચક. તેણે વિદેશનીતિ અંગે પુસ્તકો લખ્યાં હતાં. — ૧૯૦.

**બોબ્રિન્સ્કી, વ્લાદીમિર અલેક્સેયેવિચ** (જ. ૧૮૬૮) — રશિયન રાજશાહીવાદી મોટો જમીનદાર, અને ખાંડનાં કારખાનાંનો માલિક. — ૧૧૫, ૧૧૬.

**મ**

**મારિંગ** — કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની બીજી કોંગ્રેસમાં ડચ ઇન્ડીઝનો પ્રતિનિધિ. — ૩૧૭.

**માર્ક્સ, કાર્લ** (૧૮૧૮—૧૮૮૩) — ૬૭, ૭૫, ૧૦૧, ૧૦૮, ૧૦૯, ૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૨૧, ૧૨૩, ૧૨૯, ૧૪૦.

**માર્તોવ (ત્સેદેરબાઉમ, યૂલી ઓસિપોવિચ)** (૧૮૭૩ — ૧૯૨૩) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિકોનો આગેવાન. — ૧૮૭.

**માસ્લોવ, પ્યોતર પાવ્લોવિચ** (૧૮૬૭ — ૧૯૪૬) — રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક, અને ખેતીવાડી સંબંધી સુધારણાવાદી લેખક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ઑક્ટોબર ક્રાંતિ પછી રાજકીય અર્થશાસ્ત્રનો પ્રોફેસર. — ૧૧૩, ૧૮૭.

**મિલેરાં, અલેક્સાન્દર-એત્યેં** (૧૮૫૯ — ૧૯૪૩) — ફ્રેંચ પ્રત્યાઘાતી રાજકારણી, સમાજવાદનો દ્રોહી. તે ૧૮૯૯માં પ્રધાન બન્યો. ૧૯૧૮ — ૧૯૨૦ દરમિયાન સોવિયેતવિરોધી દખલબાજીનો એક સંગઠક. ફ્રાન્સના પ્રમુખ તરીકે લોકશાહીવિરોધી તથા સોવિયેતવિરોધી નીતિનો હિમાયતી. — ૨૩૧.

**મિલ્યુકોવ, પાવેલ નિકોલાયેવિચ** (૧૮૫૯ — ૧૯૪૩) — રશિયન સામ્રાજ્યવાદી મૂડીવાદીઓનો આગેવાન, કેડેટ પાર્ટીનો આગેવાન, ઇતિહાસકાર. — ૪૫, ૨૪૦.

**મેક-કોર્મિક** — બ્રિટિશ કર્નલ. — ૮૧.

**મેન્શિકોવ, મિખાઈલ ઓસિપોવિચ** (૧૮૫૯ — ૧૯૧૯) — ચાલુ રાજકીય ઘટનાઓનો એક પ્રત્યાઘાતી રશિયન વિવેચક. — ૧૧૩.

**મોર્લી, જૉન** (૧૮૩૮ — ૧૯૨૩) — અંગ્રેજ રાજકારણી અને લેખક, લિબરલ, હિંદુસ્તાન સંબંધ પ્રધાન. — ૩૫, ૮૨.

**મોલ્કેનબુર, ગેર્માન** (૧૮૫૧ – ૧૯૨૭) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, તકવાદી. — ૫૪.

**મ્યાસ્નીકોવ, અલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (૧૮૮૬ – ૧૯૨૫) કોમ્યુનિસ્ટ, સોવિયેત રાજકારણી. — ૩૪૦.

**ય**

**યુઆન શીહ-કાઈ** (૧૮૫૯ – ૧૯૧૬) — ચીની જનરલ અને પ્રત્યાઘાતી રાજકારણી. ૧૯૧૧ – ૧૯૧૩માં ક્રાંતિના પરાજય પછી સ્થપાયેલાં સૈનિક દળોનો આગેવાન. — ૬૫, ૬૮, ૮૩, ૮૪, ૯૧.

**યુદેનિચ, નિકોલાઈ નિકોલાયેવિચ** (૧૮૬૨ – ૧૯૩૩) — ઝારનો જનરલ. બ્રિટિશ — અમેરિકી — ફ્રેંચ સામ્રાજ્યવાદીઓનો દલાલ. સશસ્ત્ર દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન (૧૯૧૮ – ૧૯૨૦) ઉત્તર-પશ્ચિમ રશિયામાં પ્રત્યાઘાતીઓના લશ્કરનો કમાંડર. પેત્રોગ્રાદ હાથ કરવાના તેના પ્રયાસોને ૧૯૧૯ના ડિસેમ્બરમાં લાલ સેનાએ નિષ્ફળ બનાવ્યા હતા. — ૨૭૭, ૨૮૪, ૨૯૪, ૨૯૫.

**યુર્કેવિચ, લેવ** — ઉક્રાઈનાનો સામાજિક-લોકશાહીવાદી અને રાષ્ટ્રવાદી. — ૯૩, ૯૪, ૯૯, ૧૦૬.

**ર**

**રદીશ્ચેવ, અલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૭૪૯ – ૧૮૦૨) — મહાન રશિયન લેખક અને ક્રાંતિકારી ઉપદેશક. — ૧૧૪.

**રિસેર, યાકોવ** (જ. ૧૮૫૩) — જર્મન અર્થશાસ્ત્રી અને બેંકનો અફસર. — ૨૦૦.

**રુબાનોવિચ, ઈલ્યા આદોલ્ફોવિચ** (૧૮૬૦ – ૧૯૨૦) — એક સમાજવાદી-ક્રાંતિકારી આગેવાન. — ૧૧૩.

**રેકલૂ, એલીઝે** (૧૮૩૦ – ૧૯૦૫) — ફ્રેંચ ભૂગોળશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી. — ૪૭.

**રેનાઉદેલ, પ્યેર** (૧૮૭૧ – ૧૯૩૫) — મવાળ ફ્રેંચ સમાજવાદી. પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૪૭.

**રોડ્ઝ, સેસિલ** (૧૮૫૩ – ૧૯૦૨) – બ્રિટિશ રાજકારણી, સામ્રાજ્યવાદ તથા સંસ્થાનવાદનો સિદ્ધાંતકાર. તેણે દક્ષિણ આફ્રિકામાં મોટા મોટા પ્રદેશો કબજે કરી લેવાની અંગ્રેજોની પ્રવૃત્તિનું સંઘટન કર્યું હતું. ૧૮૯૯ – ૧૯૦૨નું અંગ્રેજ-બોઅર યુદ્ધ તેણે શરૂ કર્યું હતું. – ૧૫૪.

**રોથસ્ટાઈન, ફ્યોદોર અરોનોવિચ** (૧૮૭૧ – ૧૯૫૩) – કોમ્યુનિસ્ટ. સોવિયેત વૈજ્ઞાનિક અને સામાજિક કાર્યકર્તા. તે અમુક સમય ઇંગ્લેંડમાં રહ્યો હતો અને તેણે બ્રિટિશ કોમ્યુનિસ્ટ પાર્ટીના સંગઠનમાં મહત્ત્વનો ભાગ લીધો હતો. – ૮૧.

**રોદિચેવ, ફ્યોદોર ઇઝ્માઈલોવિચ** (જ. ૧૮૫૬) – એક કેડેટ આગેવાન. – ૧૧૪.

**રોય, માનવેન્દ્રનાથ** (જ. ૧૮૯૦) – હિંદુસ્તાની પત્રકાર. કોમ્યુનિસ્ટ ઈન્ટરનેશનલની બીજી કોંગ્રેસમાં ભારતીય કોમ્યુનિસ્ટોના પ્રતિનિધિ. – ૩૧૭, ૩૧૮, ૩૨૧.

## લ

**લાન્સબુર્ગ, અલ્ફ્રેદ** (૧૮૭૨ – ૧૯૪૦) – જર્મન અર્થશાસ્ત્રી. – ૧૭૯, ૧૯૦, ૧૯૩, ૧૯૪, ૧૯૫.

**લાફાર્ગ, પૉલ** (૧૮૪૨ – ૧૯૧૧) – ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સંસ્થાપક અને આગેવાન, બીજી ઈન્ટરનેશનલની સુવિખ્યાત વ્યક્તિ. અનેક માર્ક્સવાદી પુસ્તકોનો લેખક. – ૫૮, ૫૯.

**લાફાર્ગ, લાઉરા** (૧૮૪૫ – ૧૯૧૧) – માર્ક્સની પુત્રી અને ફ્રેંચ સમાજવાદી પૉલ લાફાર્ગની પત્ની. – ૫૮.

**લાસાલ, ફર્ડીનાન્ડ** (૧૮૨૫ – ૧૮૬૪) – જર્મન સમાજવાદી, 'જર્મન કામદાર સંઘ'નો સંસ્થાપક. ઘણાં રાજકીય ક્ષેત્રોમાં તેની તકવાદી પ્રવૃત્તિની માર્ક્સ તથા એંગેલ્સે સખત ટીકા કરી હતી. – ૧૦૧.

**લિંકન, અબ્રાહમ** (૧૮૦૯ – ૧૮૬૫) – અમેરિકાનો એક પ્રસિદ્ધ રાજકારણી. ૧૮૬૧ – ૧૮૬૫ના આંતરવિગ્રહ દરમિયાન અમેરિકાનાં સંયુક્ત રાજ્યોનો પ્રમુખ. નીગ્રોની ગુલામી વિરુદ્ધ સંઘર્ષનો આગેવાન. – ૧૮૯.

## સ

**સેમ્કોવ્સ્કી, સેમ્યોન યૂલ્યેવિચ** (જ. ૧૮૮૨)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક.—૯૩, ૯૪, ૯૯, ૧૦૬, ૧૪૧.

**સ્કોબેલેવ, માત્વેઈ ઈવાનોવિચ** (૧૮૮૫—૧૯૩૭)—રશિયન, સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૭ની મૂડીવાદી કામચલાઉ સરકારનો નાણાપ્રધાન. ઑક્ટોબર ક્રાંતિ બાદ કોમ્યુનિસ્ટ. સોવિયેત યુનિયનના સરકારી આયોજન પંચનો સભ્ય.—૧૮૭, ૨૫૨.

**સ્ટેડ, વિલ્યામ થોમાસ** (૧૮૪૯—૧૯૧૨)—ચાલુ રાજકીય ઘટનાઓનો અંગ્રેજ વિવેચક.—૧૫૪.

**સ્તાલિન, જોઝેફ વિસ્સારિઓનોવિચ** (૧૮૭૯—૧૯૫૩)—૩૬૪, ૩૬૮.

**સ્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** (૧૮૭૦—૧૯૪૪)—રશિયન લિબરલ મૂડીવાદી વર્ગનો એક આગેવાન. ઑક્ટોબર ક્રાંતિ બાદ પ્રતિક્રાંતિનો એક આગેવાન.—૧૦૯.

**સ્પેક્ટેટર** (જ. ૧૮૮૦)—બુંદનો સભ્ય. અર્થશાસ્ત્રનાં સંખ્યાબંધ પુસ્તકો લખનાર. પ્રથમ વિશ્વયુદ્ધમાં મધ્યમપંથી. ઑક્ટોબર ક્રાંતિ પછી મોસ્કોની આંતરરાષ્ટ્રીય કૃષિ સંસ્થાનો એક કર્મચારી.—૧૯૧, ૧૯૨, ૧૯૬.

**સ્મિર્નોવ, યે. (ગુરેવિચ, એમ્મનુઈલ લ્વોવિચ)** (જ. ૧૮૬૬)—મેન્શેવિક, પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૧૧૩.

**સ્વિનહુવુદ, પેર એવીન્દ** (૧૮૬૧—૧૯૪૪)—ફિન્લૅંડનો પ્રત્યાઘાતી રાજકારણી. ૧૯૧૭—૧૯૧૮માં મૂડીવાદી સરકારનો નેતા. ફિન્લૅંડની સર્વહારા ક્રાંતિમાં ભાગ લેનારાઓ પર અમાનુષી અત્યાચાર કરનાર. ૧૯૩૧થી ૧૯૩૭ સુધી ફિન્લૅંડનો પ્રમુખ.—૨૬૬.

### હ

**હાઅઝે હૂગો** (૧૮૬૩—૧૯૧૯)—જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાન, મધ્યમપંથી.—૧૪૭.

**હાઈન્ડમેન, હેનરી માયર્સ** (૧૮૪૨—૧૯૨૧)—બ્રિટિશ કામદાર આંદોલનની

એક પ્રતિષ્ઠિત વ્યક્તિ. તેની અંધરાષ્ટ્રવાદી નીતિને કારણે તેને ૧૯૧૬માં બ્રિટિશ સમાજવાદી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૧૪૧, ૧૪૭.

**હાર્ડી**, જેમ્સ કેર (૧૮૫૬ — ૧૯૧૫) — બ્રિટિશ કામદાર આંદોલનનો એક નેતા. સ્વતંત્ર મજૂર પાર્ટીનો સંસ્થાપકોમાંનો એક. — ૩૫.

**હિન્ડેનબર્ગ**, **પાઉલ ફોન** (૧૮૪૭ — ૧૯૩૪) — જર્મન જનરલ. રાજશાહીવાદી. જર્મનીના લશ્કરનો સંચાલક, ૧૯૧૬ — ૧૯૧૭. ૧૯૨૫થી જર્મનીનો પ્રમુખ. તેણે ફાસીવાદીઓના નેતા હિટલરને ૧૯૩૩માં સત્તા સોંપી દીધી. — ૧૨૨.

**હિલ**, ડેવિડ (૧૮૫૦ — ૧૯૩૨) — મુત્સદ્દીગીરીનો અમેરિકી ઈતિહાસકાર. — ૨૦૦.

**હિલ્ડેબ્રાંડ**, ગેર્હાર્ડ ચાલુ રાજકીય ઘટનાઓનો જર્મન વિવેચક. તેની સામ્રાજ્યવાદી પ્રવૃત્તિઓને લીધે તેને સામાજિક-લોકશાહીવાદી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૧૮૨.

**હિલ્ફર્ડીંગ**, રુડોલ્ફ (૧૮૭૭ — ૧૯૪૧) — જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તકવાદી પાંખનો એક આગેવાન. સામ્રાજ્યવાદના સવાલો સંબંધી લેખક. — ૧૭૬, ૧૯૧, ૨૦૧.

**હુબનર**, **ઓટ્ટો** — આંકડા સંબંધી વાર્ષિક પત્રિકાઓનો સંપાદક. — ૧૫૫.

**હેક્કર**, **એમિલ** (૧૮૭૫ — ૧૯૩૪) — પોલેંડનો કટ્ટર મવાળ સમાજવાદી. — ૧૦૭.

**હેગેલ**, ગેઓર્ગ ફ્રેડરિક વિલ્હેલ્મ (૧૭૭૦ — ૧૮૩૧) — સુવિખ્યાત જર્મન તત્ત્વજ્ઞાની. આદર્શવાદી આધારે દ્વંદ્વવાદી તત્ત્વનો પ્રતિપાદક. — ૩૫૨.

**હેનિશ**, કોનરાડ (૧૮૭૬ — ૧૯૨૬) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, તકવાદી, સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૪૯.

**હેન્ડરસન**, **આર્થર** (૧૮૬૩ — ૧૯૩૫) — બ્રિટિશ કામદાર આંદોલનનો એક નેતા, તકવાદી. મજૂર પાર્ટીનો પ્રમૂખ (૧૯૦૮ — ૧૯૧૦ અને ૧૯૧૪ — ૧૯૧૭), ઘણી વાર પ્રધાન. — ૨૪૩, ૨૫૧, ૨૫૨, ૩૫૬.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)